# હિંદુસ્તાનનો ઇતિહાસ

## શાળાઓ માટે

વિન્સેન્ટ સ્મિથ કૃત

'ઑક્સફર્ડ સ્ટુડન્ટ્સ હિસ્ટ્રી ઑફ ઇન્ડિયા'ને આધારે

કર્તા

છગનલાલ ચુનીલાલ મહેતા

બી. એ., એસ. ટી. સી. ડી. (ઑનર્સ)

હેડ માસ્તર, એમ. એમ. પીઠાવાલા હાઈ સ્કૂલ, રાંદેર

૪ રંગીન અને ૬૬ બીજા ચિત્રો, તથા ૨૨ નકશાઓ સહિત

ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ

મુંબઈ કલકત્તા મદ્રાસ

૧૯૨૭

# હિંદુસ્તાનનો ઇતિહાસ

## શાળાઓ માટે

વિન્સેન્ટ સ્મિથ કૃત
'ઑક્સફર્ડ સ્ટૂડન્ટસ હિસ્ટ્રી ઑફ઼ ઇન્ડિયા'ને આધારે

કર્તા

**છગનલાલ ચુનીલાલ મહેતા,**
બી. એ., એસ. ટી. સી. ડી. ( ઓનર્સ ),
હેડ માસ્તર, એમ. એમ. પીપર્ડીવાલા હાઈ સ્કૂલ, રાંદેર

૪ રંગીન અને ૬૬ બીજા ચિત્રો, તથા ૧૨ નકશાઓ સહિત

**ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ**
મુંબાઈ કલકત્તા મદ્રાસ
૧૯૨૭

# પ્રસ્તાવના

પુસ્તકમાં પ્રસ્તાવના પ્રકટ કરવાની પ્રથા પુરાણી છે. લેખકને એમાં ખુલાસા કરવાના હોય છે. કેટલાક માથા કરતાં પાઘડી મોટી બાંધે છે. હું વધુ નહિ કહું.

પ્રજાએ પોકાર કર્યો કે માતૃભાષાદ્વારા શિક્ષણ આપો. સરકારે કેટલેક અંશે એ પોકાર ઝીલ્યો અને પોષ્યો. યુનિવર્સિટીએ તેનું અનુકરણ કર્યું. કેટલાક વિષયોના ઉત્તર માતૃભાષામાં આપવાની છુટ બે વર્ષથી અપાઈ છે. ઇતિહાસને પણ તેમાં સ્થાન છે. વિદ્યાર્થીઓ સ્કૂલ-લીવીંગ પરીક્ષામાં ઇતિહાસના ઉત્તર માતૃભાષામાં આપી શકે છે. આથી માતૃભાષામાં લખાયલા ઇતિહાસની માંગણી થાય એ સ્વાભાવિક છે. મારો પ્રયાસ એ માંગણી સંતોષવા સારૂ છે.

બેએક વર્ષ પૂર્વે મેં ઈંગ્લંડનો ઇતિહાસ ( ચાર ભાગમાં ) લખ્યો, છપાવ્યો. મુંબાઈ સરકારના કેળવણી ખાતાએ તે મંજુર કર્યો. આ ઉત્તેજનથી પ્રેરાઈ મેં હિંદનો ઇતિહાસ આરંભ્યો. વિદ્યાર્થી આલમ સમક્ષ તે આજે રજુ થાય છે.

હવે ઇતિહાસની કાંઈક ઘડતર–કથા કહું. યુનિવર્સિટીએ સ્કૂલ–લીવીંગ પરીક્ષા માટે નક્કી કરેલો આખો અભ્યાસક્રમ એમાં છે. અભ્યાસની અનુકૂળતા માટે આખા પુસ્તકના ખંડ પાડી નાંખ્યા છે. વસ્તુ-સંકલના બની તેટલી ઠીક બનાવી છે. વિદ્યાર્થીઓ રસપૂર્વક વાંચે એ હેતુ લક્ષમાં રાખ્યો છે. ઇતિહાસની કેટલીક વિગતો પરિવર્તનશીલ છે. ઇતિહાસકારો તેથીજ સૂચવે છે કે ઇતિહાસ–ગ્રન્થો વખતો વખત લખાવા જોઈએ. હું યે એમાં માનું છું. મેં યે બન્યા તેટલા પ્રમાણ–પુસ્તકોનો ઉપયોગ કર્યો છે. પરંતુ મારો મૂળ આધાર વિન્સેન્ટ સ્મિથની " હિસ્ટ્રી ઓફ ઈંડિયા " છે.

પુસ્તકની પ્રિયતાનો આધાર ભાષાપર છે. અહીં ભાષા સરળ અને સચોટ રાખવા પ્રયાસ કર્યા છે. હિંદુ, મુસલમાન, પારસી—ગુજરાતની સકળ કોમોના વિદ્યાર્થીઓ એ સમજી શકે એમ છે.

ચિત્રો અને નકશા એ તો ઇતિહાસના અંગો ગણાય. પ્રકાશકના ઉત્સાહને લીધે એ કામ સરળ થયું છે. પુસ્તકમાં ચાર તો રંગીન ચિત્રો મુક્યાં

છે. અર્વાચીન શિક્ષણનાં એ આવશ્યક અંગોનો શિક્ષકો છુટથી ઉપયોગ કરશે તો પ્રકાશકનો શ્રમ સફળ થશે.

વિદ્યાર્થીઓને મહત્ત્વની બાબતોનો કાંઈક ખ્યાલ આપવા અંતે મુંબાઈ યુનિવર્સિટીની સ્કૂલ-લીવીંગ પરીક્ષાના પ્રશ્નો સામેલ કર્યા છે. દિશા સૂચવવા એ પ્રયાસ કર્યો છે.

એક વાત કહેવી રહી જાય છે. આ પુસ્તક તૈયાર થતું હતું તે અરસામાં મારા મિત્ર મિ. દોલતરાય રતનજી દેસાઈ તરફથી મને અનેક સૂચનાઓ તથા સહાનુભૂતિ મળતી તે માટે આ સ્થળે એમનો ઉપકાર માનું છું. વળી ઑક્સફર્ડ પ્રેસના સંચાલકોની ખંત અને કાળજી અપૂર્વ હતાં. આ પુસ્તકને સર્વાંગે સુંદર બનાવવા તેમણે તેમનું બનતું કર્યું છે. તેમનો આભાર ન માનવાની કૃતઘ્નતા હું નહિ દાખવું.

રાંદેર, સપ્ટેમ્બર, ૧૯૨૭ છગનલાલ ચુનીલાલ મહેતા

# અનુક્રમણિકા

## ખંડ ૧ લો

### પુરાતન હિંદ



## ખંડ ૨ જો

### હિંદુ રાજ્યોની જાહોજલાલી

# ખંડ ૩ જો

## દિલ્હીની સલ્તનત



# ખંડ ૪ થો

## મોગલ સામ્રાજ્ય



# ખંડ ૫ મો

## મરાઠી સામ્રાજ્ય

## ખંડ ૬ ઠો

### બ્રિટિશ કંપની યુગ



## ખંડ ૭ મો

### ચાલુ બ્રિટિશ યુગ



### પુરવણી

# નકશા



---

# ચિત્રો

# ખંડ ૧ લો પુરાતન હિંદ

## પ્રકરણ ૧ લું ભારતની ભૂમિરચના

હિંદુસ્તાનનો ઇતિહાસ એટલે શું ? આ દેશમાં અનાદિ કાળથી આજ-દિન સુધી વસેલા આપણા પૂર્વજોનો સર્વરંગી—રાજકીય, આર્થિક, સામાજીક, ઔદ્યોગિક, ધાર્મિક, વિગેરે—ઇતિહાસ. આ ઇતિહાસ આરંભતાં પહેલાં જે ભૂમિમાં તેમણે તેમનાં જીવન ગાળ્યાં છે, તેમનાં પરાક્રમ દાખવ્યાં છે, તે ભૂમિ વિષેની કેટલીક મુદ્દાની વાત જાણવી જરૂરી છે. દરેક દેશની ભૂમિરચના તેના ઇતિહાસપર ઉંડી અસર કરે છે.

**આદિ સ્વરૂપ.**—આજે હિંદુસ્તાનનું સ્વરૂપ જેવું દેખાય છે તેવું અસલ ન હતું, ન હોઈ શકે. પરિવર્તન એ સર્વત્ર કુદરતી કાનુન છે. સ્થળ ત્યાં જળ, અને જળ ત્યાં સ્થળ બન્યાના અનેક દાખલા છે. ભૂસ્તરશાસ્ત્રીઓ કહે છે કે " જ્યાં આજે હિમાલય છે ત્યાં એક ભારે સમુદ્ર હતો. જ્યાં અરબી સમુદ્રમાં લખદીવ, માલદીવ બેટો છે ત્યાં એક મોટો ખંડ હતો. આફ્રીકા પાસેનો માડાગાસ્કર બેટ અને મરાઠાઓનું મહારાષ્ટ્ર એ ખંડના બે છેડા હતા. પણ ધીમેધીમે કે એકાએક આ બધું બદલાઇ ગયું. સમુદ્રમાંથી હિમાલય ઉપસી આવ્યો. પેલો ખંડ કે જેનું નામ પણ આપણે જાણતા નથી તે નીચે દબાઈ ગયો. હિમાલય સાથે દક્ષિણ જોડાઈ ગયું, અને હિમાલયમાંથી નદીઓ વહેવા લાગી. ધીમેધીમે પંજાબ અને સિંધનો મુલક બનવા લાગ્યો. પૂર્વ તરફ ગંગા અને બ્રહ્મપુત્રા નદીઓએ બંગાળનો મુલક તૈયાર કર્યો અને લોકો તે તરફ વસવા લાગ્યા. "

**કુદરતના ખેલ.**—પણ આ વાત તો ઘણા ઘણા આગળના જમાનાની છે. એ વિષે આપણે કશું ચોક્કસ જાણતા નથી. પરંતુ આપણી નજદીકના સમયમાં પણ ઉપર કહ્યા તેવા કુદરતના ખેલ બન્યા છે. આજનું સુકું અને રણમય રજપુતાના ઇસ્વી સનના આરંભમાં અને તે પછી પણ ફળદ્રુપ હતું. ત્યાં સરસ્વતી અથવા હિકરા નામની નદી વહેતી હતી તે આજે અલોપ થઈ છે. સિંધુ, ગંગા, બ્રહ્મપુત્રા આદિ મોટી નદીઓએ પોતાના માર્ગ

અનેક વાર બદલ્યાના સબળ પુરાવા છે. વળી સમુદ્ર પણ અનેક સ્થળે આગળ વધ્યાના અને પાછળ ધપ્યાનાં પ્રમાણો મોજુદ છે. આને લીધે પ્રાચીન સમયમાં પ્રખ્યાત બનેલાં ઘણુંયે બંદરો આજે ઉજ્જડ બન્યાં છે.

આ શિવાય, હિંદુસ્તાનનાં અર્વાચીન સ્વરૂપમાં કેટલાંક અંગો એવાં છે કે જેની અસર ઇતિહાસપર વખતો વખત થઈ છે. આ માટે તે વાત આપણે પહેલેથીજ ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ.

**કુદરતી રક્ષણ.**—આપણો દેશ આજુબાજુના અન્ય દેશોથી પર્વત અને સમુદ્રને પ્રતાપે સુરક્ષિત છે. ઉત્તરમાં હિમાલય આદિ પર્વતો કમાનાકારે આવી રહેલા છે, તેમને પાર કરી હિંદમાં દાખલ થવું, અમુક સ્થળો શિવાય, અશક્ય છે. ઇશાન ખુણેથી માણસોનું મોટું ટોળું આવી શકે એમ નથી. કેવળ વાયવ્ય દિશાએ કેટલાક એવા માર્ગ છે કે જ્યાંથી આક્રમણકાર આવી શકે અને હિંદપર પ્રાચીન યુગમાં જે જે ચઢાઇઓ થઇ તે સઘળી એજ દિશાએથી થઇ હતી.

દક્ષિણે સમુદ્ર લાગેલો હોવાથી એ માર્ગ પણ તે જમાનામાં સ્વારી લાવનાર માટે અસાધ્ય હતો. છેલ્લાં ચારસો વર્ષથીજ હિંદુસ્તાનનો જલમાર્ગ ખુલ્લો થયો છે. પંદરમી સદીના અંતે પોર્ટુગીઝ પ્રજાએ જે જલસત્તા જમાવી, અને જેનો વારસો અંતે અંગ્રેજોએ મેળવ્યો તે જલસત્તાના પરિણામે હિંદનું કુદરતી સુરક્ષિતપણું નાશ પામ્યું. જે સાગર પહેલાં ભૂમિ ભૂમિને ભેદતા, તેજ સાગર આજે વિજ્ઞાનના વિસ્તારને પ્રતાપે દેશ દેશને સાંધનારા બન્યા છે.

પરિણામે વાયવ્ય બાજુના જમીન માર્ગોનું મહત્ત્વ ઘટી, સમુદ્ર કિનારે આવેલાં બંદરોનું મહત્ત્વ વધ્યું છે. પશ્ચિમ કિનારે મુંબાઈ આદિ ઘણાં સારાં બંદરો છે. પૂર્વકિનારે કોઈ સારૂં બંદર નથી. મદ્રાસને ઉપયોગી બનાવવા ત્યાં અનેક કૃત્રિમ બાંધકામો કરવાં પાડ્યાં છે. કલકત્તાનું બારૂં ઠીક છે પણ તે મુંબાઈની તોલે આવે એમ નથી. હિંદની નવી સામ્રાજ્યધાની દિલ્હી દરિયાથી દૂર છે એ તેનો એક મોટો ગેરલાભ છે.

અસલ આવજાની અને બીજી સગવડોને લીધે મોટાં નગરો નદીઓ પર, વિશેષે એ નદીનાં સંગમસ્થાને વસ્યાં હતાં. પરંતુ નદીના માર્ગ બદલાવાથી અને બીજાં કારણોથી આજે એ શહેરો તુટ્યાં છે. ચાલુ જમાનામાં રેલ્વે અને [illegible]

**કુદરતી વિભાગ.**—ખંભાતના અખાતથી મહાનદીના મુખસુધી પૂર્વ-પશ્ચિમ આવેલા મોટા મોટા પર્વતો તથા વનો હોવાથી દેશના કુદરતી બે વિભાગ, ઉત્તર હિંદુસ્તાન અને દક્ષિણ, પડ્યા છે. જુના જમાનામાં દંડકારણ્ય અને મહાકાન્તારને નામે ઓળખાતો આ વનપ્રદેશ ભીષણ અને દુર્ગમ હોઈ ઉત્તર અને દક્ષિણ વચ્ચે ઝાઝો વ્યવહાર ન હતો.

**ઉત્તર હિંદના પેટાભાગ.**—ઉત્તર વિભાગ ઘણોખરો વિશાળ અને સપાટ મેદાનથી ભરેલો છે. ત્યાં **સિંધુ** અને **ગંગા** તથા તેમની અનેક શાખાઓ વહે છે. પહેલાં આ ભાગનેજ **આર્યાવર્ત** કહેતા. આ નદીઓને પ્રતાપે પેશાવરથી કલકત્તા સુધીનો સઘળો પ્રદેશ મનોહર અને ફળદ્રુપ છે. ઉત્તર હિંદના ત્રણ પેટાભાગ પાડી શકાય. **અરવલ્લી** સુધીનો ભાગ તે **સિંધુ-પ્રદેશ**; તેની પૂર્વે આવેલો **ગંગા જમના** વાળો **મધ્ય દેશ**; અને છેક પૂર્વે આવેલો **પૂર્વ દેશ**.

**દક્ષિણના પેટાભાગ.**—દક્ષિણના પણ બે પેટાભાગ છે. **નર્મદા** અને કૃષ્ણા-તુંગભદ્રા વચ્ચેનો ભાગ દક્ષિણ દેશ; અને તેની દક્ષિણે આવેલો ભાગ **તામિલ** દેશ કહેવાય છે.

**હિંદુસ્તાનની સંપત્તિ.**—ઉત્તરે ઉંચો હિમાલય અને દક્ષિણે હિંદી મહાસાગર હોવાથી અહીંનો વરસાદ ચોક્કસ થઈ ગયો છે. આને લીધે ખેતી પ્રાચીન સમયથીજ અહીંના લોકોનો મુખ્ય ધંધો થઈ પડી છે. બીજા બધા ધંધાનો આધાર ખેતીપર જ છે.

હવા સારી, ભોંય સુંદર, અને વસ્તી ઉદ્યોગી અને બુદ્ધિશાળી હોવાથી પ્રાચીન સમયમાં અહીં પારવિનાની દોલત હતી. આ કારણને લીધે અનેક પરદેશોનું ધ્યાન આ તરફ ખેંચાયું હતું. વળી વિધવિધ કળાઓ, વિદ્યાઓ અને શાસ્ત્રો પણ અહીં ઘણા જુના વખતમાં ઉદય પામ્યાં હતાં.

પૃથ્વીના જુદા જુદા સર્વ પ્રદેશોનાં હવાપાણી, ફળફૂલ, વનસ્પતિ, પશુ-પક્ષી, અને ખનિજ પદાર્થો, સર્વ કાંઈ આ એકજ દેશમાં મળી આવે છે. કાશ્મીરની સુંદરતા નિહાળી કવિએ સત્યજ કહ્યું છે કે

"અગર ફિરદૌસ બર રૂએ જમીં અસ્ત, હમીં અસ્તો હમીં અસ્તો હમીં અસ્ત." *

---

* જો પૃથ્વીપર કોઈ સ્વર્ગ હોય તો તે આ છે, આ છે, આ છે.

## પ્રકરણ ૨ જું વસ્તી

**હિંદની પ્રાચીનતા.**—પૃથ્વીના સર્વ દેશોમાં આપણો હિંદુસ્તાન ઘણો ઘણો પ્રાચીન છે. પહેલાં એના જેવા પ્રાચીન દેશો કેટલાક હતા, જે આજે હયાત નથી. અત્યારે અનેક લેખો અને બીજી નિશાનીઓ પરથી જણાય છે કે **મિસર, બેબીલોનીઆ,** અને **આસીરીઆ** ઘણા પુરાણા દેશ હતા. પરંતુ લગભગ અઢી હજાર વર્ષોપર તેમનો નાશ થયો. **ચીન** પણ ઘણો જુનો દેશ હોઈ આજે હયાત છે.

આપણા દેશની જાહોજલાલીના સમયમાં અહીં જેટલા વિદ્વાન, આચાર્ય, શાસ્ત્રકાર, સાધુસંત, દેશભક્ત, યોદ્ધા, રાજા વિગેરે મોટા મોટા કર્મવીરો થઈ ગયા, તેટલા તે સમયમાં બીજા કોઈ દેશમાં થયા નહિ હોય. આ દેશનો ધર્મ જેને **હિંદુધર્મ** વા **આર્યધર્મ** કહે છે તે પૃથ્વીના સર્વે ધર્મોમાં 'જુનો ડોસો' છે. **બૌદ્ધધર્મ**ની ઉત્પત્તિ એમાંથીજ થઈ છે, અને અન્ય ધર્મોએ એમાંનાં ઘણાં તત્ત્વો લીધાં છે. આથી ઈતિહાસકોનું ધ્યાન આ દેશ તરફ ખાસ ખેંચાયું છે.

**પ્રાચીન ઈતિહાસનો અભાવ.**—પ્રાચીનપણાને તેમજ બીજાં કેટલાંક કારણોને લીધે આપણા દેશનો ભરોસાદાર ઈતિહાસ આપણને ઘણોખરો મળતો નથી. હજારો વર્ષોથી અહીં અનેક ધર્મો, અનેક ભાષાઓ, વિધવિધ આચારવિચાર, અને ભિન્ન ભિન્ન રાજ્યપદ્ધતિઓની ચઢતી પડતી ચાલી રહી છે. તેને લીધે પ્રાચીન કાળનો ક્રમવાર સાચો ઈતિહાસ મળતો નથી.

**અનેક જાતિઓનું મિશ્રણ.**—આજની હિંદની ૩૦ કરોડની વસ્તી જોતાં માલમ પડે છે કે તેમાં અનેક જાતિઓનું મિશ્રણ છે. આમાંની કેટલીક જાતિ ઘણા જુના વખતમાં આવી, અને બાકીની પાછળથી જુદે જુદે સમયે આવી વસી. વખત જતાં આ વિવિધ જાતિઓ એકમેક સાથે એવી ગુંથાઈ ગઈ કે આજે એક જાતિ ક્યાં પુરી થાય છે અને બીજી ક્યાં શરૂ થાય છે એ શોધવું અશક્ય થઈ પડ્યું છે.

**બે મુખ્ય જાતિ.**—અહીંની વસ્તીમાં ઉપર કહી ગયા તે પ્રકારની ખીચડી થઈ ગઈ છે, છતાં તેમાંથી બે મુખ્ય જાતિ સહેલાઇથી જુદી પાડી શકાય છે. પહેલીમાં કાળા, ઠીંગણા, ચપટા નાકવાળા, અને ઘણે ભાગે બેડોળ ચેહરાવાળા **કોલ, ભીલ,** અને બીજી અસંખ્ય જંગલી શાખાઓનો સમા-

વેશ થાય છે. બીજી જાતિમાં ઉંચા, ગોરા, દેખાવડા, અને લાંબા નાકવાળા લોકો આવે છે.

**આદિનિવાસીઓ તથા આર્યો.**—કાળી અને ઠીંગણી જાતિના લોકો આ દેશના જુનામાં જુના વતનીઓના વંશજો છે. આ કારણને લીધે તેઓ **આદિનિવાસી** ( એબોરીજીન ) કહેવાય છે. ઉંચા અને ગોરા લોકોએ વાયવ્ય બાજુએથી પ્રવેશ કર્યો મનાય છે. તેમાં **આર્ય** લોકો સૌથી પહેલા હતા. કહે છે કે આ **આર્યો** હજારો વર્ષો પૂર્વે **મધ્ય એશિયામાંથી** વાયવ્ય દ્વારે આ દેશમાં દાખલ થયા અને પ્રથમ પંજાબમાં વસ્યા. ત્યારબાદ તેઓ ગંગા-જમનાના પ્રદેશ તરફ ધીરે ધીરે ગયા હતા.

**આર્યોની પ્રગતિ.**—'**આર્ય**' એટલે શ્રેષ્ઠ, ઉત્તમ. તે સમયના બીજા લોકોને મુકાબલે **આર્યો** વિદ્યા તેમજ આચારવિચારમાં શ્રેષ્ઠ હતા. ધીમે ધીમે તેઓ આખા દેશમાં ફરી વળ્યા. અહીં રાજ્યો સ્થાપી તેમણે પોતાનો ધર્મ ચલાવ્યો અને તેમની એકસરખી ચઢતી થતી ગઈ.

**શક લોકો.**—બાદ હિંદમાં અનેક જાતિઓ આવી હતી. ઈસ્વી સન પૂર્વેની બીજી સદીમાં આવેલા **શક** લોકો મુખ્યત્વે **પંજાબ**, **મથુરા**, અને **સૌરાષ્ટ્ર**માં વસ્યા હતા. તેની પછી **હુએચી** લોકો અહીં આવ્યા હતા, જેની કુશાન નામની શાખાએ ઉત્તર હિંદમાં જબરૂં રાજ્ય સ્થાપ્યું હતું.

**મંગોલ જાતિ.**—વળી **મંગોલ** જાતિના કેટલાક લોકો ઈશાન દિશાએથી આવ્યા, અને એમ મનાય છે કે આજના પૂર્વ-**બંગાળ** અને **આસામ**ની વસ્તીમાં એ લોકોનું તત્ત્વ છે.

**દ્રાવિડો.**—દક્ષિણે વસતા લોકો **દ્રાવિડો** કહેવાય છે. આજના **તામિલ** દેશને પહેલાં દ્રવિડ દેશ કહેતા. એ લોકો કાળા અને ઠીંગણા છે. તેમની ભાષા **તામિલ** છે અને તેમાં જુનું સાહિત્ય સારૂં છે. **તામિલ** ભાષા **સંસ્કૃત**થી સ્વતંત્ર છે. દ્રાવિડ લોકો પણ ઠીક સુધરેલા હતા.

**હુણો.**—કુશાન જાતિના આગમન પછી, પાંચમી અને છઠ્ઠી સદીમાં **હુણ** લોકોનો ધસારો થયો હતો. તેમણે હિંદને વધારેમાં વધારે ત્રાસ આપ્યો હતો.

**તેમનું મિશ્રણ.**—સૌથી નવાઈની વાત તો એ છે જે આ સર્વ જાતિઓ અહીં આવી સુધરતી ગઈ. **આર્યધર્મ** અને **આર્ય** સંસ્કૃતિ અંગીકાર કરી, તેઓ **આર્યપ્રજા** સાથે સેળભેળ થઈ ગઈ. આ પ્રમાણે બનેલી મિશ્ર

પ્રજા હિંદુ કહેવાઈ. અંતે હિંદુઓનાં સાદાં અને પવિત્ર જીવનમાં સડો પેઠો અને તેમની પડતી શરૂ થઈ.

**મુસલમાનો.**—આ દશામાં મુસલમાનોએ બસો વર્ષના ગાળામાં (૧૦૦૦–૧૨૦૦) અનેક ચઢાઈઓ કરી, અને અહીંના લોકોને હરાવી ઘણોખરો દેશ હાથ કર્યો. હિંદમાં પોતાનો સ્વતંત્ર ધર્મ લઈ આવનાર અને તે ટકાવી રાખનાર તથા ફેલાવનારમાં પહેલા મુસલમાનોજ છે. રાજસત્તાના બળે તેમનો ધર્મ ઠીક ફેલાયો. છતાં વેદધર્મ જે ઉંડી જડ હિંદની રગેરગમાં નાંખી હતી તે અમર રહી; અને આજે એ ધર્મના અનુયાયીઓ હિંદમાં વિશેષ (૭૦ ટકા જેટલા) છે.

**મરાઠા અને અંગ્રેજ.**—મુસલમાની રાજસત્તા લગભગ પાંચસો વર્ષ ટકી. ત્યારબાદ મરાઠાઓ દક્ષિણમાં પ્રબળ બન્યા. તેમણે હિંદુ ધર્મમાં નવો પ્રાણ રેડ્યો. મુસલમાનોને હરાવી મરાઠાઓએ જ્યાં ત્યાં પોતાનો અમલ સ્થાપ્યો. તેઓનું રાજ્ય સો વર્ષથી વધુ ટક્યું નહિ. બાદ જગતના ઇતિહાસમાં કદિ નહિ બનેલો એવો બનાવ બન્યો. હજારો ગાઉ દૂર આવેલા એક નાનકડા ટાપુની એક સોદાગર કંપનીએ ક્રમે ક્રમે આ દેશપર પોતાનો અધિકાર જમાવ્યો. આજે એજ જાતિનું (અંગ્રેજોનું) રાજ્ય આપણાપર છે.

**આપણા ઈતિહાસના ભાગ.**—આ સર્વે ઘટનાઓ બરાબર સમજવા માટે આપણા ઈતિહાસના ભાગ અને પેટાભાગ પાડવા પડશે. પ્રાચીન આર્યોની પહેલી નિશાની તેમના વેદ છે. આ વેદ ઘણા જુના છે. આજ લગી તેમનો સમય નક્કી થયો નથી. યુરોપી વિદ્વાનો કહે છે કે વેદનું વય ચારેક હજાર વર્ષનું હશે; ત્યારે જેમની વિદ્વત્તા વિષે આજે બે મત નથી એવા સ્વ. બાલ ગંગાધર તિલકે ખુદ વેદ ઉપરથીજ (અંદરના જ્યોતિષી પુરાવાપરથી) કહ્યું છે કે આજથી લગભગ ૧૨૦૦૦ વર્ષ પૂર્વે આર્યલોકો પ્રથમ ઉત્તર ધ્રુવ તરફ વસતા હતા. આ બાબતમાં ઘણો મતભેદ છે, અને આ નાના પુસ્તકમાં એ વિષેની લાંબી ચર્ચા શોભે નહિ.

વેદકાળથી માંડી મુસલમાનોના આગમન સુધીના મોટા ગાળાને પ્રાચીનકાળ વા આર્યયુગ કહી શકાય; બીજો ભાગ મુસલમાની યુગ ૧૦૦૦ થી ૧૭૦૦ સુધીનો; ત્યાર પછીનો ૧૦૦ વર્ષનો મરાઠી યુગ, અને છેલ્લો બ્રિટિશ યુગ;–આ મુજબ ભાગ પાડી શકાય.

## પ્રકરણ ૩ જું હિંદુઓની પ્રાચીન સંસ્કૃતિ

**આર્યોની શાખાઓ.**—મૂળસ્થાનેથી નીકળી **આર્યોની** શાખાઓ પશ્ચિમ, દક્ષિણ, અને અગ્નિ દિશા તરફ ફેલાઈ ગઈ. પશ્ચિમે ગએલા **યુરોપમાં**, દક્ષિણે ગએલા **ઈરાનમાં**, અને અગ્નિ ખુણા તરફ ગએલા **પંજાબમાં** વસ્યા. આ પરથી માલમ પડે છે કે આજકાલના **યુરોપના**, અને **હિંદુસ્તાનના** લોકો તથા **પારસીઓના** પૂર્વજો એકજ જાતિના હશે. **આર્યો હિંદમાં** આવ્યા ત્યારે તેમને અહીંના મૂળ રહેવાસી **અનાર્યો** સાથે અનેક યુધ્ધો થયાં હશે. ધીમે ધીમે આખા ઉત્તર **હિંદુસ્તાનમાં આર્યોની** વસ્તી થઈ અને તેમણે દેશનું નામ **આર્યાવર્ત** પાડ્યું. કેટલાક વખત પછી **ભરત** નામનો મહા-પરાક્રમી રાજા થયો તેના પરથી દેશનું નામ '**ભરતખંડ**' અથવા '**ભારતવર્ષ**' પડ્યું. ત્યારબાદ તેને **હિંદુસ્તાન** નામ મળ્યું. **પારસી** લોક **સિંધુ** નદીને **હિંદુ** કહેતા, તેથી કદાચ દેશનું નામ **હિંદુસ્તાન** પડ્યું હશે. **યુરોપી** લોકો **સિંધુને** ઈન્ડસ અને દેશને ઈન્ડિયા કહે છે.

**મધ્યદેશમાં આર્યો.**—**આર્ય** લોકો સાદા, સરળ અને સંસ્કારી હતા. પહેલાં તો તેઓ **પંજાબમાં** વસ્યા પણ પાછળથી અહીંના કાળા **અનાર્યોને** પરાજિત કરી તેઓ **ગંગા-જમનાના** મુલકમાં, **મધ્યદેશમાં** વસ્યા. ઠેર ઠેર મોટાં શહેરો બન્યાં, નાનાં નાનાં રાજ્યો સ્થપાયાં તથા ઉત્તમ રાજ્યવ્યવસ્થા ચાલુ થઈ. આ સુંદર પ્રદેશમાં સર્વત્ર તેમણે વાવેતર કર્યાં. તેઓ પોતાનાં નિત્યકર્મ, તથા દેવપૂજા વખતે જે મંત્ર અને ગીત બોલતા તે **વેદ** નામે પ્રસિદ્ધ છે. "આપણા **ઋષિમુનિઓને** ધ્યાનમાં ઇશ્વર સંબંધી જે જ્ઞાન સ્ફુર્યું તે તેમણે તે વખતની લૌકિક ભાષામાં ગોઠવી દીધું તેનેજ **વેદ** કહે છે." આ વેદ અસલી **સંસ્કૃત** ભાષામાં છે, તથા તેમાં પ્રાચીન **આર્યોના** વિચાર આચાર છે.

વિદ્વાન અને તપસ્વી **આર્યો ઋષિ** કહેવાતા. તેઓ યજ્ઞયાગ કરતી વેળા વેદમંત્રો વડે પોતાની મધુર પ્રેમભરી વાણીથી ઈશ્વરની સ્તુતિ કરતા. વેદ-મંત્રો શરૂઆતમાં લખાયા ન હતા. ગુરૂ પાસેથી શિખી મંત્રો મોઢે કરવાનો રિવાજ હતો. તેમની સ્મરણશક્તિ અદ્દભુત હતી.

**ચાર વેદ.**—આરંભમાં એકજ **વેદ** હતો, પરંતુ પાછળથી તેના ચાર ભાગ પડ્યા. **ઋગ્વેદમાં** દેવતાઓની સ્તુતિ છે. યજ્ઞયાગમાં કામ લાગે એવો

ભાગ તે **યજુર્વેદ** કહેવાયો. પછી વખતોવખત ગાવામાટે રચાયો તે **સામવેદ.** ચોથો ભાગ **અથર્વવેદ**, તેમાં સિદ્ધિ મેળવવાના મંત્રો, સમાજવ્યવસ્થાના નિયમો આદિ આવે છે.

**બ્રાહ્મણો, આરણ્યકો અને ઉપનિષદો.**—મોટા મોટા યજ્ઞોમાં મોટા મોટા વિદ્વાનો ભેગા થતા તથા અનેક ઉંડા પ્રશ્નો વિષે ચર્ચા કરતા. યજ્ઞનાં વિવિધ કાર્યો માટે જુદા જુદા અધ્યક્ષો રખાતા. તેમાંના એકને '**બ્રહ્મા**' કહેતા. યજ્ઞનાં કાર્યોમાં જો વાદવિવાદ ઉભો થતો તો તેનો ફેંસલો કરવાનું કામ બ્રહ્માને સોંપાતું. આવા વાદવિવાદ તથા ફેંસલા બહુ થયાથી તેમના જુદા ગ્રન્થો થયા જેનું નામ '**બ્રાહ્મણ**' પડ્યું. વળી ઘણા વિષયો અરણ્ય જેવા એકાંત સ્થળોએ ચર્ચાએલા હોવાથી '**આરણ્યક**' નામના ગ્રન્થો બન્યા. આમાં કેટલાક વિષયો બહુ કઠણ હતા. પરમેશ્વરનું સ્વરૂપ કેવું છે? સૃષ્ટિની ઉત્પત્તિ અને તેનું પરિવર્તન કયા નિયમોથી થાય છે? તેમાં શો હેતુ છે? આવા આવા ગહન પ્રશ્નોની ચર્ચા વિદ્વાન લોકો એકાંતમાં બેસી કરતા. તેમાંથી ઉપનિષદો જન્મ્યા. "ઉપનિષદોમાં હિંદુ ધર્મની બધી ઉદાત્ત કલ્પનાઓ અને વિશાળ તત્ત્વો આવી ગએલાં છે. ઉપનિષદોમાં કેટલાક ગુરૂશિષ્ય વચ્ચેના સંવાદો બહુજ સુંદર છે. **ભગવદ્‌ગીતામાં** શ્રીકૃષ્ણે આ ઉપનિષદોનું જ દુધ દોહીને મૂક્યું છે. (**શાહજહાનના** મોટા દીકરા **દારાએ** આ ઉપનિષદોનો ફારસીમાં અનુવાદ કર્યો હતો.)" પ્રખ્યાત **જર્મન** ફિલસુફ **શોપનહોર** આ ગ્રન્થો વાંચી ઘણો તાજુબ થયો હતો. તે લખે છે કે "ઉપનિષદો દ્વારા મને જીવનમાં શાંતિ પ્રાપ્ત થઈ અને મરણ સમયે પણ તેઓજ મને શાંતિ આપશે." **વેદો, બ્રાહ્મણો, આરણ્યકો** અને ઉપનિષદોને '**શ્રુતિ**' કહે છે.

**સૂત્ર-રચના.**—આર્યો જેમજેમ આ દેશમાં ફેલાતા ગયા તેમતેમ અનેક બાબતોમાં તેમનામાં મતભેદ પડ્યા, અને તેમની જુદીજુદી શાખાઓ બની. ગ્રન્થો દિન પર દિન બહુ મોટા થઈ ગયા, તેથી સર્વ વાત કંઠે કરવી કઠણ થઈ પડી. પરિણામે નાનાં નાનાં **સૂત્રો** રચવાનો ચાલ શરૂ થયો. **ધર્મસૂત્રોમાં** કાયદાઓ આવે છે. તે પરથી '**સ્મૃતિ**' નામના ગ્રન્થો રચાયા. **મનુસ્મૃતિના** નામથી એકે હિંદુ અજાણ્યો નહિ હોય.

**ઈતિહાસ અને પુરાણ.**—**શ્રુતિ** અને **સ્મૃતિ** ઉપરાંત **ઈતિહાસ, પુરાણ આર્યોના** મુખ્ય ગ્રંથો છે. **રામાયણ** અને **મહાભારત આદિકાવ્યો**

કહેવાય છે. તેમાં **આર્યોનો** ઇતિહાસ ભરેલો છે. **પુરાણો** અઢાર છે **અને** તેઓ જુદે જુદે વખતે નિર્માયાં છે. **પુરાણોમાં આર્ય** ધર્મ અને **આર્ય**જીવન સાદી, સીધી અને અસરકારક રીતે અનેક દૃષ્ટાંતો વડે વર્ણવ્યાં છે. **પુરા**ણોમાં થોડોક ઈતિહાસ, તથા સાધારણ લોકોને ઉપયોગી એવી નીતિ છે.

**આર્ય જીવન.**—વેદમાંથી વિદ્વાનોએ **આર્ય**જીવન વિષે અનેક બોધ લીધા છે. તેમાં લડાઈઓ ઉપરાંત સૃષ્ટિ સૌન્દર્યનાં વર્ણન પણ આવે છે. તેમાંથી **આર્યો**ની અભિલાષા તથા તેમના પરિપક્વ વિચાર જડે છે.

ખેતીનું તેમને સારૂં જ્ઞાન હતું. તેમણે જંગલો સાફ કરી ભોંય ખેડી, શહેરો વસાવ્યા, નહેર અને કુવા ખોદાવી ખેતી વધારી. પશુ અને ખેતી એ તેમની મુખ્ય સંપત્તિ ગણાતી. ઘઉં તેઓ વધારે પેદા કરતા. તેઓ ગાય અને ઘોડા રાખતા. વહાણવિદ્યા તેઓ જાણતા.

**આહાર.**—સાધારણ રીતે **આર્યો** વનસ્પતિ આહાર કરતા, પણ માંસાહારની મના ન હતી. **યજ્ઞ** સમયે તેઓ **સોમ** નામની એક વનસ્પતિનો રસ પીતા. **રાજાઓ** અને મોટા મોટા લોકોમાં જુગાર સામાન્ય હતો.

**વિદ્યા-કળા.**—ઢોર-ઉછેર અને વણાટનું તેમને સારૂં જ્ઞાન હતું. કપાસની ખેતી પહેલી અહીંજ થઈ અને રૂનાં કપડાં પણ પહેલાં આપણા દેશમાંજ બન્યાં. લોઢાની કે હરણના શિંગડાની અણીવાળાં બાણ, બખ્તર, ટોપ, બરછી, પાણીદાર તરવાર, ભાલા, કુહાડા વિગેરે તેમનાં હથિયાર હતાં. સોનાચાંદી તેઓ વાપરી જાણતા. શિલ્પકળા તેમને માહિત હતી.

**સ્ત્રીઓનું સ્થાન.**—કુટુંબના સર્વ જનો સાથેજ રહેતા. સ્ત્રીઓમાં **પડદા**નો રિવાજ ન હતો. પુરૂષોને તેમને માટે ઘણું માન હતું. વળી **સ્વયં**વરનો ચાલ પણ તેમનામાં હતો. આ સર્વનો સારાંશ એ છે કે **આર્યોને** સ્વતંત્રતા બહુ વહાલી હતી, અને તેઓ પોતાનો ઘણો સમય સુખશાંતિમાં ગાળતા.

**તેમના ધર્મવિચાર** અતિ ગહન હતા. **અગ્નિ, સૂર્ય, મેઘ** વિગેરે **શક્તિ**ઓ જગતને ઘણી ઉપયોગી હોવાથી એવા દેવતાઓની સ્તુતિ **વેદમાં** મળે છે. તેમના ગ્રન્થો પરથી દીસે છે કે સૃષ્ટિને નિયમમાં રાખવા **પરમેશ્વરે** અનેક **શક્તિ**ઓની યોજના કરી છે અને **પરમેશ્વર** આખી સૃષ્ટિમાં વ્યાપક છતાં તેથી પર પણ છે. **વેદમાં** એકેશ્વરવાદ છે. **મૂર્તિપૂજા** કે મંદિરોનો ઉલ્લેખ એમાં નથી. **બૌદ્ધ** ધર્મે એ પ્રથા દાખલ કરી દેખાય છે.

 

વેદગ્રન્થોની ગહનતા અને ઉદાત્તતા દર્શાવવા અહીં સૃષ્ટિની ઉત્પત્તિ વિષેના બે મંત્રો ટાંક્યા છે—

> नासदासीन्नो सदासीत्तदानीं नासीद्रजो नो व्योमा परोयत् ।
> किमावरीवः कुह कस्य शर्मन्नम्भः किमासीद् गहनं गभीरं ॥
> इयं विसृष्टिर्यत आबभूव यदि वा दधे यदि वा न ।
> यो अस्याध्यक्षः परमे व्योमन्त्सो अङ्ग वेद यदि वा न वेद ॥
> ( ऋग्वेद १०–१२९ )

અર્થ–એ સમયે ન હતું અસત્ ( જગત્ ) અને ન હતું સત્ ( પ્રકૃતિ ); ન હતી પૃથ્વી અને ન હતું આકાશ; એને ઢાંકનારી યે કોઈ વસ્તુ ન હતી. કશું બને છે કે ? કોને માટે ? આ ઉંડો સમુદ્ર પણ તે સમયે ક્યાં હતો ?

આ સૃષ્ટિ જેનાથી ઉત્પન્ન થઈ છે તે એક આને ધારણ કરવાવાળો છે. જે આ વિશાળ આકાશમાં વ્યાપક છે તથા એને ધારણ કરનારો છે તે જ આ વિષયમાં જાણી શકે છે.

**વર્ણવ્યવસ્થા.**—સમાજ રચનામાં વર્ણવ્યવસ્થા **આર્યોની** મુખ્ય સંસ્થા છે. ગુણ અને કર્મને આધારે **બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય** અને **શૂદ્ર** * એવા સમાજના ચાર ભાગ પાડી તેમનાં કર્તવ્ય નક્કી કરાયાં હતાં. બધા લોકોમાં વિદ્યાનો પ્રચાર હતો, પણ ભણવા ભણાવવાનું કામ ખાસ કરીને **બ્રાહ્મણોને** સોંપાયું હતું. રાષ્ટ્રીય સેવા બજાવવા સૌ કોઈ તૈયાર રહેતું, છતાં **યુદ્ધ** એ **ક્ષત્રિયનો** ખાસ ધર્મ ગણાતો. **વૈશ્યો** વેપારવણજમાં પડતા. **શૂદ્રો** ઉપલી ત્રણ વર્ણની સેવા કરતા.

## પ્રકરણ ૪ થું આપણાં આદિકાવ્યો.

**રામાયણ** અને **મહાભારત, આર્ય** લોકોનાં **આદિકાવ્યો** હોઈ **સંસ્કૃત** સાહિત્યમાં તેમને ઈતિહાસમાં ગણેલાં છે. એ બે ગ્રન્થોમાં આપણો પ્રાચીન ઇતિહાસ ભરેલો છે. પરંતુ પાછળથી દરેક જમાનામાં તેઓમાં કાંઈ

---

* " આ ચાર વર્ણમાંથી આચારના ભેદને લીધે, ધંધા પરત્વે તથા ભિન્ન ભિન્ન દેશમાં રહેવાથી અનેક જ્ઞાતિઓ બંધાઈ છે. અત્યારે તો અંદરના કુસંપથી પણ પેટાજ્ઞાતિઓ અને તડો ઉત્પન્ન થાય છે. ધર્મશાસ્ત્રોમાં આવી અનેક જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓને સ્થાન નથી. "

ને કાંઇ ઉમેરો થતો ગએલો હોવાથી આજે મૂળ ભાગ અને પ્રક્ષિપ્ત ભાગ નોખા પાડવા બહુ કઠણ છે. આ ગ્રન્થોમાંના બનાવ સાચા છે કે કલ્પિત, તેઓ ક્યારે અને કયા ક્રમે રચાયા તથા ક્યારે લખાયા એ વિષે બહુ મતભેદ છે, તથાપિ આપણા પૂર્વજોની કાર્યશક્તિ, તેમના ગુણદોષ, તેમની રહેણી-કરણી, તેમનો ધર્મ, તેમની નીતિ વિગેરેથી વાકેફ થવા સારૂ આ બે ગ્રન્થો જરૂર વાંચવાં જોઈએ. **રામાયણ**માં આજે ૨૪૦૦૦ શ્લોકો છે, તથા તેના કર્તા **સં**સ્કૃતના આદિકવિ **વાલ્મીકિ** છે.

કુરૂ અને **પાંચાળ** વંશમાં જે યુદ્ધ થયાં તેના વિષેની સર્વ વાતો એકઠી કરી **મહાભારત વ્યાસ**મુનિએ રચ્યું છે. એજ રીતે **કોશલ** અને **વિદેહ** પ્રદેશોમાં જે ખાસ સુખદ જમાનો થઈ ગયો તેનું વર્ણન **રામાયણ**માં છે. જગતમાં જેમ સજ્જનો અને દુર્જનો દેખાય છે તેમ **મહાભારત**માં પણ બન્ને પ્રકારનાં પાત્રો છે. પરંતુ ઉત્તમ કુટુંબોમાં દેખાતા પરસ્પર પ્રેમ, સત્ય-પ્રિયતા, પતિવ્રતાપણું, આદિ **આર્યો**ના આદર્શ ગુણો તેમજ તેમની આદર્શ રાજ્યપદ્ધતિનો આબેહુબ ચિતાર **રામાયણ**માં જડે છે. શૌર્ય વિગેરે મર્દાઈના ગુણોમાં **મહાભારત** ચઢી જાય છે, પણ સાત્વિક જીવનનાં ચિત્તવેધક ચિત્રો **રામાયણ**માં વિશેષ છે. આને લીધે **રામાયણ** જોતજોતામાં ઘણું લોકપ્રિય બન્યું અને આજે પણ છે. **રામ**નો પ્રજાપરનો પ્રેમ, અને પ્રજાની **રામ**પ્રત્યેની ભક્તિનાં વર્ણન વાંચી કોનું હૃદય ન પિગળે? **આર્યો**ની રાજ્યક્રાન્તિઓ, તેમના ઝગડા, તેમનાં પરાક્રમ મહાભારતમાં વર્ણવાયાં છે. આ બે ગ્રન્થો **આર્ય**-જીવનનું આખું ચિત્ર રજુ કરે છે; તેથી એ બન્નેનો અભ્યાસ કરવો જોઇએ. પ્રાચીન વૈભવ અને સંસ્કૃતિનું આવું રસીલું અને આવું સવિસ્તર વર્ણન બીજા એકે દેશમાં મળતું નથી. હિંદુસ્તાનની તમામ ભાષાઓમાં, અને દુનિયાની મોટી મોટી ભાષાઓમાં આ બે ગ્રન્થોના અનુવાદ થયા છે.

કુરૂકુળના રાજાઓ હસ્તિનાપુરમાં ( દિલ્હી પાસે ) રાજ્ય કરતા હતા અને તેમની દક્ષિણમાં ગંગાતીરે **પાંચાળ** કુળનું રાજ્ય હતું. એજ પ્રમાણે **યાદવ, મત્સ્ય, શૂર**સેન વિગેરે જાતિનાં રાજ્યો ચોતરફ સ્થપાયાં હતાં. આ રાજ્યોમાં વિદ્વાન લોકોનો જમાવ થતો. રાજાઓ તેમને અનેક સ્થળેથી નોતરી તેમની પાસે ધર્મ, નીતિ, તત્ત્વજ્ઞાન વિગેરે વિષે વાદવિવાદ કરાવતા. આ રીતે વિદ્યાને ઉત્તેજન મળતું. વખત જતાં કુરૂ અને **પાંચાળ** વચ્ચે ભયંકર યુદ્ધ થયું. તેમાં કુરૂઓનો ઘરઘરનો ઝઘડો સામેલ હોવાથી આ યુદ્ધ ઘણું

ઉગ્ર બન્યું. એનું વર્ણન **મહાભારત**માં છે. **ભરત** નામના રાજાથી આ વંશની ઉત્પત્તિ થએલી, માટે આ વંશના ઇતિહાસનું નામ **મહાભારત** પડયું. આ ગ્રન્થમાં વર્ણવેલા કેટલાક બનાવો, બન્યા પછી, ઘણે વર્ષે લખાયા. **ભારતીય યુદ્ધ** આપણા પ્રાચીન ઇતિહાસની પહેલી ચોક્કસ અને ભારે બીના છે. આ યુદ્ધ ઈ. પૂ. ૩૧૦૧ માં થએલું અને હિંદુઓ એને કલિયુગનો આરંભ માને છે; પરંતુ યુરોપી વિદ્વાનો ધારે છે કે **ભારતીય** યુદ્ધ ઈ. પૂ. ૧૩૦૦ ના અરસામાં થયું હશે.

**રામાયણની કથા.**—કોશલની રાજધાની **અયોધ્યા**, **વિદેહ**ની **મિથિલા**, અને **કાશી**રાજ્યની **કાશી** હતી. **અયોધ્યા**માં એક સમયે **દશરથ** રાજાનું રાજ્ય હતું. તેને **કૌશલ્યા**, **સુમિત્રા**, અને **કૈકેયી** નામે ત્રણ રાણીઓ હતી. તેમને ચાર પુત્રો હતા. **કૌશલ્યા**ના પુત્ર **રામ**, **સુમિત્રા**ના **લક્ષ્મણ** અને **શત્રુઘ્ન**, અને **કૈકેયી**ના **ભરત**. આ ચારે કુંવરો પરાક્રમી હતા. **રામ** સૌને વહાલા લાગતા.

**વિદેહ** દેશના ( ઉત્તર **બિહાર** ) રાજા **જનકે** પોતાની કુંવરી **સીતા**નો સ્વયંવર નક્કી કર્યો. અને એવું પણ લીધું કે જે કોઈ અમારૂં શિવધનુષ નમાવશે તેને **સીતા** વરશે. આ મુજબ **રામચંદ્ર** **સીતા**ને વર્યા. પછી **દશરથ** રાજાએ રામને યુવરાજ બનાવી અભિષેક કરવા ઠરાવ્યું. પરંતુ આમાં, અદેખી **કૈકેયી**એ વિઘ્ન નાંખ્યું. તેણે **દશરથ** રાજાને એક વેળા ઘણા પ્રસન્ન કર્યા હતા, તે વખતના તેના બે વરદાન રાજા પાસે લહેણા હતા. તે વરદાનનો આ સમયે ઉપયોગ કરવા ધારી તેણે રાજાને કહ્યું કે મારા **ભરત**ને રાજ્ય, અને **રામ**ને ચૌદ વર્ષ વનવાસ આપો. આ સાંભળતાં વૃદ્ધ **દશરથ**ને સખત આઘાત થયો અને ટુંક સમયમાં તેનું મરણ થયું. પરંતુ પિતાનું વચન પાળવા ખાતર **રામચંદ્ર** વનવાસે નીકળ્યા. તેની સાથે **સીતા** અને **લક્ષ્મણ** ગયાં. **ભરત** આ વેળા મોસાળમાં હોવાથી તેને આ વિષે કશી ખબર ન હતી. પણ **અયોધ્યા** આવ્યા પછી જ્યારે તેણે **રામ**ના વનવાસ અને **દશરથ**ના મરણના સમાચાર સાંભળ્યા ત્યારે તેને ઘણો સંતાપ થયો. **ચિત્રકૂટ** પર્વતપર જઈ તેણે **રામ**ને પાછા લાવવા આગ્રહ કર્યો. પરંતુ **રામે** તેને દઢતાથી કહ્યું કે પ્રતિજ્ઞા પ્રમાણે ચૌદ વર્ષનો વનવાસ પુરો કરી હું આવીશ. **ભરત** લાચાર બન્યો. **રામચંદ્ર**ની પાવડી સિંહાસનપર મુકી તેના નામથી **ભરતે** ચૌદ વર્ષ રાજ્ય ચલાવ્યું. આ બાજુ **રામ** **દંડકારણ્ય**માં **પંચવટી** ( **નાસક** પાસે ).

માં આવ્યા. અહીં તેમણે ઘણા રાક્ષસોનો વધ કર્યો. આ વાત જાણી **લંકાના** રાજા **રાવણે** કપટ કરી **સીતાનું** હરણ કર્યું. આ બીના જાણી **રામ લક્ષ્મણ** મહા દુ:ખ પામ્યા અને **સીતાની** શોધમાં નીકળ્યા.

માર્ગમાં તેમને **વાનરજાતિના** રાજા **સુગ્રીવ** સાથે મૈત્રી થતાં, તેના ઉત્તમ મિત્ર **વાનરશ્રેષ્ઠ હનુમાનને સીતાની** તપાસ કરવા મોકલ્યો. તે ખબર લાવ્યો કે **સીતા લંકામાં રાવણને** ત્યાં કેદ છે. પછી **રામે વાનર** અને **ભાલુ**-ઓની સેના તૈયાર કરી **લંકાપર** ચઢાઈ કરી, **રાવણને** માર્યો, **સીતાને** લઈ આવ્યા, અને **લંકાનું** રાજ્ય **રાવણના** ભાઈ **વિભીષણને** સોંપ્યું. હવે ચૌદ વર્ષ વીતી ગએલાં હોવાથી **રામ** પાછા **અયોધ્યા** આવ્યા. ત્યાં તેમનો રાજ્યા-ભિષેક થયો અને પછી ઘણાં વર્ષ રૂડી રીતે રાજ્ય ચલાવી તેણે **પ્રજાને** સુખી કરી. આજે પણ **રામ** આદર્શ રાજા લેખાય છે અને જ્યારે જ્યારે **પ્રજાપર** સંકટ આવી પડે છે ત્યારે તે **રામરાજ્ય** સંભારે છે.

**મહાભારતની કથા.**—હસ્તિનાપુરના **ચંદ્રવંશી** રાજા **પાંડુને યુધિષ્ઠિર** ( ધર્મ ), **ભીમ, અર્જુન, નકુલ,** અને **સહદેવ** નામના પાંચ પુત્રો હતા જેઓ **પાંડવ** નામે પ્રખ્યાત બન્યા. **પાંડુ** રાજાનો ભાઈ **ધૃતરાષ્ટ્ર** જન્મથી અંધ હતો, તેને **દુર્યોધન, દુ:શાસન** આદિ ઘણા પુત્રો હતા. તેઓ પોતાના પૂર્વજ **કુરૂ** ઉપરથી પોતાને **કૌરવ** કહેતા. શાપને લીધે **પાંડુ** સંસાર તજી વનમાં ગયો. ત્યાં તેનું મરણ થયું. કાકા **ધૃતરાષ્ટ્રે પાંડવોને** સારી રીતે પાળ્યા અને **ધર્મ** રાજા મોટા થયા ત્યારે તેમને અર્ધું રાજ્ય આપ્યું. આ વાત **કૌર**-વોને રૂચી નહિ. તેમણે બાપને સમજાવી **પાંડવોને** વનમાં મોકલ્યા અને ત્યાં તેમને ઠાર કરવાના અનેક બેત રચ્યા, પરંતુ તે સર્વ નિષ્ફળ થયા. પછી ફરતા ફરતા **પાંડવો** દ્રુપદ રાજાના **પાંચાળ** રાજ્યમાં જઈ ચઢ્યા. અહીં રાજકન્યા **દ્રૌપદીનો** સ્વયંવર હતો. સ્વયંવરમાં **અર્જુને** શરત મુજબનો મત્સ્યવેધ કર્યાથી તેને **દ્રૌપદી** વરી. પણ પાછળથી માતાનું વચન પાળવા **દ્રૌપદી** એ પાંચે ભાઈઓની પત્ની બની હતી. ત્યારબાદ **ધૃતરાષ્ટ્રે** તેમને પાછા બોલાવી અર્ધું રાજ્ય સોંપ્યું. **પાંડવોએ જમનાને** તીરે **ઇંદ્રપ્રસ્થ** નામનું નગર ( જે પાછળથી **દિલ્હી** નામે ઓળખાયું ) વસાવ્યું. **ધર્મરાજાએ દ્વાર**-કાના **શ્રીકૃષ્ણની** સહાયથી **રાજસૂય યજ્ઞ** કરી સાર્વભૌમપણું સ્થાપ્યું, ત્યારથી તેમની ચઢતી અને વૈભવ જોઈ **કૌરવોને** પાછી અદેખાઈ આવી. તેમને પાયમાલ કરવા **કૌરવોએ ધર્મરાજાને** જુગાર ખેલવા બોલાવ્યા. તેમાં

તે પોતાની જાતને, ભાઈઓને, રાજ્યને, અને દ્રૌપદીને સુદ્ધાં હારી ગયો. છેવટે ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી પાંડવો દ્રૌપદીને લઈ બાર વર્ષ વનવાસ અને એક વર્ષ અજ્ઞાતવાસ માટે નીકળી પડ્યા. આ મુદત ખલાસ થતાં પાંડવોએ ફરી પોતાના રાજ્યની માંગણી કરી, પણ કૌરવોએ એ વિષે ઈન્કાર કર્યો. આથી તેમના વચ્ચે યુદ્ધ ઠર્યું. બન્ને બાજુએ જબરી સેના જમા થઈ અને અઢાર દિવસ સુધી તુમુલ યુદ્ધ થયું. અંતે પાંચ પાંડવ, શ્રીકૃષ્ણ, અને સામા પક્ષના ત્રણ વીર શિવાય બધા ખપી ગયા. પછી ધર્મરાજે અશ્વમેધ યજ્ઞ કર્યો તથા બહુ વર્ષ સુરાજ્ય ચલાવી, અંતે ભાઈઓ અને દ્રૌપદી સહિત હિમાલયપર ચાલી ગયા.

મહાભારત તે સમયની લોકસ્થિતિનું સારૂં જ્ઞાન આપે છે. રાજપુત્રોનું શિક્ષણ, યુદ્ધના નિયમો વિગેરે બોધદાયક વિષયો તેમાં આવે છે. શાંતિપર્વ ધર્મ, તત્ત્વજ્ઞાન, રાજ્યવ્યવસ્થા આદિની ઉંડી ઉંડી વાતોથી ભરેલું છે. ભારતીય કાળમાં લોકો સુધરેલા હતા. યુદ્ધકળાનું પણ તેમને ઘણું સારૂં જ્ઞાન હતું. દ્યૂત તેમનો મોટામાં મોટો દોષ હતો. મહાભારતમાં આવતા નળાખ્યાનમાં પણ નળરાજાએ દ્યૂત ખેલી પોતાનું સર્વસ્વ ગુમાવ્યાનો ઉલ્લેખ છે.

જે સમયમાં રામાવતાર થયો તેને સુવર્ણયુગ કહી શકાય. તે સમયની રાજનીતિ, લોકોના વભવ, આચરણ, સત્યપ્રીતિ વિગેરે રામાયણમાં સાફસાફ દેખાઇ આવે છે. દશરથની રૈયત માટેની ચિંતા, રામની પિતૃભક્તિ, સીતાનું અનુપમ પતિવ્રતપણું, ભરતનો અસીમ બન્ધુપ્રેમ વિગેરે સદ્‌ગુણોના એનમૂન નમુના બીજે કોઈ સ્થળે મળે એમ નથી.

**એ સમયમાં આર્યોની સંસ્કૃતિ** ટોચે પહોંચી હતી. વસિષ્ઠ, વિશ્વામિત્ર, ગૌતમ આદિ મહર્ષિઓ રાજાઓના આશરા હેઠળ ધર્મનો ફેલાવો તથા વિદ્યાની વૃદ્ધિ પૂર જોશથી કરતા હતા. જનકરાજા પાસે ઘણા વિદ્વાનો રહેતા. તે પોતે સર્વે વિદ્યાઓમાં પારંગત હતો. સ્ત્રીઓ માટે બહુ માન હતું. અનેક સ્ત્રીઓ તત્ત્વજ્ઞાન તથા વેદવિદ્યામાં નિપુણ હતી. ભયંકર યુધ્ધો થતાં, છતાં વિદ્યાવૃદ્ધિ, ધર્મપ્રસાર, કળાકૌશલ્ય વિગેરે કામો અટકતાં નહિ. આજનાં લગભગ સર્વ અનાજો, સર્વ ધાતુઓ, અને સર્વ જાનવરોનો આર્યો આ સમયે ઉપયોગ કરતા હતા. તે સમયમાં ભારતને આજુબાજુના દેશો સાથે સારો સંબંધ હતો.

વેદકાળમાં આર્યો પંજાબમાં વસ્યા ત્યારે તેમનું જીવન ઘણું સાદું, સરળ, અને પવિત્ર હતું. ભારતીય કાળમાં તેઓ ગંગા-જમનાવાળા મધ્યદેશમાં વસ્યા અને પછી હિમાલયની તળેટીથી અગ્નિ દિશામાં સમુદ્ર સુધીનો મુલક તેમણે વસાવ્યો. આ સુવર્ણ યુગમાં વિદ્યાકળા અને હુન્નર ઉદ્યોગમાં તેઓ ઘણા આગળ વધ્યા હતા. પરંતુ પાછળથી તેમના આચારવિચાર, ધર્મ અને સમાજરચનામાં ઘણા ફરક પડવા લાગ્યા. ધર્મ વિચારોમાં મોટી ક્રાન્તિ થઈ. વેદકાળની સરળતાને સ્થાને આડમ્બર દાખલ થયો.

ભગવદ્‌ગીતા, મહાભારતનો એક ભાગ છે. કુરૂક્ષેત્ર (પાણીપત નજીક) ના મેદાન ઉપર કૌરવ પાંડવનાં સૈન્ય યુદ્ધમાટે સજ્જ થયાં છે, એવે સમયે પાંડવ સૈન્યનો આગેવાન અર્જુન પોતાની સામેના સૈન્યમાં સગાંવહાલાંને ખડા થએલાં જોઈ, તેમને હણી રાજ્ય મેળવવા કરતાં મરવું વધારે સારૂં એમ કહી શસ્ત્રો ફેંકી દે છે, ત્યારે તેના સારથી, અને 'પ્રેમ-ભક્તિના વેચાણ' શ્રીકૃષ્ણ તેને જે ઉપદેશ આપે છે તેનું નામ ભગવદ્‌ગીતા વા ગીતા. તેમાં કૃષ્ણે અર્જુનને ધર્મની સાચી દિશા બતાવી એવો બોધ દીધો કે તારા જેવા ક્ષત્રીને ધર્મયુદ્ધથી વિમુખ થવું ઘટિત નથી. બોધ, સુંદરતા, અને ગંભીરતાની દૃષ્ટિએ ગીતા જગતનું અનુપમ પુસ્તક છે. એનાં ભાષાન્તર દુનિયાની એકેએક સુધરેલી પ્રજાએ કર્યાં છે.

રામાયણના રામ અને મહાભારતના કૃષ્ણને હિંદુઓ આજે દેવરૂપે પૂજે છે.

**આર્યોની રાજકીય વ્યવસ્થા.**—વેદકાળમાં મોટે ભાગે પ્રજાતંત્ર પદ્ધતિ ચાલતી હતી. તે સમયે આર્યો નાનાં ગામોમાં રહેતા. ઘણુંખરૂં એક ગામમાં એકજ વંશના માણસો વસતા. ગામનો પ્રબંધ ગ્રામ્ય પંચ મારફતે થતો. પંચમાં, ગામમાં વસતાં કુટુંબોના વડીલોએ ચુંટેલા પુરૂષો બેસતા. ગામો વાસ્તવિક રીતે સ્વતંત્ર હતાં તથા તેઓ પોતામાંથી એકને રાજા પસંદ કરી નીમતા. તેને પદભ્રષ્ટ કરવાનો હક્ક ગામને હતો. એજ રીતે અનેક ગામો ભેગાં થઈ પોતાનો રાજા તથા રાજસભા નક્કી કરતાં. આમાંથી કોઈ કોઈ રાજા પરંપરીણ પણ બની જતા. પરંતુ તે સમયે રાજા કાનુનની વિરૂદ્ધનું આચરણ કે પોતાની સત્તાનો દુરૂપયોગ કરી શકતા નહિ. ન્યાય તથા યુદ્ધ એ બે રાજાનાં મુખ્ય કર્ત્તવ્ય હતાં. તેઓ પ્રજાને પુત્રવત્ પાળતા અને દુર્જનોને દંડ દેતા.

ભારતીય કાળમાં આ પરિસ્થિતિ પલટાઈ ગઈ. હવે મોટાં મોટાં નગરો બન્યાં. હજુ પણ ગામો પોતાના આંતરિક વહીવટમાં સ્વતંત્ર હતાં. પરંતુ શહેરોનું રાજ્યતંત્ર અધિક જટિલ બની ગયું. રામાયણ, મહાભારત, આદિ પ્રમાણ-ગ્રન્થો પરથી માલમ પડે છે કે તે સમયના રાજાઓ સ્વેચ્છાચારી ન હતા. રામચંદ્રને યુવરાજપદ આપતાં પહેલાં દશરથને મંત્રીઓ તથા લોકોની સંમતિ લેવી પડી હતી. વિવિધ પંચો અને સભાઓના નિર્ણયો તથા ધર્મશાસ્ત્રોમાંના રાજનિયમોને અનુસરી રાજાને કાર્ય કરવું પડતું. આર્ય રાજ્યતંત્રમાં કાનુન બનાવવાનો અધિકાર રાજાને કદિ અપાયો ન હતો. કાનુન સદા રાજાથી ઉપર ગણાતો. રાજાનું કામ ઘણું કઠણ હતું. દેશમાં દુકાળ પડે, ચોરીઓ થાય, પ્રજાનું કાંઈ પણ અનિષ્ટ થાય તો તે માટે રાજા જવાબદાર ગણાતો.

રાજા પ્રજાનો સેવક તથા રક્ષક લેખાતો. પ્રજાને દુર્જનો તેમજ બહારના શત્રુઓથી રક્ષવી, શુદ્ધ ઈન્સાફ આપવો, ખેતીનું પાલન કરવું, ધર્મની રક્ષા કરવી, યુદ્ધ કરવાં, વિદ્યાની વૃદ્ધિ કરવી, વેપારીઓનો બંદોબસ્ત કરવો, આવાં આવાં કામોમાં રાજાને પુષ્કળ શ્રમ કરવો પડતો. વળી રૈયતની હાલત નજરોનજર જોવા રાજાઓ ગુપ્તવેશે રાતના પણ બહાર નીકળી પડતા.

આ સર્વ કર્તવ્યો સારી રીતે કરવા માટે રાજાને કેટલાક અધિકાર હતા. તે અપરાધીને દંડ તેમજ ક્ષમા આપી શકતો, પરંતુ એ કાર્યમાં તેને વિદ્વાનોની સભાની સંમતિ લેવી પડતી. આ ઉપરાંત ખેતીની ઉપજનો દશમો, આઠમો કે છઠ્ઠો ભાગ; સોનાની ખાણવાળા તથા તેના વેપારી પાસેથી ઉપજનો પચાશમો ભાગ; વાણિજ્યની વસ્તુઓ પર વીશમો ભાગ; વહાણોમાં આવતી વસ્તુઓપર દશમો ભાગ,—એ પ્રમાણે કર લેવાની સત્તા રાજાને હતી. વળી કારીગરોને ફક્ત ભોજન બદલ મહિનામાં એક દિવસ રાજ્યનું કામ કરવું પડતું.

**રાજસભાઓ.**—અસલ ભારતમાં 'મોનાર્કિ' એકતંત્ર રાજ્યો, 'ઓલીગાર્કી' થોડાક માણસોની સત્તાવાળાં રાજ્યો, અને 'ડિમોક્રસી' લોકસત્તાક રાજ્યો એ ત્રણે પ્રકારનાં રાજ્યો હતાં. છેલ્લા બે પ્રકારમાં રાજસભાઓ હોય એમાં નવાઈ નથી. પહેલા પ્રકારના, એકતંત્ર રાજ્યોમાં પણ રાજસભાઓ રહેતી. સામાન્ય રીતે શાસ્ત્રોમાં રાજસભા, વિદ્યાસભા, અને ધર્મસભા એ ત્રણના ઉલ્લેખ આવે છે. એ ઉપરાંત મંત્રી પરિષદ્, ન્યાયસભા, શ્રેણીસભા જેમાં હુન્નર ઉદ્યોગ અને વેપારની ચર્ચા ચાલતી, આદિ

નાની મોટી અનેક સભાઓ હતી. રાજ્યની મહાસભાની બેઠક દરરોજ થતી. તેમાં લોકોની ફરિયાદો, તથા નીચલી અદાલતો સામેની અપીલો રજુ થતી. ત્યાં રાજાના પ્રમુખપણા હેઠળ રાજકુમારો, મંત્રીઓ, સેનાપતિઓ, કર ભરનારા આદિ પુરૂષો બેસતા. દરેક સભાસદ માટે સ્થાન નક્કી કરેલું રહેતું.

## પ્રકરણ ૫ મું. બૌદ્ધધર્મ અને જૈનધર્મ

( આજથી ૨૫૦૦ વર્ષ પૂર્વે )

**અનુકૂળ પરિસ્થિતિ.**—મહાભારત પછી કેટલોયે સમય વીતી ગયો. વર્ણવ્યવસ્થા અને ન્યાતોના ભેદને લીધે થતો ઉપદ્રવ દિનપર દિન વધતો ગયો. બ્રાહ્મણોનું જોર વધી ગયું. તેઓ અન્ય વર્ણોને પોતાની વર્ણમાં દાખલ થવા દેતા નહિ. અન્ય વર્ણના લોકો એમ સમજતા કે વિદ્યા ભણી અમને બ્રાહ્મણ બનવાનો અધિકાર છે. વળી કર્મકાંડનો આડમ્બર હદપાર વધ્યો. યજ્ઞોમાં પશુવધની પ્રથા ચાલુ થઈ ગઈ. વળી જીવનને પવિત્ર બનાવવાને બદલે લોકો મંત્ર-જંત્ર અને યજ્ઞયાગ તરફ ખૂબ ઢળ્યા હતા. આર્યોની આ પરિસ્થિતિમાં ધર્મસુધારણાની જરૂર હતી અને એ કાર્ય કરનાર બે સમર્થ પુરૂષો ઈ. પૂ. ની છઠ્ઠી સદીમાં થયા.

**ગૌતમ બુદ્ધ.**—હિમાલયની તળેટીમાં નેપાળ નજીક કપિલવસ્તુ નામના નગરમાં શુદ્ધોદન નામનો શાક્ય જાતિનો રાજા રાજ્ય કરતો હતો. તેને સિદ્ધાર્થ નામે એક સુલક્ષણો પુત્ર થયો ( ઈ. પૂ. ૫૬૭ ): એજ પાછળથી ગૌતમ બુદ્ધ નામે પ્રસિદ્ધ થયો. ઉમ્મરે આવતાં તેનું ચિત્ત સંસારથી ઉઠી ગયું. આખું જગત તેને ખારૂં લાગવા માંડ્યું. અંતે રાજવૈભવ અને ઘરબાર ત્યાગી તે તપસ્યા કરવા ચાલી ગયા. છ વર્ષ સુધી ઉગ્ર તપ કર્યા છતાં તેને શાંતિ થઈ નહિ. આ પરથી તેનો એવો અભિપ્રાય બંધાયો કે કેવળ દેહ દમનથી મોક્ષ મળતો નથી. ત્યારબાદ એકાંત ચિન્તવનમાં કેટલોક સમય ગાળી તે એવા નિશ્ચયપર આવ્યા કે કેવળ વિશ્વપ્રેમ અને પવિત્ર જીવનથીજ મનુષ્યને શાંતિ મળે છે. આવા મત મુજબનો બોધ તેણે લોકોને કર્યો. મગધરાજા બિંબિસારે તેને આશરો દીધો તથા તેનો ઉપદેશ પોતાનાં રાજ્યમાં પ્રચાર્યો. એ શિવાય અનેક રાજાઓ અને બીજા લોકો આ પંથમાં ભળ્યા. આ પ્રમાણે ૮૦ વર્ષનું આયુષ્ય ભોગવી બુદ્ધ ભગવાને પોતાની માનવલીલા સમાપ્ત કરી.

**બૌદ્ધ ધર્મ.**—આ પ્રમાણે નીકળેલા નવા ધર્મમાં જ્ઞાનનું મોટમ વધારે બતાવ્યું છે. બુદ્ધ એટલે જ્ઞાની. બૌદ્ધ ધર્મના મુખ્ય અનુયાયીઓ સંન્યાસી જેવા રહેતા. તેમનું મુખ્ય તત્ત્વ એ કે કોઈને દુઃખ ન દેવું. ઇચ્છા અને વાસનાને મારી પુનર્જન્મ બંધ કરવા અને નિર્વાણ ( મોક્ષ ) મેળવવો એ આ ધર્મનું ધ્યેય છે. ભિક્ષા માંગી ગુજરાન કરનારા ભિક્ષુઓ ગામેગામ ઉપદેશ આપવા ફરવા લાગ્યા. સ્ત્રીઓ પણ ભિક્ષુ બની આ કામમાં સામેલ થઈ.

બુદ્ધના મરણબાદ હિંદમાં તેનો ધર્મ ઘણા જમાના સુધી સારી હાલતમાં રહ્યો, પરંતુ પાછળથી તે ધીમે ધીમે નાબુદ થતો ગયો અને અંતે આજથી સાતેક સદી પૂર્વે એ ધર્મ પોતાની જન્મભૂમિમાંથી સાવ ઉખડી ગયો. પરંતુ **સિલોન, બર્મા, શ્યામ, નેપાળ, તિબેટ, મંગોલીઆ, ચીન** અને **જાપાન**માં હજુ તે આબાદ છે. **અશોક** જેવા પ્રતાપી રાજાના આશ્રયથી, અને ભિક્ષુઓ અને ભિક્ષુણીઓનાં સુવ્યવસ્થિત કાર્યથી આ ધર્મ આટલો ફેલાયો. આજે તેના અનુયાયીઓની સંખ્યા બીજા કોઈ ધર્મ કરતાં અધિક છે.

**તેના બે પક્ષ.**—કેટલાક સમય પછી **બૌદ્ધ** ધર્મમાં બે પક્ષ પડી ગયા. એક પક્ષ ઉત્તર બાજુ **નેપાળ, તિબેટ,** અને ત્યાંથી **ચીન** અને **જાપાન** સુદ્ધાં ગયો. બીજો પક્ષ **સિલોન, બર્મા** અને **શ્યામ**માં રહ્યો. પહેલો પક્ષ **મહાયાન** પંથ કહેવાયો અને તેણે સમયોચિત ફેરફારો કર્યા. બીજો **હીનયાન** પક્ષ અસલને વળગી રહ્યો.

**બૌદ્ધધર્મ હિંદમાંથી કેમ નાબુદ થયો ?**—બુદ્ધની હયાતી દરમ્યાન અને તેના પછીનાં ઘણાં વર્ષો સુધી તો **બૌદ્ધધર્મ** પવિત્ર રહ્યો. પણ પાછળથી એવું બન્યું કે જે બુરાઈઓ તોડવા **બુદ્ધે** નવો પંથ સ્થાપ્યો હતો તેજ બુરાઈઓ તેના ધર્મમાં ઘુસી ગઈ. **બૌદ્ધોએ બુદ્ધને પરમેશ્વર** ગણી ઠેરઠેર તેનાં મંદીર બનાવ્યાં. તેનાં અસ્થિઓ પર મોટા મોટા સ્તૂપ બંધાવ્યા. **બુદ્ધના** અવશેષ માટે તેના અનુયાયીઓમાં ઝઘડા થતા. **હિંદ**માં મૂર્તિ અને મંદિરો આજે માલમ પડે છે તે **બૌદ્ધો**નુંજ અનુકરણ લાગે છે.

આ સ્થિતિમાં **બ્રાહ્મણો**નો વિરોધ અને રાજાશ્રયનો અભાવ એ બે કારણો પણ પોતાનું કામ કરી રહ્યાં હતાં. છેવટનો ફટકો **મુસલમાનોએ** બારમી સદીની છેવટમાં માર્યો.



महावीर स्वामी

**મહાવીર સ્વામી.**—બુદ્ધના સમકાલીન મહાવીર સ્વામી મગધદેશના રાજકુમાર હતા. બાળપણુથીજ તેનું વલણુ વૈરાગ્ય તરફ હતું. પૂર્ણ જુવાનીમાં તે સંસારનો ત્યાગ કરી પારસનાથ સંપ્રદાયમાં ભળ્યા તથા તેમાં તેણે કેટલાક સુધારા કર્યા. લગભગ ૩૨ વર્ષ સુધી ઠેરઠેર ફરી તેણે લોકોને જૈનધર્મ વિષે બોધ દીધો.

જૈનધર્મનો મોટો સિદ્ધાન્ત એ છે કે દરેક પદાર્થમાં જીવ છે. જૈનો ઇશ્વરને માનતા નથી. અહિંસા અને ત્યાગ ઉપર તેઓ ખુબ ભાર મુકે છે. આજે બૌદ્ધધર્મી માંસાહારી છે, પરંતુ જૈન માંસને અડકશે સુદ્ધાં નહિ.

અહિંસાને જૈનો એટલી હદસુધી લઈ ગયા છે કે કેટલાક લોકોને હિસાબે જૈન બનવું એ પહેલા નંબરની કાયરતા છે. પરંતુ ધર્મયુદ્ધમાં લડવું અને અપરાધીને દંડ દેવો એમાં જૈન વિદ્વાનો પાપ માનતા નથી.

**તેના બે પંથ.**—આજે જૈનોમાં શ્વેતાંબર ( સફેદ કપડાવાળા ), અને દિગંબર ( નગ્ન ) એવા બે પંથ છે. જૈનધર્મની વૃદ્ધિ બૌદ્ધ જેટલી વેગે થઈ ન હતી છતાં એ આજે અહીં મોજુદ છે અને એના અનુયાયીઓની સંખ્યા પંદર લાખ જેટલી છે.

---

## પ્રશ્નો.

૧. ઈતિહાસની દ્રષ્ટિએ હિંદની ભૂતળરચનાનું બ્યાન કરો.
૨. આર્યોના આગમન પહેલાંના હિંદમાં વસતા લોકો વિષે શું જાણોછો?
૩. દ્રાવિડ લોકો કોણ હતા? તેમની સભ્યતા વિષે શું જાણોછો?
૪. પ્રાચીન આર્યોની રાજકીય, સામાજિક, અને ધાર્મિક વ્યવસ્થા વર્ણવો.
૫. રામાયણ અને મહાભારતની કથા ટુંકમાં કહો. તેમાંથી શો બોધ મળે છે?
૬. ભરત, ભીષ્મ, અને ભગવદ્ગીતા વિષે ટુંક નોંધ લખો.
૭. વેદકાળ અને ભારતીય કાળની સભ્યતાની તુલના કરો.
૮. ગૌતમ બુદ્ધ અને મહાવીર સ્વામીનું ચરિત્ર આલેખો.
૯. જૈનધર્મ વિષે શું જાણોછો?

# ખંડ ૨ જો. હિંદુ રાજ્યોની જાહોજલાલી

## ઈ. પૂ. ૬૫૦થી ઈ. સ. ૧૧૯૩ સુધી

### પ્રકરણ ૬ ઠું. મગધ રાજ્ય.

**નિયમિત ઇતિહાસનો આરંભ.**—અત્યાર સુધી વર્ણવેલી ઘણી ઘટનાઓના સમય નક્કી થયા નથી. નિયમિત ઇતિહાસ તો તેને કહેવાય કે જેમાં એકે એક ઘટનાનો સમય ચોક્કસ હોય. આ હિસાબે યુરોપી વિદ્વાનો ઈ. પૂ. ૬૫૦થી હિંદી ઇતિહાસનો આરંભ થતો માને છે. શરૂના ત્રણેક સૈકાવિષેની હકીકત ઝાઝી મળતી નથી, અને જે મળે છે તે ઉત્તર હિંદ વિષેનીજ; દક્ષિણ કે તામિલ દેશનો તત્કાલીન ઇતિહાસ મળતો નથી.

**જરાસંધ અને શિશુનાગ.**—જુનામાં જુના બૌદ્ધ ગ્રન્થો ઉત્તર હિંદમાં સોળ રાજ્યો હોવાનું જણાવે છે. તેમાં મગધ (બિહાર) રાજ્ય બહુ બળવાન હતું. ભારતીય યુદ્ધ વેળા એ દેશપર પરાક્રમી જરાસંધનું રાજ્ય હતું. "શ્રીકૃષ્ણે ભીમ અને અર્જુનની મદદથી એ જરાસંધના બે ભાગ કરી નાંખ્યા (એટલે જરાસંધને મારી નાંખ્યો; અથવા એના રાજ્યના બે ભાગ પાડ્યા)." જરાસંધ પછી તેના વંશના બાવીશ પુરૂષોએ રાજ્ય કર્યું. ઈ. પૂ. ની સાતમી સદીમાં મગધમાં શિશુનાગ નામનો રાજા હતો (ઈ. પૂ. ૬૫૦). તેના વિષે તેમજ તેના ત્રણ અનુગામીઓ વિષે જરાયે હકીકત મળતી નથી.

**બિમ્બિસાર.**—શિશુનાગથી ચોથો રાજા બિમ્બિસાર મહા ચતુર અને પરોપકારી હતો. ૨૮ વર્ષ રાજ્ય કરી તેણે રાજગાદી પોતાના પુત્ર અજાતશત્રુને સોંપી. ગૌતમ બુદ્ધ આજ સમયે બોધ માટે મગધદેશમાં ફરતા હતા. અજાતશત્રુ અત્યંત પરાક્રમી પણ ક્રૂર હતો.

**નંદવંશ.**—તેના પછી નંદવંશ થયો. મહાપદ્મનંદ તથા તેના આઠ પુત્રો મળી આશરે ૯૦ વર્ષ રાજ્ય કર્યું. તે વખતે મગધ રાજ્યની સત્તા આખા ઉત્તર હિંદમાં પ્રસરી ઠેઠ પંજાબ સુધી પહોંચી હતી. પરંતુ રાજસત્તા જેમ જેમ પૂર્વ તરફ હઠતી ગઈ તેમ તેમ વાયવ્ય સરહદ તરફ દુર્લક્ષ થતું ગયું. પરિણામે ઈરાનના પરાક્રમી રાજા દારાએ સિન્ધુ નદી સુધી પોતાનું રાજ્ય વધાર્યું.

**ઈરાન.**—આ રીતે ઈરાનનું રાજ્ય ખુબ વધ્યું. પશ્ચિમ બાજુએ **ગ્રીક** લોકો સાથે તેને ઉપરાઉપરી યુદ્ધો થતાં હતાં. ઈ. પૂ. ની ચોથી સદીમાં **ગ્રીસ**માં ફિલિપ અને તેના પછી તેના જગવિખ્યાત **પુત્ર સિકંદરે** રાજ્ય કર્યાં હતાં. **સિકંદર** વીશ વર્ષે રાજા થયો હતો. ઈરાન પર બદલો લેવા તેણે ચઢાઈ કરી. માર્ગમાંનો મુલક જીતતો તે ઈરાન આવ્યો અને ત્યાંના રાજાને ત્રણવાર હરાવ્યો.

**મહાન સિકંદરની સ્વારી.**—સિકંદરના રાજ્યલોભનો **થોભ ન** હતો. ઈરાન, **અફઘાનીસ્તાન** જીતી તે **ખૈબર** ઘાટને વાટે **અટક** શહેરમાં આવ્યો. ( ઈ. પૂ. ૩૨૬ ). વિદ્યા અને વેપારના કેન્દ્ર તરીખે પ્રખ્યાત બનેલી **તક્ષશીલા** નગરીનો રાજા તેને જઈ મળ્યો. બાદ **સિકંદર સિંધુ** ઓળંગી **જેલમ** પ્રાન્તમાં આવ્યો. અહીં **પોરસ** ( પુરૂષસેન ) નામનો રાજા હતો. તેણે **સિકંદર**ની ગતિ રોકી. પરિણામે જે લડાઈ થઈ તેમાં **પોરસ** પૂરા પરાક્રમથી લડ્યો પરંતુ હાર્યો અને શત્રુના હાથમાં કેદ પકડાયો. **સિકંદરે** તેને પોતાની પાસે બોલાવી પુછ્યું કે હું તમારી સાથે કયે પ્રકારે વર્તું ? ત્યારે **પોરસે** બીલકુલ નિડરતાથી જવાબ આપ્યો કે રાજા રાજા વચ્ચે જે રીત શોભે તે રીતે. આ સાંભળી વિજેતા ખૂબ ખૂશ થયો અને પરાજિતને તેનું રાજ્ય પાછું સોંપી, પોતે પાછો ફર્યો. **સિકંદર**ને આખું **હિંદ** જીતવાની ઉમેદ હતી પણ તેની સેના સ્વદેશ જવા એકકે પગે થઈ રહી હતી. તેને પાછા ફરવું પડ્યું. પણ સ્વદેશ પહોંચતાં પહેલાં **બેબીલોન** પાસેના **નીનેવી** શહેરમાં ૩૨ વર્ષની કાચી ઉમ્મરે તેનું મરણ થયું.

**સિકંદરની સ્વારીનું મહત્ત્વ.**—સિકંદરની સ્વારી **હિંદી** ઇતિહાસમાં બહુ કિમતી ગણાય છે, કેમકે તે વિષેની સવિસ્તર હકીકત મળી શકે છે. **સિકંદરે** ઠેરઠેર પોતાનાં થાણાં બેસાડ્યાં હતાં તે પરથી લાગે છે કે તેને ફરી અહીં આવવાની ઇચ્છા હશે. તે પોતાની સાથે અનેક વિદ્વાનો લાવ્યો હતો જેમણે આ સમયના **હિંદુ**ઓની અવસ્થા વિષે બહુ સારાં વર્ણન લખ્યાં વળી તે અહીંથી ઘણા કિમતી ગ્રન્થો, અને અનેક પંડિતોને પોતાની સાથે લઈ ગયો હતો. આ રીતે યુરોપી લોકોને **ભારત**ની સાચી ખબરો મળવાથી, બન્નેનો સંબંધ વધતો ગયો.

**સલુક્ષ અને મેગેસ્થનીસ.**—સિકંદર ગુજરી ગયા પછી તેનું રાજ્ય તેના સેનાપતિઓએ વહેંચી લીધું. પૂર્વભાગપર **સલુક્ષે** ( સેલ્યુકસ ) ૩૨ વર્ષ

રાજ્ય કર્યું. તે મગધના મહારાજા ચંદ્રગુપ્તને સમકાલીન હતો. ચંદ્રગુપ્તે પંજાબ અને સિંધુની પશ્ચિમને ભાગ જીત્યો તે પાછો મેળવવા સલુક્ષે સ્વારી કરી, પરંતુ ચંદ્રગુપ્ત આગળ તેનું કાંઈ ચાલ્યું નહિ. સલુક્ષે સલાહ કરી પોતાની પુત્રી ચંદ્રગુપ્ત વેરે પરણાવી. ત્યારપછી તેમની વચ્ચે પરસ્પર સ્નેહભાવ વધ્યો હતો. ચંદ્રગુપ્તના દરબારમાં સલુક્ષનો વકીલ મેગેસ્થનીસ રહ્યો હતો. મેગેસ્થનીસે તે સમયનો ઇતિહાસ લખ્યો હતો પણ કમનશીબે તે આજે અલભ્ય છે. પાછળના લેખકોએ એના ગ્રન્થમાંથી લીધેલા કેટલાક ઉતારા મળી શકે છે તે અમુલ્ય છે.

## પ્રકરણ ૭ મું. ચંદ્રગુપ્ત મૌર્ય.

**પૂર્વ ચરિત્ર.**—શોણ અને ગંગાનદીના સંગમ આગળ આવેલું પાટલીપુત્ર, વેપારી તેમજ લશ્કરી દૃષ્ટિએ ઘણું અનુકૂળ હોવાથી, મગધનું પાટનગર બન્યું હતું. સિકંદરની સ્વારી સમયે અહીં નંદરાજાનું રાજ્ય હતું. ગયા પ્રકરણમાં જેની વાત આવી ગઈ તે ચંદ્રગુપ્ત નંદરાજાની મુરા નામની શૂદ્ર સ્ત્રીથી ઉત્પન્ન થયો હોવાથી તે મૌર્ય કહેવાયો. કોઈ એક કારણને લીધે નંદે તેને દેશવટો દીધો ત્યારે તે પંજાબ ગયો. કહે છે કે તે સિકંદરને મળ્યો હતો. સિકંદરના ગયા બાદ પંજાબમાં મોટી ફોજ ભેગી કરી તેણે મગધપર ચઢાઈ કરી. ચાણક્ય નામના ચતુર બ્રાહ્મણનો સાથ, તથા નંદની અપ્રિયતાને સબબે તેને જીત મળી. નંદકુળનો નાશ થયો અને મૌર્ય વંશ સ્થપાયો. ચંદ્રગુપ્તે પંજાબ અને ઉત્તર હિંદનો ઘણોખરો મુલક જીતી પોતાના રાજ્યને ઘણું મોટું બનાવ્યું. આગળ જણાવ્યા પ્રમાણે બેક્ટ્રિયાના રાજા સલુક્ષની કન્યા તેની સાથે વરી હતી, તથા મેગેસ્થનીસ નામનો વકીલ તેના દરબારમાં આઠ વર્ષ રહ્યો હતો. મેગેસ્થનીસના આજે મળી આવતા તુટક તુટક લખાણો પરથી લાગે છે કે ચંદ્રગુપ્તની રાજ્યવ્યવસ્થા ઉત્તમ પ્રકારની હતી.

**સૈન્ય.**—તેનું રાજ્ય ઘણું વિશાળ હતું. ગુજરાત પર પણ તેનું રાજ્ય હતું, અને જુનાગઢનું સુદર્શન સરોવર તેના અમલમાંજ બંધાયું હતું. રાજ્યના વિસ્તાર પ્રમાણે તેનું સૈન્ય પણ વિશાળ હતું. ગજદળમાં ૯૦૦૦ હાથી અને દરેક હાથી સાથે ચાર ચાર માણસો, ૩૦૦૦૦ હયદળ, અને ૬ લાખ પાયદળ હતું. સૈન્યની વ્યવસ્થા માટે છ ખાતાંઓ હતાં, જેમાંનું એક ખાતું નૌકાવિભાગ માટે હતું.

રાજનગર પાટલીપુત્રની શોભા અનુપમ હતી. અહીંનો રાજમહેલ જોઈ પરદેશીઓ છક થઈ જતા. અહીંની વ્યવસ્થા માટે ૭ ભાગ પાડી દરેક માટે એકેક પંચ નીમાયું હતું. પરદેશીઓને સગવડ કરી આપવા માટે એક ખાસ ખાતું હતું, તે પરથી જણાય છે કે તે સમયમાં પરદેશ સાથે ઘણો વ્યવહાર ચાલતો હશે. નહેરો માટે પણ અલગ ખાતું હતું. લોકો પાસેથી પાણીવેરો તથા જમીનવેરો લેવાતો.

**વેપાર.**—રાજ્યના પ્રાન્તો પાડી દરેક પર ચંદ્રગુપ્તના અમલદારો અમલ ચલાવતા. ગુન્હેગારોને સખત સજા થતી. તે સમયે ઘણોખરો વેપાર ગંગા અને જમના વાટે થતો. વેપારીઓ લંકા અને બ્રહ્મદેશ સુધી, તથા પશ્ચિમે બેબીલોન સુધી પહોંચતા. તે સમયે પૂર્વ કિનારે તામ્રલિપ્તિ ( તામલુક, ચંદ્રનગર પાસે ) તથા પશ્ચિમ કિનારે ભરૂચ, સોપારા આદિ મુખ્ય બંદરો હતાં. જમીન માર્ગે મુખ્ય મથક તક્ષશીલા હતું.

**બિન્દુસાર.**—પચીશેક વર્ષ રાજ્ય કરી ચંદ્રગુપ્તનો દેહાન્ત થયો અને તેનો પુત્ર બિન્દુસાર ગાદીએ આવ્યો. પરાક્રમી હોઈ તેણે પિતાનું રાજ્ય સારી રીતે જાળવી રાખ્યું તથા તેમાં વધારો કર્યો.

**ચાણક્ય.**—જે ચાણક્યે ચંદ્રગુપ્તને રાજ્ય મેળવવામાં સહાય કરી તે ચતુર, તેજસ્વી અને વિદ્વાન હોઈ તેણે અર્થશાસ્ત્ર નામનો ગ્રન્થ લખ્યો છે. આ ગ્રન્થમાં રાજધર્મનું બારીક વર્ણન છે. રાજાએ પોતાનું બળ કેવી રીતે વધારવું, અમલદારોને શી રીતે અંકુશમાં રાખવા, પ્રજા-કલ્યાણ માટે ક્યા ઉપાયો યોજવા, શત્રુઓ સાથે કેવે પ્રકારે વર્તવું વિગેરે અનેક બાબતો તેણે પોતાના ગ્રન્થમાં ચર્ચી છે. ચાણક્યની રાજનીતિને કુટિલનીતિ એ નામ મળ્યું છે. કુટિલનીતિ "ધર્મને માન આપે છે, પણ ઇચ્છિત હેતુ પાર પાડવા માટે ગમે તેવાં સાધનો વાપરવાની છુટ આપે છે."

## પ્રકરણ ૮ મું. અશોક.

**આરોહણ.**—બિન્દુસારના પચીશેક વર્ષના રાજ્ય દરમ્યાન તેના પુત્ર અશોકવર્ધને તક્ષશીલા અને ઉજ્જનમાં સુબેદાર તરીખે કામ કર્યું હતું, અને રાજ્યવહીવટનો અનુભવ મેળવ્યો હતો. પિતાના મરણ પછી અશોક ગાદીએ આવ્યો.

**કલિંગપર ચઢાઈ.**—તેનું રાજ્ય હિંદુકુશથી આસામ, અને કાશ્મીરથી કૃષ્ણા નદી સુધી વધેલું હતું. ફક્ત મહાનદી અને ગોદાવરીની વચ્ચે આવેલો દરિયા કિનારાપરનો કલિંગદેશ સ્વતંત્ર હતો. અશોકે આ દેશ જીતવા ચઢાઈ મોકલી. સ્વાતંત્ર્યપ્રિય કલિંગ પ્રજાએ કેસરીયાં કર્યાં. યુદ્ધ સખત થયું. હજારો લોકો માર્યા ગયા. અંતે એ દેશ અશોકના હાથમાં આવ્યો. પણ પોતાના રાજ્યલોભને લીધે કલિંગ પ્રજાની પાયમાલી થએલી નિહાળી તેનું હૃદય ચીરાઈ ગયું. એ વિષેનો તેનો શિલાલેખ કહે છે કે “ દોઢ લાખ બંદી થયા, એક લાખ કતલ થયા, એ ઉપરાંત બીજા પાર વિનાના લોક મરી ગયા. એ બધાનાં સગાંવહાલાં તો હશેજ. તેમને કેટલું દુઃખ થયું હશે એનો વિચાર કરતાં પણ પ્રિયદર્શી ( અશોક ) ને દુઃખ થાય છે. જીતનો અર્થજ લાખો અને કરોડોનો સંહાર. આજે એ હત્યાકાંડનો સોમો કે હજારમો ભાગ પણ ફરી થાય તોપણ પ્રિયદર્શીને ભારે દુઃખ થાય. પ્રિયદર્શી હવે માને છે કે ઐહિક જીત કરતાં ધર્મની જીત શ્રેષ્ઠ છે. ”

**હૃદય-પલટો.**—આ પ્રમાણે હૃદય પલટાતાં તેણે ધર્મકાર્યો કરવા માંડ્યાં. બૌદ્ધધર્મી હોઈ તે સાધુરૂપે રહેવા લાગ્યો. તેની ભક્તિ દિનપર દિન એટલી બધી વધી ગઈ કે તેણે મૃગયા અને માંસાહાર તજ્યાં, અને યાત્રા કરવા માંડી. ધાર્મિક ચર્ચા કરવા માટે તેણે બૌદ્ધ વિદ્વાનોની સભા મેળવી. પ્રજામાં ધર્મનું જ્ઞાન ફેલાવવા સારૂ તેણે પોતાનાં રાજ્યમાં અનેક સ્થળોએ શિલાઓ અને સ્તંભોપર લેખો કોતરાવ્યા.

**અશોકની રાજ્યવ્યવસ્થા.**—અમલદારોને પ્રજાનું પિતાતુલ્ય રક્ષણ કરવા તેણે સૂચના કરી. વળી તેમનાં કામની દેખરેખ રાખવા નિરીક્ષકો પણ રાખ્યા હતા. પોતે પણ ફરતો. હિંસા અટકાવવા તેણે નિયમો ઘડાવ્યા હતા, તેમજ માણસનાં અને પશુનાં દવાખાનાં ખોલાવ્યાં હતાં. મોટા રસ્તાપર કુવા ખોદાવ્યા હતા તથા વડ, આંબા આદિ ઝાડો રોપાવ્યાં હતાં. ફરિયાદીને

રાજા પાસે ગમે ત્યારે આવવાની છુટ હતી. "પ્રજાનું હિત કરવું એ મારૂં ઋણ છે" એવી અશોકની માન્યતા હતી. ન્યાયની બાબતમાં તે ઘણો ચોક્કસ હતો.



अशोक स्तंभ

પોતાની પ્રજાને તે કહે છે કે "માતપિતાની સેવા પ્રત્યે આદર, પ્રાણીમાત્ર તરફ દયા, સત્ય વચન એજ ખરો ધર્મ છે. બધા ધર્મોવિષે સહિષ્ણુતા રાખવી જોઇએ. સૌને સૌનો ધર્મ વહાલો હોય છે. પરધર્મની નિંદા કરવી નહિ."

**બૌદ્ધધર્મના પ્રચાર** કરવા સારૂ **અશોકે** પોતાનાં સામ્રાજ્યની સીમાઓ ઉપર આવેલા પ્રદેશો, **તામિલદેશ, લંકા, ગ્રીક** રાજ્યો, **મિસર,** આદિ **એશિયા, યુરોપ,** અને **આફ્રીકા** ખંડમાં આવેલા પ્રદેશોમાં હજારો ઉપદેશકો મોકલ્યા. લંકામાં તેનો પુત્ર **મહેન્દ્ર** જાતે ગયો હતો. આ રીતે અત્યારસુધી જે **બૌદ્ધધર્મ હિંદ**ના થોડા ભાગમાંજ પ્રચલિત હતો તે દુનિયાના મુખ્ય ધર્મોમાં ગણાયો અને હજુ ગણાય છે. આ કાર્યનું માન **અશોક**નેજ ઘટે છે. તેણે તથા તેના અનુગામીઓએ જે વિહારો બંધાવ્યા તેથી ધર્મપ્રચાર ઉપરાંત કેળવણી પણ ફેલાઈ. આ વિહારોને લીધેજ **મગધ**નું નામ **બિહાર** પડ્યું.

**મરણ અને ચારિત્ર્ય.**—ચાળીશેક વર્ષ રાજ્ય કર્યા પછી **મહારાજા અશોકવર્ધન**નું મરણ થયું (ઈ. પૂ. ૨૩૨). ઉપર કહેલી હકીકતો પરથી માલમ પડે છે કે લોકકલ્યાણમાટે તે પોતાથી બને તેટલું કરતો. તેનો પરિશ્રમ અથાગ હતો. કલિંગો પ્રત્યેનું તેનું વર્તન અદ્ભુત દયાવૃત્તિ દર્શાવે છે. " દુનિયાનો ગમે તે દેશ **અશોક** જેવા રાજાને માટે મગરૂર થાય. **અશોક**નો વૈભવ એવો હતો કે દુનિયાના ગમે તે બાદશાહને તેની અદેખાઈ આવે. રાજ્ય ચલાવવાની કુશળતામાં તે ગમે તેવા મુત્સદ્દીનો હરીફ થઈ શકે એવો હતો. છતાં **અશોક**ની કીર્તિ ધર્મનિષ્ઠ અને દયાવાન મનુષ્યપ્રેમી તરીખેજ છે. માણસને વિપત્તિમાંજ ધર્મ સૂઝે છે, વૈભવમાં માણસ ક્રૂર અને સ્વાર્થી બની જાય છે એ સિદ્ધાન્તને પણ અપવાદ હોય છે એ **અશોકે** સિદ્ધ કરી બતાવ્યું."

## પ્રકરણ ૯ મું. શુંગ, કાણ્વ, અને આંધ્ર વંશો.

**પુષ્યમિત્ર શુંગ.**—**અશોક**ના મરણપછી ધીરે ધીરે **મૌર્ય**વંશની ઉતરતી કળા થઈ, અને પચાશેક વર્ષમાં એ વંશ સમાપ્ત થયો. છેલ્લા **મૌર્ય** રાજાના સમયમાં **પુષ્યમિત્ર** નામના બળવાન સરદારે રાજ્ય હાથ કર્યું (ઈ. પૂ. ૧૮૪). તેના વંશને **શુંગ**વંશ કહે છે. **પુષ્યમિત્ર**નો પુત્ર **અગ્નિમિત્ર** મહા વિદ્વાન હતો. તેણે વિદ્યાને સારૂં ઉત્તેજન આપ્યું. **મહાભાષ્ય**ના કર્તા

પતંજલિ એના સમયમાં થએલા. શુંગવંશ ૧૧૨ વર્ષ ચાલ્યા પછી કાણ્વ-વંશ આવ્યો. તે ઝાઝો ટકયો નહિ. છેલ્લા કાણ્વ રાજાને આંધ્રવંશી રાજાએ માર્યો. આંધ્રવંશ સ્થપાયો તો અશોકના મરણ પછી તરતમાં જ. તેનું રાજ્ય, આખા દક્ષિણમાં, પૂર્વ સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર સુધી હતું. આ વંશની ઝાઝી હકીકત મળતી નથી.

## પ્રકરણ ૧૦ મું. કનિષ્ક.

**પરદેશી ચઢાઈઓ.**—આપણે જોઈ ગયા કે સિકંદર પછી તેના રાજ્યના કકડા પડી ગયા; અને તેમાં ગ્રીક જાતિના રાજાઓએ રાજ્ય સ્થાપ્યાં. આમાં બેક્ટ્રિયા ( બલ્ખ ) અને તેની પશ્ચિમે આવેલા પાર્થિયાનાં રાજ્યો મુખ્ય હતાં. તેમણે હિંદ ઉપર ચઢાઈઓ કરી હતી.

ઇ. પૂ. ની બીજી સદીમાં મધ્ય એશિયાની ભટકતી ગોપ જાતિઓ પોતાના સ્વદેશની અગવડોથી કંટાળી દક્ષિણ અને પશ્ચિમ તરફ ઉતરી આવી. આ જંગલી લોકોએ બેક્ટ્રિયાના રાજાને હરાવી પોતાનાં રાજ્ય સ્થાપ્યાં. આમાં સૌથી પહેલા શક લોકો આવી શિસ્તાન (શકસ્તાન, અફઘાનીસ્તાનની દક્ષિણે ) માં વસ્યા. આ જાતિના કેટલાક લોકોએ સૌરાષ્ટ્રમાં જઈ રાજ્ય સ્થાપ્યાં. શક પછી આવનારા કુશાન લોકો કાબુલમાં રહ્યા. આ જાતિમાં કનિષ્ક નામનો પરાક્રમી રાજા થયો.

**કનિષ્કનું રાજ્ય** બહુ મોટું હતું. મધ્ય એશિયા, કાબુલ, કાશ્મીર, અને આખા ઉત્તર હિંદુસ્તાનમાં તેની આણ ચાલતી હતી. બૌદ્ધ ધર્મની દીક્ષા લઈ તેણે અશોકની પેઠે બૌદ્ધ સાધુઓની એક સભા ભરી અને ધર્મ-ગ્રન્થોનાં સંશોધન તથા ભાષાન્તર કરાવ્યાં. તેનાં ઘણાં વર્ષ ચીન સાથેના યુદ્ધમાં ગયાં હતાં. તેની ગેરહાજરી દરમ્યાન તેના પુત્રોએ સારું રાજ્ય ચલાવ્યું હતું. રાજધાની પુરૂષપુર ( પેશાવર ) માં હતી. કનિષ્ક ( ઈ. સ. ની પહેલી સદી ) પછી ત્રણ રાજાઓ થયા. છેલ્લો રાજા ૨૨૦ માં ગુજરી ગયો લાગે છે. તે પછીનાં સો વર્ષનો ઇતિહાસ હજુ પ્રકાશમાં આવ્યો નથી.

**બૌદ્ધકાળની વિદ્યાકળા.**—અશોકના સમયથી ચોથી સદીના મધ્ય-સુધીનાં છસો સાતસો વર્ષો દરમ્યાન બૌદ્ધ ધર્મની ચઢતી કળા હતી. તેના પ્રચારથી અસલ વેદધર્મ થોડોઘણો પાછળ પડયો, તોપણ સંસ્કૃત ગ્રંથોની રચના બંધ થઈ નહિ. જૈમિનિની પૂર્વ મિમાંસા અને બાદરાયણની ઉત્તર-

મિમાંસા આ કાળમાંજ રચાઈ. તેમાં બૌદ્ધમતનું ખંડન કરવાનો પ્રયત્ન કરાયો છે. સ્મૃતિઓ પણ આ જ કાળમાં ઉત્પન્ન થઈ. મનુસ્મૃતિ આજે હિંદુઓનો મોટો ગ્રન્થ મનાય છે. તેમાં હિંદુઓના મૂળ કાયદાઓ છે.

બૌદ્ધધર્મનો ફેલાવો પ્રાકૃત ભાષાઓ દ્વારા થયો. આથી પ્રાકૃત ભાષાની ચઢતી થઈ અને તેમાં ઉત્તમ જાતનું સાહિત્ય ઘડાયું. વૈદક શાસ્ત્ર રચનાર પ્રખ્યાત ચરક કનિષ્કના સમયમાં થયો હતો. નાગાર્જુન અને અશ્વઘોષ આ જમાનાના નામીચા લેખકો હતા. આ સમયના વૈદક વિગેરેના ગ્રન્થો પશ્ચિમમાં ગયા. શસ્ત્રક્રિયા ( સર્જરી ) નો પ્રચારક સુશ્રુત ક્યારે થઈ ગયો, તેનો પત્તા લાગતો નથી. ચરક અને સુશ્રુતનું યુરોપમાં બહુ માન હતું.

હિંદુસ્તાનમાં મનુષ્યે જે પહાડી ગુફાઓ તૈયાર કરી છે તેમાંની ઘણીખરી મુંબાઈ ઈલાકામાં છે. એ સર્વ બૌદ્ધોએ સંગીન પહાડોમાંથી કોતરી બનાવી છે. તેમાં કાર્લી, કેનેરી, અને નાસિકની ગુફાઓ બહુ નામીચી છે. તેમાંનાં નકશી કામ, મજબુત બનાવટ, અને ભવ્ય મૂર્તિઓ જોવાથી તે સમયની શિલ્પકળા કેટલી ઉંચી ટોચે પહોંચી હશે તેનો બહુ સારો ખ્યાલ આવી શકે છે. આ ઉપરાંત તે સમયમાં બનેલા શિલાસ્તંભો, સ્તૂપો, અને તોરણો જડે છે. ભિલ્સા પાસે આવેલો સાંચી સ્તૂપ આજે બહુ પ્રખ્યાત છે. તેને ફરતો પત્થરનો કઠેરો છે તથા ચારે દિશાએ સુંદર તોરણો છે જે જોયાથી આજના લોકો પણ છક થાય છે.

## પ્રકરણ ૧૧ મું. દિગ્વિજયી સમુદ્રગુપ્ત.

**ગુપ્તવંશ.**—કનિષ્ક પછી લગભગ બસો વર્ષ પછી ગુપ્તકુળ નામનું પરાક્રમી રાજકુળ થયું. ચોથી સદીના આરંભમાં પાટલીપુત્રમાં ચંદ્રગુપ્ત નામનો સમર્થ રાજા થયો, તેણે લિચ્છવિ વંશની રાજકન્યા પરણી પોતાનું બળ વધાર્યું. બારેક વર્ષમાં તેણે દક્ષિણ બિહાર, અયોધ્યા આદિ પ્રદેશ જીતી ગુપ્ત સામ્રાજ્યનો પાયો નાંખ્યો. બાદ દશ વર્ષ પછી તેનું મરણ થતાં તેનો પુત્ર સમુદ્રગુપ્ત ગાદીએ આવ્યો.

**સમુદ્રગુપ્ત.**—ઘણો લાયક રાજા નીવડ્યો. યુરોપી લેખકો તેના દિગ્વિજયને લીધે તેને હિંદી નેપોલિઅન કહે છે. પિતાએ આરંભેલા કાર્યને પરિપૂર્ણ કરવા તેણે આખું ઉત્તર હિંદ નવેસરથી જીત્યું. આ પ્રમાણે ઉત્તરમાં એકછત્રી સામ્રાજ્ય સ્થાપી તે દક્ષિણ તરફ વળ્યો. ઓરિસ્સાના જંગલોમાં થઈ, માર્ગમાંનાં રાજ્યો સર કરતો તે ઠેઠ કાંચીનગર સુધી પહોંચ્યો. તેના સૈનિકોએ કાવેરી નદીમાં સ્નાન કર્યું. ત્યાંથી મહારાષ્ટ્ર, ખાનદેશ વિગેરેના રાજાઓને હરાવી તે પાછો ફર્યો.

એમ લાગે છે કે દક્ષિણમાં જીતેલા પ્રદેશો તેણે પોતાનાં સામ્રાજ્યમાં સામેલ કર્યા નહિ. કેવળ એ રાજાઓને પોતાના માંડલિક બનાવ્યા અને તેમની પાસેથી ખંડણી લીધી. પરંતુ ઉત્તરના ઘણાંખરાં રાજ્યો તેણે ખાલસા કર્યાં. આનું એક કારણ એ હોઈ શકે કે ઉત્તરનાં રાજ્યો યવન (ગ્રીક), શક, કુશાન આદિ આર્યેતર જાતિનાં હતાં, ત્યારે દક્ષિણનાં બધાં રાજ્યો શુદ્ધ આર્ય હતાં.

**અશ્વમેધ યજ્ઞ.**—ઉપર વર્ણવ્યા મુજબનો દિગ્વિજય સંપૂર્ણ કરી સમુદ્રગુપ્તે અશ્વમેધ * યજ્ઞ કર્યો, તથા વિદ્વાન બ્રાહ્મણોને પુષ્કળ દાન દીધું. મરણ સમયે તેનું રાજ્ય હુગલીથી સતલજ અને ચંબલ સુધી, તથા હિમાલયની તરાઇથી નર્બદા સુધીના વિસ્તારવાળું હતું. ઉપરાંત હિમાલય અને વિન્ધ્યના પહાડી લોકો, તથા રજપુતાના અને માળવાના લોકો સમુદ્રગુપ્તને અધિરાજા ગણતા. લંકાનો રાજા તથા વાયવ્ય સરહદપરના કુશાનો

---

* "આખા ભારતવર્ષને વ્યવસ્થિત વલણ આપી જે રાજા પોતાની રાજસત્તા મારફત ધાર્મિક વ્યવસ્થા અને ધાર્મિક સામ્રાજ્ય સ્થાપવા સશક્ત હોય તેજ અશ્વમેધ યજ્ઞ કરી શકતો. પોતાની આણ બધે વર્તે છે એ સિદ્ધ કરવા રાજા એક પાણીદાર ઘોડાને છુટો મુકે અને પોતે યજ્ઞની દીક્ષા લઈ વ્રતો પાળે. ઘોડો આખા દેશમાં ગમે ત્યાં છુટથી ફરે. એનું રક્ષણ કરવા એક મોટી સેના એની પાછળ પાછળ જાય. રાજાના વિરોધીઓ તે ઘોડાને પકડી બાંધી રાખે. પછી આ મહાસેના તેમની સાથે લડીને ઘોડાને છોડાવી લાવે. ઘોડો ચારે દિશાએ ફરી વળે એટલે મહા ઉત્સવ સાથે તે અશ્વનો યજ્ઞ કરવામાં આવે. દેશદેશાન્તરના રાજાઓ પાસેથી મેળવેલું ધન ચક્રવર્તી રાજા ધર્મકાર્ય તથા લોકહિતને માટે ખર્ચી નાખે. આ પ્રકારના યજ્ઞને અશ્વમેધ યજ્ઞ કહે છે."

તેને માન આપતા. અશોકે છસો વર્ષ પર જે સામ્રાજ્ય સ્થાપેલું તેનાં જેવું જ સામ્રાજ્ય સ્થાપવામાં સમુદ્રગુપ્ત પહેલો હતો.

**સમુદ્રગુપ્તનું ચારિત્ર્ય.**—ઉત્તમ સૈનિક અને સેનાનાયક હોવા ઉપરાંત સમુદ્રગુપ્ત સાહિત્ય અને કળામાં બહુ રસ લેતો. કવિ હોવા સાથે તેને સંગીતનો બહુ શોખ હતો. વીણા વગાડવામાં તે એક્કો ગણાતો. વળી પોતે ચુસ્ત હિંદુ છતાં તેણે અન્ય ધર્મો સાથે ઉદાર વર્તન ચલાવ્યું હતું. પ્રસિદ્ધ બૌદ્ધ લેખક વસુબન્ધુને તેણે ઉત્તમ આશ્રય આપ્યો હતો. તે જમાનામાં સંકુચિત ધર્મભેદને સ્થાન ન હતું. આશરે ૪૫ વર્ષ રાજ્ય ભોગવી તેનો દેહાન્ત થયો.

**બીજો ચંદ્રગુપ્ત ( વિક્રમાદિત્ય ).**—સમુદ્રગુપ્ત પછી તેનો પુત્ર બીજો ચંદ્રગુપ્ત, વિક્રમાદિત્ય નામ ધારણ કરી ગાદીએ બેઠો. આખા હિંદુસ્તાનમાં વિક્રમરાજાનું નામ અતિ પ્રેમ અને માનને લાયક ગણાય છે. વિક્રમ સંવત જેનો આરંભ ઈ. પૂ. ૫૭ થી થાય છે તે ઉજ્જનના રાજા વિક્રમે શકારિ ( શક લોકોના શત્રુ * ) તરીખે ચાલુ કર્યો એવી દંતકથા છે. પરોપકાર અને પ્રજાપાલકપણા માટે વિક્રમે અપાર નામના મેળવી હોવાથી તેના પછીના રાજાઓ એ ઉપનામ રાખવા તથા એનાં જેવાં કાર્યો કરવા પ્રેરાય એ અતિસંભવિત છે.

બીજો ચંદ્રગુપ્ત પાટવી કુંવર ન હતો છતાં યોગ્યતાને કારણે તેને યુવરાજપદ મળ્યું હતું ( ૩૭૫–૪૧૩ ). લગભગ ૩૮ વર્ષના અમલ દરમ્યાન તેણે માળવા, ગુજરાત, અને કાઠીઆવાડને જીતી પોતાના રાજ્યમાં સામેલ કર્યાં. આ પ્રદેશો ઘણા વખતથી શક રાજાઓને આધીન હતાં. ચંદ્રગુપ્તે પોતાની રાજધાની પાટલીપુત્રથી બદલી અયોધ્યામાં આણી લાગે છે. તેનો સમય ગુપ્ત સામ્રાજ્યની ચઢતીની પરિસીમા ગણી શકાય.

**કુમારગુપ્ત અને સ્કન્દગુપ્ત.**—ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર કુમારગુપ્ત રાજા બન્યો. તેણે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો તે પરથી લાગે છે કે તેનું રાજ્ય કમી થયું નહિ હોય. ૪૨ વર્ષના રાજ્ય પછી તેનું મરણ થતાં સ્કન્દગુપ્ત ગાદીએ આવ્યો. સ્કન્દગુપ્તનો સમય ઘણો બારીક અને કઠણ હતો. મધ્ય

* શક લોકોને તેણે હરાવી પ્રજાને પરચક્રમાંથી બચાવી હશે.

એશિયામાં ગોપજીવન ગાળતા હુણ લોકો જંગલના દવની પેઠે હિંદપર ઉપરાઉપરી ચઢાઇઓ લાવ્યા, અને હદ વિનાની લુંટફાટ તથા મારકાપ કરવા લાગ્યા. સ્કન્દગુપ્તે તેમને એક વાર હરાવ્યા અને એ વિજયના સ્મારક તરીખે ગાઝીપુર જીલ્લામાં ભિતારી નજીક વિષ્ણુસ્તંભ બંધાવ્યો. છતાં હુણોના તાજા હુમલા આવતા ગયા અને અંતે ગુપ્તરાજ્ય છિન્ન ભિન્ન થઈ ગયું (૪૭૦). હુણ સરદાર તોરમાણે માળવામાં રાજ્ય સ્થાપ્યું. તેના પછી તેનો કુખ્યાત પુત્ર મિહિરગૂળ પોતાની રાજધાની શાકલમાં (શિયાલકોટ) લઈ ગયો. અત્યંત ક્રૂર હોઈ તેણે લોહીની નદીઓ વહેવડાવી. આ મનુષ્ય-શત્રુના અત્યાચાર દિનપરદિન અસહ્ય થવાથી મગધના રાજા (સ્કન્દગુપ્તના પૌત્ર) નરસિંહગુપ્ત બાલાદિત્ય તથા મધ્યદેશના પરાક્રમી રાજા યશોધર્માએ એકત્ર થઈ મિહિરગૂળને સખત હાર આપી (૫૨૮). હૂણો હાલહવાલ થઈ ગયા. તેમનામાંના ઘણા પંજાબ અને રજપુતાનામાં વસ્યા, તથા હિંદુ ધર્મ અને રીતરિવાજ સ્વીકારી હિંદી પ્રજામાં સમાઈ ગયા. હિંદુ ધર્મનો અપાર સાગર એટલો ઉંડો અને વિશાળ હતો કે તેમાં બધી જાતિઓ, આરંભમાં ગમે તેવી હોય છતાં હિંદુ સભ્યતા સ્વીકારી ભળી શકતી. "યવન લોકોથી માંડીને હુણ લોકો સુધી જેટલા પરદેશીઓ હિંદુસ્તાનમાં આવ્યા તે બધા હિંદુ (અથવા બૌદ્ધ) સમાજમાં ભળી ગયા. હુણો પછી તુર્ક લોકો મુસલમાની ધર્મ લઈ હિંદુસ્તાનમાં આવ્યા. તેમને પોતાનાજ ધર્મનો પ્રચાર કરવાનો હોવાથી તેઓ હિંદુ ન બન્યા, અને હિન્દુઓએ ધર્મભેદને લીધે તેમને પોતાના સમાજમાં ભળવા ન દીધા. તેથી આ બન્ને કોમોનો વિગ્રહ લાંબા વખત સુધી ચાલ્યો. આખરે બન્ને કોમોએ જોયું કે ધાર્મિક અને સામાજિક માન્યતાઓની એકતા કર્યા વગર પણ સંપીને રહી શકાય છે. આ એ ઇતિહાસ પ્રસિદ્ધ કોમો આ વસ્તુ પુરેપુરી સિદ્ધ કરી બતાવે તો દુનિયામાંનો ધર્મદ્વેષ અને જાતિદ્વેષ કાયમને માટે મટી જાય."

## પ્રકરણ ૧૨ મું. હર્ષવર્ધન (૬૦૬–૬૪૭).

"**પ્રાચીન ભારતના ચક્રવર્તી ત્રણ**:—ચંદ્રગુપ્ત મૌર્ય, સમુદ્રગુપ્ત પરાક્રમાદિત્ય, અને હર્ષવર્ધન આદિત્યશીલ. એકનો પ્રતાપ પશ્ચિમમાં સીરિયા સુધી, બીજાનો દક્ષિણમાં લંકા સુધી, અને ત્રીજાનો પૂર્વમાં ચીન સુધી પ્રસર્યો હતો. મેગેસ્થનીસે પહેલાના રાજ્યતંત્રનાં, ફાહિયાને બીજાના



ગાંધાર
સિંધુ નદી
મથુરા
પ્રયાગ
કાશી
પાટલીપુત્ર
કામરૂપ
ઉજ્જન
સોપારા
ગોદાવરી નદી
કૃષ્ણા નદી
ચોલ
કાંચી
કાવેરી નદી
હર્ષનુ
સામ્રાજ્ય
૬૪૦.

બંદોબસ્તનાં, અને હ્યુએનસાંગે ત્રીજાની વિદ્વત્તાનાં અત્યંત વખાણ કર્યાં છે. **મૌર્યે** વિશેષ ગૌરવ ગુરૂથી પ્રાપ્ત કર્યું હતું, **પરાક્રમાદિત્યે** વિશેષ સિદ્ધિ શસ્ત્રથી મેળવી હતી, અને **આદિત્યશીલે** વિશેષ કીર્તિ કવિત્વથી જમાવી હતી."

**હર્ષ.**—સાતમી સદીના આરંભમાં **થાણેશ્વરમાં** હર્ષ નામનો પ્રબળ રાજા થયો. ફક્ત છ વર્ષમાં તેણે આખા **આર્યાવર્ત**માં એકછત્રી રાજ્ય સ્થાપ્યું. કનોજ તેની રાજધાની હતી. **સૌરાષ્ટ્ર, ગુજરાત, આસામ, બંગાળ,** અને **સતલજ** સુધીના **મધ્યદેશ** પર તેની આણ ફરતી હતી. હર્ષને કેવળ એક પરાજય મળ્યો હતો. **નર્બદા** પાર કરી તે દક્ષિણ જીતવા માટે ઉતર્યો, ત્યારે ત્યાંના **ચાલુક્યવંશી** રાજા **બીજા પુલકેશીએ** તેનો માર્ગ રોકયો. અંતે નિરૂપાયે હર્ષને પાછા હઠવું પડ્યું અને **નર્બદાને** પોતાનાં રાજ્યની દક્ષિણ સીમા ગણવી પડી. આશરે ૪૦ વર્ષ રાજ્ય ભોગવી હર્ષ મરણ પામ્યો.

**ચીની પ્રવાસીઓ: ફાહિયાન.**—ગુપ્તકાળ અને હર્ષ વિષેની ઘણીખરી હકીકતો **ચીન**થી અહીં આવેલા **બૌદ્ધ** જાત્રાળુઓના હેવાલપરથી મળે છે. કનિષ્કના સમયમાં **ચીન**માં **બૌદ્ધધર્મ**નો પુષ્કળ પ્રચાર થયો. તે વખતમાં **ચીની** ભકતોને **હિંદ** આવી, **બુદ્ધ** ભગવાનની પવિત્ર ભૂમિનાં દર્શન કરવાની, તથા **બૌદ્ધ** ગ્રન્થો મેળવવાની તીવ્ર ઉત્કંઠા થતી. અનેક પ્રવાસીઓ અહીં આવ્યા હશે. ઇતિહાસમાં **ફાહિયાન** પહેલો **ચીની** પ્રવાસી ગણાય છે. તેની યાત્રામાં કુલ ૧૫ વર્ષ ગયાં હતાં. **હિંદુસ્તાન**માં તે છ વર્ષ ( ૪૦૫–૪૧૧ ), **બીજા ચંદ્રગુપ્ત**ના સમયમાં રહ્યો હતો. દેશની સ્થિતિ જોઈ તે ખુબ ખુશી થયો હતો. તે લખે છે, " લોકો બહુ સુખી અને સમૃદ્ધ છે. જેઓ રાજાની જમીન ખેડે છે તેઓનેજ જમીનવેરો આપવો પડે છે. રાજ્યમાં કોઈને દેહાંત દંડ તો કરવામાં આવતોજ નથી. જેઓ બળવા કરવાના ગુન્હા વારવાર કરે છે તેમનો પણ માત્ર જમણો હાથ કાપી નાંખવામાં આવે છે. મુસાફરોને જ્યાં રહેવું અથવા જવું હોય ત્યાં સુખેથી રહી અથવા જઈ શકે છે." **પાટલીપુત્ર** હજુ આબાદ હતું અને તેમાં અનેક ધર્માદા સંસ્થાઓ ચાલતી. ગુપ્ત રાજા જાતે ચુસ્ત **વૈષ્ણવ** હતો છતાં **બૌદ્ધધર્મ** સમૃદ્ધ હતો.

**હ્યુએનસાંગ, ફાહિયાન** પછી બસો વર્ષે અહીં આવ્યો હતો. મહા વિકટ માર્ગની વિટંબણાઓ સહેતો સહેતો તે **ચીન**થી અહીં સુધી કેવળ જાત્રામાટે આવ્યો હતો. એનું પ્રવાસવર્ણન આજે અમુલ્ય છે. તે **હિંદ**ના લગભગ

એકએક ભાગમાં ગયો હતો. હર્ષ રાજા સાથે તેને અંગત દોસ્તી થઈ હતી. સાતમી સદીની અહીંની લોકસ્થિતિ વિષે તે કહે છે કે " લોકો સાદા, સ્વચ્છ અને પ્રમાણિક હતા. રાજ્યવ્યવહારમાં સરળતા અને લોકોમાં નમ્રતા અને મીઠાશ જોવામાં આવતી. ગુન્હા ઓછા બનતા. કોઇને દેહાંતદંડ તો થતોજ નહિ. જે લોકો દરબારી જમીન ખેડે તેમને પોતાની ઉપજનો છઠ્ઠો ભાગ વિંઘોટી તરીખે આપવો પડતો......હર્ષરાજા રાજકાર્યમાં અવિશ્રાન્ત શ્રમ લેતો. ચોમાસું બાદ કરતાં બાકીનું આખું વર્ષ રાજ્યનો બંદોબસ્ત જોવા ફરતો. અશોકની માફક તેણે પણ હિંસાનો પ્રતિબંધ કર્યો હતો, હજારો વિહારો, સ્તૂપો, ધર્મશાળાઓ તથા બીજાં લોકોપયોગી મકાનો બંધાવ્યાં હતાં. સર્વ સંપ્રદાયના સાધુઓને દાન આપવામાં તેનો હાથ છુટો હતો. દર પાંચ વર્ષે રાજા એક મોટો મેળો ભરતો. તેમાં ધાર્મિક ચર્ચાઓ ચાલતી અને અનેક ધર્મના પરસ્પર જ્ઞાનથી ધર્મસહિષ્ણુતા દૃઢ થતી. રાજા એટલો બધો દાનશૂર હતો કે આ પાંચ વર્ષમાં ખજાનામાં ભેગું થએલું સઘળું દ્રવ્ય તે દાનમાં આપી દેતો. "

**ગુપ્તકાળ ( ૩૨૦-૫૩૦ ) સુવર્ણયુગ** હતો. ગુપ્તકાળ, વિશેષે પાંચમી સદીને ઉત્તર હિંદનો સુવર્ણયુગ ગણી શકાય. અસાધારણ શક્તિવાળા અને દીર્ઘાયુ રાજાઓએ મોટા મોટા વિજયો મેળવી સુવ્યવસ્થિત સામ્રાજ્ય સ્થાપ્યું. આ સામ્રાજ્યમાં બુદ્ધિશાળી પુરૂષો વિના-સંકોચે પ્રગતિ કરી શકતા. તેમના ભવ્ય દરબારમાં સર્વે વિદ્યાના પંડિતો વિરાજતા, અને રાજ્ય તરફથી તેમને ઉદાર આશ્રય મળતો. સાહિત્ય, કળા, વિજ્ઞાન સૌની એકસરખી ખેડ થઈ હતી.

**સાહિત્ય.**—સંસ્કૃત કવિઓમાં શિરોમણી ગણાતો **કાલિદાસ** ગુપ્ત કાળમાં ( પાંચમી સદીમાં ) થયો હતો. તેનાં અનેક કાવ્યો અને નાટકો, પવિત્ર ભાષા, ઉચ્ચ વિચાર, અને સુંદર રચના માટે આખી આલમમાં પ્રખ્યાત બન્યાં છે. કાલિદાસના **શાકુંતલે** પૂર્વ તેમજ પશ્ચિમમાં અપૂર્વ નામના પ્રાપ્ત કરી છે.

**કળા.**—શિલ્પ, સ્થાપત્ય, અને આલેખનની કળાઓ ગુપ્તકાળમાં ઘણી ઉંચી દશાએ પહોંચી હતી. આ સમયમાં બનેલાં ઘણાંખરાં ભવનો મુસલમાની જમાનામાં નષ્ટ થયાં હતાં, તથાપિ સુલતાનો અને બાદશાહોના અત્યાચારમાંથી જે થોડી ઘણી કૃતિઓ બચી શકી તે તે સમયની ચરમોન્નતિ

પુરવાર કરવા બસ છે. હિંદુ સિક્કાઓમાં **સમુદ્રગુપ્ત** અને **બીજા ચંદ્રગુપ્તના** સિક્કા સુંદર લેખાય છે. **અજંટાની** ગુફાઓ પાંચમા અને છઠ્ઠા સૈકાના કળાધરોની શક્તિ વિષે સાક્ષી પુરે છે.

**વિજ્ઞાન.**—આ અરસામાં **જ્યોતિષ** અને ગણિત શાસ્ત્ર ઘણું આગળ વધ્યું હતું. **આર્યભટ્ટ** ( જન્મ ૪૭૫ ) આ વિદ્યાઓમાં પારંગત બન્યા હતા. " પૃથ્વી ગોળ છે, તે અંતરાળમાં અદ્ધર રહેલી છે, એક દિવસમાં તે પોતાની ધરીની આસપાસ ફરે છે, એક વર્ષમાં સૂર્યની પ્રદક્ષિણા કરે છે, પૃથ્વીમાં આકર્ષણ શક્તિ છે... વિગેરે જ્ઞાન **આર્યભટ્ટને** હતું. પૃથ્વીની સપાટીનો વિસ્તાર પણ તેણે લગભગ બરાબર નક્કી કર્યો હતો."

**પરદેશ સાથે સંબંધ.**—આ સમયમાં **ચીન**, અને ઈજીપ્ત સુધી રાજદૂતો ગયા હતા અને ત્યાંના રાજદૂતો અહીં આવ્યા હતા. હિંદનો પરદેશી વેપાર ખુબ વધ્યો હતો. **રોમથી ચીન** સુધીના વિશાળ પ્રદેશ ઉપર હિંદી વેપાર, ધમધોકાર ચાલતો.

**ધર્મ.**—ફાહિયાન અને હ્યુએનસાંગનાં પ્રવાસવર્ણનોનો મુકાબલો કરતાં માલમ પડે છે કે એ બેના આગમન વચ્ચેના બસો વર્ષના ગાળામાં **બૌદ્ધ** ધર્મની દુર્દશા, અને હિંદુધર્મની ઉન્નતિ શરૂ થઈ હતી. ગુપ્ત રાજાઓ વૈષ્ણવો છતાં અન્ય ધર્મો પ્રત્યે તેઓ સહિષ્ણુતા દર્શાવતા. કેટલાક તો **બૌદ્ધધર્મના** બોધ રસપૂર્વક સાંભળતા. તથાપિ વર્ષોના વહેવા સાથે **બૌદ્ધ**-ધર્મની પ્રતિષ્ઠા ક્રમે ક્રમે ઘટતી ગઈ અને હિંદુધર્મનો પ્રભાવ દિન પર દિન વધતો ગયો. આ પરિવર્તનની સાથે **બૌદ્ધધર્મમાં પ્રાકૃત** ભાષાઓનો જે પ્રચાર થએલો તે કમી થયો અને તેમનું સ્થાન **સંસ્કૃતે** લીધું.

**હર્ષ અને બાણ.**—હિંદુધર્મનું પુનરૂજ્જીવન સાતમી સદીમાં ચાલુ રહ્યું. હર્ષરાજાનું અંગત વલણ **બૌદ્ધધર્મ** તરફ હોવા છતાં તે **સંસ્કૃત** સાહિત્યનો પ્રેમી હતો. જાતે વિદ્વાન હોઈ તેણે 'રત્નાવલિ' આદિ નાટકો રચ્યાં હતાં. તેના દરબારનો સૌથી પ્રસિદ્ધ પંડિત **બાણભટ્ટ** હતો. તેણે 'હર્ષચરિત' માં પોતાના આશ્રયદાતાનું સુંદર ચરિત્ર વર્ણવ્યું છે. **બાણનું** પ્રખ્યાત પુસ્તક કાદમ્બરી છે.

**કુમારિલ ભટ્ટ અને શંકરાચાર્ય.**—આઠમી સદીમાં કુમારિલ ભટ્ટ નામના વિદ્વાન બ્રાહ્મણે મિમાંસા ઉપર ટીકા લખી યજ્ઞયાગાદિ કર્મોનું સમ-

ર્થન કર્યું અને **બૌદ્ધ** મતનું ખંડન કર્યું. ત્યારપછી લગભગ સો વર્ષે **શંકરાચાર્ય** નામના પ્રખ્યાત **નામ્બુદ્રિ બ્રાહ્મણ** થયા. તેમણે છેક દક્ષિણ છેડાથી **હિમાલય** સુધી, અને **દ્વારકાથી બંગાળી** ઉપસાગર સુધી આખા દેશમાં પર્યટન કરીને બોધ દીધો તથા મઠ સ્થાપ્યા. તેમનો મુખ્ય મઠ **શૃંગેરીમાં** (**મૈસોર**) છે. તેમણે એક બાજુએથી **વામમાર્ગીનું** અને બીજી બાજુએથી **બૌદ્ધમાર્ગનું** ખંડન કરી **વેદધર્મની** પુનઃસ્થાપના કરી. તેમણે અનેક ભાષ્યો રચ્યાં. ૩૨ વર્ષની કાચી વયે આ મહાન **જગદ્દગુરૂનો** દેહાન્ત થયો. આજે **હિંદુસ્તાનમાં** તેમના ઘણા અનુયાયીઓ છે.

**બૌદ્ધકાળમાં વાણિજ્યની હાલત.—બૌદ્ધ** કાળમાં (ઈ. પૂ. ૩૦૦ થી ઈ. સ. ૩૦૦) **હિંદનું** આંતરરાષ્ટ્રીય મહત્ત્વ ઘણું વધ્યું હતું એ આપણે જોઈ ગયા. **હિંદનો** પ્રભાવ તેની વિદ્યા અને વેપારને લીધે ઘણે દૂર સુધી ફેલાયો હતો. **તક્ષશિલા વૈદક** માટે, **ઉજ્જન જ્યોતિષ** માટે, **બનારસ સંસ્કૃત** માટે, અને **નાલંદા પ્રાકૃત** માટે પ્રખ્યાત મથકો હતાં. તેમાં **બ્રાહ્મણો, જૈનો, બૌદ્ધો** સૌ કોઇ વિદ્યાભ્યાસ માટે જઈ શકતા. પરદેશીઓ પણ આનો લાભ લેતા. વળી **બૌદ્ધધર્મ** દુનિયાનો પહલો મિશનરી ધર્મ હોઈ તેના ઉપદેશકો દેશદેશ ફરતા. **હિંદી** વેપારીઓ **બેબીલોન** સુધી જતા. **ભરૂચ, કલ્યાણ** અને પશ્ચિમ કિનારાનાં બીજાં કેટલાંક નગરોમાં પુષ્કળ વેપાર ચાલતો. અહીંના મરીમસાલા, જરજવાહિર અને કાપડ **તુર્કસ્તાન, ઈજીપ્ત,** અને **રોમ** સુધી જતા. આખા દેશમાં આરપાર જનારા કેટલાક ધોરી માર્ગો હતા. **મૌર્યોનો** રાજમાર્ગ તેમની રાજધાની **પાટલીપુત્રથી** ઠેઠ વાયવ્ય સીમા સુધીનો હતો. **ચાણક્યના અર્થશાસ્ત્રમાં** વહાણવટાવિષે, વેપારવિષે, અને વિદેશી વેપારીઓના રક્ષણવિષે સારા ઉલ્લેખ છે. ઈ. સ. ની પહેલી સદીમાં થએલો **પ્લિનિ** લખે છે કે **હિંદી** વસ્તુઓ માટે **રોમથી** દરવર્ષે દશ લાખ પાઉન્ડ જતા, અને દક્ષિણમાં નીકળતા ઢગલાબંધ **રોમન** સિક્કાઓ આ હકીકત પુરવાર કરે છે. **બૌદ્ધ** વેપારીઓ પોતાનું ધન બહોળે હાથે ખરચતા. **કાર્લા, કેનેરી** વિગેરે ગુફાઓ ઘણે ભાગે તેમનાં દાનમાંથીજ બંધાઈ હતી. દુર્ભાગ્યે **હિંદુધર્મના** ઉદ્ધાર સાથે **હિંદમાં** એક મૂર્ખાઈ ભર્યો ખ્યાલ ઘુસી ગયો કે વિદેશવાસમાં પાપ છે. **મનુસ્મૃતિમાં** વિદેશગમન માટે સખત તિરસ્કાર દર્શાવ્યો છે. આનું પરિણામ પ્રજાને પ્રાણઘાતક નીવડ્યું. **હિંદનો** પરદેશી વેપાર તુટતો ગયો અને પંદરમી સદી પછી પશ્ચિમની પરદેશી પ્રજાઓ અહીં આવી ત્યારે

હિંદપાસે પોતાના કિનારા રક્ષવા જેટલું નૌકાસૈન્ય ન હતું. એ દિશામાં એકે રાજાએ વિશેષ લક્ષ આપ્યું જણાતું નથી.

## પ્રકરણ ૧૩ મું. રજપુત રાજ્યો.

**રજપુત યુગ.**—૬૪૭ માં હર્ષનું મરણ થયા બાદ જે અનેક નાનાં નાનાં રાજ્યો ઉભાં થયાં, તે સર્વેનો સવિસ્તર ઇતિહાસ આપવો અશક્ય છે. આમાંનાં ઘણાંખરાં આઠમી અને નવમી સદી દરમ્યાન વિવિધ રજપુત સરદારોના હાથમાં આવ્યાં. રજપુતો પોતાને અસલ ક્ષત્રીયોના વંશજો કહાવે છે. કેટલાક પોતાને સૂર્યવંશી એટલે અયોધ્યાના રામચંદ્રજીના વંશજો, અને કેટલાક ચંદ્રવંશી એટલે પાંડવો તથા શ્રીકૃષ્ણના વંશજો માને છે. હર્ષના મરણથી મુસલમાની વિજય સુધીના પાંચસો વર્ષના ગાળાને રજપુતયુગ કહી શકાય.

**સિંધમાં મુસલમાનોનો પ્રવેશ.**—આપણે જોઈ ગયા કે નવાં રાજ્યો રજપુત જાતિઓનાં હતાં. પરંતુ સિંધ અપવાદરૂપે હતું. ત્યાં અસલ શૂદ્ર રાજવંશ હતો પણ સાતમી સદીમાં જચ્ચ નામના બ્રાહ્મણે રાજસત્તા ધારણ કરી. આ અરસામાં તરતના સ્થપાએલા અને વિજયયાત્રાએ નીકળેલા ઇસ્લામધર્મનું ઉત્સાહપૂર્વક પાલન કરનારા અરબોએ બલુચિસ્તાન સર કરી, સિંધપર ચઢાઈ કરી. જચ્ચનો પુત્ર દાહિર તે સમયે રાજા હતો. તે મરાયો અને સિંધમાં મુસલમાની રાજ્ય સ્થપાયું (૭૧૨). આ પરધર્મી રાજ્યસ્થાપનાની હિંદના અન્ય ભાગોપર ઝાઝી અસર થઈ નહી.

**રજપુતોનો ઉદય.**—રજપુતો પોતાને પ્રાચીન આર્યોનાં સંતાન માને છે એ આપણે આગળ કહી ગયા. પરંતુ યુરોપી લેખકો આ વાત સ્વીકારતા નથી. તેમનો અભિપ્રાય એવો છે કે કેટલાક રજપુતો શક જાતિના, અને કેટલાક હિંદના આદિનિવાસી અનાર્યોના વંશજો છે.

**કનોજ વા પાંચાળનું રાજ્ય.**—નવમી સદીના છેવટના ભાગમાં ભોજ પ્રતિહાર નામનો પ્રબળ રાજા કનોજમાં રાજ્ય કરતો હતો. પોતાના પચાશ સાઠ વર્ષના અમલ દરમ્યાન તેણે પોતાનું રાજ્ય ખુબ વિસ્તાર્યું. સૌરાષ્ટ્રપર તથા સતલજથી મગધસુધી તેની આણ ચાલતી હતી.

**બંગાળામાં** આજ સમયે પાલવંશનું રાજ્ય હતું. કનોજ સાથે આ રાજ્યને અનેક વાર યુદ્ધ થતાં. નવમી સદીમાં ધર્મપાલ નામના રાજાએ

કનોજના રાજાને હરાવી, તેને બદલે બીજા રાજાને તેની ગાદી સોંપી હતી. એ સમયે ઉત્તર હિંદમાં પાલરાજા સૌથી બળવાન હતો.

**જેજાકભુકિતનો ચંદેલવંશ.**—જેજાકભુક્તિનું (અત્યારનું બુંદેલખંડ) રાજ્ય પણ મોટું ગણાતું. મહોબામાં તેની રાજધાની હતી અને કાલિંજરના મજબુત કિલ્લાને લીધે અહીંના ચંદેલ રાજાઓ સુરક્ષિત હતા. જમના-નર્બદા વચ્ચે આવેલું આ રાજ્ય ઈ. સ. ૧૦૦૦ માં પૂર જાહોજલાલીમાં હતું.

**ધારાનગરીનો ભોજ.**—માળવાની ધારાનગરીના નામીચા ભોજ રાજાએ ( ૧૦૧૮–૧૦૬૦ ) બેતાળીશ વર્ષ રાજ્ય કર્યું હતું. વિદ્યારસિક હોવાથી ભોજની કીર્તિ આજ પર્યન્ત અખંડ છે. જેમ રામચંદ્રને, જેમ વિક્રમાદિત્યને, તેમ ભોજને પણ હિંદુઓ આદર્શ રાજા તરીખે માન આપે છે. સમુદ્રગુપ્તની પેઠે તેનામાં અસાધારણ ગુણો હતા. સંસ્કૃત માટે એક કોલેજ સ્થાપવા ઉપરાંત તેણે બીજાં અનેક લોકોપયોગી કાર્યો કર્યાં હતાં.

## પ્રકરણ ૧૪ મું. દક્ષિણી અને તામિલ રાજ્યો.

**દક્ષિણમાં આર્યસંસ્કૃતિ.**—અત્યારસુધી આપણે ઉત્તર હિંદની હકીકત વર્ણવી. આ સ્થળે દક્ષિણ અને તામિલ દેશપર ઉડતી નજર નાંખી લેવી ઠીક છે.

સંસ્કૃત સાહિત્યમાં વિન્ધ્યાચળની દક્ષિણે આવેલા આખા પ્રદેશને ‘ દક્ષિણ ’ નામ અપાયું છે. દક્ષિણનો પહેલો ઉલ્લેખ રામાયણમાં જડે છે. ઐતિહાસિક કાળમાં ચંદ્રગુપ્તના સમયમાં આર્યસંસ્કૃતિએ ત્યાં પ્રવેશ કર્યો હતો. તેને દક્ષિણમાં પ્રસરતાં ઘણો સમય લાગ્યો હશે. તથાપિ મુસલમાની યુગમાં દક્ષિણેજ આર્ય સંસ્કૃતિ અને હિંદુધર્મનું રક્ષણ કર્યું હતું. આજે પણ સંસ્કૃતનો જેટલો પ્રચાર ત્યાં છે તેટલો ઉત્તરમાં નથી. મધ્યકાળમાં જે ધર્મસુધારકો થયા છે તેઓ ઘણાખરા દક્ષિણીજ છે. શંકરાચાર્ય અને રામાનુજાચાર્ય બન્ને દક્ષિણનાં સંતાન છે.

**આંધ્રવંશ.**—દક્ષિણનું સૌથી પ્રાચીન રાજ્ય આંધ્રોનું માલમ પડે છે. અશોકના સમયમાં આંધ્રરાજ્ય મૌર્યને આધીન ગણાતું. પરંતુ તેનું મરણ થતાંજ એ સ્વતંત્ર થયું. એ વંશનો આરંભ લગભગ ઈ. પૂ. ૩૦૦ માં થયો લાગે છે. ચંદ્રગુપ્તના સમયમાં એ રાજ્યમાં મોટાં મોટાં ૩૦ નગરો હતાં. તેની સેનામાં એક લાખ પાયદળ, બે હજાર હયદળ, અને એક હજાર ગજદળ

હતાં. **અશોકના** મરણ બાદ સ્વતંત્ર થઇ **આંધ્ર** રાજાઓએ પોતાનું રાજ્ય ખુબ વિસ્તાર્યું. એ વંશમાં **હાલ** નામનો વિદ્વાન્ અને રસિક રાજા પ્રખ્યાત થયો હતો. તેણે **પ્રાકૃત** ભાષાને સારો આશ્રય આપ્યો હતો. એ વંશ લગભગ ૪૫૦ વર્ષ ટકયો તે દરમ્યાન એ રાજાઓએ દક્ષિણમાં પહેલી વાર **હિંદુ** સભ્યતા ફેલાવી, તથા **હિંદુધર્મ**નું રક્ષણ કર્યું. **બૌદ્ધોને** પણ તેમણે ઠીક સહાય કરી હતી. **નાસક**, **કાર્લી** વિગેરે સ્થળોની ગુફાઓ અને **સાંચીનો** સ્તૂપ તેમના સમયમાંજ બન્યાં હતાં.

**ચાલુકય વંશ.**—ઈ. સ. ૫૫૦ માં **ચાલુકય** જાતિના રજપુતોએ **વાતાપિ** ( આજનું **બાદામી** ) માં પોતાનું રાજ્ય સ્થાપ્યું. આ કુળના સૌથી પ્રખ્યાત રાજા **બીજા પુલકેશીએ હર્ષ**ને દક્ષિણ આવતો અટકાવ્યો હતો. **ચીની** સાધુ **હુએનસાંગ** તેના દરબારમાં આવ્યો હતો. તે દક્ષિણીઓ વિષે લખે છે કે, " આ લોકો કદાવર અને સ્વભાવે માની હોય છે. કોઈએ તેમનું ભલું કર્યું હોય તો એ તેઓ ભુલતા નથી. પણ જો કોઈ તેમની વિરૂદ્ધ થાય તો તેમના સપાટામાંથી તે બચવા ન પામે...શત્રુને સાવધાન કર્યા પછીજ એની સામે તેઓ પોતાનો ભાલો ઉઠાવે છે. લડાઈમાં દુશ્મન નાસે તો તેઓ પૂંઠ પકડે છે, પણ જેઓ શરણ આવે તેને અભયદાન આપે છે; લડાઈમાં જો કોઈ સેનાપતિ હાર ખાઈ આવે તો તેને સાડી પહેરાવે. આવું અપમાન વેઠવા કરતાં, સેનાપતિઓ યુદ્ધમાં ખપી જવાનું પસંદ કરતા." વિદ્યાનું માન ઘણું હતું. રાજ્યમાં સૌથી વધારે **બૌદ્ધ** આશ્રમો હતાં તેમાં ૫૦૦૦ થી અધિક સાધુઓ રહેતા. **હિંદુ**ધર્મના અનુયાયીઓ પણ ઓછા ન હતા.

૬૪૨ માં **કાંચીના પલ્લવરાજાએ પુલકેશીને** હરાવ્યો, પરંતુ ૧૩ વર્ષ પછી તેના પુત્રે પિતાનું વેર વાળવા **કાંચીનગર** જીતી લીધું. ત્યારપછી સોએક વર્ષ ટકયા બાદ **ચાલુકય** વંશને **રાષ્ટ્રકૂટોએ** ઉખેડી નાંખ્યો.

**રાષ્ટ્રકૂટો.**—આઠમી સદીના મધ્યમાં દક્ષિણનું સ્વામિત્વ **રાષ્ટ્રકૂટ** નામના **રજપુત** કુળના હાથમાં ગયું. તેનું રાજનગર પહેલાં **નાસક**, પણ પાછળથી **માલખેડ** હતું. નવમી અને દશમી સદીમાં આ રાજવંશ બહુ બળવાન ગણાતો. તેમાં **અમોઘવર્ષ** નામનો રાજા ઘણો પ્રખ્યાત થયો હતો. વેપારને લીધે તેનાં રાજ્યની સમૃદ્ધિ અપાર હતી. **સિંધના અરબોસાથે** વેપારને લીધે **રાષ્ટ્રકૂટોને** ઘણો સારો સંબંધ હતો. **અમોઘવર્ષ દિગંબર જૈનોનો** આશ્રયદાતા હતો.

**કલ્યાણના ચાલુક્યો.**—આ પ્રમાણેની આબાદી ભોગવ્યા બાદ રાષ્ટ્રકૂટોને કલ્યાણના ચાલુક્ય આગળ નમવું પડ્યું. આ ચાલુક્ય વંશ બે સદી ઉપર ચાલ્યો, તે દરમ્યાન આજુબાજુનાં રાજ્યો સાથે તેને અનેક યુદ્ધ થયાં હતાં.

**હોય્સલ અને યાદવવંશ.**—તેરમી અને ચૌદમી સદીમાં મૈસોરમાં હોય્સલોનું રાજ્ય હતું; અને પશ્ચિમ પ્રદેશપર દેવગિરિના યાદવોનો અમલ હતો. મલેક કાફુરે અને મહમદ તઘલખે હોય્સલોની સત્તા નષ્ટ કરી. યાદવરાજા રામચંદ્ર પણ મુસલમાનોને તાબે થયો હતો. તેના પુત્ર હરપાળે પરાધીનતા મિટાડવા પ્રયત્ન કર્યો, પરંતુ કુતબુદીન મુબારકે તેને હરાવી, જીવતાં ખાલ ઉતરાવી.

**ધાર્મિક પરિવર્તન.**—આ પ્રકરણમાં જે સૈકાઓની ટુંક હકીકત આપણે વર્ણવી, તે દરમ્યાન દક્ષિણમાં અનેક ધાર્મિક પરિવર્તનો થયાં હતાં. બૌદ્ધધર્મનો દક્ષિણમાં ઓછો પ્રચાર થયો હતો, તે પણ હવે નાબુદ થવા લાગ્યો. બારમી સદી પછી તેનું નામનિશાન મળવું મુશ્કેલ છે. દંતકથા એવી છે કે ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં જૈનધર્મ મૈસોરમાં દાખલ થયો હતો અને એ ત્યાં ઘણા જમાનાસુધી લોકપ્રિય રહ્યો. નવમી સદીમાં અમોઘવર્ષે જૈન સંપ્રદાયને સહાય આપેલી તે કહેવાઈ ગયું છે. પ્રખ્યાત સુધારક રામાનુજાચાર્યે ઉપનિષદો અને ગીતાના આધારે નવો પંથ સ્થાપ્યો. શંકરાચાર્ય જ્ઞાનપર ભાર દેતા, ત્યારે રામાનુજે ભક્તિને પ્રધાનપદ આપ્યું. આ નવા પંથને લીધે જૈનધર્મને ધોકો લાગ્યો.

**કળા અને સાહિત્ય.**—અજંટાની ગુફાઓમાંનાં કેટલાંક આલેખ્યો (છટ્ઠી અને સાતમી સદી) ચાલુક્યોના સમયનાં છે. ઈલોરાની ગુફાઓમાં કૈલાસનું અદ્ભુત મંદિર પહાડમાંથી કોરી કાપીને બનાવેલું હોવાથી તે દુનિયાની એક અજાયબી ગણાય છે. તે રાષ્ટ્રકૂટવંશી કૃષ્ણરાજાએ આઠમી સદીમાં બનાવ્યું હતું. મૈસોરના હોય્સલોએ બારમી અને તેરમી સદી દરમ્યાન અનેક ભવ્ય મંદિરો બાંધી પોતાનાં નામ અમર કર્યાં છે. ઘણા રાજાઓ સંસ્કૃત સાહિત્યને આશ્રય આપતા.

**તામિલ રાજ્યો** મુખ્યત્વે ત્રણ હતાં,—**પાંડ્ય, ચેર** વા **કેરલ,** અને **ચોલ.** અશોકના સમયમાં પાંડ્ય રાજ્યમાં મદુરા અને તિનેવલ્લી જીલ્લા હતા, તથા ચેર રાજ્યમાં મલબાર, કોચિન અને ત્રાવણકોર હતા. ચોલરાજ્ય

કોરોમંડલ કિનારાપર હતું. આ રાજ્યો ઈ. સ. ના આરંભથી રોમ સાથે પુષ્કળ વેપાર ચલાવતાં. તેમની સંસ્કૃતિ ઉચ્ચ અને તેમની સંસ્થાઓ ઉત્તરના આર્યોથી બીલકુલ જુદી હતી. તેમની ભાષા તામિલ હતી અને મદુરા તેઓના સાહિત્યનું કેન્દ્ર હતું. આધુનિક ઇતિહાસકો એમ માને છે કે આર્યોને પણ દ્રાવિડ સંસ્કૃતિમાંથી પુષ્કળ જાણવાનું મળ્યું હશે. નવમી સદી પહેલાંની તેમની રાજકીય હકીકત બહુ થોડી જાણમાં આવી છે.

**પાંડ્ય વંશ.**—ઇસ્વી સનની પહેલી સદીમાં પાંડ્ય રાજ્યની રાજધાની મદુરામાં હતી. એ પહેલાં કોરકાઇમાં રાજધાની હતી. પોતાની આબાદીના સમયમાં તામ્રપર્ણી નદીના તટપર આવેલું એ શહેર દક્ષિણી સભ્યતાનું મથક હતું તથા મોતીના વેપાર માટે પ્રખ્યાતી પામ્યું હતું. પાછળથી એનું બારૂં સુકાઈ જતાં કાયલ વેપારનું કેન્દ્ર બન્યું. તે પણ કાળક્રમે સુકાઈ ગયું હતું. પાંડ્યોના રાજદૂત ઓગસ્ટસ સીઝરના દરબારમાં ગયા કહેવાય છે. એ સમયે રોમ સાથે પુષ્કળ વેપાર ચાલતો. અહીં બનતાં રૂ, ઉન, અને રેશમનાં કાપડ પરદેશમાં બહુ વખણાતાં. એ શિવાય મરી, મોતી, હાથીદાંત, હીરા, માણેક વિગેરે વસ્તુઓ અહીંથી પશ્ચિમ સાગરમાં થઈ અનેક દેશોમાં પહોંચતી.

તામિલો વહાણવટામાં કુશળ હતા. દુર્ગો અને હથિયારો બનાવવામાં પણ તેઓ હદ કરતા. તેમના રાજનિયમો પણ ઉંચા પ્રકારના હતા. રાજાના અધિકારો પર દેખરેખ રાખવા મંત્રી-સભા, પુરોહિત-સભા, સેનાપતિ-સભા, રાજદૂત-સભા, ગુપ્તચર-સભા હતી. પંડિતો અને વિદ્વાનોના અભિપ્રાય મુજબ રાજાઓને વર્તવું પડતું. ન્યાયનો આદર્શ પણ ઘણો ઉંચો હતો. વિદ્યાનો ખૂબ પ્રચાર હતો. વિદ્વાનોને સારૂં માન મળતું. સ્ત્રીઓ પણ છુટથી ભણતી.

૯૯૪ માં પાંડ્ય રાજ્ય ચોલ રાજ્યને આધીન બન્યું. છતાં એવી એવી હાલતમાં યે એ સોળમી સદી સુધી ટકી રહ્યું. ચેર યા કેરલ વંશ ના ઇતિહાસમાં ખાસ નોંધવા લાયક ચીજ એ છે કે તેના અમલમાં ગામોનું શાસન પ્રજાતંત્રના નિયમાનુસાર ચાલતું અને એનો પ્રભાવ આખા રાજ્ય પર પડતો.

**ચોલ રાજ્ય.**—ચોલ પ્રદેશને પહેલાં ચોલમંડળ (આજનું કોરોમંડલ) કહેતા. પ્રાચીન કાળમાં એની રાજધાની ત્રિચિનોપલ્લીમાં હતી. અશોકે એ રાજ્યની સ્વતંત્રતા સ્વીકારી હતી. પ્રાચીન કાળમાં એને પશ્ચિમના દેશો સાથે

બહોળો વેપાર ચાલતો. તામિલોનાં વહાણો હિંદી મહાસાગર તેમજ બંગાળી ઉપસાગરમાં દૂર દૂર સુધી જતાં. કાવેરીના મુખપર આવેલું કાવેરીપટ્ટન બંદર બહુ આબાદ હતું. અહીં વિદેશી વેપારીઓનો સારો સત્કાર થતો. આ રાજ્યના ગામોમાં પંચાયતી પદ્ધતિ સારી રીતે ચાલતી હતી.

**ચોલવંશ**નો સૌથી પ્રસિદ્ધ રાજા **રાજરાજદેવ** હતો. શત્રુઓને પરાજિત કરી તેણે પોતાનું રાજ્ય વધાર્યું. **તાંજોર**નું પ્રસિદ્ધ મંદિર તેણે બંધાવ્યું હતું. તેનું નૌકાસૈન્ય જબરૂં હતું. તેના અને તેના પુત્રના સમયમાં **હિંદી મહાસાગર**માંના ઘણા બેટો તથા **બર્માનો પેગુ** પ્રાન્ત જીતાયો હતો. **ચોલ** રાજાઓ ચુસ્ત **શૈવી** હતા અને તેમનામાંના કેટલાકે **જૈનો**પર જુલમ ગુજાર્યો કહેવાય છે. ચૌદમી સદીના આરંભમાં **મુસલમાનો**ના આગમન સમયે સઘળાં પ્રાચીન દ્રાવિડ રાજ્યો ઘણાં નિર્બળ બની ગયાં હતાં. ખુદ **પાં**ડ્યોની રાજધાની **મદુરા** મુસલમાનોના કબજામાં ગઈ હતી ( ૧૩૧૧–૧૩૫૮ ). ચૌદમી સદીમાં **વિજયનગર**નું હિંદુ રાજ્ય ઉભું થયું તે ૧૫૬૫ સુધી આબાદ રહ્યું તેની હકીકત આગળ આવશે.

**પલ્લવ વંશ**ના મૂળ વિષે ચોક્કસ હકીકત મળી શકતી નથી. **સમુદ્રગુપ્તે** દક્ષિણપર સ્વારી કરી ત્યારે તેણે **વિષ્ણુગોપ** પલ્લવને હરાવ્યો હતો ( ૩૫૦ ). ચોથીથી આઠમી સદી સુધીમાં પલ્લવો **તામિલ** દેશનાં બધાં રાજ્યોપર સ્વારી કરી ચુક્યા હતા. ત્યારપછીના બસો વર્ષ દરમ્યાન તેમનું રાજ્ય દક્ષિણમાં સૌથી પ્રબળ હતું. એક સમયે તેમની ઉત્તરસીમા ઠેઠ **નર્બદા** સુધી પહોંચી હતી. એ વંશના સૌથી પ્રસિદ્ધ રાજા **નરસિંહવર્માએ પુલકેશી**ને હરાવી **વાતાપી**માં પોતાનો અધિકાર જમાવ્યો. તેના સમયમાં **હુએનસાંગ** પલ્લવ રાજધાની **કાંચીનગર** ( આજનું **કાંજીવરમ** ) માં આવ્યો હતો. તેણે ત્યાંના લોકોની વીરતા, સત્યપ્રિયતા, વિદ્યારસિકતા, તથા પરોપકારવૃત્તિનાં ખુબ વખાણ કર્યાં છે. એ નગરની બાંધણી, તેનાં મંદિરો, તેનાં શિલ્પકામ જોઈ આજે પરદેશીઓ પણ છક થઈ જાય છે. કાંચી હિંદુઓના સાત પવિત્ર નગરોમાં ગણાય છે. પલ્લવવંશની મહત્તા ૭૭૫ ની લગભગમાં સમાપ્ત થઇ.

## પ્રકરણ ૧૫ મું. અત્યારસુધીની વિદેશી સ્વારીઓ.

આજથી કમમાં કમ દોઢ હજાર વર્ષ પહેલાં **ભારત**ને જલમાર્ગે પૂર્વ તેમજ પશ્ચિમ કિનારેથી પરદેશ સાથે સંબંધ શરૂ થઈ ગયો હતો. આખા

જગતના ઇતિહાસને બારીકીથી જોતાં માલમ પડે છે કે સ્વતંત્રતા અને જાહોજલાલીનો જેટલો ઉપભોગ **ભારતના આર્યોએ** કર્યો તેટલો બીજી કોઈ જાતિએ કર્યો નહિ હોય. છેક પ્રાચીન વેદકાળથી માંડી **મુસલમાનોના** આગમન સુધી હિંદુઓનાં રાજ્ય કાયમ હતાં. આ હજારો વર્ષના ગાળામાં અનેક પરદેશી લોકો વાયવ્ય માર્ગે આ દેશપર ચઢી આવ્યા. કેટલીક વેળા બહુ બહુ પ્રયત્નો કરતાં વિદેશીઓ **પંજાબનો** એકાદો કકડો અથવા તેની પાસેનો એકાદો પ્રાન્ત જીતી શકતા. પરંતુ આખો દેશ વિદેશી અમલ હેઠળ આવ્યો હોય તો તે **અકબરના** સમયમાં પહેલીજ વાર, અને તે પણ દક્ષિણ શિવાય. **આર્યોની** રાજ્ય-રચના જ એવી હતી કે તેઓ નાનાં નાનાં રાજ્યો પસંદ કરતા. તેમનામાં પરસ્પર પ્રેમનો અભાવ થતાં વિદેશીને પ્રવેશ કરવાનો લાગ મળતો ખરો, પરંતુ તેનો અમલ ઝાઝો ટકતો નહિ. **મહાન સિકંદર** અહીં રહી શકયોજ નહિ. તેના જે આદમી અહીં પાછળ રહ્યા હતા તેમને **ચંદ્રગુપ્તે** નસાડી મુક્યા. આ પછી સોએક વર્ષે **બેક્ટ્રિયામાં** વસેલા **ગ્રીકો** સ્વારી લાવ્યા ત્યારે **મગધરાજા પુષ્યમિત્રે** તેમને બહાર કાઢ્યા. **યવન** (ગ્રીક) જાતિના રાજાઓએ અહીં સોએક વર્ષ રાજ્ય કર્યું પરંતુ ઉજ્જનનાં **વિક્રમાદિત્યે** ઈ. પૂ. ૫૭ માં તેમને હરાવ્યા. ગૌતમીપુત્ર પુલુમાયિએ **શક** સરદાર **નહપાનને** હરાવ્યો (૧૧૭). **શકો** પછી ચોથી સદીમાં **યુએચી** નામના લોકો આવ્યા, તેમને **સમુદ્રગુપ્તે** હાર ખવડાવી. પાંચમા અને છઠ્ઠા સૈકામાં હુણલોકો આવ્યા તેમનાપર **યશોધર્મા** અને **નરસિંહગુપ્તે** જીત મેળવી. સાતમા સૈકામાં પાછા હુણલોકો આવ્યા તેમને હર્ષે હરાવ્યા. એ પછીનાં ૩૦૦ વર્ષ સ્વારી વિનાનાં છે.

આ પ્રમાણે અહીંના લોકોએ દોઢ હજાર વર્ષસુધી લડતા રહી પોતાનું રાજ્ય કાયમ રાખ્યું. ઈ. સ. ૧૦૦૦ ની લગભગમાં **આર્યોની** પ્રાચીન સંસ્કૃતિનો લય થયો, અને ત્યારપછી **હિંદમાં** મોટે ભાગે **મુસલમાનોનું** રાજ્ય થયું.

## પ્રકરણ ૧૬ મું. મુસલમાનોનો પ્રવેશ.

**ઇસ્લામનો ઉદય.**—ઈ. સ. ૫૭૦ માં **અરબસ્તાનના મક્કા** શહેરમાં ઇસ્લામ ધર્મના સ્થાપક **મહમદ** સાહેબનો જન્મ થયો. નાનપણથીજ તેમનું ધ્યાન ધર્મ તરફ દોરાયું હતું. ચાળીશ વર્ષની વયે પહોંચતાં સુધી તેણે ભિન્ન ભિન્ન ધર્મોનું અવલોકન કર્યા બાદ નવો ધર્મ સ્થાપવા સંકલ્પ કર્યો. તેણે બોધ આપવો શરૂ કર્યો પરંતુ **મક્કાવાસીઓએ** ખુબ ત્રાસ આપ્યાથી તે **મક્કા**

છોડી મદીને નાસી ગયા (૬૨૨). આ પલાયનને અરબીમાં 'હિજરા' કહે છે, તેથીજ અરબી સનને હિજરી નામ અપાયું છે. મદીનામાં તેના ઘણા અનુયાયીઓ થયા, છતાં આટલાથીજ પ્રચાર જોશબંધ ન થતો જોઈ મહમદ સાહેબે આજ્ઞા ફરમાવી કે "દુરાગ્રહી લોકોને નમ્ર ઉપદેશ સારો લાગતો નથી. માટે તરવારના બળે ધર્મપ્રચાર કરો. લડાઈમાં જીત્યાથી આપણો ધાર્મિક હેતુ સિદ્ધ થશે અને આ લોકમાં આપણી ઉન્નતિ થશે. કદાચ લડાઈમાં હાર્યા અને મર્યા તો મોક્ષ પ્રાપ્ત થશે." આ ઉપદેશથી મુસલમાનોમાં લશ્કરી ઝનુન આવ્યું અને તેમની સત્તા પૂર જોશથી વધવા લાગી.

**કુરાને શરીફ.**—મહમદી ધર્મનો મુખ્ય ગ્રંથ કુરાન છે. તેનાં મુખ્ય તત્ત્વ એ છે કે ઈશ્વર એક છે અને તે પાપપુણ્યનાં ફળ સૌને આપે છે. મનુષ્યનો પુનર્જન્મ થતો નથી. કયામતને દિવસે ઈશ્વર સૌનો ઇન્સાફ કરશે તથા પાપપુણ્ય પ્રમાણે નર્કવાસ વા સ્વર્ગવાસ આપશે. આ ઉપરાંત, પાક થઈ દરરોજ ત્રણવાર નમાઝ પઢવો, ગરીબોને દાન દેવાં, ઇમાનથી ચાલવું, મદ્યપાન અને મૂર્તિપૂજા નહિ કરવી, મક્કાની યાત્રા કરવી વિગેરે બાબતો માટે કુરાનમાં સૂચનાઓ છે.

ધીરે ધીરે મુસલમાની ધર્મ ખુબ વધવા લાગ્યો. મહમદ સાહેબના બોધથી મુસલમાનોનાં મનમાં રાજ્યપદની આશા, દ્રવ્યનો લોભ, કીર્તીની આકાંક્ષા, અને સ્વર્ગસુખની અભિલાષા પેદા થઈ. આસપાસના મુલક જીતી તેઓએ ધર્મપ્રચાર ચલાવ્યો. મક્કામાં કાબા નામનું દેવાલય હતું, તેમાંની મૂર્તિ તોડી મહમદ સાહેબે ત્યાં મસ્જીદ બંધાવી. ૬૩૨માં તેનો દેહાંત થયો. મહમદ સાહેબ અતિ બુદ્ધિશાળી, શૂરવીર, શાંત અને અડગ સ્વભાવના હતા. ન્યાય કરવામાં બહુ સખત છતાં, તે ઉદાર દિલના તથા નિસ્સીમ ભક્ત હતા.

**ખલીફા.**—મરણ સમયે તેણે પોતાના અનુયાયીઓની સભા બોલાવી એવો બંદોબસ્ત કર્યો કે ધર્મ અને રાજ્યની વૃદ્ધિ કરવા સારૂ એક યોગ્ય પુરૂષ નીમી તેને ખલીફાની પદવી આપવી. આ વ્યવસ્થા ઘણા વખત સુધી ચાલી. ખલીફાની ગાદી કેટલોક વખત મદીનામાં રહી, પણ પાછળથી તે ડમાસ્કસ, બગદાદ વિગેરે સ્થાનોમાં ગઈ.

**ઇસ્લામનો પ્રચાર.**—ત્રણ ચાર સદીમાં તો મુસલમાની રાજ્ય અને ધર્મ ચોમેર ફેલાયાં. ઈરાન, તુર્કસ્તાન, અફઘાનીસ્તાન, મધ્ય એશિયા અને ઉત્તર આફ્રિકા તેમના અધિકાર હેઠળ આવ્યાં. ત્યાંના લોકો મુસલમાન

બન્યા. યુરોપમાં ઠેઠ જીબ્રાલ્ટર સુધી પહોંચી મુસલમાનોએ સ્પેઇનમાં ઇસ્લામની ધજા ફરકાવી. થોડા વખત પછી પશ્ચિમના દેશોમાં તેમની પડતી થઈ અને ખ્રિસ્તીઓ પ્રબળ બન્યા, પરંતુ પૂર્વ બાજુએ તેમની ઉત્તરોત્તર વૃદ્ધિ થતી ગઈ, અને અંતે હિંદુસ્તાન પણ તેમની હકુમત હેઠળ આવ્યું.

આઠમી સદીના આરંભમાં આરબોએ સિંધ જીત્યું હતું તે આપણે જોઈ ગયા. પણ આ ખુણે પડેલા પ્રાન્તના વિજયથી હિંદુસ્તાનપર ઝાઝી અસર થઇ નહિ. પાછળથી રજપુતોએ મુસલમાનોને સિંધમાંથી નસાડ્યા હતા.

**ગિઝની વંશ** ( ૯૬૭-૧૧૮૬ ).—ધીમે ધીમે મુસલમાનોમાં ફુટ પડતી ગઇ અને તેમનાં અનેક રાજ્યો થયાં. નવમી સદીના અંતમાં બુખારામાં સામાનીવંશ સ્થપાયો હતો. આ વંશના પાંચમા સુલ્તાન કને અલપ્તગીન નામનો તુર્કી ગુલામ હતો, તેણે પોતાના પરાક્રમથી ગિઝનીમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તેની સીમા પંજાબની લગોલગ હતી. તેના પછી તેનો જમાઈ સબક્તગીન ગાદીએ આવ્યો અને પંજાબ પર ચઢાઈઓ કરવા લાગ્યો. પંજાબમાં આ વખતે જયપાળ નામનો રાજા હતો. તેણે બન્યા તેટલા હિંદુ રાજાઓને મદદે બોલાવ્યા અને લગભગ ૧ લાખની ફોજ ભેગી કરી. તથાપિ ધાર્મિક ઝનુનથી પ્રેરાયલા મુસલમાનો આગળ તેનું કશું ચાલ્યું નહિ. ખૈબર ઘાટના મુખ આગળ મજબુત થાણું બેસાડી સબક્તગીન સ્વદેશ ગયો. તેના પછી તેનો પરાક્રમી પુત્ર મહમદ ગિઝની ગાદીએ બેઠો.

**મહમદ ગિઝની** સુલ્તાનપદ ધારણ કરવામાં પ્રથમ હતો. શૂરો તેમજ મહત્ત્વાકાંક્ષી હોઈ, પશ્ચિમ અને ઉત્તર પ્રદેશ જીત્યા પછી તેનું ધ્યાન હિંદુસ્તાન તરફ ખેંચાયું. મહમદને એવા વિચાર આવ્યા કે હિંદના રાજાઓમાં એકતા નથી, તેમનાપર સ્વારી કરવાથી મુસલમાની સૈનિકોને ઉદ્યોગ મળશે, અપાર દોલતનો લાભ થશે, ધર્મનો પ્રચાર કરી શકાશે, તથા જો જીત્યા તો રાજ્યવૃદ્ધિ થતાં જશ મળશે. આ ઉદ્દેશથી તેણે પોતાના જીવનની જુવાનીના ૨૫ વર્ષ દરમ્યાન ( ૧૦૦૦–૧૦૨૫ ) હિંદપર સત્તર સ્વારીઓ કરી. તેમાંની મોટી મોટી સ્વારીઓની જ અહીં નોંધ કરીશું.

**જયપાળનો પરાભવ.**—૧૦૦૧ માં બીજી ચઢાઈ વેળા પંજાબના જયપાળે સુલ્તાનને પેશાવર નજીક યુદ્ધ આપ્યું; પરંતુ સંપૂર્ણ પરાભવ થતાં તેણે પોતાના પુત્ર આનંદપાળને ગાદી સોંપી આપઘાત કર્યો.

**આનંદપાળની હાર.**—સાત વર્ષ પછી મહમદે જબરી ચઢાઈ કરી. આનંદપાળે આ સમયે પિતાનો દાખલો લઈ આજુબાજુનાં રજપુત રાજાઓને કુમકે બોલાવ્યા. રજપુત સ્ત્રીઓએ પોતાનાં દરદાગીના વેચીસાટીને આ ધર્મયુદ્ધ માટે સામગ્રી મોકલી હતી. બન્ને સૈન્યો પેશાવરના મેદાનમાં છાવણી નાંખી પડ્યાં હતાં. હિંદુ સૈન્યમાં ખખ્ખર જાતિના ૩૦૦૦૦ પહાડી સૈનિકો હતા; તેઓ જબરો ધસારો કરી મહમદની સુરક્ષિત છાવણીમાં ધુસી ગયા અને ચારે બાજુએ એવી તો કાતિલ કતલ ચલાવી કે મુસલમાનોમાં હાહાકાર થઈ રહ્યો. ત્રણ ચાર હજાર મુસલમાનો કપાઈ ગયા. વિજય રજપુતોનો લાગતો હતો. આનંદપાળ ભારે આવેશ સહિત લડતો હતો તેવામાં એકાએક તેના હાથીને તીર લાગ્યું. હાથીએ નાસવા માંડ્યું. રજપુતો સમજ્યા કે સેનાપતિ નાસી જાય છે. આથી તેમનાં સૈન્યમાં નાસભાગ થઈ રહી. મુસલમાનોએ બે દિવસ સુધી તેની પૂંઠ લીધી, અને હાથમાં આવ્યા તેટલા શત્રુઓને માર્યા. આ જીતથી મહમદને પુષ્કળ લુંટ મળી. બાદ તેણે નગરકોટનું નામીચું મંદિર લુંટ્યું. આ પછી હિંદુઓમાં સુલ્તાન મહમદની દહેશત સજડ પેસી ગઈ.

**કનોજની સ્વારી.**—ઉપલા બનાવ પછી ૧૦ વર્ષે મહમદે કનોજપર સ્વારી કરી. રાજા હરદત્ત તાબે થયો તથા મુસલમાન બન્યો બાદ મથુરાનું પવિત્ર અને ધનવાન શહેર લુંટી, સુલ્તાને ત્યાંનાં તમામ મંદિરો તોડી બાળી જમીનદોસ્ત કરવા હુકમ આપ્યો. પછી તેણે કનોજ લુંટ્યું અને ત્યાંનાં દેવાલયો તોડ્યાં.

**સોમનાથની સ્વારી** સૌથી મોટી ગણાયછે. સૌરાષ્ટ્રના દક્ષિણ કિનારાપર આવેલું સોમનાથનું શિવાલય ( સોરઠી સોમનાથ ) પુરાતન કાળથી પ્રસિદ્ધ હતું. એ મંદિરમાં અપાર દોલત હોવાની વાત સાંભળી મહમદ મુલતાન અને અજમેર વાટે ત્યાં પહોંચ્યો. તેનું સૈન્ય પૂર આવેશ સહિત સોમનાથ પર તુટી પડ્યું. રજપુતો પણ પોતાના પવિત્ર દેવાલયની રક્ષા સારૂ ભેગા થયા હતા. તુમુલ યુદ્ધ થયા બાદ રજપુતોની હાર થઈ. સુલ્તાને સોમનાથની મૂર્તિ તોડી. તેના કટકા ગિઝની લઈ જઈ તેમાંથી તેણે મોટી મસ્જીદના પગથીયાં બનાવ્યાં, જેથી લોકો તેનાપર પગ મુકી આવે જાય. સોમનાથના સુંદર દરવાજા મહમદ લઈ ગયો. ઉપરાંત તેને નિરર્ગળ દ્રવ્ય પ્રાપ્ત થયું. ૧૮૪૨ માં અંગ્રેજો જે દરવાજા અફઘાનીસ્તાનથી લાવ્યા હતા

અને જેને લીધે લોર્ડ એલનબરોએ એક મૂર્ખાઈ ભર્યો ઢંઢેરો પીટાવ્યો હતો, તે સોમનાથના ન હતા.

**મહુમદનું મરણ.**—પરાક્રમી મહમદ ૧૦૩૦ માં ગુજરી ગયો. તે રાજકાજમાં ચતુર અને રણક્ષેત્રમાં શૂરો હતો. દ્રવ્યલોભમાટે તેને દોષ દેવાય છે. વિદ્યારસિક હોઈ તે વિદ્વાનોને આશ્રય દેતો. શાહનામાનો કર્તા ફિર્દોસી, અને અન્સારી તેના દરબારી કવિ હતા. અલ્બેરૂની નામનો હોશિયાર જ્યોતિષી અને ગણિતી, સુલ્તાન સાથે હિંદ આવ્યો હતો, તેણે હિંદ વિષે અરબીમાં એક સારો ગ્રન્થ લખ્યો હતો. હિંદથી ઉત્તમ કારીગરો લઈ જઈ મહમદે સુંદર ઈમારતો ઉભી કરાવી પોતાની રાજધાનીની શોભા વધારી હતી.

વસ્તુતઃ હિંદી ઇતિહાસ સાથે મહમદને ઝાઝો સંબંધ નથી. કેવળ પંજાબ પ્રાન્તજ તે પોતાનાં રાજ્યમાં સામેલ કરી શકયો હતો. છતાં હિંદમાં આવનારો પહેલો પરાક્રમી સુલ્તાન તેજ હતો.

## પ્રકરણ ૧૭ મું. બારમી સદી.

**રજપુત રાજયો.**—સુલ્તાન મહમદની સ્વારીઓથી જાનમાલને બેશક પુષ્કળ નુકસાન થયું, પરંતુ તેથી હિંદુ રાજ્યોની જડ ઉખડી ન હતી. ફક્ત પંજાબ મુસલમાની પ્રાન્ત બન્યો. ૬૦૦ થી ૧૨૦૦ સુધીના છસો વર્ષોમાં વિદેશીઓ સિંધ અને પંજાબ શિવાયના હિંદુસ્તાનમાં વસ્યા લાગતા નથી. સ્થાયી હિંદી રાજ્ય સ્થાપવાના મુસલમાનોના ખરા પ્રયાસ બારમી સદીના અંતમાંજ થયા.

એ સમયે કનોજના ગહરવાર, દિલ્હીના તુંવર, અજમેરના ચોહાણ, બંગાળા બિહારના પાલ અને સેન, તથા ગુજરાતના વાઘેલા ઉત્તર હિંદમાં મુખ્ય રાજકુળો હતા.

**કનોજ.**—મહમદે કનોજ લુંટ્યું ત્યાર પછી અગીઆરમી સદીના અંતિમ ભાગમાં ગહરવાર યા રાઠોડ જાતિના રજપુતોએ ત્યાં રાજ્ય સ્થાપ્યું. આ વંશનો છેલ્લો રાજા જયચંદ રાઠોડ હતો તેને હિંદુ લેખકોએ અતિ નીચ લેખ્યો છે. તે અજમેરના પૃથ્વીરાજ ચોહાણનો કટ્ટો શત્રુ હતો. જયચંદે પોતાની પુત્રી સંયુક્તાનો સ્વયંવર કર્યો તે વખતે તેણે પૃથ્વીરાજનું, એની ગેરહાજરીમાં અપમાન કર્યું. આ સાંભળી પૃથ્વીરાજે જાતે જઈ સંયુક્તાનું હરણ કર્યું. સંયુક્તાએ પણ પૃથ્વીરાજ વેરે પરણવા સંકલ્પ કર્યો હતો. જયચંદને પુષ્કળ ક્રોધ ચઢ્યો. તેનું પુરાણું વેર વધારે દૃઢ થયું. પરંતુ પરાક્રમી

પૃથ્વીરાજ સામે તેનું ચાલે એમ ન હોવાથી તે વિદેશી અને વિધર્મીની મદદ માંગવા ચુકયો નહિ. શાહબુદ્દીન ઘોરીએ સ્વારી કરી હિંદુ રાજ્યોને તારાજ કર્યાં. જયચંદ પોતે પણ બચ્યો નહિ. આને લીધે તે દેશદ્રોહી અને ધર્મદ્રોહી લેખાય છે.

**દિલ્હી**માં તુંવર રજપુતોનું રાજ્ય હતું. હાલનું દિલ્હી આ વંશેજ બંધાવ્યું લાગે છે ( ૯૯૩ ). તેઓ પોતાને **પાંડવો**ના વંશજો કહેવડાવતા. સર્વોપરિતા માટે તેમને કનોજના **રાઠોડો** સાથે વખતો વખત ઝઘડા થતા. અગીઆરમી સદીના મધ્યભાગમાં તેઓમાં **અનંગપાળ** નામનો રાજા થયો, તેણે સુંદર અને ભવ્ય ઈમારતો બાંધી દિલ્હીને સુશોભિત કર્યું. આ **અનંગપાળ**ને સંતાનમાં બે પુત્રીઓજ હતી. એમાંની એક તેણે કનોજના **વિજયપાળ**ને અને બીજી અજમેરના **સોમેશ્વર**ને દીધી હતી. કનોજવાળીને પેટે **જયચંદ**, અને અજમેરવાળીને **પૃથ્વીરાજ**નો જન્મ થયો. **અનંગપાળે** દિલ્હીની ગાદી પૃથ્વીરાજને સોંપી હતી.

**અજમેર અને સાંભર**માં **ચોહાણ** રાજ્ય હતું. આ વંશનો છેલ્લો રાજા **પૃથ્વીરાજ** અજમેર તેમજ દિલ્હીનો રાજા બન્યો હતો.

**બંગાળા-બિહાર.**—તેરમા પ્રકરણમાં આપણે જોઈ ગયા કે બંગાળા બિહારમાં **પાલવંશ** સ્થપાયો હતો. આ વંશના બધા રાજાઓ **બૌદ્ધધર્મી** હતા. તેમણે **તિબેટ**માં **બૌદ્ધધર્મ**નો ઉદ્ધાર કરવા ઉપદેશકો મોકલ્યા હતા. આ વંશ ૪૫૦ વર્ષ સુધી અનેક ચઢતી પડતીમાંથી પસાર થઈ અંતે મુસલમાનોના હાથે નાશ પામ્યો ( ૧૧૯૭ ).

**સેનકુળ.**—બારમી સદીના આરંભમાં **વિજયસેન** નામના પુરૂષે નવો રાજવંશ પૂર્વ બંગાળામાં સ્થાપ્યો. તેના વંશજો **સેન** નામથી ઓળખાય છે. આ રાજાઓએ ઘણોખરો પ્રદેશ **પાલ** રાજ્યમાંથી જીતી લીધો. મુસલમાની વિજયને સમયે **પાલ**રાજ્યની રાજધાની **મોંઘીર**માં યાતો **બિહાર** નગરમાં, અને **સેનો**ની **નદિયા**માં હોવી જોઈએ. **સેનો** ( તાંત્રિક ) હિંદુધર્મ પાળતા. **બલ્લાલસેને** બ્રાહ્મણો, વૈદ્યો, અને કાયસ્થોમાં ‘ કુલીનતા ’ વાળી પદ્ધતિ વડે નવી વર્ણવ્યવસ્થા સ્થાપી કહેવાય છે. હિંદુધર્મનો પ્રચાર કરવા અગણિત બ્રાહ્મણોને તેણે દેશેદેશ મોકલ્યા હતા. **બલ્લાલ** પછી તેનો પુત્ર **લક્ષ્મણસેન** ગાદીએ આવ્યો ( ૧૧૭૭ ). મુસલમાની આક્રમણ વખતે તેણે બાયલાપણું આદર્યું હતું.

**ગુજરાતના વાઘેલા.**—બારમી સદી દરમ્યાન **ચાલુક્ય** યા **સોલંકી**-વંશના **સિદ્ધરાજ** અને **કુમારપાળ** હેઠળ ગુજરાત ઘણું પ્રબળ બન્યું હતું. એજ સદીના અંતમાં **વીર**ધવળ નામના **વાઘેલા** સરદારે **શાહબુદીન ઘોરીને** સજડ હાર આપી પોતાનો વંશ સ્થાપ્યો હતો.

**લોકસ્થિતિ; શિલ્પ; સાહિત્ય.**—ઉપર વર્ણવેલાં રાજ્યો એકમેકથી સ્વતંત્ર હોઈ વારંવાર એકમેક સાથે લડતાં. તેમના પર કોઇનો અંકુશ ન હતો. તેઓ ભાગ્યેજ એકત્ર થતા, અને કદાચ કોઈ કટોકટીને પ્રસંગે તેઓનો એકકો થતો તો સુદૃઢ બંધનના અભાવે તેમાં સહેલાઇથી તુટ પડતી. ઘણા-ખરા રાજાના દરબારો ભવ્ય હતા. મુખ્ય મુખ્ય શહેરોમાં સુંદર મકાનો પુષ્કળ હતાં. હવે **બૌદ્ધ**ધર્મને કેવળ **પાલ**વંશ તરફથીજ માન અને મદદ મળતાં; બાકીના સઘળા પ્રાન્તોમાં **જૈન** અને **હિંદુ**ધર્મનો પ્રભાવ વિશેષ હોવાથી **બૌદ્ધ** સંપ્રદાયનું માન ન હતું. **પાલ**વંશના સમયમાં **બિહાર**માં બંધાએલી **બૌદ્ધ** ઇમારતો લગભગ બધી નાશ પામી છે, પરંતુ બીજા પ્રાન્તોમાંનાં તેજ સમયનાં ઘણાં **જૈન** અને **હિંદુ** મંદિરો મોજુદ છે. અગીઆરમી અને બારમી સદીમાં બાંધેલાં **આબુ** પર્વતપરનાં **જૈન** દહેરાંની સુંદરતા અનુપમ છે; અને **ચંદેલ** રાજાઓએ બાંધેલા **હિંદુ** મંદિરો **હિંદી** શિલ્પના ઉત્તમ નમુનાઓમાં લેખાય છે. નવમી સદીમાં થએલા **બંગાળી** કલાધર **ધી**માન અને તેના પુત્ર **વિત**પાલે આલેખન અને સ્થાપત્ય માટે નામ કાઢ્યાં હતાં.

વિદ્વાને ઘણા રાજાઓનું ઉત્તેજન હતું. **રાજશેખર** નામનો નાટકકાર **કનોજ**ના **પ્રતિહાર** રાજાઓના દરબારમાં બીરાજતો. **ધારાનગરી**ના **ભોજ**નો નવરત્ન દરબાર પ્રખ્યાત છે. **દિલ્હી**નો **વિસલદેવ** **તુંવર** જાતે કવિ હોઈ કવિઓને પોષતો. **સંસ્કૃત**માં '**રાજતરંગિની**' નામનું ઐતિહાસિક કાવ્ય લખનાર **કલ્હણ** ( ૧૧૪૯ ) **કાશ્મીર**ના મંત્રીનો પુત્ર હતો. **જયદેવ** કવિનું **ગીત ગોવિંદ** **બંગાળા**માં મુસલમાની વિજય થયા પછી તરતમાંજ રચાયું હતું.

**રજપુત** યુગમાં **ભાટ** લોકોએ **પ્રાકૃત** સાહિત્યનાં મૂળ નાંખ્યાં હતાં. '**ચંદ રાસા**' નો કર્તા **ચંદ બરદાઈ** **પૃથ્વીરાજ**ના દરબારમાં હોઈ તેનો જીવજાન દોસ્ત હતો. આ રાસામાં **ચંદ** કવિએ **પૃથ્વીરાજ**નાં અદ્ભુત પરાક્રમો વીરરસને યોગ્ય અસલી **હિંદી** ભાષામાં વર્ણવ્યાં છે.

---

# પ્રશ્નો.

૧. મહાન સિકંદરની સ્વારી વિષે શું જાણો છો? હિંદી ઈતિહાસમાં તેનું મહત્ત્વ શું છે?

૨. ચંદ્રગુપ્ત મૌર્યનું ચરિત્ર આલેખો.

૩. ચાણુક્ય અને મેગેસ્થનીસ વિષે જે જાણતા હો તે ટુંકમાં લખો.

૪. ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં દેશસ્થિતિ કેવી હતી?

૫. અશોકને તમે પ્રાચીન યુગનો સૌથી મોટો રાજા માનો છો? શામાટે?

૬. અશોકની રાજ્યવ્યવસ્થા, તથા તેનાં ધાર્મિક કાર્યો વર્ણવો.

૭. અશોકના ગુણદોષનો ચિતાર આપો.

૮. બૌદ્ધધર્મની ઉન્નતિ ક્યારે અને શી રીતે થઈ? તેના મુખ્ય સિદ્ધાન્તો ક્યા છે?

૯. બૌદ્ધધર્મની પડતીના કારણો જણાવો.

૧૦. સૌથી નામીચા કુશાન રાજાનો હેવાલ લખો. તેણે સ્વધર્મના પ્રચાર સારૂ શા ઉપાયો યોજ્યા હતા?

૧૧. બૌદ્ધકાળ દરમ્યાન હિંદુસ્તાનની સભ્યતા તથા વિદ્યા-કળાની હાલત શી હતી?

૧૨. ગુપ્તવંશની ઉત્પત્તિ અને ઉન્નતિ વિષે ટુંકમાં લખો.

૧૩. સમુદ્રગુપ્તને નેપોલીઅનની ઉપમા શા માટે અપાય છે? તેની સ્વારીઓ વર્ણવો.

૧૪. બીજા ચંદ્રગુપ્ત વિષે શું જાણો છો? તેણે "વિક્રમાદિત્ય" નામ શામાટે ધારણ કર્યું હતું? વિક્રમ સંવતની સ્થાપના કોણે કરી હતી?

૧૫. હુણો કોણ હતા? હિંદના ઈતિહાસમાં તેઓએ શો ભાવ ભજવ્યો?

૧૬. આપણા પ્રાચીન ઈતિહાસમાં ક્યા ચીની પ્રવાસીઓ મહત્ત્વના ગણાય છે? શા માટે?

૧૭. હર્ષવર્ધનનું ચરિત્ર આલેખો. તેના સમયમાં ઉત્તર હિંદુસ્તાનની શી હાલત હતી?

૧૮. રજપુતોનો ઉદય, તેમની જાતિઓ, અને તેમનાં રાજ્યો વિષે શું જાણો છો? તેઓ કદિ સામ્રાજ્ય સ્થાપી ન શક્યા તે માટે તમે ક્યાં કારણો આપશો?

૧૯. શંકરાચાર્ય, અશ્વમેધ યજ્ઞ, મિહિરગુળ, બાણભટ્ટ, કાલીદાસ, ભોજ, અને હ્યુએન સાંગ વિષે ટુંકમાં લખો.

૨૦. મુસલમાની આક્રમણ સમયે હિંદુઓની શી હાલત હતી ?

૨૧. છેક દક્ષિણે આવેલાં તામિલ રાજ્યોની પ્રાચીન સંસ્કૃતિ વિષે શું જાણો છો ? તેઓએ વિવિધ દિશામાં કરેલી પ્રગતિ વર્ણવો.

૨૨. મુસલમાનોના આગમન પહેલાં હિંદપર આવેલી સ્વારીઓ ગણાવો. તે ક્યારે થઈ અને દરેકનું શું પરિણામ આવેલું તે વર્ણવો.

# ખંડ ૩ જો. દિલ્હીની સલ્તનત

## પ્રકરણ ૧૮ મું. ઘોરી અને ગુલામવંશ.

**શાહબુદ્દીન ઘોરી** ( ૧૧૮૬–૧૨૦૬ ).—**મહમદ** ગિઝનીના વંશજો નિર્બળ થવાથી **ઘોરી** નામનો વંશ ગિઝનીમાં સ્થપાયો. એ વંશમાં **ગ્યાસુદ્દીન** નામનો એક સુલ્તાન થયો. તેનો ભાઈ **શાહબુદ્દીન** તેને નામે આજુબાજુના પ્રદેશો જીતતો હતો. એના સમયમાં દિલ્હીમાં **પૃથ્વીરાજ ચોહાણ**, કનોજમાં **જયચંદ રાઠોડ** અને ગુજરાતમાં **ભીમ**દેવ નામના રાજા રાજ્ય કરતા હતા. **શાહબુદ્દીને** હિંદ પર સાત સ્વારીઓ કરી હતી.

**પહેલી ત્રણ સ્વારીમાં** તેણે પંજાબ અને સિંધ સુધીનો સઘળો વાયવ્ય પ્રદેશ જીતી લીધો. પછી **ગુજરાતમાં** દાખલ થવા તેણે પ્રયત્ન કર્યો પરંતુ રાજા **ભીમ**દેવે તેને સખત હાર ખવડાવી.

**શાહબુદ્દીનની હાર.**—શાહબુદ્દીનને કેવળ **સિંધ** અને પંજાબના પ્રદેશથી સંતોષ વળ્યો નહિ. તેનો ડોળો દિલ્હી અને ફળદ્રુપ **મધ્ય** દેશપર હતો. પરિણામે તે પાછી સ્વારી લાવ્યો. આ સમયે **જયચંદ રાઠોડ** શિવાયના સઘળા રાજાઓએ એક્કો કર્યો તથા **તરાવડીના** મેદાનમાં આક્રમણકારની સામા ખડા થયા. વીર **પૃથ્વીરાજ** સેનાધિપતિ હતો.* તેણે **સુલ્તાનને** સચોટ હરાવ્યો અને કેદ પકડ્યો. બાદ રજપુતોની યુદ્ધનીતિ મુજબ તેણે **શાહબુદ્દીનને** જીવતદાન આપી છોડી મુકયો.

**પૃથ્વીરાજનો પરાભવ.**—પોતાના પરાજયનું વેર વાળવાનો લાગ **શાહબુદ્દીન** શોધતો હતો, એવામાં **જયચંદ રાઠોડે** પોતાનો દૂત મોકલી **શાહને** કહાવ્યું કે તમે ચઢાઈ લઈ આવો. તેણે તેને **પૃથ્વીરાજની** ગાફેલતા તથા રજપુતોની નિર્બળતાથી વાકેફ કર્યો. **સુલ્તાન હિંદપર** ચઢી આવ્યો. આ સમયે તેનો જય થયો. **પૃથ્વીરાજ** કેદ પકડાયો. પાછળથી તેનો વધ કરવામાં આવ્યો.

---

* પ્રાચીન કાળથી હિંદુઓમાં એવી પ્રથા પડી હતી કે તેઓ પરાજિત શત્રુનો વધ અથવા તેને કેદ કરવાનું કામ બુરૂં ગણતા. જીજ્ઞાસુને આ પ્રથાના અનેક દાખલા હિંદુઓના પ્રાચીન ઈતિહાસમાંથી મળી આવશે.

બાદ અજમેર, દિલ્હી, બનારસ વિગેરે સ્થળો તેણે મનમાની રીતે લુંટ્યાં. ગ્વાલીઅર તાબે થયું. વીશ વર્ષ પહેલાં જે ગુજરાતે તેને પાછો કાઢ્યો હતો, તેની રાજધાની અણુહિલવાડ મુસલમાનોએ કબજે કરી. પછી પોતાને હિંદમાં વિજય મેળવવાનો માર્ગ દર્શાવનાર જયચંદનાં કનોજ પર તેણે હુમલો કર્યો. હવે જયચંદને પોતાની ભયંકર ભુલ સમજાઈ. તે બહાદુરીથી લડ્યો પણ હાર્યો અને માર્યો ગયો. યુદ્ધમાંથી બચવા પામેલા રાઠોડો મારવાડ તરફ ગયા અને જોધપુરમાં પોતાની સ્થાપના કરી. બીજી અનેક રજપુત જાતિઓ આ સમયે ઈસ્લામના મારમાંથી બચવા પોતાની જન્મભૂમિ છોડી ગઈ હતી.

**શાહબુદ્દીનનું મરણ.**—ઉપરોક્ત વિજયો પામી શાહબુદીન સ્વદેશ ગયો. તેના ભાઈનો દેહાન્ત થવાથી (૧૨૦૩ માં) તે સુલ્તાન બન્યો. પછી પંજાબમાં ખખ્ખર લોકોનો બળવો થવાથી શાહબુદીનને પાછા હિંદુસ્તાન આવવું પડ્યું. તેમને હરાવી કતલ કરી શાહ પાછો ફરતો હતો એવામાં માર્ગમાં તેનું ખુન થયું.

શાહબુદીન જેટલો શૂર તેટલોજ ક્રૂર હતો. હિંદમાં મુસલમાની રાજ્ય સ્થાપનાર પહેલો પુરૂષ તે છે. દરેક જીતેલા પ્રાન્તપર તેણે પોતાના હાકેમો મુકયા હતા.

**ગુલામવંશ** (૧૨૦૬–૧૨૯૦).—શાહબુદીન પછી તેનું હિંદી રાજ્ય કુતબુદીન ઐબકના હાથમાં આવ્યું. અસલ તે સુલ્તાનનો ગુલામ હતો, પણ પાછળથી તેનાં પરાક્રમ અને વફાદારીથી તેણે સુલ્તાનની પ્રીતિ અને વિશ્વાસ સંપાદન કર્યાં. તેના વંશને ગુલામવંશ કહે છે. શાહબુદીનના મરણ પછી કુતબુદીને દિલ્હીમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપી પોતાના સિક્કા ચલાવ્યા. તેનો રાજ્ય-બંદોબસ્ત સારો હતો. દિલ્હીની જુમા મસ્જીદ અને કુતુબ મિનારના બાંધનાર તરીખે તે આજે પ્રખ્યાત છે.

કુતબુદીન દિલ્હીમાં વ્યવસ્થાનાં કામમાં ગુંથાયલો હતો ત્યારે ઘોરીનો બીજો સરદાર મહમદ બખ્તીયાર ખિલજી પૂર્વપ્રદેશમાં ચઢાઈઓ કરતો હતો. તેણે બંગાળા અને બિહાર જીતી ત્યાંના બૌદ્ધ વિહારોને ભાંગી તોડી નાંખ્યા, સાધુઓને કતલ કર્યા, અને તેમનાં અમુલ્ય પુસ્તકાલયો સુદ્ધાં બાળી નાંખ્યાં. આ રીતે બૌદ્ધધર્મનો નાશ થયો. બંગાળાનાં ગૌડનગરમાં મહમદ બખ્તીયાર અને તેના પછી બીજા મુસલમાન સરદારોએ રાજ્ય કરવા માંડ્યું.

**સુલ્તાન અલ્તમશ.**—કુતબુદીન પછી તેનો જમાઈ અલ્તમશ દિલ્હીની ગાદીએ આવ્યો. બંગાળા અને સિંધના સુબેદારો સ્વતંત્ર બન્યા હતા તેમને તેણે જીત્યા. વળી ઉજ્જનપર ચઢાઈ કરી ત્યાંનાં દેવાલયો તોડ્યાં. ૧૨૩૬માં તેનું મરણ થયું ત્યારે સિંધુથી ભાગીરથી સુધીનો આખો ઉત્તર દેશ તેના અધિકાર હેઠળ હતો.

કુતુબ મિનાર.

**સુલ્તાના રઝિયા બેગમ.**—અલ્તમશ પછી તેની પુત્રી રઝિયા રાજકાજ કરવા લાગી. તે પરાક્રમી હતી. બાપ જ્યારે બહાર યુદ્ધમાં રોકાતો ત્યારે તે દિલ્હીમાં રહી રાજ્યનો સારો બંદોબસ્ત કરતી. પાછળથી એક હબશી ગુલામ સાથે તેને સ્નેહ બંધાવાથી તેના ઉમરાવોને અદેખાઈ આવી અને તેમણે રઝિયા તથા પેલા ગુલામનો વધ કરાવ્યો. મુસલમાની ઈતિહાસમાં જે જુજ સ્ત્રીઓ રાજકાજની કુશળતા માટે પ્રખ્યાત છે તેમાં રઝિયા બેગમનું સ્થાન ઉંચું છે.

**નાસિરૂદ્દીન મહમદ.**—રઝિયા પછી બે નિર્બળ શાહજાદાઓ આવ્યા. પણ અંતે **નાસિરૂદીન મહમદ** નામનો રઝિયાનો એક ભાઈ ગાદીએ બેઠો. તેણે વીશ વર્ષ સુધી ચતુરાઇથી રાજ્ય ચલાવ્યું. તે વિદ્વાન અને સાદો હતો.

**ગ્યાસુદીન બલ્બન.**—નાસિરૂદીન અપુત્ર હોવાથી તેના પછી તેના વજીર બલ્બનને રાજ્ય મળ્યું. આ સમયે તે ૬૦ વર્ષનો હતો. છતાં તેનું જોમ જરાયે ઓછું થયું ન હતું. હિંદુઓ તરફ તેની કરડી નજર હતી. રાજ્યકર્તા તરીકે તે કડક હતો. મેવાતીઓએ તેને પુષ્કળ ત્રાસ આપ્યો હતો. બદલામાં તેણે જરાયે દયા આણ્યા વિના તેમની કતલ કરી. તેના સમયમાં બંગાળામાં બળવો થયો તે બલ્બને જાતે જઈ દબાવી દીધો. આખા એશિયામાં મંગોલ લોકોએ આ જમાનામાં દરોડો પાડેલો હોવાથી એશિયાના અનેક રાજવંશીઓ બલ્બનના આશ્રય હેઠળ રહ્યા હતા. ફારસી ભાષાના વિદ્વાનોને, વિશેષે અમીર ખુશરૂને તેણે ઉદાર મદદ કરી હતી.

**મંગોલ લોકો.**—બારમી સદીમાં મંગોલીઆ પ્રાન્તના મંગોલ લોકોમાં ચંગીઝખાં નામનો પ્રસિદ્ધ પુરૂષ થયો. પોતાનાં વતનની આજુબાજુના મુલકો જીતી ભયંકર વંટોળીઆની પેઠે તે જંગલી મંગોલોનાં ટોળાં લઈ એશિયાનાં અનેક રાજ્યો પર તુટી પડ્યો. મંગોલો માર્ગમાં આવતાં શહેરો લુંટતા તથા લાખો માણસોને માખીની પેઠે મારી નાંખતા. અફઘાનીસ્તાનમાં થઈ તેઓ ઠેઠ પેશાવર સુધી આવ્યા. હિંદને સદ્‌ભાગ્યે તેઓ આ સમયે આગળ વધ્યા નહિ. ત્યારબાદ મંગોલ લોકોની ધાડ વખતોવખત આવતી અને ગ્યાસુદીન બલ્બનને તેમનો મોટો સંતાપ હતો. બલ્બનનો સદગુણી અને પરાક્રમી પુત્ર મંગોલો સામે લડતાં માર્યો ગયો, તેના શોકનો આઘાત સુલ્તાનને સખત લાગ્યો. પરિણામે ટુંક વખતમાં તે પણ ગુજરી ગયો.

બાદ તેનો પૌત્ર કૈકોબાદ ગાદીએ બેઠો. પણ તે દુરાચારી હોવાથી રાજ્યમાં ચોમેર બળવા ઉઠ્યા. રાજધાનીમાં ખિલજી અને મંગોલ ( મોગલ ) એવા બે પક્ષ પડ્યા. એમાંથી ખિલજી પક્ષે સુલ્તાનનો વધ કરી પોતાના નેતા જલાલુદીનને ગાદી સોંપી. આ રીતે ગુલામવંશનો અંત આવ્યો ( ૧૨૯૦ ), અને ખિલજીવંશ ચાલુ થયો.

**મહમદ** ગિઝનીએ **હિંદમાં** પ્રવેશ કર્યો તે વાતને અત્યારે ૩૦૦ વર્ષ થયાં હતાં. એ અરસામાં **મુસલમાનોએ નર્બદાની** ઉત્તરે આવેલો તમામ દેશ જીતી લીધો. જીતની સાથે **હિંદુઓનાં** મંદિર તોડવાં, મૂર્તિઓ ભાંગવી, ગ્રન્થો

બાળવા, અને તરવાર–બળે લોકોને વશ કરવા, એવા એવા ઉપદ્રવ એકસરખા ચાલુ રહ્યા. હિંદુઓની હકુમત ઘણી ઘટી ગઈ.

## પ્રકરણ ૧૯ મું. ખિલજી અને તઘલખ વંશ.

### ( ૧૨૯૦–૧૪૧૪ ).

**જલાલુદ્દીન ખિલજી.**—ગાદીએ આવતી વેળા જલાલુદીનની ઉમ્મર ૭૦ વર્ષની હતી. તેના અમલના આરંભમાં એક એવો સખત દુકાળ પડ્યો હતો કે ભૂખમરાને લીધે સંખ્યાબંધ હિંદુઓએ જમનામાં ઝંપાપાત કર્યો હતો. તેની સેનાએ **મંગોલોને લાહોર** આગળ હરાવી નસાડ્યા. ત્રણેક હજાર શરણે આવ્યા, તે **મુસલમાન** બન્યા અને **સુલ્તાનની** નોકરીમાં રહ્યા. તેમને રહેવામાટે **સુલ્તાને** દિલ્હીમાં એક અલગ લત્તો કાઢી આપ્યો, જે **મોગલપરાને** નામે ઓળખાય છે. **સુલ્તાન** વૃદ્ધ હોવાથી તેનો ભત્રીજો **અલાઉદ્દીન** ઘણુંખરૂં લડવાનું કામ કરતો.

**નર્બદા** પાર કરી **દક્ષિણમાં પ્રવેશ** કરનાર **મુસલમાન** સેનાપતિઓમાં **અલાઉદ્દીન** પહેલો હતો. તેના સમયમાં **મહારાષ્ટ્રના યાદવરાજાઓ દેવગઢ** વા **દેવગિરિ** ( આજનું દોલતાબાદ )માં રાજ્ય કરતા હતા. **અલાઉદ્દીન દેવગિરિના** રાજા **રામદેવને** હરાવી તેની પાસેથી કેટલોક મુલક તથા ખંડણી લેવાનું કબુલાવી પાછો ફર્યો. અહીંથી તેને પુષ્કળ લુંટ મળી હતી. પછી તેણે દગો કરી પોતાના કાકાનું ખુન કરાવ્યું અને દિલ્હીનું રાજ્ય લીધું.

**અલાઉદ્દીન ખિલજી.**—પુષ્કળ દ્રવ્ય વેરી તેણે ઉમરાવોને તથા સૈન્યને વશ કર્યા. બાદ માજી **સુલ્તાનના** પુત્રો, બીજા સગાઓ, તથા વિશ્વાસુ અમલદારોનો વધ કરાવી તે નિર્ભય બન્યો. તેના અમલ દરમ્યાન **મંગોલોએ હિંદપર** ઉપરાઉપરી ચડાઈઓ કરી. પરંતુ **સુલ્તાનનાં** સૈન્યે દરેક વખત તેમને મારી હઠાવ્યા. તેમની છેલ્લી હાર ૧૩૦૩માં થઈ તે એવી તો સચોટ હતી કે તે દિવસથી **મંગોલોએ હિંદ** જીતવાની અભિલાષા છોડી દીધી. **હિંદમાં** વસતા **મંગોલો** ત્રાસરૂપ લાગ્યાથી **અલાઉદ્દીને** છુપી રીતે તેમની કતલ કરાવી હતી ( ૧૨૯૭ ). **રજપુતાનામાં** તેણે **રણથંભોર** અને **ચિતોડગઢ** સર કર્યા.

**મલેક કાફુર અને દક્ષિણની જીત.**—સુલ્તાનના માનીતા ગુલામ **મલેક કાફુરે દક્ષિણપર** કરેલી સ્વારીઓ આ રાજ્યમાં મુખ્ય છે. **સમુદ્રગુપ્ત** પછીના એક હજાર વર્ષમાં ઉત્તર **હિંદની** સેના **દક્ષિણમાં** ઉતરી હોય તો તે **અલાઉ-**

દીનના સમયમાંજ. ૧૩૦૨ થી ૧૩૧૧ સુધીના અરસામાં **મલેક કાફુરે** દેવગિરિનું **યાદવ** રાજ્ય, **મૈસોરનું હોય્સલ** રાજ્ય, અને છેક દક્ષિણે આવેલાં **તામિલ** રાજ્યો જીતી લીધાં; **કોરોમંડળ** કિનારાપર **મુસલમાન** હાકેમો સ્થાપ્યા. તે સમયે દક્ષિણનું ચલણી નાણું સોનાનું હતું. **કાફુરે** અહીંથી અપાર સોનું દિલ્હી મોકલ્યું. આ રીતે મેળવેલા દ્રવ્યમાંથી **અલાઉદ્દીને** અનેક વિશાળ ઈમારતો બંધાવી.

**અલાઉદ્દીનનું મરણ અને ચારિત્ર.**—ખુની **અલાઉદ્દીનના** છેવટના દિવસો સંતાપભર્યા હતા. **મલેક કાફુર** શિવાય તેને કોઈ પર વિશ્વાસ ન હતો. ૧૩૧૫ માં તેનું મરણ થયું. તે નિરક્ષર, અભિમાની, ધર્માંધ, ખુની અને ઝનુની હતો. રાજ્યકર્તા તરીખે તે કાબેલ હતો. તેને પોતાને '**બીજો સિકંદર**' કહેવડાવવાની બહુ હોંશ હતી. તેના કેટલાક કાયદા આપખુદ અને ત્રાસદાયક હતા અને તે તેની સાથેજ લોપ પામ્યા. **હિંદુઓ** પ્રત્યે તે ઘણો નિર્દય હતો. ગુજરાતમાં તે '**અલાદીયા ખુની**' તરીખે મશહૂર છે.

**કુતબુદ્દીન મુબારક.**—**અલાઉદ્દીન** પછી તેનો પુત્ર **મુબારક** ગાદીએ આવ્યો. આરંભમાં તો તેણે ઠીક જુસ્સો બતાવ્યો, પણ પાછળથી લંપટ બનવાથી તેણે સઘળો કારભાર **મલેક ખુશરૂ** નામના નીચ પુરૂષને સોંપ્યો. **ખુશરૂ** વટલેલો **હિંદુ** હતો. તેના ખરાબ કારભારથી પ્રજામાં ગભરાટ ફેલાયો. **સુલ્તાન** સાથે તકરાર થવાથી તેણે **સુલ્તાન** તથા તેનાં સગાં વહાલાંની કતલ કરાવી. અંતે **પંજાબના સુબેદાર ગાઝીબેગ તઘલખે** દિલ્હી ચઢી આવી **ખુશરૂનો** વધ કર્યો, અને ઉમરાવોના આગ્રહને લીધે **ગ્યાસુદીન** નામ ધારણ કરી સલ્તનત સ્વીકારી.

**તઘલખ વંશ** (૧૩૨૦–૧૪૧૪).— તુર્ક જાતિનો આ ત્રીજો વંશ છે. **ગ્યાસુદીન** સજ્જન હતો. રાજ્યકર્તા તરીખે તેની સારી નામના થઈ. **બંગાળાના** હાકેમો સ્વતંત્ર રીતે વર્તતા હતા તેમને તેણે થોડાઘણા અંકુશમાં આણ્યા. ૧૩૨૫ માં અકસ્માત તેનું મોત નીપજ્યું હતું. દિલ્હી પાસે તેણે **તઘલખાબાદ** નામનો કિલ્લો બંધાવ્યો હતો.

**મહમદ તઘલખ, ગ્યાસુદીનનો** પુત્ર, હવે ગાદીએ આવ્યો. ૨૬ વર્ષનાં તેનાં લાંબા રાજ્યના આરંભમાં તેનું રાજ્ય ઘણું વિશાળ હતું. પરંતુ બનતું એવું કે તે એક પ્રાન્ત જીતતો ત્યારે બીજો પ્રાન્ત તેના કબજામાંથી છટકી જતો. તેના **સામ્રાજ્યને** કદિ શાંતિ મળતી નહિ.

મહમદમાં પરસ્પર-વિરોધી લક્ષણો હતાં. તેનામાં કુદરતી શક્તિ ઘણી હતી પરંતુ તેની સાથે તેનામાં ખૂનીપણું, અને એક જાતની ગાંડાઈ હતી, જેને પરિણામે તેની પ્રજા અને તેનું રાજ્ય બન્ને પાયમાલ થયાં. ૧૩૫૧માં અથડાટ અને ચિંતાથી તે સિંધમાં મરણ પામ્યો અને એ રીતે "સુલ્તાન પોતાની પ્રજાથી, અને પ્રજા પોતાના સુલ્તાનથી છુટી."

**મહમદનાં ધુની કામો.**—(૧) મહમદની સૌથી મોટી બેવકુફી રાજધાની બદલવા વિષેની હતી. એ જાલીમે એવી આજ્ઞા કરી કે રાજધાની દિલ્હીથી દોલતાબાદ લઈ જવી, અને આ આજ્ઞાનો એવો નિર્દય અમલ કરવામાં આવ્યો કે જોતજોતામાં દિલ્હી સ્મશાન જેવું નિર્જન બની ગયું. આ રીતે રૈયતને મહા મહા કષ્ટ વેઠી ૭૮૦ માઈલનો માર્ગ કાપી દોલતાબાદ જવું પડ્યું, પરંતુ ત્યાં પહોંચતાંજ સુલ્તાને હુકમ કર્યો કે સૌએ પાછા દિલ્હી જવું. આ વગર જોઈતી વિટંબણામાં અસંખ્ય માણસો મરણ પામ્યાં. માલમિલ્કતનાં નુકશાનનો તો પારજ ન હતો.

(૨) જગતના જીતનાર તરીખે પંકાવાની મહમદને તીવ્ર અભિલાષા થવાથી તેણે એક લાખ માણસોને હિમાલયને માર્ગે ચીન જીતવા મોકલ્યા. આ ફોજની દુર્દશા વર્ણવી જાય એમ નથી. હજારો સૈનિકો વરસાદ, ઠંડી અને ભુખમરાથી મુઆ. ફક્ત દશેક જણ જીવતા દિલ્હી આવ્યા, તો તેમને સુલ્તાને પોતે મારી નંખાવ્યા.

(૩) બીજી એક ફોજ ઈરાન તરફ જવા માટે તૈયાર કરી પરંતુ ચીનની સ્વારીના માઠા સમાચાર જાણી તેને રજા અપાઈ. આમાંથી છુટા થએલા સૈનિકોએ રૈયતને મનમાની રીતે લુંટી.

(૪) ઉપર જણાવેલી ઘેલી યોજનાઓને લીધે તિજોરી ખાલી બની. તે ભરવા કર વધાર્યા અને મહેસુલ દશથી વીશગણી કરી. પરિણામે જમીન ખેડાઈ નહિ, દેશમાં દુકાળ પડ્યા અને મોંઘવારી અતિશય થઈ ગઈ. આ સર્વે ઈલાજો નિષ્ફળ જતાં સુલ્તાને સોનાચાંદીને બદલે તાંબા પિત્તળનાં નાણાં ચાલુ કર્યાં. આનું પરિણામ એ આવ્યું કે લોકોએ તાંબા પિત્તળના સિક્કા પડાવી એજ સરકારી વસુલમાં ભર્યાં. સરકારી ખજાનામાં હલકાં સિક્કાના ઢગલા થઈ ગયા. પરદેશી વેપારીઓ હિંદી ચીજો હલકાં નાણાં આપી ખરીદતા અને પરદેશ જઈ સોનાચાંદી સાટે વેચતા, તેથી તેમને અણધાર્યો અઢ-

ળક નફો થયો. હિંદી વેપારને પુષ્કળ નુકશાન થયું. આવાં કાર્યો કરનાર પુરૂષને ઇતિહાસ '**મહમદ ગાંડો**' એવો ઇલ્કાબ આપે તો તેમાં નવાઈ લાગતી નથી.

તે કેટલીક વાર ઘણો ક્રૂર થતો. તેના મહેલની સામે મુડદાંના ઢગલા બની જતા, ચંડાળો અને ઉંચકી જનારાઓ મુડદાં ઘસડી ઘસડી થાકી જતા. આથી રૈયતમાં બંડ બખેડા ચાલ્યાજ કરતા અને રાજા તેમને સજા કરતા થાકતો નહિ.

તેનાં રાજ્યના પ્રાન્તો એક પછી એક સ્વતંત્ર થતા ગયા. **બં**ગાળા અને દક્ષિણ બન્ને સ્વતંત્ર રાજ્ય બન્યાં.

**મ**હમદ વિદ્વાન હતો. **અ**રબી, ફારસી, ગણીત, **ત**ર્ક, વિગેરે વિષયોમાં તે હોશિયાર હતો. તે દારૂ ન પીતો, તથા જાતે પરાક્રમી હતો. પરંતુ ઘેલછા દરમ્યાનની તેની અવિચારી નિર્દયતા ઉપર જણાવેલા સર્વે સદ્ગુણો ઉપર પાણી ફેરવતી. હિંદી ઇતિહાસમાં તેનો અમલ મહા સંતાપભર્યો દેખાઈ આવે છે.

ઈબ્ન **ભ**તૂતા નામનો **આ**ફ્રીકાનો પ્રવાસી ફરતો ફરતો ૧૩૪૦ માં દિલ્હી આવ્યો હતો. તેણે લખેલા પ્રવાસ-વર્ણનપરથી **મ**હમદ **ત**ઘલખ તથા તત્કાલીન હિંદની હાલત વિષે ઘણું જાણવાનું મળે છે. **સુ**લ્તાન વિષે તે લખે છે કે "**મ**હમદના રાજ્યમાં પ્રકાશ અને અંધકાર, ન્યાય અને અન્યાય વિગેરેનું ચમત્કારિક રીતે મિશ્રણ થએલું છે."

**ફિરોજશાહ તઘલખ.**—**મ**હમદ પછી તેનો પિતરાઈ ભાઈ ફિરોજશાહ ગાદીએ આવ્યો. તે ચતુર તેમજ પ્રજાપાલક હતો. મોટા રાજ્યનો બંદોબસ્ત કરવો અશક્ય લાગ્યાથી તેણે **બં**ગાળા અને દક્ષિણનાં રાજ્યોની સ્વતંત્રતા કબુલ કરી તથા બાકી રહેલા રાજ્યની સારી વ્યવસ્થા કરી. સ્વભાવે તે સારો હતો. પાઠશાળા, ધર્મશાળા, દવાખાનાં, કુવા, તળાવ, પુલ વિગેરે અનેક લોકોપયોગી કામ તેણે કરાવ્યાં હતાં, તથાપિ તેનું નામ અમર બનાવનાર તો તેની નહેરોજ છે. તેણે **જ**મનામાંથી જે લાંબી નહેર તૈયાર કરાવેલી તે આજે પણ મોજુદ છે. એ શિવાય બીજી નહેરો પણ તેણે ખોદાવેલી, પણ નદીઓના માર્ગ બદલાયાથી તેમજ બીજાં અનેક કારણોને લીધે તે આજે ચાલુ નથી. નહેરોવડે ખેતી સુધારવાનો પ્રબંધ કરનાર પહેલો બાદશાહ ફિરોજ છે. લોક કલ્યાણમાટે તે ઘણો શ્રમ વેઠતો.

આ સઘળા સદ્દગુણો છતાં ધર્મની બાબતમાં ફિરોજશાહનું દિલ ઉદાર ન હતું. હિંદુઓ પર ઘણો જુલમ થતો. પહેલાં બ્રાહ્મણોને જજીયા વેરો માફ હતો તે તેણે ચાલુ કર્યો. આ વેરો આપવામાં આનાકાની થતાં તેને હાથે ઘણા બ્રાહ્મણોની હત્યા થઈ હતી.

ફિરોજ વૃદ્ધ થયો ત્યારે રાજ્યમાં અનેક ઝઘડા ઉભા થયા. તેના પુત્રો અને પૌત્રો ગાદીમાટે લડવા લાગ્યા. આ દશામાં ફિરોજશાહનું મરણ થયું. તે પછીનાં પચીશેક વર્ષ સુધી અનેક પ્રકારનું અંધેર ચાલ્યું. બંગાળા, પંજાબ, માળવા, ખાનદેશ વિગેરે પ્રાન્તો સ્વતંત્ર બન્યા.

## પ્રકરણ ૨૦ મું. પંદરમી સદી.

**તૈમૂરલંગની સ્વારી.**—પાછળ આપણે જોઈ ગયા કે તેરમી સદીમાં ચંગીઝખાં નામનો પરાક્રમી મંગોલ બાદશાહ થયો હતો. તેના પછી તેનાં વંશજો એશિયા અને યુરોપના ઘણા ભાગોમાં ફરી વળ્યા. તૈમૂરલંગ એ જાતિનોજ સરદાર હતો. તેણે પોતાનાં પરાક્રમવડે પોતાનું રાજ્ય ઘણું વધાર્યું. હિંદમાં ચાલતી અંધાધુંધીની હકીકત સાંભળી તે અહીં ચઢાઈ લાવ્યો. માર્ગમાંના મુલકો બાળતો, લુંટતો, પાયમાલ કરતો, અને રૈયતની કતલ કરતો તૈમૂર પાણીપતને માર્ગે થઈ દિલ્હી નજીક આવ્યો. અહીં તેણે હજારો કેદીઓની કતલ કરી; મુસલમાનો પણ બચ્યા નહિ. બાદ દિલ્હી કબજે કરી તેણે તેમાં પંદર દિવસ સુધી મનમાની લુંટ ચલાવી. લોકો તોબા તોબા પોકારી ગયા. આ પ્રમાણે એકાદા ભયંકર રાક્ષસની પેઠે તેણે જોતજોતામાં હિંદના અનેક શહેરો તારાજ કર્યાં. પછી પંજાબમાં ખીજરખાન સૈયદને હાકેમ નીમી તે સમરકંદ ચાલી ગયો.

દૈવી કોપવડે જગતનો સંહાર કરનારા અનેક પ્રકારનાં સંકટો માનવજાતિપર તુટી પડે છે, તેનાં જેવુંજ આ તૈમૂરની સ્વારીનું સંકટ હતું.

**સૈયદ વંશ.**—ટગુમગુ ટગુમગુ થઈ રહેલો તઘલખવંશ હવે સમાપ્ત થયો. તૈમૂરે નીમેલા ખીજરખાને દિલ્હીનું રાજ્ય લીધું. તેનો વંશ લગભગ ૩૬ વર્ષ ( ૧૪૧૪–૧૪૫૦ ) ચાલ્યો. તેના છેલ્લા વંશજને ખસેડી બહિલોલ લોદી નામના અફઘાન સરદારે દિલ્હીનું રાજ્ય પોતાના હાથમાં લીધું.

**લોદી વંશ.**—બહિલોલ લોદી અફઘાન યા પઠાણ જાતિનો પ્રથમ હિંદી બાદશાહ હતો. પરાક્રમી હોઈ તેણે દિલ્હીની બાદશાહતના ઘણા ભાગ જીતી લીધા. ૩૮ વર્ષના લાંબા રાજ્ય પછી તેનું મરણ થયું. તેના પછી ગાદીએ આવનાર તેના પુત્ર સિકંદરે પણ નામ કાઢયું. તે રાજકાજમાં નિપુણ તથા પ્રજાનો હિતેચ્છુ હતો. તેના સમયમાં અતિશય સોંઘવારી હતી. હિંદુધર્મનો તે દ્વેષી હોવાથી તેના રાજ્યમાં હિંદુઓને તો દુ:ખ હતુંજ. તેના પછી ૧૫૧૭ માં તેનો પુત્ર ઈબ્રાહિમ ગાદીએ આવ્યો.

ઈબ્રાહિમ શૂરો પણ ડહાપણવિનાનો હતો. ઉમરાવો સાથે તેને બન્યું નહિ. રાજ્યમાં બળવા થયા. લાહોરનો સુબેદાર દોલતખાન જે તેનો શત્રુ હતો તેણે તૈમૂરવંશી બાબરને ચઢાઈ કરવા આમંત્રણ આપ્યું. મહત્ત્વાકાંક્ષી બાબરને તો એટલુંજ જોઈતું હતું. ૧૫૨૬ માં ચઢાઈ કરી તેણે ઈબ્રાહિમને પાણીપતના મેદાનમાં મારી દિલ્હીનું સિંહાસન મેળવ્યું. એનું સવિસ્તર વર્ણન હવે પછી આવશે.

**ગતકાળનું અવલોકન.**—મોગલ બાદશાહતની સ્થાપના હિંદી ઇતિહાસમાં બહુ મોટી રાજ્યક્રાંતિ છે. તેનું વર્ણન આપતાં પહેલાં અહીં જરાક થોભી આપણે અત્યારસુધીની હાલતનો સામાન્ય વિચાર કરી લેવો જોઈએ.

મહમદ ગિઝનીથી લોદીવંશ સુધીમાં લગભગ ૫૦૦ વર્ષ વીત્યાં. આમાંના પહેલા બે સૈકામાં મુસલમાની સત્તા કેવળ પંજાબમાંજ હતી. હિંદમાં પ્રથમ રાજ્યસ્થાપક મુસલમાન શાહબુદીન ઘોરી હતો. અલાઉદીન ખિલજીએ હિંદનો ઘણોખરો ભાગ પોતાને કબજે કર્યો. મહમદ તઘલખ સુધી મુસલમાની સત્તા એકછત્રી હતી. તો પણ કૃષ્ણાની દક્ષિણનો ઘણો ભાગ હજુ હિંદુ રાજાઓના હાથમાં હતો. અલાઉદીન પછીનાં બસો વર્ષ દરમ્યાન હિંદુ મુસલમાનોના ઝઘડા એકસરખા ચાલુ હતા. આને લીધે પ્રજાના લાભાલાભનો ઝાઝો ખ્યાલ કોઈને ભાગ્યેજ આવતો. મુસલમાનોએ પોતાના કાયદા, આચાર-વિચાર અને ધર્મ દાખલ કર્યા. હિંદુઓ, જૈનો, બૌદ્ધો સૌ મૂર્તિપૂજક હોવાથી સુલ્તાનો તેમને ધિક્કારતા. આ સમયમાં ઘણાયે હિંદુઓ જાન બચાવવા સારૂ, ઘણાયે જજીઆમાંથી બચવા, અને ઘણાયે બીજી લાલચોને લીધે મુસલમાન બન્યા હતા. તથાપિ મોટા ભાગના હિંદુઓએ સ્વધર્મનું અધિકાધિક નિશ્ચય સહિત પાલન કર્યું.

આ સમયમાં કળાકૌશલ્યની ઠીક હાલત હતી. બીજાપુર, અમદાવાદ, જોધપુર, વિગેરે શહેરોની મોટી મોટી ઇમારતો આ અરસામાંજ બની. સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓમાં ઘણા ગ્રન્થો રચાયા. ફારસી અને અરબીને સુલ્તાનો તરફથી ઉત્તેજન મળતું અને એ ભાષાઓ શિખવા માટે મદ્રેસાઓ ખોલાયા હતા. ઉર્દુની ઉત્પત્તિ આ સમયમાંજ થઈ. એ ભાષામાં વિદેશી રાજ્યકર્તાની ફારસી ભાષા તથા હિંદુ પ્રજાની હિંદી એ બન્નેનું મિશ્રણ છે.

સુલ્તાનોનો અમલ આપખુદ હતો. ખુન અને બંડની બીક શિવાય તેમની સત્તા પર બીજો કોઈ અંકુશ ન હતો. તેમનો મુખ્ય આધાર લશ્કરી બળ પર હતો. જજીયા વેરો સઘળા સુલ્તાનોએ વસુલ કર્યો લાગે છે. પ્રાન્તોના સુબેદારો ઉપર દિલ્હીનો નહિ જેવો અંકુશ રહેતો. પ્રજાસુખ અને રાજ્ય સુધારણાનાં ઉદાહરણ ઝાઝાં દેખાતાં નથી. રાજ્યની એકદમ વૃદ્ધિ થવી, અને તેટલીજ ઝડપે તેનો લય થવો એવો ચઢતી પડતીનો ક્રમ વારંવાર નજરે ચઢે છે. આ સમયમાં વેપાર ઘણોખરો હિંદુઓના હાથમાં હતો.

અલાઉદીન ખિલજીએ સ્થાપેલું સામ્રાજ્ય મહમદ તઘલખના વખતમાં છિન્નભિન્ન થઈ ગયું. તેમાંથી અનેક સ્વતંત્ર મુસલમાની રાજ્યો ઉભાં થયાં. તેમને પાછા એક છત્ર હેઠળ લાવવાનું કામ મોગલવંશી અકબરશાહે કર્યું. આજ પ્રકારની આવૃત્તિ ઔરંગઝેબ પછી બની, અને અનેક નાનાં રાજ્યો સ્વતંત્ર બન્યાં.

રાજ્યારોહણ સમયે કુટુંબના મુખ્ય પુરૂષોની કતલ કરવી, તેમની આંખો ફોડી બંદીખાને નાંખવા વિગેરે ઉપદ્રવ અનેક વાર થયા કરતા. હિંદુ મુસલમાનોના ધાર્મિક ઝઘડાને લીધે પ્રજાને ઝાઝું સુખ મળતું નહિ કેમકે ઘણીખરી વસ્તી હિંદુ હતી. તથાપિ રાજનગર અને બીજાં મોટાં શહેરો બાદ કરતાં બાકીના ભાગોમાં, વિશેષે ગામડાંઓમાં રાજ્યક્રાંતિ, યુદ્ધ, કતલ આદિ ઘટનાઓની ઝાઝી અસર થતી નહિ. ગાદીપર કોણ આવ્યો અને કોણ ગયો એ વિષે સામાન્ય જનતાને બહુ પરવા ન હતી. તેઓ પોતાના ધંધામાં રચ્યા પચ્યા રહેતા. કેટલોક સમય વીત્યા બાદ હિંદુ મુસલમાન બન્નેને એકમેકની ગરજ લાગવાથી તેઓ અનેક જગાએ સ્નેહભાવથી રહેવા લાગ્યા. ગામડાંઓમાં અસલી પંચાયતની પ્રથા કાયમ હોવાથી લોકોનો સાધારણ વ્યવહાર સરળ રીતે ચાલતો.

**ધર્મસુધારણા.**—આ સમયમાં હિંદુઓમાં અનેક ધાર્મિક ચળવળો થઈ હતી. બારમી સદીના આરંભમાં **રામાનુજાચાર્ય** નામના મહાપુરૂષ દક્ષિણમાં થયા. તેમણે વૈષ્ણવ સંપ્રદાયનું સમર્થન કર્યું. આજે પણ કેટલાક લોકો **રામાનુજી** પંથ પાળે છે. એ પંથમાં પંદરમા સૈકાના આરંભમાં **રામાનંદ** નામના વિદ્વાન આચાર્ય થયા. તેણે રામભક્તિ ઉપર ખાસ ભાર મુકયો હતો. ગામેગામ ફરી તેણે લોકોને બોધ દીધો હતો. તે ન્યાતજાતના ભેદને માનતા નહિ. તેના અનેક શિષ્યો નીચ કહેવાતી કોમોના હતા. સુવિખ્યાત કબીરજી અને **અકબરના** સમયમાં થએલા તુલસીદાસજી એ સંપ્રદાયના જ હતા. કબીરના સાદા અને બોધક દુહા હિંદુસ્તાનમાં સર્વત્ર જાણીતા છે. ' કહત કબીરા સુન ભાઈ સાધુ ' એવા અંતવાળા ભજનો ભાગ્યેજ કોઈ હિંદીએ ન સાંભળ્યા હોય. આત્મજ્ઞાની હોઈ તે એવો બોધ દેતા કે પરમેશ્વરને **અલ્લા, પ્રભુ,** ખુદા, ગમે તે નામે ભજો પણ અંતે તે એકજ છે. તે નથી કાશીમાં, નથી મક્કામાં,—તે તો સૌનાં હૃદયમાં વિરાજે છે. આ કબીરના પંથમાં હિંદુઓ તેમજ મુસલમાનો દાખલ થયા હતા.

પંદરમી સદીમાં બંગાળામાં **ચૈતન્યસ્વામી** નામના મહાપુરૂષ થયા. તેમને **ભક્તિમાર્ગ** બહુ વહાલો હતો. ફક્ત વીશ વર્ષની વયે તેમણે સંસાર ત્યાગ કરી ઠેર ઠેર ફરી એવો ઉપદેશ કર્યો કે નાતજાતના ભેદ વિના સૌ કોઈને પ્રભુની ભક્તિ કરવાનો સરખો હક્ક છે અને સૌ કોઈ ભક્તિથી શુદ્ધ થાય છે. તેણે માંસાહાર, અને પશુનાં બલિદાન નિષેધ્યાં હતાં. આજે તે ' ગૌરાંગ પ્રભુ ' ના નામથી બંગાળામાં પૂજાય છે.

ચૈતન્યસ્વામી પછી કેટલેક વખતે **વલ્લભાચાર્ય** નામના મહાપુરૂષ થયા. તેણે વૈષ્ણવ સંપ્રદાયનું સમર્થન કર્યું અને આજે જે પુષ્ટિમાર્ગને નામે પ્રખ્યાત છે તે પંથ તેણે ચલાવ્યો. તેમના અનુયાયીઓમાં **ભાટીઆ, વાણીઆ, લુહાણા** વિગેરે ન્યાતો મુખ્ય છે.

**સીખધર્મ**ના આદિ સ્થાપક **ગુરૂ બાબા નાનક** પણ પંદરમી સદીમાં થયા હતા. જુવાનીમાં તેણે હિંદુ અને મુસલમાન ધર્મોનો ઉંડો અભ્યાસ કર્યો. જાતે **અરબસ્તાન** ગયા, તો ત્યાં પણ તેને હિંદુસ્તાનના જેવુંજ વહેમનું જોર માલમ પડ્યું. તેનો મુખ્ય ઉપદેશ એ હતો કે ઈશ્વર એક છે. મૂર્તિપૂજા અસત્ય છે. પ્રાણીની કાયા પ્રભુનું મકાન છે, માટે પ્રાણીહિંસા અયોગ્ય છે. ગુરૂની આજ્ઞા એજ ઈશ્વરની આજ્ઞા સમજવી. સંન્યાસ અને



गुरु नानक.

વૈરાગ્યની ખાસ જરૂર નથી. પંજાબના હિંદુઓ ( વિશેષે જાટો ) અને કેટલાક મુસલમાનો આ પંથમાં જોડાયા. એમાં જાતિભેદને સ્થાન નથી.

**એશિયા-યુરોપનો સંબંધ.**—જગતના ઇતિહાસમાં ૧૦૦૦-૧૫૦૦ સુધીનાં પાંચસો વર્ષના ગાળાનો મહિમા ઘણો મોટો છે. એજ ગાળામાં ઇસાઈઓ અને ઇસ્લામીઓ વચ્ચે અનેક ભયંકર ધર્મયુદ્ધ થયાં, અને એ રીતે એશિયા યુરોપને એકમેકની પિછાન થઈ. પૂર્વનો માલ પહેલાં કરતાં વધારે પ્રમાણમાં પશ્ચિમમાં જવા લાગ્યો. મુસલમાનોએ રોમન બાદશાહતનો નાશ કરી પોતાની સલ્તનત યુરોપમાં સ્થાપી ( ૧૪૫૩ ). એજ અરસામાં અમેરિકા ખંડનો પત્તો લાગ્યો અને પોર્ટુગીઝ લોકો પહેલા હિંદમાં આવ્યા. યુરોપના બીજા સાહસિક લોકો પણ વેપારાર્થે અહીં આવવા લાગ્યા.

તેરમી સદીમાં અહીં આવનાર વેનીસના વેપારી માર્કો પોલોનું પ્રવાસ વર્ણન પ્રસિદ્ધ છે. ઉપર કહેલાં પાંચસો વર્ષના ગાળામાં યુરોપી લોકો અજ્ઞાનના અંધકારમાંથી જાગી જ્ઞાન મેળવવાના પ્રયાસો કરતા હતા. તેમને મુદ્રણકળા હાથ લાગી. વહાણવટામાં પણ તેઓએ પ્રગતિ કરવા માંડી. પહેલાં જે પ્રદેશો તેમને માલમ ન હતા એવા નવા પ્રદેશો શોધી ત્યાં તેમણે પોતાની સત્તા સ્થાપવા માંડી. કાળક્રમે આનું પરિણામ એ આવ્યું કે યુરોપી લોકોના હાથમાં બીજા લોકોનું પ્રભુત્વ આવ્યું. પરંતુ હિંદુસ્તાન કાલચક્રમાં સપડાઈ ગયું. ઉપર કહી ગયા તેવી પ્રગતિ અહીં થવા પામી નહિ. ઉલટા હિંદુઓ પોતાના પૂર્વજોનું જ્ઞાન અને સંસ્કૃતિ દિનપર દિન ભુલતા ગયા. હિંદુસ્તાન દેશ અંધકારના કુવામાં ડુબતો ચાલ્યો. યુરોપી લોકોની ઉન્નતિ અને હિંદુઓની અવનતિ જે આ યુગમાં આરંભી તે આજસુધી ચાલુ છે.

## પ્રકરણ ૨૧ મું. સોળમી સદીનાં સ્વતંત્ર રાજ્યો.

**બંગાળા.**—મહમદ બખ્તીયારે બિહાર અને બંગાળાના પાલવંશી અને સેનવંશી રાજાઓને હરાવ્યા ત્યારથી બંગાળા પ્રાન્ત દિલ્હીના સુલ્તાન હેઠળ આવ્યો હતો. ત્યાંના હાકેમો સુલ્તાનના અમલદારો ગણાતા. પરંતુ સુલ્તાનનો અંકુશ નામનોજ હોવાથી સુબેદારો સાધારણ રીતે મરજી મુજબ વર્તી શકતા.

મહમદ તઘલખના સમયમાં ઈલિયાસશાહ નામનો સરદાર બંગાળામાં સ્વતંત્ર બન્યો અને ફિરોઝશાહે તેની સ્વતંત્રતા કબુલ રાખી. તેના પછી

આવનાર તેનો પુત્ર, બંગાળાની સૌથી સુંદર ગણાતી આદીના મસ્જીદના બંધાવનાર તરીખે પ્રખ્યાત થયો.

બંગાળાના મુસલમાન રાજ્યકર્તાઓમાં હુસેનશાહ સારામાં સારો અને મોટામાં મોટો ગણાય છે. તેણે જોનપુરના સુલ્તાન હુસેનને સંકટ સમયે આશરો આપ્યો હતો. તેના પછી આવનાર નસરતશાહે તિહુંત જીત્યું હતું અને તેથીજ બાબરે તેનાપર હુમલો કર્યો હતો.

બાબરના મરણ પછી બિહારના અફઘાન સુબેદાર શેરશાહ અને બાબરના પુત્ર હુમાયુન વચ્ચે લાંબો ઝઘડો ચાલ્યો હતો. દરમ્યાન શેરશાહ બંગાળાનો સુલ્તાન બન્યો અને થોડાક વખત પછી દિલ્હીની ગાદીએ પણ બેઠો. શેરશાહનો વંશ ઝાઝો ટકયો નહિ, અને બંગાળામાં નવો અફઘાન વંશ સ્થપાયો. તેમાંના અંતિમ પુરૂષ દાઉદશાહને અકબરના સેનાપતિએ હરાવી ઠાર કર્યો, ત્યારથી બંગાળા મોગલ સામ્રાજ્યનો પ્રાન્ત બન્યો. પાછળથી ઓરિસ્સા એ પ્રાન્તમાં સામેલ કરાયું પરંતુ મુસલમાનો એ પ્રદેશ કદી પુરેપુરો વશ કરી શકયા ન હતા.

**જોનપુરની** કથા ટુંકી છે. ફિરોઝ તઘલખે ખ્વાજા જહાન નામના પ્રતાપી સરદારને મલેક-ઉસ-શર્ક ( પૂર્વનો માલીક ) ના ઇલ્કાબ સહિત જોનપુરની સુબાગીરી સોંપી. તૈમૂરની સ્વારી પછીની દિલ્હીની નિર્બળતાનો લાભ લઈ ખ્વાજા જહાનના પુત્ર મુબારકશાહે સ્વતંત્ર શર્કીવંશ સ્થાપ્યો.

તેના પછી તેનો નાનો ભાઈ ઈબ્રાહિમ શાહ, જોનપુરનો સૌથી પ્રખ્યાત રાજા, ગાદીએ આવ્યો. ૧૪૦૦–૧૪૪૦ સુધી ચાલેલું તેનું રાજ્ય આબાદ હતું. જોનપુરનો છેલ્લો સ્વતંત્ર સુલ્તાન હુસેન અભાગીઓ હતો. બહીલોલ લોદીએ તેને નસાડ્યા ત્યારે તે પોતાના નામરાશી બંગાળી સુલ્તાનના આશ્રય હેઠળ રહ્યો. બહીલોલે જોનપુરમાં પોતાના એક પુત્રને સ્થાપ્યો. પરંતુ સિકંદર લોદીએ જોનપુર અને બિહાર તાબે કર્યાં.

**જોનપુરની કળા અને સાહિત્ય.**—શર્કી સુલ્તાનો ફારસી અને અરબી સાહિત્યને આશ્રય આપતા. જોનપુર " હિંદનું શિરાઝ " કહેવાતું. ત્યાંની અટાલા, લાલ, અને જામી નામની ભવ્ય મસ્જીદો એ જમાનાની મુસલમાની શિલ્પવિદ્યાના નમુના છે.

**ગુજરાત.**—બારમી સદીના અંતે શાહબુદીન ઘોરીએ ગુજરાત પ્રાન્ત જીતી જોક્યો હતો. બસો વર્ષ આ પ્રમાણે ચાલ્યા બાદ તૈમૂરની સ્વારીનો

લાભ લઇ ગુજરાતના સુબેદાર મુઝફ્ફરશાહે સ્વતંત્રતા ધારણ કરી. તેના પૌત્ર



अटाला मस्जीद, जोनपुर.

અહમદશાહે અમદાવાદ શહેર વસાવી ત્યાં રાજધાની સ્થાપી. માળવા અને બીજાં પાડોશી રાજ્યો સાથે તેને યુદ્ધ થયાં હતાં.

**મહમદશાહ અને બહાદુરશાહ.**—ગુજરાતનો સૌથી પ્રખ્યાત અને ઉત્તમ બાદશાહ મહમદશાહ હતો. પર વર્ષના લાંબા રાજ્ય દરમ્યાન જુનાગઢ અને ચાંપાનેરના અજેય ગણાતા ગઢ હિંદુ રાજાઓ પાસેથી જીત્યાથી ઇતિહાસમાં તે ' મહમદ બેગડો ' ( બે+ગઢો ) એ નામે પ્રસિદ્ધ છે. સિકંદર લોદીએ તેનું સ્વાતંત્ર્ય કબુલ રાખ્યું હતું. મહમદના પૌત્ર બહાદુરશાહે માળવા જીત્યું અને પછી મેવાડના રાણાનો ચિતોડગઢ કબજે કર્યો. ગુજરાતના છેલ્લા સુલ્તાન મુઝફરશાહને અકબરે હરાવી આ પ્રદેશ મોગલ સામ્રાજ્યમાં સામેલ કર્યો ( ૧૫૭૩ ).

**ગુજરાતનું શિલ્પ.**—ઉપર વર્ણવેલા રાજવંશે પોતાના રાજનગર અમદાવાદને હિંદુસ્તાનનું સુંદરમાં સુંદર શહેર બનાવવા ખુબ તજવીજ કરી હતી. ભવ્યતા, સુંદરતા, અને ઝીણી કારીગરીમાં અમદાવાદની ઇમારતો અનુપમ લાગે છે. આજે પણ પ્રાચીન શિલ્પવિદ્યાના જાણકાર ગુજરાતમાં પડ્યા છે.

**માળવા,** અલાઉદ્દીન ખિલજીએ જીત્યું હતું. સોએક વર્ષસુધી તે દિલ્હીની સલ્તનત હેઠળ રહ્યું. પરંતુ તૈમૂરની સ્વારી પછી તે સ્વતંત્ર બન્યું. ત્યાંના સૌથી પ્રખ્યાત રાજા હુશંગશાહે માંડુગઢમાં રાજધાની સ્થાપી. અહીંની ઇમારતો અમદાવાદની ઇમારતો સાથે મુકાબલો કરે એવી છે. હિંદુઓને હરકત ન કરવા માટે એ પ્રખ્યાત બન્યો હતો. અંતે અકબરે એ રાજ્ય ખાલસા કર્યું ( ૧૫૬૪ ).

**ખાનદેશનું,** તાપી પ્રદેશમાં આવેલું, નાનું રાજ્ય પણ ચૌદમી સદીના અંતિમ ભાગમાં સ્વતંત્ર બન્યું. અહીંના રાજાઓ અરબી કુળના હતા. અકબરે દક્ષિણના દ્વારરૂપે ગણાતો આસીરગઢ સર કર્યો અને ખાનદેશનું રાજ્ય ખાલસા કર્યું ( ૧૬૦૧ ). પંદરમી સદીમાં ખાનદેશ પૂરી આબાદીમાં હતું. તેમાં આવેલું બુરાનપુર શહેર પાણીના નળમાટે નામીચું બન્યું હતું. વેપારનું મોટું મથક હોવા ઉપરાંત સોનાચાંદીનાં નકશી કામ, રેશમી કાપડ અને બારીક મલમલ માટે બુરાનપુર શ્રેષ્ઠ ગણાતું.

**દક્ષિણનાં રાજ્યોઃ બ્રાહ્મણી રાજ્ય.**—ફક્ત દિલ્હીની હકીકતથી આખા દેશનો ઇતિહાસ પુરો થતો નથી. અલાઉદ્દીન ખિલજીએ હિંદુસ્તાનના મોટા ભાગપર પોતાની સત્તા જમાવી પરંતુ તે ઝાઝી ટકી નહિ. દેશના અનેક ભાગોમાં મુસલમાની રાજ્યો ઉભાં થયાં તેજ પ્રમાણે દક્ષિણમાં પણ

ચયું. અહીં **હુસન ગંગુ બ્રાહ્મણી** નામના સરદારે મોટું રાજ્ય સ્થાપ્યું (૧૩૪૭) તથા કુલબર્ગામાં રાજધાની રાખી. સ્થાપકના ઉપનામ પરથી આ રાજ્ય **બ્રાહ્મણી** રાજ્ય કહેવાયું. લગભગ દોઢસો વર્ષ સુધી એ આબાદ રહ્યું. તેમાં આજના મુંબાઈ ઈલાકાનો મોટો ભાગ, **નિ**ઝામનું રાજ્ય તથા ઉત્તર **સ**રકારનો સમાવેશ થતો હતો. આ વંશના રાજાઓને **વિ**જયનગરના **હિં**દુ રાજ્ય સાથે સતત લડાઈઓ ચાલ્યા કરતી. ૧૪૮૨ પછી તેના ભાગલા પડી ગયા. એક તુર્કી સરદારે **બે**દરમાં પોતાના સ્વતંત્ર વંશ ( **બ**રીદશાહી )ની સ્થાપના કરી.

**બીજાપુર.**—પંદરમી સદીના આરંભના ભાગમાં **બ્રાહ્મણી** રાજ્ય ઉત્તમ હાલતમાં હતું પરંતુ પાછળથી આગ્નેના પ્રદેશોપર તેનો અંકુશ રહ્યો નહિ. ૧૪૯૦માં **બી**જાપુરના સુબેદારે સ્વતંત્ર બની જે **આ**દિલશાહીની સ્થાપના કરી, તે ૧૬૮૫માં **ઔ**રંગઝેબનો ઘાતક ફટકો પડ્યો ત્યાંસુધી ટકી. જુના **બી**જાપુરનો ઘેરાવો ૩૦ માઇલનો કહેવાય છે અને તેનાં ખંડીએરો આજે સૌ પ્રવાસીઓને છક કરી નાંખે છે. **આ**દિલશાહી રાજાઓની મસ્જીદો અને કબરોની બાંધણી **આ**ગ્રા દિલ્હીથી ઘણી નિરાળી છે પણ જરાયે ઉતરતી લાગતી નથી.

**અહમદનગર**ની **નિ**ઝામશાહીની સ્થાપના પણ **બી**જાપુરની પેઠેજ થઈ હતી. ૧૫૯૬માં **અ**કબરશાહની સેનાને હંફાવી હઠાવનાર **વી**રાંગના **ચાંદ**બીબી આ વંશમાંજ થઈ હતી. બાદ ચાર વર્ષ પછી **અ**હમદનગર **થો**ડો સમય બાદશાહના હાથમાં ગયું, પણ પાછળથી **મ**લિકંબર નામના પ્રધાને એ પાછું મેળવ્યું. ઠેઠ ૧૬૩૭માં એ રાજ્ય **મોગલ સામ્રાજ્ય**માં જોડાયું હતું.

**ગોવળકોંડા, બ્રાહ્મણી** રાજ્યમાંથી ૧૫૧૮માં છુટું પડ્યું હતું. અહીં સ્થપાએલી કુતુબશાહી ઘણો વખત ચાલી. છેક ૧૬૮૭માં **ઔ**રંગઝેબે તેનો નાશ કર્યો. **ગો**વળકોંડા આજના **નિ**ઝામની રાજધાની હૈદ્રાબાદ પાસે છે.

**વરા**ડનું રાજ્ય પણ ઉપલાં રાજ્યોની પેઠે સ્થપાયું હતું ઈલિચપુરમાં રાજધાની હતી. લગભગ ૭૫ વર્ષ ટક્યા બાદ **અ**હમદનગર રાજ્યે તેને જીતી લીધું.

આ પ્રમાણે **બ્રાહ્મણી** વંશમાંથી પાંચ **સ**લ્તનતો ઉભી થઈ—**બે**દરની **બ**રીદશાહી, **બી**જાપુરની **આ**દિલશાહી, **અ**હમદનગરની **નિ**ઝામશાહી, **ગો**વળકોંડાની કુતુબશાહી, અને **વ**રાડની ઈમાદશાહી.

૧૪૦૦ થી ૧૫૬૫ સુધીના દક્ષિણી ઇતિહાસનો સારાંશ ઉપરોક્ત **સ**લ્તનતો અને **વિ**જયનગરનાં **હિં**દુ રાજ્ય વચ્ચેની લડત છે, જેમાં અંતે મુસલમાનો જીત્યા; પણ પાછળથી તેમને યે **દિ**લ્હીના **મો**ગલો આગળ નમવું પડ્યું.

**વિજયનગરનું હિંદુ રાજ્ય.**—હોય્સલ રાજ્ય **મહમદ તઘલખે** તારાજ કર્યું ત્યાર પછી એ રાજ્યના હરિહર અને બુક્ક નામના બે માંડલિકોએ **માધવાચાર્ય** નામના વિદ્વાન સાધુની સલાહથી તુંગભદ્રાની તીરે (રામાયણમાં પ્રસિદ્ધ થએલી કિષ્કિંધા નગરી પાસે) વિજયનગર શહેર વસાવ્યું (૧૩૩૫). આ નવા રાજ્યની સ્થિતિ સત્વર સુધરતી ચાલી. **મદુરા**માંથી મુસલમાનોનો પગ ગયો, અને પ્રાચીન **ચોલ** રાજ્ય આખું આ નવા રાજ્યમાં સમાઈ ગયું. આ રાજાઓને **માધવાચાર્ય** તથા તેના ભાઈ **સાયણાચાર્યે** પ્રધાનપદે રહી પુષ્કળ મદદ કરી હતી. "ધર્મ અને રાજસત્તાને પરસ્પર સહાયભૂત બનાવવા માટે આ બે મુત્સદ્દી ભાઈઓ હિંદી ઇતિહાસમાં સંભારવા જોગ છે." તેઓએ અનેક મોટા ગ્રન્થો લખ્યા હતા. **સાયણાચાર્યનું** વેદભાષ્ય આજે કીમતી ગણાય છે.

**રાજધાનીનો વૈભવ.**—અબ્દુર રઝાક નામનો પ્રવાસી અહીં ૧૪૪૩માં આવ્યો હતો તે વિજયનગર વિષે લખે છે કે, "આંખે કદી જોયું નથી, કાને કદી સાંભળ્યું નથી એવું આ શહેર છે." ઉંચા ડુંગરની તળેટીમાં આવેલા આ મહાન શહેરને ફરતા સાત કોટ હતા. એની શોભાનું વર્ણન આપવું મુશ્કેલ હતું. નહેરો વાટે લોકોને પાણી પુરૂં પાડવાની સગવડ હતી. વેપાર, વિશેષે ઝવેરાતનો, ધમધોકાર ચાલતો. રાજ્યમાં હીરાની મોટી ખાણો હતી. લોકોને ફુલોનો ઘણો શોખ હતો.

**રાજ્યવ્યવસ્થા.**—પોર્ટુગીઝ પ્રવાસીઓની હકીકત પરથી માલમ પડે છે કે રાજાની સત્તા બીલકુલ આપખુદ હતી. તેના પર નાનો મોટો કોઈ પણ જાતનો અંકુશ નહતો. રાજાની તહેનાતમાં સ્ત્રીઓજ રહેતી.

રાજ્યના લગભગ બસો વિભાગ પાડી, દરેક માટે એકેક સુબેદાર નીમાતો. સુબેદારને પણ પોતાના વિભાગમાં સંપૂર્ણ સત્તા હતી. દરેક વિભાગમાંથી સૈનિકો મોકલવા પડતા. કુલ સૈન્ય દશ લાખનું હતું. રાજ્યની વસુલ પણ પુષ્કળ હતી. રાજા અને અમીર ઉમરાવો સુખચેન ઉડાવતા અને પ્રજાના દુઃખ સામે કોઈ નજર કરતા નહિ. ગુન્હા માટેની સજાઓ પણ ઘણી આકરી હતી. "ગમે તેવી નજીવી અને ગમે તેટલી નાની ચોરીને માટે ચોરનો એક હાથ અને એક પગ કાપી નાંખવામાં આવતો, અને મોટી ચોરી કરનારને દાઢી નીચે હૂક ભેરવી લટકાવવામાં આવતા."

ચોરી ઘણી ઓછી થતી. દ્વન્દ્વ યુદ્ધ, દિવાનની રજા લઈ, થઈ શકતાં અને એવું યુદ્ધ કરનારા માનવંત ગણાતા. એમાં જીતનારને મરનારની જાગીર સોંપી દેવાતી: સતીનો રિવાજ હતો. રાજાનાં મરણ સમયે સેંકડો સ્ત્રીઓને તેની પાછળ બળી મરવું પડતું.

સોળમી સદીના આરંભમાં હિંદુ રાજ્યમાં આ પ્રકારની સ્થિતિ હતી. આ રાજ્યમાં ભલે સંપત્તિ ગમે તેટલી હશે; પરંતુ નૈતિક ભાવના અધમ હતી એ તો કબુલ કરવુંજ પડે:

**કૃષ્ણરાય દેવ** વિજયનગરના રાજાઓમાં બહુ પ્રસિદ્ધ હતો. તેણે ઓરિસ્સા, ગોવળકોંડા, અને બીજાપુરને હરાવ્યા હતાં. ધર્મપરાયણતા અને હસમુખા સ્વભાવ માટે એ રાજા પંકાયો હતો. " પરાજિત શત્રુ પ્રત્યે તેની દયાવૃત્તિ, જીતાએલા લોકોમાટેનાં તેનાં માયાળુ અને ઉદાર કાર્યો તેની અદ્‌ભુત યુદ્ધ-શક્તિ, દેશદેશાન્તરના વકીલોનો સત્કાર તથા મમતા, તેની ભવ્ય આકૃતિ, હસમુખો ચહેરો અને વિવેકભરી વાણી, સાહિત્ય અને ધર્મમાટેની પ્રીતિ, પ્રજાહિત માટે દિલસોજી, અને એ સૌ ઉપરાંત જે અઢળક દાન તે બ્રાહ્મણોને તથા દેવાલયોને આપતો, તે પરથી તે દક્ષિણ હિંદના રાજ્યકર્તાઓમાં સૌથી મોટો દેખાઈ આવે છે."



કૃષ્ણરાય દેવ.

**તાલિકોટની લડાઈ.**—કૃષ્ણદેવ પછીના રાજાઓ અભિમાનમાં તણાઈ દક્ષિણી સુલ્તાનોનું અપમાન કરવા લાગ્યા. પરિણામે પાંચે સુલ્તાનો પોતાના માંહોમાંહેના ઝઘડા કોરાણે મુકી આ હિંદુ રાજા સામા એકસંપ થયા. બન્ને બાજુએ પ્રચંડ સૈન્યો રજુ થયાં: ૧૫૬૫માં તાલિકોટથી થોડે દુર લડાઈ થઈ તેમાં હિંદુ સૈન્ય છેક પાયમાલ થઈ ગયું. તેઓનું ભવ્ય રાજનગર અતિ નિર્દય રીતે લુંટાયું અને તારાજ થયું. ઘણુંખરૂં રાજ્ય મુસલમાનોને હાથ ગયું. એક નાનો કટકોજ રાજાના વંશજોના હાથમાં રહ્યો. પાછળથી તેઓએ ચંદ્રગિરિમાં રાજધાની સ્થાપી. અને

એ રાજ્ય તરફથીજ ઇસ્ટ ઇંડિયા કંપનીને **મદ્રાસ**વાળી જમીન પટે મળી હતી. એ જમીન પર જ **મદ્રાસ** શહેર વસ્યું છે.

**મેવાડ**નો રાણો **સિસોદીઆ** રજપુતજાતિનો હોઈ રજપુત રાજાઓમાં તે સૌથી મોટો લેખાય છે. તેના પૂર્વજોએ ન **મોગલો**ને કન્યા આપી, તેમજ ન મુસલમાનો આગળ શિર ઝુકાવ્યું. તેમની જુની રાજધાની **ચિતોડ** આઠમી સદીમાં બની લાગે છે. **અલાઉદ્દીન**, **ગુજરાત**નો **બહાદુરશાહ**, અને **અકબર** એ ત્રણ બાદશાહોએ **ચિતોડ**ને ઘેરા ઘાલ્યા હતા. તે પ્રસંગોએ રજપુતોએ પોતાના પરાક્રમની પરિસીમા કરી બતાવી હતી. છેલ્લા ઘેરા સમયે રાણાએ રાજધાની **ઉદેપુર**માં ખસેડી હતી. **ચિતોડ**ના **કીર્તિસ્તંભ** અને **જયસ્તંભ** **હિંદુ** કળાના નમુના છે.

**ઓરિસ્સા**નું રાજ્ય મુસલમાની યુગ દરમ્યાન ગંગવંશના હાથમાં હતું. એ વંશના સ્થાપક **અનંતવર્મન ચોલગંગે** ૭૧ વર્ષ (૧૦૭૬-૧૧૪૭) રાજ્ય કરી ગંગા અને ગોદાવરી વચ્ચેનો તમામ પ્રદેશ સર કર્યો હતો. જગન્નાથજીનું નામીચું મંદિર તેણેજ બંધાવ્યું હતું.

**મુસલમાની આક્રમણો.**—**ઓરિસ્સા**પર પહેલી ચઢાઈ લાવનાર મહમદ બખ્તીયારનો એક સરદાર હતો (૧૨૦૫). આ પ્રદેશમાં હાથી મેળવવાની સવડ હોવાથી ફિરોજશાહ વિગેરેએ પણ હુમલા કર્યા. **અકબરે** તેને જીતી **બંગાળા**ના સુબેદાર હેઠળ મુકયું. આ પહેલાં **બંગાળી** સુલ્તાનના **કાળા પહાડ** નામના સેનાપતિએ **ઓરિસ્સા**ને ઘણો ત્રાસ આપ્યો હતો.

**ઓરિસ્સાનું શિલ્પકામ.**—'ભારે કળશો અને થોડા થાંભલા' વાળી ઢબનાં મંદિરો **ઓરિસ્સા**માં ઘણાં છે.

---

## પ્રશ્નો.

૧. મહમદ પેગમ્બરનું જીવનચરિત્ર વર્ણવો.

૨. ઇસ્લામ ધર્મના મુખ્ય સિદ્ધાન્તો કયા છે ? એ ધર્મનો ત્વરિત પ્રચાર થવા માટે શા કારણો આપી શકો છો ?

૩. આરંભની મુસલમાન સ્વારીઓ હિંદપર આવી તે શા ઉદ્દેશથી? તેમાં મુસલમાનોને કેટલે અંશે સફળતા મળી ?

૪. કયા સંજોગોને લીધે હિંદમાં સર્વોપરિ રાજ્ય સ્થાપવામાં મુસલમાનો ફાવી શકયા ?

૫. પૃથ્વીરાજ, રઝિયા બેગમ, અલાઉદ્દીન ખિલજી, મહમદ ગોંડો, અને તૈમૂરલંગ વિષે ટુંક હકીકત આપો.

૬. રજપુત-યુગ દરમ્યાન મોટા ધર્મસુધારકો કોણ કોણ થયા હતા ? તેમણે કરેલું કાર્ય ટુંકમાં જણાવો.

૭. બ્રાહ્મણી રાજ્યના ઈતિહાસની મુખ્ય વિગતો વર્ણવો.

૮. તાલિકોટની લડાઈનું મહત્ત્વ સમજાવો.

૯. મુસલમાની સમય ( મોગલો પહેલાંના )માં વિદ્યા-કળાની શી હાલત હતી ?

૧૦. મુસલમાની સુલ્તાનો હેઠળ હિંદુ પ્રજાની હાલત કેવી હતી તેનો ચિતાર આપો.

# ખંડ ૪ થો. મોગલ સામ્રાજ્ય

## પ્રકરણ ૨૨ મું. બાબર, હુમાયુન અને શેરશાહ.

**બાબરનું પૂર્વચરિત્ર.**—દિલ્હીના સુલ્તાન ઈબ્રાહિમ લોદી સામે લડવા માટે દોલતખાને જે કાબુલ-નરેશ બાબરની મદદ માંગી હતી તે આ જમાનામાં ઉત્તમ રાજા હતો. પિતા તરફથી તૈમૂરનો, અને માતા તરફથી ચંગીઝખાનનો વંશજ ઝહીરૂદીન મહમદ ઉર્ફે બાબર ફક્ત ૧૧ વર્ષની વયે પોતાના પિતા ઉમર શેખની ફરઘાનાની ગાદીએ આવ્યો. પોતાનાં રાજ્યને નિર્ભય અને નિષ્કંટક બનાવવામાં તેની જુવાનીનાં ૨૫ વર્ષ વીત્યાં. આ અરસામાં તેના પર વીતેલાં વીતકો અનેક કાદમ્બરીઓ માટે સામગ્રી પુરી પાડી શકે એવાં છે. સમરકંદનું રાજ્ય તેણે બે વાર જીત્યું અને બે વાર ખોયું. કાબુલ તેણે સર કર્યું અને તૈમૂરી રાજ્ય મેળવવામાં નિરાશ થવાથી તેણે હિંદની સુવર્ણભૂમિ તરફ લક્ષ દોર્યું.



बाबर.

**હિંદી સ્વારીઓ.**—આરંભની તેની સ્વારીઓ બહુ ફળદાઈ ન હતી. ૧૫૨૪માં પંજાબના સુબેદાર દોલતખાન, તથા સુલ્તાનના કાકા અને હરીફ આલમખાનનું આમંત્રણ મળ્યાથી તે ફોજ લઈ લાહોર પહોંચ્યો અને એ શહેર લુંટયું. હવે દોલતખાનને પોતાની ભૂલ માલમ પડવાથી તે ફરી બેઠો, એટલે તરતમાં તો બાબરને પાછા હઠવાની ફરજ પડી. બાદ દોલતખાને બાબરના રાજ્ય-વૃદ્ધિના પ્રયાસો નિષ્ફળ બનાવવા બહુ તજવીજ કરી. પરંતુ બાબર એક વખત મળેલો આવો સુંદર લાગ જવા દે એવો ન હતો. ફોજને પાછી વ્યવસ્થિત કરી તે ચઢાઈ લાવ્યો, પંજાબ લીધું,

દોલતખાનને તાબે કર્યો અને તાબડતોબ દિલ્હી જવા તેણે **પાણીપતનો** માર્ગ ઝાલ્યો.

**પાણીપતની પહેલી લડાઈ, ૧૫૨૬.** આ સમાચાર સાંભળી **સુલ્તાન** ઈબ્રાહિમ મોટી ફોજ લઈ દિલ્હીથી તેની સામે થવા નીકળ્યો. માર્ગમાં **પાણીપતની** રણભૂમિપર ૧૫૨૬ના એપ્રિલ માસમાં આ બે ફોજ વચ્ચે લડાઈ થઈ. **બાબર** પાસે મોટું તોપખાનું તથા કસાયલું અને ઉત્તમ પ્રકારની તાલીમ પામેલું હયદળ હતું. તેનાં પાયદળમાં જે પર્વતવાસીઓ હતા તેઓ શારીરિક સહનશક્તિમાં **સુલ્તાનના** સૈનિકો કરતાં ઘણા ચઢીઆતા હતા. ઉપરાંત **બાબર** જાતે યુદ્ધવિદ્યામાં પારંગત હતો, ત્યારે **સુલ્તાન** પોતે “ બિન-અનુભવી, સાંકડા મનનો, અને સેનાપતિની કળાથી અણજાણ ” હતો. આ સઘળી હકીકતો ધ્યાનમાં લેતાં **પાણીપતનું** પરિણામ અનુમાનવું કઠણ નથી. **બાબર** જીત્યો અને ઈબ્રાહિમ હાર્યો. **હિંદી** સૈન્યના ૧૫૦૦૦ માણસો, **સુલ્તાન** સુદ્ધાં, રણમાં મુઆ, અને **હિંદ**, તેની રસાળ ભૂમિ, તેનું અનર્ગળ દ્રવ્ય સૌ વિજેતાના હાથમાં આવ્યું.

**બાબર બાદશાહ બન્યો.**—અહીંથી થઈ **બાબરે** દિલ્હી અને **આગ્રા** કબજે કર્યાં, બન્ને સ્થળે પોતાના નામના ખુત્બા પઢાવ્યા, અને ‘ **બાદશાહ** ’ પદ ધારણ કર્યું. બાદ રાજ્યનો ખજાનો ઉઘાડી તેમાંથી તથા તેના સૈનિકોની લુંટમાંથી જે પુષ્કળ દ્રવ્ય મળ્યું તે સઘળું સૈન્યમાં બહોળે હાથે વહેંચી દીધું.

**કહાનવા યા સિક્રીની લડાઈ.**—આ સમયે રાજસ્થાનમાં **મેવાડનું** રાજ્ય પ્રબળ હતું. ત્યાંના પરાક્રમી રાણા **સંગ્રામસિંહે** (સંગ) અનેક સંગ્રામોમાં નામના મેળવી હતી. **સુલ્તાન** ઈબ્રાહિમને તેણે અનેક વાર હરાવ્યો હતો. તેનાં શરીરપર એંશી તો ઘા પડ્યા હતા. કહે છે કે પહેલાં **બાબર–સંગ** વચ્ચે પત્રવ્યવહાર ચાલેલો અને **સંગે** તેને સહાય દેવાનું વચન આપેલું. **સંગને હિંદુ સામ્રાજ્ય** પુનઃ સ્થાપવાની તીવ્ર અભિલાષા હતી. તેને એવો ખ્યાલ હતો કે પૂર્વે આવેલા **તૈમૂર** આદિ **મોગલોની** પેઠે **બાબર** પણ મળે તેટલી લુંટ લઈ સ્વદેશ ચાલી જશે. પરંતુ આ ધારણા હવે ખોટી ઠરી. **બાબરે હિંદમાં** સ્થાયિ રહેવાનો સંકલ્પ કરેલો હોવાથી પાડોશમાં **સંગ** જેવા પ્રતાપી શત્રુને સ્વતંત્ર રહેવા દેવો એ તેને યોગ્ય લાગ્યું નહિ. બીજી બાજુ **સંગ** પણ જેમ બને તેમ જલદી **મોગલો** સાથે મુકાબલો કરી લેવા તલસતો હતો, કેમકે હજુ **બાબર** નવો સવો આવેલો હોવાથી હમણાંજ લડવાનો લાગ હતો.

પ્રચંડ સૈન્યને મોખરે રહી **સંગ આગ્રા** તરફ **મોગલો** સામે ધસ્યો. **સિક્રી** નજીક આવેલા કહાનવાના મેદાનમાં બન્ને સૈન્યોનો ભેટો થયો. સંગ્રામના આરંભમાં રણશૂરા **રજપુતો** આગળ **મોગલો** ઝાઝા ફાવ્યા નહિ. આશાવાદી **બાબર** પણ એક વાર હતાશ થયો. આ સમયે તેનાં દિલમાં એકાએક એવો વિચાર સ્ફૂર્યો કે ધર્મની મના છતાં હું શરાબ પીઉંછું તેજ પાપ મને નડે છે. તરતજ તેણે પણ લીધું કે આજથી શરાબ મારે મન હરામ છે. બાદ તોપખાનાની સુંદર સેવા અને સૈનિકોમાં તેણે રેડેલા ઉત્સાહથી તે **રજપુતોને** હરાવી શકયો (૧૫૨૭). **પાણીપત** વાળી યુક્તિ અહીં પણ કામ લાગી. પછી **બાબરે ચંદેરીગઢ**પર એક અઠવાડીઆ સુધી સખત મારો ચલાવી તે સર કર્યો ( ૧૫૨૮ ). આ પ્રમાણે **રજપુતોની** સત્તા તોડી તેણે બીજી દિશાએ લક્ષ દોર્યું.

**ગોગ્રાની લડાઈ.**—**બિહાર** અને **બંગાળાના અફ્ઘાન** સરદારો **સુલ્તાન ઈબ્રાહિમ લોદીના** ભાઈ **મહમુદનો** પક્ષ લઈ ખડા થયા હતા. ઉપરા ઉપરી કૂચ કરી **બાબર કનોજ** પહોંચ્યો અને ત્યાંથી પૂર્વ તરફ જઈ **ગોગ્રા** અને **ગંગાના** સંગમ આગળ તેણે **અફ્ઘાનોને** હરાવ્યા, અને **બિહાર** કબજે કર્યું. પરંતુ **બાબરના** અધિકારનો આધાર કેવળ સમશેર-બળ પર હતો.

**બાબરનું મરણ.**—૧૫૩૦માં **આગ્રા** મુકામે ૪૮ વર્ષની કાચી વયે અલૌકિક રીતે તેનું મરણ થયું. **બાબરનામાની** પુરવણીમાં એવી વાત છે કે તેનો વહાલો પુત્ર **હુમાયુન** ઘણો માંદો પડ્યો, અને **બાબરે** એ માંદગી પોતે લઈ પુત્રને બચાવ્યો. "પુત્રના ખાટલાપાસે જઈ તેની આજુબાજુ ત્રણ પ્રદક્ષિણા કરી તેણે એવી પ્રાર્થના કરી કે તારૂં સઘળું દુ:ખ મને આવે." પુત્ર સાજો થયો અને પિતા ગુજરી ગયો. **બાબરની** છેવટની ઈચ્છા મુજબ તેનાં શબને **કાબુલના** પહાડોની તળેટીમાં આવેલા એક સુંદર બાગમાં દફનાવવામાં આવ્યું.

**બાબરનું ચારિત્ર્ય.**—**બાબરના** જેવી સંભારવા જોગ કારકીર્દિ ઘણા થોડા વિજેતાઓની થઈ હશે. જીતવાના દેશની વિશાળતા, પોતાના સૈન્યની લઘુતા, **મોગલો** અને **હિંદીઓ** વચ્ચેનો ધર્મભેદ, એ સૌ આફતો છતાં **બાબરે** પોતાની અજબ યુદ્ધશક્તિ, વિલક્ષણ યોજકબુદ્ધિ, અને અપૂર્વ હિમ્મત વડે પોતાનો માર્ગ સરળ બનાવ્યો. આ ઉપરાંત બળવાન શરીર, આનંદી સ્વભાવ, અગાધ કુટુંબપ્રેમ, અને અપાર ક્ષમાવૃત્તિ તેનામાં હતાં. **મોગલકુળના** સઘળા **બાદશાહોની** પેઠે તેને પણ સાહિત્ય તેમજ વિદ્વાન અને સંસ્કારી પુરૂષોની સોબત બહુ ગમતાં. તેનાં રચેલાં અનુપમ **આત્મચરિત્રમાં**

તેણે પોતાનું, પોતાના ગુણદોષોનું, પોતાનાં સત્કર્મો અને ભૂલોનું આબેહુબ ચિત્ર આલેખેલું છે. કોઈ કોઈ વેળા તેના પૂર્વજોનું ઘાતકીપણું તેનામાં દેખાઈ આવતું, પરંતુ એકંદરે તેનું વર્તન ઉદાર હતું. સૃષ્ટિ-સૌન્દર્ય તરફ તેને ગાઢ પ્રેમ હતો. શરાબી તેનો મોટો દોષ હતો. એ લાંબા વખતની લત સિક્રીના સંગ્રામ સમયે તેણે જોતજોતામાં છોડી દીધી એ તેનો અજબ સંયમ સૂચવે છે. તેને વિષે એક યુરોપી ઇતિહાસક કહે છે કે "મોગલ છતાં દયાવાન, મુસલમાન છતાં પરધર્મી સાથે મમતાથી વર્તનારો, શૂરો, ઉદાર, ગરીબનો બેલી, માતૃભક્ત પુત્ર, પ્યારપૂર્ણ પિતા, એવા બાબર બાદશાહમાં મહાનપણાને માટે જરૂરી ગણાતા તમામ ગુણો હતા."

ટુંકા આયુષ્યને લીધે પોતાના નવા રાજ્યમાં તે વ્યવસ્થા અને વહીવટનો ઉકેલ કરી શકયો નહિ. આને લીધે તેને મોગલ સામ્રાજ્યનો સ્થાપક કહી શકાય નહિ. જો તે વધારે જીવ્યો હોત તો પોતાના અદ્દભુત ગુણોને લીધે તે જીતેલા દેશમાં સુંદર અને સંગીન રાજ્યપદ્ધતિ સ્થાપત, તથા અસાધારણ સેનાનાયક ઉપરાંત કાબેલ વ્યવસ્થાપક તરીખે પણ પંકાત, એ વિષે ઝાઝો સંશય ન હોઇ શકે.

**હુમાયુન.**—બાબરપછી તેનો મોટો પુત્ર હુમાયુન ગાદીએ આવ્યો. દેખીતી રીતે તેનું રાજ્ય મોટું હતું પરંતુ તેમાં ઝાઝું સ્થાયિપણું ન હતું. કાબુલ અને પંજાબ હુમાયુને પોતાના ભાઈ કામરાનને સોંપ્યાં. બીજા બે ભાઈઓને પણ તેણે સુબાગિરી આપી. આ આદર્શ બંધુપ્રેમ રાજકીય દૃષ્ટિએ મહાદોષ નીવડ્યો.



હુમાયુન.

**હુમાયુનની પડતી.**—વાયવ્ય પ્રદેશ કામરાનને સોંપ્યાથી એ દિશામાંથી વખતોવખત જે તાજી લશ્કરી ભરતી થતી તે અટકી. હુમાયુન બે બળવાન સત્તા વચ્ચે આવી ગયો. એક બાજુ ગુજરાતનો બહાદુરશાહ, અને બીજી બાજુ બિહારવાળો શેરશાહ.

**ગુજરાતની હંગામી જીત.**—રાજ્યના આરંભમાંજ હુમાયુને ગુજરાતપર ચઢાઈ કરી. બહાદુરશાહ હાર્યો. ચાંપાનેરનો કિલ્લો સર કરી ત્યાંનો ખજાનો કબજે લઈ બાદશાહે બહાદુરનું અભિમાન ઉતાર્યું. પરંતુ ગુજરાત સાથેનું યુદ્ધ વસ્તુતઃ તેની પડતીનું પ્રથમ પગથીઉં હતું. હુમાયુને જે વિજય અહીં

મેળવ્યા તે હંગામી હતા, કેમકે એ અરસામાં પૂર્વપ્રદેશમાં જબરો બળવો જાગવાથી તેને ગુજરાત છોડવું પડ્યું. તેની પીઠ ફરી અને બહાદુરશાહે પોતાનો પ્રાન્ત પાછો જીતી લીધો.

**શેરશાહનો વિજય.**—હુમાયુન પૂર્વ તરફ ધસ્યો, બનારસ પાસે આવેલો ચુનારગઢ લીધો, બિહાર કબજે કર્યું, અને ઠેઠ ગૌડનગર સુધી વધી ગયો. પરંતુ આ જીતો સ્થાયિ ન હતી. છેવટનો નિકાલ થઈ જાય એવી લડાઈ તરતમાંજ શેરશાહ સામે કરવાને બદલે તે ગૌડ આગળ મોજશોખ માણવા છ મહિના સુધી પડી રહ્યો. દરમ્યાન વિલાસી જીવનથી દુર્બળ બનેલા મોગલો બંગાળી ઉનાળાનો કડક તાપ સહન કરી શક્યા નહિ. છાવણીમાં માંદગી ફાટી નીકળી. વળી આજ અરસામાં હુમાયુનના બે ભાઈઓ બંડ ઉઠાવી આગ્રાપર ધસી આવ્યા. બાદશાહે રાજધાની તરફ જવા માંડ્યું પણ માર્ગમાં તેની માઠી હાલતનો લાભ લઈ શેરશાહે તેને બકસર નજીક હરાવ્યો. બીજે વર્ષે કનોજ આગળ બીજી મોટી હાર થતાં હુમાયુનનું ભાગ્ય હણાઈ ગયું અને તેને રાજપાટ તજી નાસવું પડ્યું. શેરશાહ બાદશાહ બન્યો. આ રીતે, બાબરે મેળવેલું રાજ્ય તેના પુત્રે ફક્ત દશ વર્ષમાંજ ખોયું.

શેરશાહને ગાદી બથાવી પડનાર કહેવાની 'ફેશન' થઈ પડી છે. વાસ્તવિક રીતે જેટલો હુમાયુનને હક્ક હતો તેટલોજ શેરશાહને હતો. જેની સમશેરમાં તાકાત તેનું રાજ્ય એવો એ જમાનો હતો. શેરશાહ પ્રથમ બાબરની નોકરીમાં હોઈ ચંદેરીના ઘેરા સમયે હાજર હતો. તે સમયથીજ મોગલ સત્તાનું રહસ્ય પામી જઈ તેના મનમાં રાજ્યલોભ પેદા થયો. ક્રમે ક્રમે તેણે બિહાર અને બંગાળા સર કર્યાં. હવે બાદશાહત મેળવી તેને પાછા યુદ્ધમાં રોકાવું પડ્યું.


શેરશાહ.

**ચઢાઈઓ.**—બંગાળામાં ખિજરખાન નામના સરદારે બંડ કર્યું સાંભળી શેરશાહે જાતે જઈ તેને સજા કરી. પછી તેણે રજપુતાના, માળવા અને બુંદેલખંડ જીતવા બહુ મહેનત કરી. માળવામાં આવેલા રાયસેનગઢપર તેણે ઘેરો નાંખ્યો. ત્યાંના રાજા પ્રાણમલે છ

મહિના સુધી ટકાવ કર્યો. અંતે કાંઈ ઈલાજ ન રહેવાથી તે **શેરશાહને** શરણે ગયો. **શેરશાહે** તેને **અભય** વચન આપ્યું પણ પાછળથી વિશ્વાસઘાત કરી તેણે રજપુતોપર મારો ચલાવ્યો. આ કૃત્ય **શેરશાહના** ચારિત્ર્યપર કલંક સમાન છે.

ત્યારબાદ તેણે **કાલિંજરના** કિલ્લાને ઘેરો ઘાલ્યો, તે દરમ્યાન શત્રુનો એક ગોળો અચાનક તેના દારૂખાનામાં આવી પડતાં તે સઘળું ફુટી ગયું અને **શેરશાહને** ભારે જખમ થયો. તેજ દિવસે તેનું મરણ થયું (૧૫૪૫).

**રાજ્યવ્યવસ્થા.**—નાના જીલ્લા-અધિકારીમાંથી ઠેઠ **બાદશાહપદે** પહોંચનાર **શેરશાહ** યુદ્ધકુશળ હોવા ઉપરાંત નિપુણ રાજ્યકર્તા પણ હતો. **હિંદુસ્તાનમાં** થએલા **બાદશાહોમાં શેરશાહ** ન્યાયીપણા અને પ્રજાપ્રેમમાટે પંકાયો છે. ચુસ્ત ઈસ્લામી હોવા છતાં તેણે **હિંદુ** રૈયતપર જુલમ ગુજાર્યા લાગતા નથી. ખેતીની કાળજી કરવામાં તેણે કશી કચાશ રાખી નહિ. પ્રવાસની સવડ માટે પ્રાચીન **હિંદુ** રાજાઓનું અનુકરણ કરી તેણે **સિંધુથી બંગાળા** સુધીનો બે હજાર માઈલ લાંબો રાજમાર્ગ બનાવ્યો, તેની બંને બાજુએ ઝાડ રોપાવ્યાં, અને થોડે થોડે અંતરે ધર્મશાળાઓ અને કુવાઓ બંધાવ્યા. દરેક ગામમાં થતા ગુન્હાઓ માટે આખા ગામને જોખમદાર ગણવાનો રિવાજ કાઢી તેણે ગુન્હા ઓછા કર્યા. ગમે તેવી મોટી પદવીવાળો માણસ પણ તેનાં રાજ્યમાં પક્ષપાત પામી શકતો નહિ. તેનો ઈન્સાફ તાત્કાળિક તથા તડ ને ફડ જેવો હતો છતાં તે સૌને સમદૃષ્ટિથી જોતો. જમીનનાં કદ અને પાકને આધારે તેણે ઘડેલી જમાબંધી ભવિષ્યના જમાનાઓ માટે આધારરૂપ થઈ પડી. ચલણી નાણું પણ તેણે સુધાર્યું. તેના રૂપિયા શુદ્ધતા તેમજ બનાવટમાં સુંદર હતા. તેણે ઘણી સારી ઈમારતો બંધાવી. **શેસારામ** આગળ આવેલી તેની કબર ( તેણે જાતે બંધાવેલી ) **હિંદનાં** સૌથી સુંદર સ્મારકોમાં લેખાય છે.

**શેરશાહના વંશજો.**—**શેરશાહ** પછી તેના પુત્ર **સલીમશાહે** નવ વર્ષ રાજ્ય કર્યું. તે શૂરો હતો પરંતુ એ અસ્થાયિ જમાનામાં અમલ ચલાવી શકે એવી બુદ્ધિ એનામાં ન હતી. તેના પછી તેનો બાળપુત્ર ગાદીએ આવ્યો, પરંતુ આ **બાળરાજાને** તેના મામાએ ઠાર મારી પોતાનો રાજ્યલોભ તૃપ્ત કર્યો. પછી **મહમદ આદિલશાહ** નામ ધારણ કરી તે ગાદીએ બેઠો. નામ **આદિલ** છતાં તેનામાં અદલપણું ન હતું. તેણે રાજ્યની સઘળી લગામ **હેમુ** નામના



Tomb of Sher Shab.

शेरशाहनो रोजो.

મેવાતી વણિકને સોંપી હતી. રાજ્યમાં ખરો કર્તા હર્તા હેમુજ હતો. આ સમયે આગ્રામાં ઈબ્રાહિમ સુર અને પંજાબમાં સિકંદર સુર એ બેએ સ્વતંત્ર બાદશાહપદ ધારણ કર્યાં. આદિલશાહ ચુનાર તરફ હઠી ગયો.

**હુમાયુનની પુનઃસ્થાપના.**—આ કથા અહીંથી અટકાવી હવે હુમાયુનની આ પંદર વર્ષ દરમ્યાન શી દશા થઈ હતી તે જોઈએ. કનોજમાં હાર્યા પછી હુમાયુન ઘરબારવિનાના અહીં તહીં ભટકનાર પુરૂષની હાલતમાં આવી પડ્યો. તેની દુર્દશાની કથની વજ્જર જેવા હૃદયને પણ પિગળાવી નાંખે એવી છે. પ્રથમ તેણે પોતાના ભાઈ કામરાનની મદદ મેળવવા પ્રયાસ કર્યા પણ તે વ્યર્થ ગયા. ત્યારબાદ સિંધ અને માળવામાં આશ્રયમાટે તેણે ફાંફાં માર્યાં. નિર્જળ રણમાં મુઠીભર માણસો સાથે હુમાયુન પોતાનો દુઃખમય પ્રવાસ કરતો હતો તે અરસામાં ઉમરકોટ મુકામે તેના પુત્ર મહમદ જલાલુદીન અકબરનો જન્મ થયો (૧૫૪૨). ત્યાંથી કંદહાર થઈ તેને ઈરાન જવું પડ્યું. ઈરાનના શાહ તમાસ્પે તેનો સત્કાર કર્યો. ઈરાની સૈન્યની સહાયથી તેણે કંદહાર અને કાબુલ જીત્યાં. હિંદમાં શેરશાહના વંશજોના સમયમાં ચાલતી અંધાધુંધી અને અરાજકતા હુમાયુનની નજર બહાર ન હતાં. લાગ સાધી તેણે સિંધુપાર આવી દિલ્હીનો કબજો લીધો. પરંતુ દિલ્હીનું રાજ્ય ભોગવવા તે જીવ્યો નહિ. ૭ મહિનામાંજ અચાનક પોતાના મહેલના લીસા દાદર પરથી લપસી પડવાને લીધે તેનો દેહાન્ત થયો.

**હુમાયુનના ગુણદોષ.**—હુમાયુનના ચરિત્રમાંથી બોધ એ મળે છે જે મોટામાં મોટા મનુષ્યને પણ ચઢતી પડતી, અને આસ્માની સુલ્તાનીની ઘટમાળમાંથી પસાર થવું પડે છે. ક્યાં દિલ્હીના સિંહાસને બેસનાર હુમાયુન, અને ક્યાં ઘરબાર વિનાનો આશ્રયમાટે જ્યાં ત્યાં ભીખ માંગતો હુમાયુન ! દૈવના ખેલ કેવા વિચિત્ર છે ! મનુષ્ય તરીખે તેનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં. તેના વંશના ઘણા પુરૂષો પેઠે તે મહાવિદ્વાન હતો. સાહિત્ય અને વિજ્ઞાન, વિશેષે ગણિત અને જ્યોતિષ ઉપર તેને પુષ્કળ પ્રેમ હતો. રાજા તરીખે તે નિષ્ફળ નીવડ્યો તે ઘણે અંશે તેની અફીણની આદત તથા ચારિત્ર્યની અસ્થિરતા અને નિર્બળતાને લીધે હશે. સ્વભાવે તે દયાળુ અને ઉદાર હતો. એકંદરે તે "બાબરને શોભે તેવો પુત્ર અને અકબરને શોભે તેવો પિતા હતો એમાં સંશય નથી."



TOMB OF HUMĀYUN

हुमायुननो रोज़ो.

## પ્રકરણ ૨૩ મું. આરંભના યુરોપી સંસ્થાનીઓ.

**વિવિધ યુરોપીઓનાં આગમન.**—પંદરમી સદીના અંતમાં હિંદમાં વિવિધ જાતિની યુરોપી પ્રજાઓ વેપાર માટે આવી, અને સોળમી અને સત્તરમી સદી દરમ્યાન તેમણે વેપાર અને વસાહતની બાબતમાં જે પ્રગતિ કરી તેનું ટુંક વિવેચન આ સ્થળે કરી લેવું અનુકૂળ છે.

વિજયનો નિશ્ચય કરી આવેલા મોગલો વાયવ્યમાંથી ચઢી આવ્યા, ત્યારે સોદાગર વેશે આવેલા યુરોપીઅનો હિંદના દક્ષિણ કિનારે ઉતર્યા હતા. હિંદ તે સમયમાં સુવર્ણ-ભૂમિ ગણાતું હોવાથી દરેક પ્રજાને તેની સાથે વેપારી સંબંધ જોડવાની તીવ્ર ઉત્કંઠા હતી. વિજેતા તરીખે આવનારા મોગલોએ પોતાની અભિલાષા પાર પાડી, સામ્રાજ્ય સ્થાપ્યું, હિંદમાં સર્વોપરી સત્તા જમાવી, છતાં તેમની સત્તા અલ્પજીવી હતી. બે સદી સુધી જાહોજલાલી ભોગવ્યા પછી તેમની દશા, તેઓએ પરાજિત કરેલા લોકોના જેવીજ થઈ. પરંતુ સોદાગરના નમ્ર પોશાકમાં આવનારા યુરોપીઅનો પાછળથી સંસ્થાની સામ્રાજ્યો સ્થાપવા તત્પર થયા. પહેલાં હિંદી રાજાઓના પરવાના લઈ વેપારી કોઠીઓ સ્થાપી, પછી તેની આસપાસ કિલ્લેબંધી કરી, પછી થોડીઘણી ફોજ રાખી, પછી થોડોક મુલક હાથ કરી તેઓ ક્રમે ક્રમે વેપાર અને રાજ્યપ્રાપ્તિ બન્ને કામ કરવા લાગ્યા. કેટલાકને હંગામી ફત્તેહ મળી. કેવળ અંગ્રેજો જ ચિરંજીવી સામ્રાજ્ય સ્થાપી શકયા, જે ધીમે ધીમે એટલું વિશાળ બન્યું કે હિંદનો ઇતિહાસ એટલે એ સામ્રાજ્યનો ઇતિહાસ એમ ગણાવા લાગ્યું.

યુરોપી સંસ્થાનીઓમાં પોર્ટુગીઝ, ડચ, ફ્રેન્ચ, અને અંગ્રેજ મુખ્ય હતા. ડેઇન અને જર્મનો પણ અહીં આવેલા પરંતુ તેમનો પ્રભાવ નહિ જેવોજ હતો.

**હિંદમાં પોર્ટુગીઝ.**—પોર્ટુગલથી ઉપડેલો વાસ્કો-ડી-ગામા મલબાર કિનારે કાલીકટ બંદરે ૧૪૯૮ માં ઉતર્યો. અંહીના હિંદુ રાજા ઝામોરીને તેનો સત્કાર કર્યો તથા તેને કોઠી ખોલવા રજા આપી. આ સમયે અરબ વેપારીઓનું જોર વિશેષ હતું. ગામા પણ વેપારમાટે અહીં આવ્યો હતો. આ રીતે બન્નેના સ્વાર્થ એકમેક સાથે અથડાતા હોવાથી તેમની વચ્ચે હોંસાતોંસી ચાલી. પરિણામે ૭ મહિના રહી ગામાને થોડો ઘણો માલ ખરીદી પાછા સ્વદેશ જવું પડ્યું.

તેના પછી આવનારાઓને ઝામોરીન સાથે લડાઈ થઈ, અને કાલીકટ છોડવું પડ્યું. બાદ તેઓ ઝામોરીનના શત્રુ કોચીનના રાજાના આશ્રય હેઠળ રહ્યા. ગામા પાછો અહીં આવ્યો હતો. તેનો સ્વભાવ બહુ ક્રૂર હતો. તેણે યુક્તિ-પ્રયુક્તિવડે મલબારકાંઠાના ઘણા રાજાઓ સાથે સંબંધ બાંધ્યો.

**આલ્મૈડા** નામનો પ્રથમ **પોર્ટુગીઝ** ગવર્નર ૧૫૦૫ માં આવ્યો. **અર**-બોને હરાવી તેણે પોતાની સત્તા સ્થાપી. પછી **ચોલ** આગળ તેની હાર થઈ, પરંતુ ત્યારપછી દિવ નજીક થએલા જલ-યુદ્ધમાં તેણે **અર**બોને સખત હાર આપી. જલ-સત્તાવિષે તેને વિશેષ શ્રદ્ધા હતી.

**આલ્ફોન્ઝો આલ્બુકર્ક** આલ્મૈડાની જગાએ આવ્યો. તે **પોર્ટુગીઝ** ગવર્નરોમાં સૌથી મોટો હતો. **પોર્ટુગીઝ** સત્તા વિશાળ અને સ્થાયિ બનાવવા તેણે મુલકો જીતવાનો અને બંદરો સર કરવાનો અને બંધાવવાનો કાર્યક્રમ શરૂ કર્યો. ૧૫૧૦માં **ગોવા** જીતી ત્યાં વેપારી તેમજ રાજકીય મથક બનાવ્યું. પછી **મલાક્કા** જીતાયાથી **પોર્ટુગીઝ**ના હાથમાં **મસાલાના ટાપુઓ**, **ચીન** અને **જાપાન**નો વેપાર આવ્યો. **સિલોન** અને **ઓર્મઝ** પણ તેમના કબ-જામાં આવ્યા. આજુબાજુનાં નાનાં દેશી રાજ્યો પાસે ખંડણી લઈ **આલ્બુ**-કર્કે તેમની પાસે **પોર્ટુગલ**નું ઉપરીપણું કબુલાવ્યું. **હિંદુઓને** તેણે પોતાના પક્ષમાં લીધા. **પોર્ટુગીઝ** રાજ્ય જેટલું તેની હિમ્મત અને લશ્કરી સાહસને તેટલુંજ તેની ઉદારતા અને ન્યાયપ્રિયતાને આભારી હતું. તોપોના વિશેષ જ્ઞાનને લીધે **પોર્ટુગીઝ હિંદીઓ** સામે સહેલાઇથી જીત મેળવતા. **હિંદ**ની ભૂમિપર પગ મુકયાને પુરાં સો વર્ષ થયાં ત્યાર પહેલાં તો તેઓ આખો **હિંદી મહાસાગર** ખેડી ચુકયા હતા. સોળમી સદીને અંતે ૧૨૦૦૦ માઈલ કરતાં વધારે લાંબા કિનારાપર તેમની સત્તા થઈ હતી. અહીં સારાંમાં સારાં સ્થળો પસંદ કરી તેઓએ ત્રીશેક કોઠીઓ સ્થાપી. કેટલાક કિલ્લા અને થાણાં પણ બનાવ્યાં. તેમનું ખરૂં બળ દરિયાપર હતું. વેપારી માર્ગોપર તેમનાં વહાણો દેખરેખ રાખતાં. બીજી પ્રજાનાં વહાણોને તેમના 'પાસ' ખરીદવા પડતા. પૂર્વની સઘળી દોલત **પોર્ટુગીઝ** લોકોજ લઈ લેતા. **પોર્ટુગીઝ** સફરીઓ ટુંક વખતમાં અઢળક દોલત પ્રાપ્ત કરી આવતા એ જોઈ આખું **યુરોપ** ચકિત થતું.

**પોર્ટુગીઝ** રાજ્યની સ્થાપના **આલ્બુકર્ક**ની અદ્દભુત શક્તિને ઘણી આભારી હતી, જોકે ઘણીખરી જીતો તેના મરણપછી થઈ. ઉપરોક્ત સુંદર

રાજસેવા છતાં પાંચ વર્ષના અમલ પછી તેને બરતરફ કરવામાં આવ્યો. આ અપમાન તેને એટલું સખત લાગ્યું કે ટુંક વખતમાં હતાશ હાલતમાં ગોવા પાસે તેનું મરણ થયું. તેણે પોતાની હિંદુ પ્રજામાટે નિશાળો ખોલી હતી. હિંદુઓને તે પદવીઓ આપતો. તેણે દેશી પલટન પણ ઉભી કરી હતી. હિંદી-પોર્ટુગીઝ લગ્ન ઉત્તેજવા ઉપરાંત તેણે હિમ્મતપૂર્વક સતીનો રિવાજ પોતાના રાજ્યમાં બંધ કર્યો હતો. મુસલમાનો પ્રત્યે તે તિરસ્કાર દર્શાવતો. એક વેળા તેણે ગોવામાંના સઘળા મુસલમાનોની કતલ કરાવી હતી.

**પોર્ટુગીઝની પડતી** સત્તરમી સદીના આરંભથી સત્વર થવા લાગી. ૧૫૮૦માં પોર્ટુગલ સ્પેઇનને તાબે બન્યું. સ્પેઇનને અમેરિકામાં વિશાળ રાજ્ય હોવાથી તે પૂર્વના વેપાર માટે ઝાઝી પરવા કરતું નહિ. પોર્ટુગલનું મહત્ત્વ ગૌણ ગણાતું.

વળી પોર્ટુગીઝ રાજ્ય કેવળ કિનારાપર હોવાથી આંતરિક બળવા અથવા બહારના હુમલા પ્રસંગે પાછા હઠવાનો આરો રહેતો નહિ. રાજ્યની અંદર બળવો સફળ થતો તો તેમને દરિયાપર નાસવા શિવાય ઇલાજ ન હતો. બહારનો હુમલો સફળ થતો તો તેમને તાબે થવું પડતું અથવા તેમનું નિકંદન થતું.

આલ્બુકર્ક પછી તેના જેવા ચતુર અને પ્રમાણિક અમલદારો આવ્યા નહિ. ઘણાખરા તો લાંચીઆ, નિર્બળ અને એશઆરામી થઈ ગયા હતા. ઉપરાંત રાજનીતિમાં તેઓ કેટલીક ગંભીર ભૂલો કરી બેસતા. તેમની સૌથી ખરાબ ભૂલ ખ્રિસ્તી ધર્મ બળાત્કારે ફેલાવવાની હતી. આ કાર્ય માટે તેમણે ઘણા આકરા અત્યાચારો આદર્યા હતા.

અંતે શત્રુઓના ફટકા પડવા માંડ્યા ત્યારે રાજ્યની વિશાળતાને લીધે તેનો બચાવ થઈ શકયો નહિ, અને આખરે તેનો નાશ થયો. આજે હિંદમાં ફક્ત દિવ, દમ્મણ ને ગોવા પોર્ટુગીઝનાં છે.

**ડચ લોકો.**—પોર્ટુગલના એકહથ્થુ વેપારને તોડનારી પ્રથમ યુરોપી પ્રજા ડચ હતી. વહાણવટામાં આ લોકો અતિ નિપુણ હતા. સ્પેઇન સામે બળવો કરી પોતાની સ્વતંત્રતા મેળવ્યા પછી તેઓ દુનિયાના વેપારના વાહક બન્યા. ઇસ્ટ ઈંડીઝમાં તેઓએ પોતાનું મુખ્ય મથક સ્થાપ્યું. તેમને પહેલાં પોર્ટુગીઝ સાથે અને પાછળથી અંગ્રેજો સાથે ઝઘડવું પડ્યું હતું. પોર્ટુગીઝ સામે તેઓ ફાવ્યા. પોર્ટુગીઝની જલસત્તા તોડી પાડી, તેમનાં સારામાં સારા સ્થળો

જીતી લઈ, ડચ લોકોએ **મલય** દેશમાં જમાવટ કરી. પરંતુ **અંગ્રેજ** સાથેની હરીફાઈમાં તેમની આશાઓ અને આકાંક્ષાઓ ઉગતી ડમાઈ હતી. આજે **હિંદ**માં તેમનું નામનિશાન નથી.

તેમની પડતીનું મુખ્ય કારણ તેમનું અનહદ એકહથ્થુપણું હતું. **પોર્ટુ**ગીઝની પેઠે તેમની દાનત પણ **પૂર્વ**ની તમામ દોલત પોતા માટેજ રાખવાની હતી. આથી ઈંગ્લેંડને ઈર્ષા પ્રગટ થઈ. એક સદી સુધી તો ડચ લોકો ફાવ્યા પણ ત્યારપછી તેમની સત્તા ક્ષીણ થતી ગઈ. **અંગ્રેજો**ને હાથે તેઓ હાર્યા. પાછળથી પોતાનાં **હિંદી** સંસ્થાનો બોજા સમ લાગ્યાથી તેઓએ તે કાઢી નાંખ્યાં.

**અંગ્રેજોની પહેલી કંપની.**—પૂર્વના વેપારમાં હિસ્સો મેળવવા **લંડન**ના કેટલાક વેપારીઓએ ઈ. સ. ૧૬૦૦માં ઈલિઝાબેથ રાણી પાસે પરવાનો મેળવ્યો અને એ રીતે જગતના ઇતિહાસમાં પ્રસિદ્ધ થનાર ઈસ્ટ ઈંડિયા કંપનીનો જન્મ થયો. **પોર્ટુ**ગીઝ અને ડચ લોકોએ આ નવા હરીફોના માર્ગમાં પથરા નાંખવા બની તેટલી તજવીજ કરી. પરંતુ **સુરત** નજીક આવેલા **સુંવાલી** બંદર આગળ **અંગ્રેજો**એ બે વખત હરાવ્યાથી **પોર્ટુ**ગીઝો નરમ પડી ગયા.

**સુરતમાં કોઠી.—બાદ**શાહી પરવાનો મેળવી **અંગ્રેજો**એ પોતાની પહેલી કોઠી **સુરત**માં ૧૬૧૨માં સ્થાપી. ત્રણ વર્ષ પછી **પહેલા જેમ્સે** પોતાના વકીલ તરીકે **સર થોમસ રો**ને **જહાંગીર બાદ**શાહ પાસે મોકલ્યો હતો. અહીં તે ત્રણેક વર્ષ રહ્યો. તે દરમ્યાન પોતાનું ધારેલું કામ તે કરી શક્યો નહિ છતાં **અંગ્રેજો**ને તે ઘણો સહાયરૂપ થઈ પડ્યો. તેણે પોતાની પ્રવાસ પોથીમાં **જહાંગીર બાદ**શાહનાં ચારિત્ર્ય, દરબાર, અને રાજયવ્યવસ્થા વિષે રસભર્યો હેવાલ લખ્યો છે.

**મુંબાઈ.**—૧૬૬૧માં **બીજા ચાર્લ્સ**ને **પોર્ટુ**ગલની **રાજ**કન્યા સાથેનાં લગ્ન વખતે **મુંબાઈ** બેટ પહેરામણીમાં મળ્યો. **મુંબાઈ**નું ભવિષ્યનું મહત્ત્વ નહિ સમજવાથી **ચાર્લ્સ** રાજાએ એ બેટ ઈસ્ટ ઈંડિયા કંપનીને, દર વર્ષે ૧૦ પાઉન્ડ લેવાની શરતે આપ્યો. અઢારમી સદીમાં **મુંબાઈ** સંસ્થાને ઝાઝી પ્રગતિ કરી નહિ. અત્યારે **મુંબાઈ** ઈલાકામાં ગણાતો ઘણોખરો ભાગ મરાઠી વિગ્રહોનાં પરિણામરૂપે ઓગણીસમી સદીના આરંભમાં મળ્યો હતો. **એડન** ૧૮૩૯માં, અને **સિંધ** ૧૮૪૩ માં ઉમેરાયું હતું.

**મદ્રાસ** માટેની જમીન ખરીદાઈ એ વિષે આગળ ( પ્રકરણ ૨૧ માં ) આવી ગયું છે ( ૧૬૩૯ ). ત્યારબાદ ૧૭૬૩ માં કર્ણાટકના **નવાબે** આજનું **ચિંગલપટ** પરગણું જાગીર તરીખે આપ્યું. '**ઉત્તર સરકાર**'ને નામે ઓળખાતો **મદ્રાસ** ઈલાકાનો ઉત્તર ભાગ ૧૭૬૫ થી ૧૭૬૮ સુધીમાં પ્રાપ્ત થયો. ૧૮૦૧ માં **લોર્ડ વેલેસ્લીએ** કર્ણાટકના **નવાબનું** રાજ્ય ખાલસા કર્યું. **મદ્રાસ** ઈલાકાનો બાકીનો ભાગ **મૈસોર વિગ્રહો** વખતે (૧૭૯૨,૧૭૯૯) મળ્યો.

**કલકત્તા.**—**જોબ ચાર્નોક** નામના **અંગ્રેજે સુતનત્તી** નામના ગામમાં વસવાટ શરૂ કર્યો. પાછળથી ત્યાં થોડીઘણી કિલ્લેબંધી થઈ અને પછી **ફોર્ટ વિલિયમ** નામનો કિલ્લો બંધાયો. ૧૭૦૦ માં કંપનીએ **કાલીઘાટ** અને **ગોવિંદપુર** નામનાં ગામડાં **બંગાળાના સુબેદાર** કનેથી વેચાતાં લીધાં. ઉપરોક્ત ત્રણ ગામોની જમીન પર જે શહેર વસ્યું તે કલકત્તા નામથી નામીચું થયું. **બાલાજી બાજીરાવ પેશ્વાના** સમયમાં **મરાઠાઓના** ત્રાસમાંથી બચવા **અંગ્રેજોએ નવાબ અલીવર્દીખાનનો** પરવાનો લઈ એક ખાઈ બંધાવી, જે પાછળથી ' **મરાઠા ખાઈ**' એ નામે પ્રસિદ્ધ થઈ.

૧૭૫૬ પછીનો કલકત્તાનો ઇતિહાસ **બ્રિટિશ હિંદના** ઇતિહાસમાં સમાય છે. ૧૭૭૪ માં **વોરન હેસ્ટીંગ્સ** ગવર્નર-જનરલ નીમાયો ત્યારથી તે ૧૯૧૨ સુધી કલકત્તા **સામ્રાજ્યધાની** હતું. ૧૯૧૨ માં **સામ્રાજ્યધાની** દિલ્હી લઈ જવામાં આવી. સત્તરમી સદીમાં **બંગાળી** સંસ્થાનો **મદ્રાસ** હેઠળ ગણાતાં, અને **મદ્રાસ સુરત** હેઠળ હતું.

**ઈસ્ટ ઈંડિયા કંપનીની કથા.**—ઈલિઝાબેથની સનદ છતાં કંપનીની સામે ઘણા **અંગ્રેજ** વેપારીઓ હરીફાઈ કરતા. આથી કંપનીને નુકશાન થતું. ૧૬૬૧માં **બીજા ચાર્લ્સે** નવી સનદ આપી તેમાં કંપનીને સિક્કા પાડવાનો તથા **અંગ્રેજી** રૈયતપર હકુમત ચલાવવાનો હક્ક મળ્યો. ત્રીશેક વર્ષ પછી પાછી કંપનીની મુશ્કેલીઓ વધી પડી. અંતે ૧૭૦૨માં તેની પુનર્રચના કરી તેનું નામ '**સંયુક્ત ઈસ્ટ ઈંડિયા કંપની**' પડ્યું. આ રીતે હરીફાઈ કરતાં અંગ્રેજ વેપારી મંડળો એક થયાં.

**ફ્રેન્ચ.**—**હિંદમાં** સૌથી છેલ્લા આવનારા યુરોપીઓમાં **ફ્રેન્ચ** મુખ્ય હતા. શરૂઆતના તેમના પ્રયાસો નિષ્ફળ ગયા. અંતે **ચૌદમા લુઈ** જેવા રાજા અને **કોલ્બેર** જેવા પ્રધાનના આશ્રય અને ઉત્તેજન હેઠળ તેમણે એક કંપની સ્થાપી. પાછળથી **ફ્રેન્ચ** સરકારે આ કંપનીનાં કાર્ય તરફ ઝાઝું લક્ષ આપ્યું



AKBAR

अकबर.

નહિ અને સ્વદેશના આશ્રયને અભાવે ફ્રેન્ચ લોકોનાં હિંદી સાહસોને વેઠવું પડતું. તથાપિ ૧૬૭૪ માં સ્થપાએલું પોન્ડીચેરી આબાદ સંસ્થાન બન્યું અને આજે તેની સમૃદ્ધિ સારી છે. માહી, કારીકલ અને ચંદ્રનગરમાં પણ તેમની કોઠીઓ સ્થપાઈ. દક્ષિણ હિંદમાં ફ્રેન્ચ અને અંગ્રેજ વચ્ચે સર્વોપરિતા માટે જે હરીફાઈ ચાલી હતી તેનું વર્ણન હવે પછી આવશે.

## પ્રકરણ ૨૪ મું. અકબર.

**આરોહણ.**—હુમાયુનનાં મરણ સમયે તેનો બાળપુત્ર પંજાબમાં બહેરામખાન સાથે હતો. બહેરામ હુમાયુનનો વફાદાર અમલદાર હોઈ ફોજ લઈ સિકંદરની પૂંઠે પડ્યો હતો.

આ બાજુ હેમુએ દિલ્હી અને આગ્રા લીધાં તથા રાજા વિક્રમાદિત્ય નામ ધારણ કર્યું. કાયર પુરૂષોએ અકબરને કાબુલ નાસી જવા સલાહ આપી પરંતુ બહેરામે હિંદનું સામ્રાજ્ય મેળવવા સંકલ્પ કર્યો અને લડાઈ માટે તૈયારી કરી. અકબરને આ સંકલ્પ ગમ્યોજ હશે.

**પાણીપતની બીજી લડાઈ.**—ત્રીશ વર્ષ પૂર્વે જે ક્ષેત્રપર ઈબ્રાહિમ લોદી અને તેના ઘણા યોદ્ધાઓનો વિનાશ થયો હતો તેજ પાણીપતનાં મેદાનમાં હેમુ બળવાન ફોજ લઈ આવ્યો. હેમુની આશા ગજદળ ઉપર હતી. પરંતુ શત્રુની તોપોના અવાજથી તેના હાથીઓ ભડકી નાઠા. લશ્કરમાં ભંગાણ પડ્યું. તથાપિ હેમુ પોતાના અંગરક્ષકોને લઈ બહાદુરીથી લડ્યો. અંતે તેની આંખમાં તીર લાગવાથી તે બેભાન થઈ પડ્યો. તેનું સૈન્ય નાઠું અને તે બેભાન હાલતમાં કેદ પકડાયો. પછી બહેરામખાને અકબર પાસે તેનો વધ કરાવ્યો. આ રીતે અકબરના સૌથી જબરા શત્રુનો નિકાલ થયો. પાણીપતે અકબરને નિર્ભય બનાવ્યો ( ૧૫૫૬ ). બાદ મોટા સમારંભ સાથે દિલ્હીમાં દાખલ થઈ તે પિતાના તખ્તપર બેઠો.

**અજમેર, ગ્વાલીઅર, અને જોનપુર.**—પાણીપત પછીનાં ત્રણ વર્ષો સુરવંશી પુરૂષોને હરાવી અજમેર, ગ્વાલીઅર, અને જોનપુર જીતવામાં ગયાં. અત્યારે અકબરના વતી બહેરામખાન ખાન–ખનાનના ઈલ્કાબ સાથે રાજ્યવહીવટ ચલાવતો હતો.

**બહેરામખાનની બરતર્ફી.**—લગભગ યુવાવસ્થાએ પહોંચેલા અકબરને હવે બહેરામખાનનો અંકુશ સાલવા લાગ્યો. વળી જનાનખાનાની

સ્ત્રીઓએ પણ તેને બહેરામ વિરુદ્ધ ખુબ ભંભેર્યો. આથી બહેરામ આગ્રા ગયો એ લાગ સાધી અકબરે તેને લખી જણાવ્યું કે " તમારી પ્રમાણિકતા અને વફાદારીની પુરેપુરી ખાત્રી હોવાથી રાજ્યનાં તમામ મોટાં કામ તમને સોંપી મેં કેવળ મોજ માણી છે. હવે મેં રાજ્યની લગામ મારા પોતાનાં હાથમાં લેવા નિશ્ચય કર્યો છે. લાંબા વખતથી મક્કાની હજ કરવા જવા તમે ઇચ્છતા હતા એ હજપર હવે તમે જાઓ એ ઇચ્છવા જોગ છે. તમારા નિભાવ માટે તમને જાગીર અપાશે." આ હુકમથી બહેરામ ખુબ ગુસ્સે થયો અને તેણે બળવો ઉઠાવ્યો. પરંતુ તરતજ હારી જતાં બાદશાહે તેને ક્ષમા આપી. ત્યારબાદ મક્કે જતાં માર્ગમાં પાટણ મુકામે એક અફઘાન વેરીએ તેનું ખુન કર્યું.*

**અકબરની જીતો.**—અકબરના લાંબા રાજય દરમ્યાન મોગલ સમશેર કદિ મ્યાન થઈ ન હતી, અને તેના સરદારોને આરામ ન હતો. એ સમયની તવારીખો કાવત્રાં, ખુન, બળવા, અને યુદ્ધનાં વર્ણનોથી ભરપુર છે. સાધારણ રીતે અકબર જાતે દયાળુ અને ક્ષમાવૃત્તિવાળો હોવાથી તેને હાથે ક્રૂરતાનાં કામો થતાં નહિ. પરંતુ તેના સેનાપતિઓ ઘણીવાર પોતાનું અસલી મંગોલી ઝનુન દર્શાવતા. માળવાની જીત દરમ્યાન પીર મહમદખાને જે હત્યાકાંડ માંડેલું તેથી બદાઉની જેવો લેખક પણ કમકમી ગયો હતો. અકબરના કીર્તિકર રાજ્યમાં મુખ્ય બાબત તેની સંખ્યાબંધ જીતો નહિ, પણ તેનું પોતાનું ચારિત્ર્ય અને તેની અનુપમ રાજનીતિ છે, એ ધ્યાનમાં રાખવું.

**ચિતોડનો ઘેરો** અકબરનાં સૌથી મોટાં લશ્કરી કાર્યોમાં ગણાય છે. એ ઘેરો ચાર મહિના સુધી ચાલ્યો હતો. ચિતોડમાંના રજપુતોએ પોતાને

---

* જે કનોજની લડાઈમાં હુમાયુનની પાયમાલી થઈ તેમાં બહેરામખાન હાજર હતો. પોતાના ભિખારી બનેલા માલીકને તે સદાયે વફાદાર રહ્યો હતો. હુમાયુનના દુઃખમાં અંત સુધી તેણે ભાગ લીધો. હુમાયુનનું મરણ થતાં તે અકબરનો વાલી અને રક્ષક બન્યો. ધાર્યું હોત તો હુમાયુનના બાળપુત્રને સહેલાઈથી દબાવી દઈ તે પોતે ગાદી મેળવી શકત. પરંતુ તેમ કરવાને બદલે તેણે અકબરનો માર્ગ સરળ અને નિર્ભય બનાવ્યો, એ તેની અડગ નિમકહલાલી સિદ્ધ કરે છે. " પાછળથી સત્તાના મદમાં તે નિષ્ઠુર, હઠીલો, અને ડંસીલો, બન્યો હતો." આથી દરબારમાં તેમજ જનાનખાનામાં તેના અનેક શત્રુઓ થયા. આને પરિણામેજ તેની પડતી થઈ.

સ્થાને રહી રાજનગરનો વીરતાપૂર્વક બચાવ કર્યો. આ બાજુએ અકબર જાતે હાજર હતો. અંતે તેના એક તીરે રજપુત સેનાપતિ જયમલને વીંધી નાંખ્યો. બાદ પોતાની સ્ત્રીઓ અને પુત્રીઓનાં બલિદાન આપી રજપુતો દુર્ગના દ્વાર ખોલી સામી છાતીએ લડ્યા અને મુઆ ( ૧૫૬૮ ). રાણો ઉદયસિંહ આ સમયે અરવલ્લીના દુર્ગમ ડુંગરોમાં સંતાતો ફરતો હતો. તેણે પાછળથી ઉદેપુરમાં રાજધાની સ્થાપી હતી. આ પછીનાં બે વર્ષોમાં અકબરે રણથંભોર અને કાલિંજરના મજબુત કિલ્લા જીતી લીધા.

**ગુજરાતની જીત.**—જે વીર બહાદુરશાહને હુમાયુન સાથે યુદ્ધ થયું હતું, તેના પછી તેના વંશજો નમાલા નીકળ્યા. ગુજરાતમાં ચાલતાં કુસંપ, ટંટા અને અંધાધુંધીનો લાભ લઈ અકબરે એ રાજ્ય જીતી લીધું. આ પ્રાન્તનો રાજ્ય–બંદોબસ્ત કરી, ખંભાતમાં પહેલી વાર સમુદ્રદર્શન કરી તે સિક્રી ગયો. તરતમાંજ બળવાના સમાચાર મળતાં, પવનવેગી સાંઢણીપર સ્વાર થઈ તે ફક્ત નવ દિવસમાં ૮૦૦ માઈલનું અંતર કાપી અમદાવાદ આવ્યો. બળવાખોરો તેને અહીં જોઈ ચકિત થયા. સખત યુદ્ધ થયા બાદ બળવો સમ્યો. આવું સુંદર અને સત્વર કામ કરનારા સમ્રાટો જગતના ઈતિહાસમાં જડવા મુશ્કેલ છે. સુરતનો મજબુત કિલ્લો પણ દોઢ મહિનાના ઘેરા પછી જીતાયો હતો. સિક્રીને ફત્તેહપુર નામ અપાયું અને ૧૫૮૬ સુધી ત્યાંજ બાદશાહનો મુકામ રહેતો.

**બંગાળાની જીત.**—ચૌદમી સદીથી બંગાળામાં સ્વતંત્ર મુસલમાની રાજ્ય ચાલતું હતું એ આગળ આવી ગયું. સુલેમાન નામના રાજાનાં રાજ્યમાં તેનો સેનાપતિ રાજુ ( કાલા પહાડ ) જગન્નાથનું મંદિર લુંટી ઓરિસ્સાપર ફરી વળ્યો હતો. સુલેમાન પછી તેનો પુત્ર દાઉદ બંગાળાની ગાદીએ આવ્યો. સુલેમાને શામ દામથી વર્તી અકબરને ખુશ રાખ્યો હતો. પરંતુ તેના મૂર્ખ અને અભિમાની પુત્રે સ્વતંત્રતા જાહેર કરી અકબરનો કોપ વહોરી લીધો. ગુજરાતની સ્વારી પુરી થતાં અકબરે ટોડરમલને પૂર્વ દિશાએ મોકલ્યો.

૧૫૭૪ માં વર્ષાઋતુનાં પુરજોસ દરમ્યાન અકબર જાતે પટના નજીક આવ્યો. દાઉદ હાર્યો. અને ઓરિસ્સા નાસી ગયો. ત્યારપછી કેટલીક નાની નાની હાર ખાધા બાદ અંતે તે પકડાયો. અકબરના અમલદારોએ તેનો વધ કર્યો. આ રીતે બંગાળાનાં સ્વતંત્ર મુસલમાની રાજ્યનો અંત આવ્યો ( ૧૫૭૬ ).

**હલદીઘાટની લડાઈ.**—બંગાળાની સ્વારી દરમ્યાન રજપુતાનામાં જબરો બળવો થયો હતો. ઉદેપુરનો રાણો પ્રતાપસિંહ આગેવાન હતો. માનસિંહ અને શાહજાદો સલીમ મોટું સૈન્ય લઈ આવ્યા. હલદીઘાટ આગળ પ્રતાપસિંહે પોતાના બાવીશ હજાર સીસોદીઆ સાથે શત્રુઓને આંતરી પરાક્રમની કમાલ કરી બતાવી.* આખરે પ્રચંડ મોગલ સૈન્યે તેને હરાવ્યો. રજપુતો પર કાબુ રાખવા અરવલ્લીના ડુંગરી પ્રદેશમાં ૫૦ થાણાં બેસાડવામાં આવ્યાં છતાં ઉદેપુર પ્રદેશ ખરેખરો કદિ જીતાયો નહિ. અકબરના મરણ પહેલાં પ્રતાપસિંહે પોતાનો ઘણોખરો મુલક પાછો જીતી લીધો.



राणा प्रतापसिंह.

**બંગાળા બિહારમાં બળવો.**—બાદશાહી અમલદારોની મહેસુલ ઉઘરાતમાં થતી સખ્તાઈ, અને અકબરની ઈસ્લામ ધર્મ પ્રત્યેની બેપરવાઈ,—આ બે કારણોને લીધે બંગાળામાં ૧૫૮૦ માં ભારે બળવો થયો. બંગાળાના મુસલમાન ઉમરાવો અકબરને સ્થાને તેના ઓરમાન ભાઈ હકીમને ગાદીએ આણવા ઇચ્છતા હતા, કેમકે તે ચુસ્ત મુસલમાન હતો. અંતે બંગાળી બળવો સમાવી દેવામાં આવ્યો.

**કાબુલ.**—અકબરનો ઓરમાન ભાઈ મહમદ હકીમ મીરઝા અકબરથી બાર વર્ષે નાનો હતો. નાનપણથીજ કાબુલ પ્રાન્ત તેને સોંપાયો હતો. મીરઝાએ રાજ્યલોભથી પ્રેરાઈ પંજાબપર સ્વારી કરી, પરંતુ તેને હારી પાછા જવું પડ્યું તથા અકબરનું સ્વામિત્વ કબુલ કરવું પડ્યું. ૧૫૮૫માં અતિશય શરાબીને સબબે તેનું મરણ થતાં અકબરે કાબુલ ખાલસા કર્યું અને રાજા માનસિંહને ત્યાંનો સુબેદાર નીમ્યો.

---

* આ બનાવ વિષે પારસી કવિ ખબરદારે ગુજરાતીમાં "શૂરા બાવીસ હજાર" નામક સુંદર કાવ્ય લખ્યું છે.

**લાહોર રાજધાની.**—ભાઈના મરણ પછી **અકબર ફત્તેહપુર સિક્રીથી** નીકળી **અટક** પહોંચ્યો. આ ઉત્તર પ્રદેશમાં તેણે ૧૩ વર્ષ ગાળ્યાં, તે દરમ્યાન **લાહોર**ને રાજનગર બનવાનું માન મળ્યું હતું.

**કાશ્મીર અને સિંધની જીત.**—**બાબર**ના સમયથી **મોગલ બાદ**-શાહોને **કાશ્મીર**નો મનોહર પ્રદેશ કબજે કરવાનું બહુ મન હતું, પરંતુ એ જીતવા માટે **બાબર** અને **હુમાયુન**ને ફુરસદ મળી ન હતી. અત્યાર સુધી **અકબર** અન્ય પ્રદેશો જીતવામાં રોકાયો હતો. હવે સપાટ પ્રદેશપર તેનું રાજ્ય નિર્ભય બનાવી તેણે આ પહાડી રાજ્ય તરફ નજર નાંખી. ૧૫૮૬ માં તેના સરદારોએ એ દેશ જીત્યો. તે દિવસથી **કાશ્મીર મોગલ સામ્રાજ્ય**માં હોઈ કાબુલના સુબેદારને તાબે ગણાતું. ત્યારબાદ **સિંધ** અને **કંદહાર** જીતાયાં.

**દક્ષિણની સ્વારી.**—આ પ્રમાણે ઉત્તર **હિંદ**નું કામ પુરૂં કરી **અક**-બરે દક્ષિણનો વિચાર કર્યો. પ્રસંગ પણ અનુકૂળ હતો કેમકે દક્ષિણી સુલ્તાનો અને ઉમરાવોમાં અનેક ટંટા ચાલતા હતા. પ્રથમ તો **અકબરે** પોતાના વકીલો મોકલી દક્ષિણનાં ચાર રાજ્યોને—**ખાનદેશ, બીજાપુર, ગોવળકોંડા,** અને **અહમદનગર**ને સુલેહશાંતિથી તાબે થવા કહાવ્યું. પરંતુ તેઓ **ખાનદેશ** શિવાય અન્ય સ્થળે ફાવ્યા નહિ. **ખાનદેશ**ના તાબે થવાથી **બુરાનપુર** અને **આસીરગઢ** થઈ જનારો દક્ષિણ માર્ગ **મોગલો**માટે ખુલ્લો થયો.

**અહમદનગરનો ઘેરો.**—શત્રુના ફુટેલા ઉમરાવોનાં આમંત્રણોને લીધે **મોગલો**નો માર્ગ સરળ બન્યો. ( ૧૫૯૫ના અંતે ) **અકબર**ના બીજા પુત્ર **મુરાદે અહમદનગર** પર હુમલો કર્યો. પરંતુ પ્રખ્યાત **ચાંદબીબી**એ તેનું અદ્ભુત વીરતાવડે રક્ષણ કર્યું. પાછળથી આ **વીર**રમણીનું તેના પોતીકા બાયલા ઉમરાવોને હાથે ખુન થતાં **અહમદનગર** પડયું. આ સમયે **અકબ**-રનો સૌથી નાનો પુત્ર **દાનીયલ મોગલ** સેનાપતિ હતો. **અકબરે અહમદ**-નગરનો નવો પ્રાન્ત બનાવ્યો, પરંતુ એ રાજ્યનો ઘણોખરો ભાગ ૧૬૩૭ સુધી સ્વતંત્ર રહ્યો.

**આસીરગઢનો ઘેરો.**—દશ વર્ષ પહેલાં તાબે થએલું **ખાનદેશ** હવે તોફાને ચઢયું. **બુરાનપુર**ની ઈશાને, **સાતપુડા**ની એક ટેકરી ઉપર આવેલો **આસીરગઢ** દક્ષિણના માર્ગની ચાવી સમાન હતો. **હિંદ**માં સર્વોત્તમ ગણાતો આ કિલ્લો **ખાનદેશ** તાબે હોવાથી એ સર કર્યા વિના **બાદશાહી** લશ્કરથી ઉત્તર તરફ જવાય એમ ન હતું. પરિણામે તેના પર ઘેરો નંખાયો. પ્રચંડ


કાશ્મીર
મુલતાન
દિલ્હી
આગ્રા
પટણા
અમદાવાદ
નર્મદા નદી
ગોવલકોંડાનુ રાજ્ય
અકબરનુ
સામ્રાજ્ય
૧૬૦૫

તૈયારીઓ છતાં અગીઆર અગીઆર મહિના સુધી **મોગલો** ફાવ્યા નહિ. **અકબરના** બળની ખરેખરી કસોટી થઈ. આખરે લાંચરૂશ્વત વડે તેણે એ ગઢનો કબજો લીધો.

**અહમદનગર** અને **આસીરગઢની** જીત સાથે **અકબરની** લાંબી વિજય પરંપરાનો અંત આવ્યો.

**સારાંશ.**—આ રીતે ૪૫ વર્ષના શ્રમ પછી **અકબરે મોગલ સામ્રા**જ્યને કાબુલથી **બંગાળા**, અને હિમાલયથી **અહમદનગર** સુધી પહોંચાડયું. દક્ષિણનો વિજય ભવિષ્યના **મોગલો** માટે બાકી રહ્યો.

**અકબરના નાલાયક પુત્રો.**—અકબરના છોકરા કપુત ઉઠ્યા હતા. તેઓ શરા॰ શરીરને પાયમાલ કરી નાંખતા હતા. **મુરાદ** અને **દાનીયલ** એ કારણે પિતાની હયાતીમાંજ ગુજરી ગયા. **પાટવી** કુંવર **સલીમ** પણ ઘણોખરો વખત દારૂબાજીમાંજ ગાળતો પરંતુ તેનો બાંધો મજબુત હોવાથી તે લાંબું આયુષ્ય ભોગવી શકયો.

**સલીમનો બળવો.**—**સલીમને** પિતાની રાજગાદી પડાવી લેવાનો દુષ્ટ ખ્યાલ આવતો. **અકબરને** તેના આ ખ્યાલ વિષે બાતમી હોવાથી તે તેને **રજપુતાના** અને **બંગાળામાં** બળવા સમાવવા મોકલવાની તજવીજ કરતો. પરંતુ **શાહજાદો** પિતાના હુકમનો અનાદર કરતો; દરબારમાં પણ જતો નહિ. તે ઘણોખરો વખત **અલ્હાબાદ** રહી ત્યાં જુલમ ગુજારતો. અંતે ૧૬૦૧ માં તેણે **બાદશાહપદ** ધારણ કર્યું અને **બિહારનો** ખજાનો કબજે કર્યો.

**અબુલફઝલનું ખુન.**—બીજે વર્ષે **અકબરનો** ઉત્તમ મિત્ર, સલાહકાર અને મંત્રી **અબુલફઝલ** દક્ષિણની સ્વારીમાંથી પાછો ફરતો હતો તે સમયે માર્ગમાં **સલીમે** એક **બુંદેલા** સરદાર પાસે તેનું ખુન કરાવ્યું. આ સમાચાર સાંભળી **બાદશાહને** ઘણો શોક થયો, અને તે બોલી ઉઠ્યો કે "જો **સલીમને બાદશાહ** થવું હતું તો તેણે મને મારવો જોઈતો હતો." આ બનાવ પછી કેટલાક દિવસ સુધી **બાદશાહનાં** આંસુ અટકયાં ન હતાં. અંતે પિતા-પુત્ર વચ્ચે સંધી થઈ અને **સલીમ** પિતાપાસે હાજર થયો.

**સલીમ ગાદી વારસ નીમાયો.**—ઉપર કહેલાં કારણોને લીધે **અકબરનું** ઉત્તર જીવન દુઃખી દુઃખી * થયું હતું. તેનું શરીર દિન પર દિન કથ-

---

* સાક્ષરરત્ન **ન્હાનાલાલ** દલપતરામ કવિએ '**એકલવાયો બાદશાહ**' એ મથાળા હેઠળ **અકબરશાહના** છેલ્લા દિવસો વિષે જે સુંદર ચિતાર આપ્યો છે તેમાંથી થોડી ઘણી લીટીઓ અહીં ટાંકીએ તો અનુચિત નહિ ગણાય.

ળતું ગયું. રાજા **માન**સિંહ આદિ કેટલાક મોટા ઉમરાવો **સલીમ** જેવા જાલીમના હાથમાં રાજ્ય જાય એ જોવા ઇચ્છતા ન હતા. તેમણે તેને કોરાણે મુકી તેના પુત્ર ખુશરૂની હિમાયત કરી. પરંતુ તેમની યોજનાઓ નિષ્ફળ ગઈ. **અ**કબરે જાતે **સ**લીમને ગાદીવારસ નક્કી કર્યો.

---

" સાધુ, સન્તો, ફકીરો, કલન્દરો
   મહા વિદ્વાનો, મહા સૈનિકોઃ
જગતનો ફાલ અહીં ઠલવાતો.
**આ**ગ્રા અને **સિ**ક્રીનો સંગમ કરતાં
   મનુષ્યોની મેદનીનાં પૂર.
સન્ધ્યાકાળે વડલે પંખેરૂં બોલે
એટલી બોલી બોલાતી અહીં.
અનેક ધર્મો ને અનેક ધર્મશાસ્ત્રો
દેવફૂલની પેઠે ફોરતાં દેવફોરમ
દીને ઈલાહીના ઈબાદતખાનામાં
.........................
મ્હારા પહેલુમાંનો પહેલવાન,
**અ**કબરશાહનું બીજું હૈયું અને ત્રીજો હાથ,
રૂસ્તમનો અવતાર **રાજા ભગવાનદાસ** !
.............................
બાદશાહી દરબારમાંની **અ**શ્વની કુમારોની જોડલી,
મ્હારા રાજમહેલને બે ટોડલે વિરાજતા
કેકાવલિ લલકારતા બે મોરલા;
દિવસે સૂર્ય અને રાત્રિએ ચન્દ્ર શા,
**અ**કબરશાહને અખંડ અજવાળતા,
વાગીશ્વરો, મંત્રીશ્વરો, સાગર શા ગંભીરા,
યુગયુગની મૈત્રીના એનમૂન નમુના,
મુગલ સલ્તનતના **રામલક્ષ્મણ,**
**શેખ ફૈઝી ને શેખ અબુલ ફઝલ:**
ગયા સૌ એ ગેબના પડદાની પાછળ.

**અકબરનું મરણ.**—૧૬૦૫ માં ત્રેંસઠ વર્ષની ઉમ્મરે અકબરશાહે પોતાનું નામ અજરામર કરી દેહ છોડી. ખુશરૂના પક્ષકારોએ થોડા ઘણાં

---

લક્ષ્મીપુત્ર, વિષ્ણુદેવના પરમ વૈષ્ણવ,
બાદશાહી ભંડારના ભંડારી,
ખડ્ગ ધારેશ્વર, ભુમિપુત્રોના હિતસ્વી,
રાજભર્તૃ રાજા **ટોડરમલજી.**

............................

વીરત્વના દુર્ગ સમોવડી,
સુજનતાની પરમ સમશેર,
કિરણસમ પ્રકાશતો ને દઝાડતો,
સિધાવ્યો હિન્દુનો સુરજ,
અટંકી રણરઢિયાળો રાણો **પ્રતાપ.**

............................

એ મ્હારી જીવિતેષણાના જયટંકારઃ
સાગરપાળ સુધીનું સાર્વભૌમત્વ,
ચિતોડગઢની કલગી ચુંટવી
વાઘબકરીને એક આરે નીર પાવાં !
જાતિઓનો, ધર્મોનો, સંસ્કૃતિઓનો સમન્વયઃ
કુલ્લ–યે–કુલ્લ,

............................

કેટકેટલી ઝિયારતો કીધી ત્યારે
અજમેરીએ આપ્યા ત્રણ પુત્રોના આશિર્વાદ.
બેએ શરાબનાં ઝેર પીધાં,
ત્રીજાએ રોપ્યો બળવાનો ઝુંડો.
મોહ અને શરાબ એના મહાદુશ્મનો.
મોહમાંથી કાંઈક છોડાવ્યો,
અર્દવાનમાં પાઠવી ઈસ્ફહાનની નાઝનીને.
પણ શરાબી ! ઓ શરાબી !
કહાનવાના રણમયદાન વચ્ચે

ફાંફાં માર્યાં, પરંતુ રાજા રામદાસે સલીમનો પક્ષ લઈ બાદશાહી તિજોરીપર રજપુત ઘોડેસ્વારોનો પેરો મુકી દીધો. આ રીતે સલીમનું કાર્ય ચોક્કસ થયું. બાદ રાજા માનસિંહે ખુશરૂ અને તેના પિતા સલીમ વચ્ચે સમાધાન કરાવ્યું.

**અકબરનો ઉદ્દેશ.**—ઉપર વર્ણવેલા વિજયો મેળવવામાં કેવળ રાજ્યલોભ ઉપરાંત અકબરના મગજમાં બીજો ઉચ્ચ ઉદ્દેશ હતો. કારકીર્દિના આરંભમાં તેણે આખા હિંદુસ્તાનને પોતાના એકછત્રી અધિકાર હેઠળ આણવાની એવી યોજના ઘડી હતી કે હિંદની તમામ જાતિઓ, દેશી અને પરદેશી, હિંદુ અને મુસલમાન સૌ એકત્ર થઈ સામાન્ય હિતને માટે મહેનત કરે. તે પોતાને પ્રભુનો પ્રતિનિધિ માનતો હતો. તેને ખાત્રી હતી કે હું આખા હિંદમાં સુવ્યવસ્થા આણી શકીશ.

**જજીયાવેરો માફ.**—પોતાનાં રાજ્યના નવમા વર્ષમાં, એટલે કે ફૈઝી અને અબુલફઝલનો સમાગમ થતાં પહેલાં અકબરે બિન-ઇસ્લામીઓ પાસેથી લેવાતો જજીયા વેરો માફ કર્યો. વસ્તીનો મોટો ભાગ હિંદુઓનો હતો અને હિંદુઓને આ વેરો અતિનિંદ્ય અને અપમાનકારક હોવાથી પૂર્વે એને લીધે હિંદુ મુસલમાનો વચ્ચે કડવાશ ચાલતી હતી. એ ઉપરાંત જાત્રાળુઓ પાસેથી લેવાતો માથાદીઠ કર પણ રદ થયો. અકબરનું આ એકજ કાર્ય સિદ્ધ કરે છે કે હિંદુઓની સહાય વિના મારૂં સામ્રાજ્ય સ્થાયિ નહિ બને એ વસ્તુ તે પોતાના રાજ્યના આરંભમાં જ સમજ્યો હતો. સતીનો રિવાજ બંધ કરાવવા તેણે બનતી તજવીજ કરી હતી.

**રજપુત કન્યાઓ વેરે લગ્ન.**—અકબરે અનેક રજપુત કન્યાઓ સાથે લગ્ન કર્યાં હતાં. મેવાડ શિવાયના બધાં મુખ્ય રજપુત રાજ્યોએ આ રીતે પોતાની કન્યાઓ આપી હતી. જહાંગીર બાદશાહ જયપુરની રાજકુંવરીનો પુત્ર હતો. અકબરના સૌથી વિશ્વાસુ અમલદારો અને દિલોજાન દોસ્તોમાં કેટલાક હિંદુઓ હતા. જયપુરના રાજા ભગવાનદાસ તથા તેનો ભત્રીજો રાજા માનસિંહ મોટામાં મોટી પદવીએ ચઢ્યા હતા અને બાદશાહને ખાતર તેઓ

---

તહને પછાડી, ફોડી, ઢોળી,
ત્હોયે છો તું સદાની યે સજીવન.

.........................

આર્યાવર્તની આયો મ્હેં ઉગારી."

ખુદ પોતાના જાતભાઈઓ સામે પણ બહાદુરીથી લડ્યા હતા. **ગુજરાત**ની સ્વારી દરમ્યાન **માનસિંહે** એક અણીને પ્રસંગે **બાદશાહ**નો જાન બચાવ્યો હતો. તે કાબુલનો અને પછી **બંગાળા**નો સુબેદાર નીમાયો હતો.

**બીરબલ.**—**બાદશાહ**નો બીજો એક ખાસ મિત્ર રાજા **બીર**બલ હતો. તે કાલ્પીનો વતની હોઈ તેનું મૂળ નામ **મહેશદાસ** હતું. ગવૈયો હોવા ઉપરાંત વિનોદ અને હાજરજવાબી તો તેનાં જ ગણાતાં. '**બાદશાહ** અને **બીર**-બલ' નામના ગ્રન્થમાં તેની હાજર જવાબીના અનેક દાખલા છે. તેનાં શૌર્યથી ખુશ થઈ **અકબરે** તેને **રાજા બીર**બલ એવો ઈલ્કાબ આપ્યો હતો. કાબુલની સ્વારી દરમ્યાન લડાઈમાં તેનું મરણ થયું હતું.

**રાજા ટોડરમલ અને જમાબંધી.**—અયોધ્યાના ખત્રી **ટોડરમલે** **અકબર**ની સેવા સ્વીકારી. સેનાપતિ તરીખે વાયવ્ય પ્રદેશમાં તેણે ઉત્તમ કામ કરી બતાવ્યું. **ગુજરાત** જીતાયા પછી ત્યાંનું જમાબંધીનું કામ તેને સોંપાયું હતું. ધર્મચુસ્ત વૈષ્ણવ હોઈ તે **અકબર**ના નવા ધર્મમાં ભળ્યો ન હતો, છતાં **બાદશાહે** તેને દુભવ્યો ન હતો. ૧૫૮૯ માં **લાહોર**માં તેનું મરણ થયું. તેની જમાબંધીએ તેની કીર્તિ અમર બનાવી છે. **શેરશાહ**ની જમાબંધી નો અભ્યાસ કરી તેણે પોતાની યોજના ઘડી. જમીનોની પુરેપુરી માપણી કરાવી, ફળદ્રુપતાના આધારે તેના ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા ભેદ પાડ્યા. સરેરાસ પાકની ઝીણવટથી ગણત્રી કરી. **ટોડરમલે** $\frac{૧}{૩}$ ભાગ સરકાર ધારો નક્કી કર્યો. સરકાર ધારો સાધારણ રીતે રોકડ અથવા અનાજરૂપે આપવાની છુટ હતી. મહેસુલ-ઉઘરાત માટે અપાતા ઈજારા બંધ કરી **ટોડર**-મલે ગરીબ અને અજ્ઞાત ખેડુતોપર થતો ઈજારદારોનો જુલમ અટકાવ્યો. કેટલાક યુરોપી લેખકો ધારે છે કે પાકના $\frac{૧}{૩}$ ભાગ જેટલો સરકારધારો આકરો કહેવાય. પરંતુ **અકબરે** મહેસુલ સિવાયના બીજા અનેક કરો માફ કરેલા હોવાથી ખેડુતોનો બોજો એકંદરે બહુ ન હતો.

**મુલ્કી વહીવટ** માટે **અકબરે સામ્રાજ્ય**ના અરાઢ **સુબા*** વા પ્રાન્ત પાડી દરેક પર એકેક **સુબેદાર** નીમ્યો. **સુબેદાર** પદે સાધારણ રીતે **શાહ**જાદા અથવા મોટા ઉમરાવો નીમાતા. તે **બાદશાહી** હુકમો અનુસાર મુલ્કી તેમજ લશ્કરી કામકાજ ચલાવતો. તેના હાથ તળે કામ કરવા **બાદશાહ** તરફથી

* કાબુલ, લાહોર, મુલ્તાન, સિંધ, ગુજરાત, માળવા, અજમેર, દિલ્હી, આગ્રા, અલ્હાબાદ, અયોધ્યા, બિહાર, બંગાળા, વરાડ, ખાનદેશ, અહમદ-નગર, ઓરિસ્સા અને કાશ્મીર.

એક દિવાન નીમાતો. દરેક પ્રાંતના સોએક ભાગ ( સરકાર ) પાડી, એ દરેક ભાગના પાછા પેટા વિભાગ ( મહાલ ) પાડવામાં આવ્યા હતા. આ સૌમાટે મોટા નાના અમલદારો નીમાતા.

**મનસબદારો.**—સઘળા કારોબારી અમલદારોને લશ્કરી પદવી મળતી હોવાથી તેઓ **મ**નસબદાર કહેવાતા. **મ**નસબદારોમાં ૩૩ પદવી હતી. ઉંચામાં ઉંચો **મ**નસબદાર દશ હજાર સ્વારોનો ઉપરી ગણાતો. પહેલાં તેમને જાગીરો આપવાનો રિવાજ હતો તે બંધ કરી **અ**કબરે પગારનો રિવાજ દાખલ કર્યો. ઉંચામાં ઉંચી મનસબો **શા**હજાદાઓને અપાતી.

**આર્થિક અને લશ્કરી વ્યવસ્થા.**—હિંદમાં બાદશાહની મુખ્ય આવક જમીનવેરામાંથી થતી અને થાય છે. ૧૬૦૦ માં **અ**કબરનું મહેસુલ સાડા સત્તર કરોડ રૂપિયા જેટલું હોય એમ લાગે છે. જકાત અને પરચુરણ કરવેરામાંથી પણ સારી આવક થતી. **ટો**ડરમલે ઘણા કરો માફ કરાવ્યા હતા.

લશ્કર મુખ્યત્વે ઘોડેસ્વારોનું હતું. **મ**નસબદારો પોતપોતાના ઓદ્ધા મુજબ પલટનો રજુ કરતા. સ્થાયિ સૈન્ય ૨૫૦૦૦ નું હશે જેમાંનાં અર્ધા તોપખાના-પર તથા પાયદળમાં હતા. યુદ્ધમાં પકડાએલા કેદીઓને ગુલામ બનાવવાનો માઠો ચાલ **અ**કબરે બંધ કર્યો. ( ૧૫૬૩ ).

**અબુલફ્ઝલ અને આઈની અકબરી.**—અબુલફ્ઝલે 'અકબર-નામા' નામનો ગ્રન્થ લખ્યો તેમાં 'આઈની અકબરી' એક ભાગ છે. તેમાં દરબાર તથા રાજ્યનાં દરેક ખાતાંની સવિસ્તર હકીકત વર્ણવાઈ છે. એ ગ્રન્થ ઇતિહાસકોને અનુપમ અને અમુલ્ય છે. તેમાં બાદશાહી નિયમો અને કાનુનોનો સવિસ્તર ઉલ્લેખ હોવાથી તે સમયનો આબેહુબ ચિતાર એ ગ્રન્થ રજુ કરે છે.



अबुल फज़ल.

**શે**ખ **અ**બુલફ્ઝલની પહેલી બાદશાહ સાથે ની મુલાકાત ૧૫૭૪માં થઈ હતી. મહાસમર્થ વિદ્વાન હોઈ આજે પણ તે 'મહાન મુન્શી'ને નામે ઓળખાય છે. **અ**કબરના મંત્રીઓમાં તે સૌથી

મોટો ગણાતો. બાદશાહ ઈસ્લામ પંથથી ક્રમે ક્રમે વિમુખ બન્યો તે ઘણું-ખરું અબુલફઝલ અને તેના વિદ્વાન ભાઈ શેખ ફૈઝી*ની મૈત્રીને લીધેજ હતું. અબુલફઝલની ફિલસુફી તેના અહીં આપેલા શબ્દોમાંથી સમજાશે—' ઓ ઈશ્વર, મંદિરે મંદિરમાં હું એવા લોકોને જોઉં છું જે તારી શોધમાં ફરે છે; ભાષાએ ભાષામાં હું લોકોને તારી સ્તુતિ કરતા સાંભળું છું. મસ્જીદમાં લોકો ઝીણે સ્વરે તારી બંદગી કરે છે. ખ્રિસ્તી દેવળમાં લોકો તારા પ્રેમને લીધે, ઘંટ વગાડે છે. ક્વચિત્ હું ખ્રિસ્તી દેવળમાં અને ક્વચિત્ મસ્જીદમાં જાઉં છું, પરંતુ મંદિરે મંદિર હું તારીજ શોધમાં ફરૂં છું. "

**અકબરની શ્રદ્ધા તુટી.**—અકબરની ઈસ્લામ પરની શ્રદ્ધા ઉઠવાનું એક કારણ અબુલફઝલ અને ફૈઝીનો સમાગમ હતો. એ શિવાય, બાળપણુથીજ તેનું લક્ષ સુફીપંથી હાફીઝ કવિ પ્રત્યે ખેંચાયું હતું. સુફીપંથના ઘણા સિદ્ધાન્તો હિંદુ સિદ્ધાન્તોને મળતા છે. વળી તે નાનપણથીજ હિંદુઓના સમાગમમાં આવ્યો હતો. તેનાં જનાનખાનાંની રજપુતાણીઓ હિંદુધર્મ પાળતી તેથી હિંદુ આચાર વિચારથી પરિચિત થવાના અકબરને ઘણા પ્રસંગો મળતા. ધાર્મિક પ્રશ્નો વિષે ઘણો જીજ્ઞાસુ હોવા છતાં એકે ધર્મ-પંથ તેને સંપૂર્ણ સંતોષ આપી શક્યો નહિ. મુસલમાન, હિંદુ, જૈન, જરથોસ્તી, ખ્રિસ્તી આદિ ધર્મના આચાર્યોના વાદવિવાદ તે રસપૂર્વક સાંભળતો, પરંતુ તે એકે સંપ્રદાયનો અનુયાયી થયો નહિ.

**દીને ઈલાહી.**—ઉપર જણાવ્યા મુજબના વાદવિવાદોપરથી અકબરને ખાત્રી થઈ કે દરેક ધર્મમાં પ્રતિભાશાળી વ્યક્તિઓ અને સત્યજ્ઞાન રહેલાં છે; કોઈપણ એક ધર્મ પાસે એ વિષેનો ઈજારો નથી. બાદ અબુલફઝલ અને બીજા અનેક પંડિતોની સહાયવડે તેણે સઘળા ધર્મોનું સત્ત્વ ખેંચાવી ' દીને ઈલાહી ' નામનો નવો પંથ સ્થાપ્યો. ' ઈશ્વર એક છે અને અકબર તેનો દુન્યવિ પ્રતિનિધિ છે ' એ તેનું મુખ્ય સુત્ર હતું. થોડાક દરબારીઓ અને

---

* શેખ ફૈઝી અબુલ ફઝલનો મોટો ભાઈ હતો. તે કવિ અને ફિલસુફ હતો. મુસલમાન છતાં તેનું સંસ્કૃત ઘણું સુંદર હતું એ જાણી આપણને આશ્ચર્ય લાગે છે. પરંતુ એ જમાનામાં ઘણાયે હિંદુઓ એવા હતા કે જે ફારસી ભાષામાં પારંગત થયા હતા અને કેટલાયે મુસલમાનો એવા હતા કે જેણે સંસ્કૃતનો ઉંડો અભ્યાસ કર્યો હતો.

મિત્રો એ પંથમાં સામેલ થયા પરંતુ ઝનુની મુસલમાનોના સખત વિરોધને લીધે એ ધર્મ આગળ ચાલ્યો નહિ અને અકબરના મરણપછી તેનો લોપ થયો.

**સાહિત્ય અને કળાને** આશ્રય આપવાની બાબતમાં તે મોગલકુળના ઘણાખરા બાદશાહોના જેવો જ હતો. નાનપણમાં તેને ભણવા તરફ પ્રીતિ ન હતી અને ઠેઠસુધી તેને લખતાં વાચતાં આવડતું ન હતું. પરંતુ પોતાની પાસે પંડિતો રાખી તેમની પાસે તે સદાયે વંચાવતો અને એ રીતે તેણે કર્ણેન્દ્રિય મારફતે પુષ્કળ જ્ઞાન મેળવ્યું. તેની યાદદાસ્ત અદ્ભુત, અને સમજશક્તિ અતિ તીવ્ર હતી.

તેણે ભેગા કરેલા પુસ્તકાલયમાં ૨૪૦૦૦ હસ્તલિખિત ગ્રન્થો હતા. આ ગ્રન્થો તેણે સારામાં સારા લહીઆઓ પાસે લખાવ્યા, અને સારામાં સારા ચિત્રકારો પાસે તેમાં ચિત્રો મુકાવ્યાં હતા. આમાંના કેટલાક ગ્રન્થો હજુ મોજુદ છે.

રામચંદ્ર વાઘેલાના દરબારમાં તાનસેન નામનો ગવૈયો હતો તેને અકબરે પોતાના દરબારમાં બોલાવી લીધો હતો. તાનસેન આજે જગપ્રસિદ્ધ બન્યો છે. અબુલફઝલનું કહેવું એવું છે કે તેના જેવો ગવૈયો હિંદમાં એક હજાર વર્ષ દરમ્યાન થયો ન હતો.

શિલ્પપર અકબરને ઘણો પ્રેમ હતો અને તેણે બાંધેલાં ફત્તેહપુર સિક્રીનાં અનેક સુંદર મકાનોનાં ખંડીએરો આજે એ વાતની સાક્ષી પુરે છે. એ શહેર બાંધવા પાછળ અકબરે પુષ્કળ પૈસો ખરચ્યો, જો કે ત્યાં રહેવાનું તો થોડાં વર્ષજ થયું.

**અકબરનું ચારિત્ર્ય.**—અકબર ઘણો દયાળુ હતો. છતાં તેને સંત કહી શકાય નહિ. તેનામાં કેટલાક દોષો અને નિર્બળતાઓ હતી. રાજ્યના આરંભમાં, બહેરામખાનની બરતર્ફી પછી-તેના સલાહકાર સારા ન હતા. માળવામાં અપાર સિતમ ગુજારનાર દુષ્ટ પીર મહમદને ઠપકો સુદ્ધાં અપાયો લાગતો નથી. પાછલા ૪૦ વર્ષમાં સર્વ સત્તા અકબરે પોતાના હાથમાંજ રાખી હતી. તેનો ઉદાર સ્વભાવ કંઈક અંશે બગડવાથી તેણે કેટલાંક મૂર્ખાઈ-ભર્યાં કામો કર્યાં હતાં; ઈસ્લામથી તે વિમુખ બન્યો હતો. તેને અફીણનું માઠું વ્યસન હતું. તેનામાં મિથ્યાભિમાનનો કાંઈક અંશ હતો.

આ સઘળા દોષો છતાં તે હિંદના મોટામાં મોટા રાજાઓમાં ગણાવા લાયક છે. અશોક સાથે તેનો મુકાબલો કરી શકાય.

તેનું અંગબળ અદ્દ્ભુત હતું. તેને લીધે અથાગ શક્તિ અને અજબ સહનશીલતાના પ્રયોગો તે કરી શકતો. કસરત અને હાથીઓનો તેને ઘણો શોખ હતો. રોજ સવારમાં વહેલો ઉઠી તે સાડાત્રણ મણ લોઢાની સાંકળ લઈ કસરત કરતો. હાથીની બાબતમાં ગજબજ કરતો. એક હાથીની પીઠપરથી કુદી બીજા ગમે તેવા મસ્તીખોર હાથીની પીઠ પર બેસવું તેને મન બાળકનો ખેલ હતો. નિશાન તાકવામાં તે અચૂક હતો. 'પોલો' ની રમતનો તેને એટલો બધો શોખ હતો કે કોઈ કોઈ વાર રોશની કરાવી તે રાતે પણ ખેલતો.

નિરક્ષર છતાં તેનો માનસિક વિકાસ જેવો તેવો ન હતો. હિંદુઓ પ્રત્યેની તેની સહિષ્ણુતા, તેના ઉત્તમ સુધારા, તેની વ્યવસ્થા-શક્તિ એ સર્વ તેના મનોવિકાસના ચોખ્ખા પુરાવા છે. આ ગુણોવડે તેણે પોતાનો રાજ્ય-લોભ તૃપ્ત કર્યો અને અનેક રાજ્યોને માંડલિક બનાવી અને વિશાળ મુલક મેળવી પોતાની મહત્તા સ્થાપી. મોગલ સામ્રાજ્યનો સાચો સ્થાપક તેજ હતો.

વળી તેની માણસ-પરીક્ષા બહુ સારી હોવાથી તેને વફાદાર સેવકોનો ટોટો ન હતો.

હવે કેવળ એક બે અભિપ્રાયો ટાંકી આ પ્રકરણ અહીં સમાપ્ત કરીશું.

"અકબરના જેવા મહાજ્ઞાની અને પવિત્ર હૃદયના સમ્રાટનાં દર્શન પૃથ્વીએ ભાગ્યેજ કદાપિ કર્યાં હશે."

(રમેશ ચંદ્ર દત્ત).

---

**સમકાલીન મહાન્ વ્યક્તિઓ.** અકબરના જમાનામાં રાણો પ્રતાપસિંહ, તુલસીદાસ અને સુલ્તાના ચાંદબીબી એ ત્રણ વ્યક્તિઓ એવી હતી કે તેમનો અહીં ઉલ્લેખ કર્યા વિના ચાલે એમ નથી.

**રાણો પ્રતાપસિંહ** ઉદયસિંહનો પુત્ર હતો. તેની સ્થિતિ ઘણીજ કફોડી હતી. તે રાજ્યવિનાનો રાજા હતો. રાજસ્થાનના મુખ્ય રાજાઓએ અકબર સાથે સ્નેહસંબંધ બાંધ્યો હતો, તેનું સર્વોપરીપણું સ્વીકાર્યું હતું, અને કેટલાક તો મુસલમાન પણ બન્યા હતા. કેવળ મેવાડના સ્વમાની રાજકુળેજ અકબરની આ નીતિ માન્ય રાખી ન હતી. તેને નમાવવા અકબરે બહુ બહુ

"આવડું મોટું **સામ્રાજ્ય**, આવી અપાર સંપત્તિ, આટલા બધા લડાયક હાથી ઘોડા વગેરે સર્વ કાંઈ હોવા છતાં તેણે પોતાનો નમ્ર સ્વભાવ અને ઈશ્વરભક્તિ તલભાર પણ ઓછી થવા દીધી ન હતી."

( જહાંગીર **બાદશાહ** ).

---

ફાંફાં માર્યાં. **ચિતોડ** લીધું; છતાં ટેકીલા અને શૂરા **સિસોદીઆ**ઓ તેને વશ થયા નહિ. **પ્રતાપે અરવલ્લી**ના દુર્ગમ ડુંગરોમાં વાસ કરી ત્યાંથી મુસલમાનો પર નિરંતર મારો ચલાવ્યા કર્યો. **સલીમ** અને **માનસિંહ**ના સૈન્યને હુલદી-ઘાટ આગળ આંતરી તેણે જે પરાક્રમ કરી બતાવેલું તે આગળ આવી ગયું. **બાદશાહ**નાં મોટાં સૈન્ય આગળ **પ્રતાપ** ઝાઝું ટકી શકયો નહિ. પણ પાછળથી ધીરે ધીરે તેણે **મેવાડ** પ્રાન્ત જીતી લીધો, પરંતુ **ચિતોડ** તેને હાથ ન આવ્યું. અતિશય પરિશ્રમને લીધે ૧૫૯૭માં તેનો દેહાન્ત થયો. અર્વાચીન કાળમાં થએલા **હિંદી** દેશભકતોમાં **પ્રતાપ** ઘણું ઉંચું સ્થાન ભોગવે છે. **અકબર** પણ તેનો અડગ ટેક જોઈ છક થયો હતો. **પ્રતાપે** એવું પણ લીધું હતું કે જ્યાંસુધી **મેવાડ**નો સંપૂર્ણ ઉદ્ધાર નહિ કરૂં ત્યાં સુધી મારે મહેલમાં રહેવું નહિ, દાઢી મુંડાવવી નહિ, ધાતુપાત્રમાં જમવું નહિ, અને તળાઈ પર સુવું નહિ.

**સુલ્તાના ચાંદબીબી.** અહમદનગરમાં **બાળ**રાજા હોવાથી ત્યાં પક્ષા-પક્ષી ચાલતી હતી. એક પક્ષે **મોગલો**ને આમંત્રણ મોકલ્યું; પરંતુ તે આવે ત્યાર પહેલાં **બાળ**રાજાની ફોઈ **ચાંદ**બીબીએ અપૂર્વ તદબીરથી રાજ્યના ઉમરાવોને એકત્ર કર્યો. બાદ તેણે **મોગલ** સૈન્ય સામે બહાદુરીથી બચાવ કર્યો. જાતે હથિયાર સજી, બખતર પહેરી તે શત્રુઓની કતલ કરવા લાગી. શહેરના કોટમાં શત્રુઓએ ગાબડું પાડ્યું તો જાતે ત્યાં ઉભી રહી કોઈ મહા વીરની પેઠે લડવા લાગી. દારૂગોળા ખુટતાં તેણે સોનાચાંદીના દાગીના ગળાવી તેની ગોળીઓ શત્રુ સામે છોડી હતી. **ચાંદ**બીબીના શુરાતન આગળ **મોગ**-લોનું કશું ચાલ્યું નહિ. તેમને પાછા જવું પડ્યું. **અહમદનગર**નાં દુર્ભાગ્યે દુશ્મનનો ભય દૂર થતાં પાછા પક્ષ બંધાયા. ટુંક વખતમાં પ્રાણના ભોગે પણ દેશનું રક્ષણ કરનાર **ચાંદ સુલ્તાના**નું દગાથી ખુન થયું.

તે **બીજા**પુરના રાજા સાથે પરણેલી, પણ ટુંક સમયમાંજ વિધવા બની હતી. આખર સુધી તેણે પવિત્ર જીવન ગાળ્યું હતું. તેના અનુપમ શૌર્યથી, તેની દેશભક્તિ અને રાજનિષ્ઠા વડે તેની કીર્તિ અજરામર બની છે.

## પ્રકરણ ૨૫ મું. જહાંગીર; શાહજહાન.

**જહાંગીરનું આરોહણ.** ૩૭ વર્ષની ઉમ્મરે સલીમ, જહાંગીર (જગતનો જીતનાર) નામ ધારણ કરી ગાદીએ બેઠો. પિતા પ્રત્યે માનવૃત્તિના અભાવ માટે તે કુખ્યાત હતો, અને દૈવે જાણે તેનાપર વેર લેવા એવી અજબ ઘટના ઘડી કે રાજ્યના આરંભમાંજ તેનો પુત્ર ખુશરૂ તેની સામે થયો. ખુશરૂ અને ખુરમ (શાહજહાન) ને અકબર પ્રાણસમાન ગણતો. જહાંગીરના હક્ક ડુબાવી ખુશરૂને ગાદી અપાવવા તજવીજ થએલી તે આપણે જોઈ ગયા.



जहांगीर.

ખુશરૂ અને તેના પક્ષકારોએ લાહોર કબજે કરી બળવો કર્યો. જહાંગીર તરતજ તેની પાછળ પડ્યો અને ત્રણ અઠવાડીઆમાં બળવો શાંત પડ્યો. ખુશરૂ ચિનાબ નદી ઓળંગવાની તૈયારીમાં હતો એવામાં તે પકડાઈ ગયો. જહાંગીરે તેના અનુયાયીઓને ઘણી કડક સજા કરી. ખુશરૂનું અત્યંત અપમાન અને તુચ્છકાર કર્યા બાદ તેને સખત જાપ્તાસાથે બંદીખાને નાંખવામાં આવ્યો. તેના બે મુખ્ય પક્ષકારોને બળદ અને ગધેડાનાં ચામડાંમાં જીવતા સીવડાવી આખા શહેરમાં ઘસડાવ્યા. બીજા સેંકડો બળવાખોરોને એકે સાથે હારબંધ શૂળીઓ પર ચઢાવી દીધા. પાછળથી ખુરમની ખટપટને લીધે લાયક અને સુશીલ ખુશરૂનું મરણ થયું હતું.

---

**તુલસીદાસ.** અકબરી જમાનાના સૌથી મોટા ભક્ત કવિ તુલસીદાસજી બાદશાહના સમાગમમાં આવ્યા લાગતા નથી. હિંદી ભાષામાં તેનું રચેલું રામાયણ બહુ લોકપ્રિય હોઈ આજે પણ હજારો લોકો એ હોંસે વાંચે છે, તથા કંઠે કરે છે. તેમાંના કેટલાક દુહા તો કહેવત રૂપ થઈ પડ્યા છે. એ ઉપરાંત બીજા અનેક ગ્રન્થો તેણે રચ્યા છે. તેણે બંધાવેલું સીતારામનું મંદિર અને મઠ આજે પણ બનારસમાં છે.

**યુદ્ધો.** પિતા કરતાં માનસિક તેમજ નૈતિક દષ્ટિએ ઉતરતો છતાં જહાંગીર મૂર્ખ તો ન હોતોજ. પિતા તરફથી મળેલું રાજ્ય તે સાંગોપાંગ જાળવી શકયો હતો. આરંભમાં તે કાબુલ ગયો હતો અને કેટલાંક વર્ષ પછી ત્યાં થએલો બળવો તેણે સમાવ્યો હતો. સામ્રાજ્યના મધ્યમાં આવેલા પ્રાન્તોમાં તેને ઝાઝી મુશીબત નડી નહિ, પરંતુ રજપુતાના, બંગાળા, દક્ષિણ, અને કાબુલમાં વખતોવખત સૈન્ય મોકલવાં પડતાં.

**જહાંગીરનો રાજ્યલોભ.** જહાંગીરની બે મુખ્ય અભિલાષા હતી; ઓકસસ નદીને પેલે પાર આવેલું પૂર્વજોનું રાજ્ય પાછું મેળવવું, અને આખા દક્ષિણને પોતાની હકુમત હેઠળ આણવું. આ બેમાંથી એકે કામ તે કરી શકયો નહિ. તેનાં સૈન્યો કદી ઓકસસ નજીક જઈ શકયાં નહિ. અકબરે મેળવેલું કંદહાર ઈરાનીઓએ (૧૬૨૨ માં) પાછું જીતી લીધું. જહાંગીરે એ માટે સ્વારી યોજેલી ખરી પણ મોકલેલી નહિ.

દક્ષિણમાં અકબરે અહમદનગર લીધું હતું તે ત્યાંના મલિકંબર નામના હબસી પ્રધાને પાછું જીતી લીધું. તેણે મોગલ સેનાને બુરાનપુર તરફ નસાડી તથા તેનાપર તુટક તુટક મારો ચલાવી થકવી નાંખી. પછી શાહજાદા ખુરમે દક્ષિણ જઈ મલિકંબરને હરાવ્યો અને અહમદનગરનો કિલ્લો લીધો. છતાં દક્ષિણમાં જહાંગીર ઝાઝી પ્રગતિ કરી શકયો નહિ.

બંગાળામાં ઉસ્માનખાન નામના અફઘાને બંડ ઉઠાવ્યું પરંતુ તેનો વધ થતાં બંડ સમી ગયું.

**મેવાડ.** બાબર અને અકબર સામે જેણે ટક્કર ઝીલી હતી, તે મેવાડનો રાણો અમરસિંહ ખુરમને હાથે હાર્યો. ખુરમે મેવાડીઓને ખૂબ તગડ્યા અને તેમની સ્થિતિ છેક ખરાબ કરી નાંખી. અંતે ૧૬૧૪ માં રાણો વશ થયો. "મેવાડની કોઈ કન્યા બાદશાહી કુટુંબમાં નહિ આપવી, મેવાડનો પાટવી કુંવરજ માત્ર દરબારમાં નોકરી કરે," એ શરતે અમરસિંહે જહાંગીરનું સર્વોપરીપણું કબુલ કર્યું. કુંવર કરણ બાદશાહી દરબારમાં ગયો, ત્યાં જહાંગીરે તેને સારો આવકાર આપ્યો.

આ રીતે જમાનાથી ઉંચું માથું રાખનાર મેવાડ નમ્યું; અને એ કાર્યનું અપૂર્વ માન ખુરમને મળ્યું.

**કાંગ્રા.** ( ૧૬૨૦ માં ) પંજાબમાં આવેલો કાંગ્રાનો પ્રખ્યાત અને મજબુત કિલ્લો લેવાયો. આ વિજય માટે જહાંગીર ઘણું અભિમાન ધરાવતો. ત્યાંનું દેવાલય તોડી તેણે મસીદ બંધાવી.

**પ્લેગ.** પંજાબમાં ભયંકર પ્લેગ ચાલ્યો હતો. જહાંગીર એમ માનતો કે એ રોગ પહેલાં હિંદુસ્તાનમાં ન હતો. પંજાબમાંથી એ દિલ્હી, કાશ્મીર, અને અન્ય ભાગોમાં ફેલાયો. હાલની જેમ એ રોગ દરમ્યાન ઉંદરો પણ પડતા.

**નુરજહાન.** ૧૬૧૧ માં મિહરૂન્નિસા નામની ઈરાની સ્ત્રી સાથે જહાંગીરનું લગ્ન થયું એ આ રાજ્યનો સૌથી મોટો બનાવ ગણી શકાય, કેમકે ત્યારપછી એ સ્ત્રીની સત્તા અમર્યાદ બની. જહાંગીરે તેને નુરજહાન ( દુનિયાનું નુર ) નામ આપ્યું. પિતાની હયાતીમાંજ એ તેના પ્યારમાં પડ્યો હતો, પરંતુ અકબરને આ વાત નાપસંદ પડવાથી તેણે એ સ્ત્રીને શેરઅફ્ધાન નામના અમલદાર સાથે પરણાવી બર્દ્વાન મોકલી દીધી. ગાદીએ આવ્યા બાદ શેરઅફ્ધાનનો વધ કરાવી જહાંગીરે તેની વિધવાને પોતાની પાસે બોલાવી લીધી. પરંતુ ચાર વર્ષ વીત્યાં ત્યારપછીજ નુરજહાને લગ્ન માટે હા પાડી. તેને પટરાણી પદ અપાયું અને બાદશાહ તેના કહ્યાસર ચાલવા લાગ્યો. શિક્કાપર જહાંગીર સાથે તેનું નામ પણ છપાયું. અરજીઓ સાંભળી તે ઈન્સાફ કરતી. તેણે પોતાની સત્તાના બળે પોતાના કુટુંબીઓને ચઢાવવા તજવીજ કરી. તેનો બાપ ઈતિમદ્દૌલા અને ભાઈ અસફ્ખાન બન્નેને ઉમરાવ પદ મળ્યાં. મંત્રીઓ તરીખે એ બન્ને શાણા અને સારા નીવડ્યા. તેમની દોરવણી હેઠળ નુરજહાન આખા સામ્રાજ્યનું કામકાજ કરવા લાગી. તે શૂરવીર, દયાળુ અને પરોપકારી હતી. શાહજહાનના આરોહણ પછી તેની સત્તાનો અંત આવ્યો.



नूरजहान.



હૉકીન્સ પહેલા જેઈમ્સનો પત્ર જહાંગીરને આપે છે

પણ શાહજહાને તેને ૨૫ લાખનું સાલિયાણું બાંધી આપ્યું હતું. ૧૬૪૫ માં લાહોરમાં તેનું મરણ થતાં તેને જહાંગીરની કબરમાં દફનાવવામાં આવી.

**ખુરમનો બળવો.** નુરજહાને પોતાની સત્તા કાયમ કરવા માટે ખુરમને પોતાના ભાઈની પુત્રી ( પ્રખ્યાત મુમ્તાઝ મહાલ ) પરણાવી; અને પોતાની પહેલી વારની પુત્રી શાહરિયારને આપી. પહેલાં ખુરમ પર તેની કૃપા હતી, પણ દક્ષિણમાં અને રજપુતાનામાંની જીતોને લીધે તેની કીર્તિ વધી જતાં નુરજહાનને ઈર્ષ્યા આવી અને તેણે શાહરિયારનો પક્ષ લીધો. તેની ખટપટો અને કારસ્થાનોને પરિણામે ખુરમે બળવો કર્યો. પરંતુ બાદશાહી સેનાપતિ મહોબતખાને તેને હરાવ્યો અને ખુરમને માળવા, દક્ષિણ, બંગાળા, બિહાર વિગેરે સ્થળોએ નાસવું પડ્યું. અંતે બાદશાહે તેને માફી આપી, તથા શાહજહાન ( દુનિયાનો રાજા ) એવો ઈલ્કાબ આપ્યો ( ૧૬૨૫ ).

**મહોબતખાનનો બળવો.**—મહોબતખાનની બાદશાહી સૈન્યમાં ઘણી લાગવગ હોવાથી નુરજહાનને તેની પણ ઈર્ષ્યા આવી. આત્મ-રક્ષણ સારૂ મહોબતને બળવો કરવો પડ્યો. ૧૬૨૬માં બાદશાહ અને બાદશાહ-બાનુ કાબુલના પ્રવાસે નીકળેલાં હોઈ લાહોરમાં હતાં એ લાગ સાધી મહોબતખાન થોડા ચુનંદા રજપુત સ્વારો સહિત ત્યાં પહોંચ્યો અને એકાએક બાદશાહને પરહેજ કર્યો. બીજે વર્ષે નુરજહાને ઘણીજ ચતુરાઈથી પતિને મુક્ત કર્યો.

**સર થોમસ રો** નામનો ઇંગ્લેંડના રાજાનો વકીલ જહાંગીરના દરબારમાં આવ્યો હતો. બાદશાહે તેનો સારો સત્કાર કર્યો. તેને અનેક મિજબાનીઓમાં તેડ્યો. તેણે જહાંગીર અને તેના દરબારનું વર્ણન લખ્યું છે. હોકિન્સ નામનો બીજો એક અંગ્રેજ રોથી થોડાં વર્ષ પહેલાં આગ્રા આવ્યો હતો. તેને પણ સન્માન મળ્યું હતું. જહાંગીર તેના પર પ્રસન્ન થયો હતો. બાદશાહ સાથે ખાનપાન માટે તે અનેક વેળા ખુશાલ ખાનામાં જતો અને ત્યાં તે બાદશાહને યુરોપ વિષે વાતો કરતો. બાદશાહે તેને સુરતમાં કોઠી નાંખવાની પરવાનગી આપી હતી.

**જહાંગીરનું મરણ, ૧૬૨૭.**—ગરમીના દિવસોમાં જહાંગીર કાશ્મીર જતો. કાશ્મીર દેશ તેને બહુજ ગમતો. ૧૬૨૭માં ત્યાંથી પાછા ફરતાં માર્ગમાં તેનું મરણ થયું. લાહોરમાં તેની સુંદર કબર છે.

**જહાંગીરનું ચારિત્ર્ય.**—મહમદ તઘલખની પેઠે, જહાંગીરમાં વિરોધી ગુણોનું મિશ્રણ હતું. દયા અને ક્રૂરતા, ન્યાયીપણું અને ધુનીપણું, સભ્યતા અને પશુવૃત્તિ, પરિપકવ બુદ્ધિ અને છોકરવાદી–આવા વિરોધી ગુણોનું અજબ સંમિશ્રણ તેનામાં હતું. પોતાના ન્યાયપ્રેમ માટે તેને બહુ અભિમાન હતું. કોમ અથવા સ્થિતિના ભેદભાવ વિના સૌને સરખો ઈન્સાફ મળે એ તેની અભિલાષા હતી. ખુન માટે એક ઉમરાવને દેહાંતદંડ થયો તે વિષે બાદશાહ લખે છે કે "આવાં કામોમાં અપરાધી શાહજાદો છે કે ઉમરાવ છે એ ખ્યાલ મારા મનમાં ન આવે એવું હું પ્રભુ પાસે માંગું છું." તેની સજાઓ ઘણી કડક હતી. ખુશરૂના અનુયાયીઓની તેણે કેવી વલે કરી હતી તે આપણે જોઈ ગયા. તેનાં શરીરનો બાંધો સુંદર અને મજબુત હતો. મર્દાઈની રમતોનો તેને ઘણો શોખ હતો.

કુદરત તેમજ કળાનો તે શોખીન હતો. તેની ચિત્રપરીક્ષા ઉત્તમ પ્રકારની હતી. સારાં દશ્યો અને સુંદર ફુલો તેને આનંદ આપતાં.



શાહ જહાન.

જુવાનીમાં તે બગડ્યો હતો. મોહ અને શરાબીએ તેના સર્વ સદ્‌ગુણો પર પાણી ફેરવ્યું હતું. બાદશાહ બન્યા પછી નુરજહાનના સમાગમથી તેણે પોતાનું વર્તન કાંઈક બદલ્યું લાગે છે. પિતાની રાજનીતિ અને વ્યવસ્થા ઘણીખરી કાયમ રાખી, તેણે મોગલ સામ્રાજ્ય અણીશુદ્ધ જાળવી રાખ્યું.

**શાહજહાનનું આરોહણ.** જહાંગીરના મરણસમયે તેના બે પુત્રો હયાત હતા. મોટો ખુરમ એ સમયે છેક દક્ષિણમાં હતો. **શહરિયાર લાહોર** આવી પહોંચ્યો; પરંતુ તેનામાં ચાલાકી ન હોવાથી તેણે આ અણીના અમુલ્ય પ્રસંગનો લાભ લીધો નહિ. વળી **શાહજહાનના** સસરા અને હિતસ્વી **અસફખાનની** ચતુરાઈ આગળ તે સાવ તુચ્છ હતો. **અસફખાને** ખુશરૂના પુત્ર દાવરબક્ષ બુલાખીના નામની આણ તુરતાતુરત ફેરવી, **શહરિયારને** કેદ પકડ્યો અને તેની આંખો ફોડાવી નાંખી. દરમ્યાન **શાહજહાન** રાજધાની તરફ પુરપાટ પ્રયાણ કરતો હતો, અને

આગ્રા પહોંચતાંજ તેણે **બાદશાહ**પદ ધારણ કર્યું, તથા પોતાની ગાદી નિષ્કંટક બનાવવા તેણે ખાનગીમાં એવો હુકમ કર્યો કે ગાદી માટે દાવો કરી શકે એવા તમામ નર-કુટુંબીઓને ઠાર કરો. આ આસુરી આજ્ઞાનો સંપૂર્ણપણે અમલ થયોજ હશે. **દાવરબક્ષ** ઈરાન નાસી છુટ્યો હતો. આ રીતે લોહીની નીકોમાં પગ મુકી **શાહજહાન** તખ્તનશીન થયો.

**દક્ષીણનાં યુદ્ધ.** પિતા અને પિતામહની પેઠે **શાહજહાન**ને પણ **ઓક્સસ** પારના પ્રદેશો તથા દક્ષિણ જીતવાની તીવ્ર અભિલાષા હતી. **જહાંગીર** કરતાં તે વધારે ફત્તેહમંદ થયો. દક્ષિણમાં ૧૬૩૦–૧૬૩૬ દરમ્યાન **ખાનજહાન લોદી** નામના અમલદારે બળવો કર્યો હતો. દક્ષિણનો સુબેદાર હોઈ તે **અહમદનગર**ના ઉમરાવો સાથે મળી ગયો હતો. **બાદશાહી** સૈન્યે તેની સજડ પૂંઠ લીધી; તે હાર્યો અને માર્યો ગયો. ૧૬૩૨ માં **અહમદનગર** રાજ્ય ખાલસા થયું. ત્યારબાદ **બીજાપુર** રાજ્ય તાબે થયું. આ રાજ્યના અંત સમયે **શાહજાદા ઔરંગઝેબ**ને હાથે **બીજાપુર** અને **ગોવળકોંડા** બન્ને પરાભવ પામવાની તૈયારીમાં હતાં એવામાં પિતાની ભયંકર માંદગીના સમાચાર મળવાથી **ઔરંગઝેબ**ને તાબડતોબ ઉત્તર તરફ જવું પડ્યું હતું.

**અફઘાનીસ્તાનમાં યુદ્ધ.** વેપાર તેમજ યુદ્ધકળાની દૃષ્ટિએ **કંદહાર અફઘાનીસ્તાન**નું સૌથી મોટું શહેર હતું. **ઈરાન, હિંદુસ્તાન** વચ્ચેના રાજમાર્ગનું એ નાકું હતું. તેથી એનો કબજો લેવા ઈરાનીઓ અને **મોગલો** સદાયે ઝઘડતા. એક વાર ઈરાનના હાથમાં, તો બીજી વાર **મોગલો**ના કબજામાં એવી એની હાલત હતી. **શાહજહાન**ના રાજ્ય દરમ્યાન ઈરાનીઓએ કંદહાર સર કર્યું (૧૬૪૯). **બાદશાહે** એ પાછું મેળવવા જીવતોડ મહેનત કરી. ત્રણ ત્રણ જબરી સ્વારીઓ મોકલી. પહેલી બેમાં **ઔરંગઝેબ**, અને ત્રીજીમાં **બાદશાહ**નો મોટો અને માનીતો પુત્ર **દારા** સેનાપતિ હતો. ત્રણે પ્રસંગે **મોગલો**એ એ શહેરને ઘેરો ઘાલ્યો. પરંતુ **ઔરંગઝેબ** અને **દારા** બન્નેને પરાજયનાં કડવાં ફળ ચાખવાં પડ્યાં. હાર કબુલ કરવી પડી. આ પરાજય ઘણા ખર્ચાળ નીવડ્યા કેમકે એ ત્રણ સ્વારીઓમાં બાર કરોડ રૂપિઆ જેટલો ખર્ચ થયો હતો. છેલ્લા પ્રયાસમાં નિષ્ફળ થયા પછી **મોગલો**એ કંદહાર લેવા ફરી મહેનત કરી નથી.

**ગુજરાતમાં દુકાળ.**—૧૬૩૦–૩૨ ના ગાળામાં દક્ષિણ અને **ગુજરાત**માં ભયંકર દુકાળ પડ્યો હતો. જમીનપર જ્યાં ત્યાં મુડદાં નજરે પડતા.

લોકોનો ભૂખમરો ઘણોજ સખત હતો. તેની સાથે રોગ પણ ફાટી નીકળ્યો હતો. સુરતમાં આથી ઘણાં મોત નીપજ્યાં હતાં. **શાહજહાને** આ સમાચાર સાંભળી થોડીક મહેસુલ માફ કરી, દોઢેક લાખ રૂપિયા ધર્માદામાં વાપર્યા, અને કેટલેક ઠેકાણે રસોડાં ખોલાવ્યાં, એવું **બાદશાહનામાનો** લેખક લખે છે. આટલાથી દુકાળપીડિત લોકોની ભુખ નહિ ભાંગી હોય એ સહેજે સમજી શકાય એમ છે.

**પોર્ટુગીઝનો પરાભવ.**—અકબર અને જહાંગીર બન્નેની યુરોપી વેપારીઓ પર કૃપા હતી. **પોર્ટુગીઝ** લોકોએ હુગલી મુકામે **બાદશાહી** પરવાનો લઈ કોઠી સ્થાપી હતી. **શાહજહાને** તેમનો નાશ કર્યો. તેમનાં કર્મો પણ એવાં હતાં. દરિયાપર ચાંચીયાનો ધંધો કરવા ઉપરાંત જે લોકો તેમના પંજામાં સપડાતા તેમને તેઓ વટલાવતા તથા ગુલામ તરીખે વેચતા. પોતાનાં **સામ્રાજ્યમાં** પરદેશીઓ આવા અત્યાચાર કરે એ **શાહજહાન** સહન કરી શકયો નહિ. તેણે હુકમ કર્યો કે એ કાફરોને દેશમાંથી કાઢો. ૧૬૩૨ માં બાદશાહી ફોજે હુગલીપર ઘેરો નાંખ્યો. કિલ્લામાંના કેટલાક નદીમાર્ગે નાસી છુટ્યા, અને બાકીના કેદ પકડાયા. તેમને **આગ્રા** લઈ જઈ ઘણી કડક સજા કરવામાં આવી. હુગલીનું **પોર્ટુગીઝ** થાણું ઉઠી ગયું.

**શાહજહાનનું ચારિત્ર્ય અને તેની રાજ્યવ્યવસ્થા.**—શાહજહાનનાં લશ્કરી પરાક્રમો, તેની જાહોજલાલી, અને તેની સુંદર રાજ્યવ્યવસ્થા છતાં તેનાં ચારિત્ર્યવિષે હાલ ઘણો મતભેદ છે. આરંભમાં તે દ્વેષી, ખટપટી, અને ક્રૂર હતો પરંતુ ત્યાર પછીનાં તેનાં જીવનમાં ઘણો ફેર થયો લાગે છે. દયા, મમતા, મનની મોટાઈ, ન્યાયપ્રિયતા એવા ગુણો તેનામાં પ્રગટ થયા હતા. શૌર્ય, મુત્સદ્દીપણું અને રાજકાજ માટે તો તેણે શરૂઆતથી જ નામ કાઢ્યું હતું. કેટલાક અર્વાચીન લેખકો તેને દયાહીન, લોભી, વિષયી અને હત્યારો ગણે છે.



मुमताज़ महाल.

રાજ્યવ્યવસ્થામાં **શાહજહાન** ઘણો ચોક્કસ હતો. **જાહેર રાજમાર્ગો** સાવ નિર્ભય બને તે સારૂ એ ખાસ ચિવ્વટ રાખતો. પ્રસિદ્ધ મુસાફર ટેવર્નિયર કહે છે કે " **શાહજહાન** પોતાની પ્રજાને પુત્રવત પાળે છે. તેની રાજ્યવ્યવસ્થા એવી સુંદર છે કે દેશભરમાં સર્વત્ર ચોરલુંટારાનો ભય ટળ્યો છે. અમલદારોના અત્યાચાર પણ અટકયા છે. પ્રજાની સુખસમૃદ્ધિનો પાર નથી." ખેતી અને વાણીજ્ય ઘણાં આબાદ હતાં. તેના વજીરોમાં **અસફખાન** અને **સાદુલ્લાખાન અલ્લામી** પ્રખ્યાત છે. **સાદુલ્લાખાન** જેવા હોશિયાર અને પ્રમાણિક પ્રધાનો ઇતિહાસમાં કવચિત્ કવચિત્ જ માલમ પડે છે. **ઔરંગઝેબે** પણ તેની ઘણી તારીફ કરી છે. **શાહજહાનની** સુવ્યવસ્થા ઘણે અંશે આ વજીરને આભારી હતી.

" **શાહજહાનના** સમયમાં જમીનની ફળદ્રુપતા ઘણી વધી. **અકબરના** વખતમાં જે જમીનની ઉપજ ત્રણ લાખ હતી, તેનીજ ઉપજ **શાહ જહાનના** વખતમાં દશ લાખની થઈ હતી. રાજ્યનો વિસ્તાર અત્યંત હતો છતાં ફરિયાદો એટલી થોડી હતી કે અઠવાડીએ એક દિવસ એ કામમાટે બસ હતો."

( **રાજા બહાર મલ** )

" યોદ્ધા તરીખે, કાયદા કાનુનના ઘડનાર તરીખે **અકબર** ભલે મોટો કહેવાય, પરંતુ મુલ્કી અને મહેસુલી બંદોબસ્ત કરી પ્રત્યેક ખાતાંની વ્યવસ્થા બાંધી આપવામાં **શાહજહાનની** બરાબરી કરે એવો બીજો **બાદશાહ** આજ સુધી થયો નથી." ( **ખાફીખાન** ).

" **શાહજહાનની** કારકીર્દિ દરમ્યાન **મોગલ સલ્તનત** જાહોજલાલીની ટોચે અડી હતી. તેના સમયમાં દેશમાં જે શાન્તિ, સુવ્યવસ્થા, અને આબાદી હતી તેવી પહેલાં કદી નહતી. **રાજસ્થાનના** માંડલિક રાજા **બાદશાહી** હુકમ પાળવાને પહેલાં કદી આટલા તૈયાર ન હતા. દરબારી ઠાઠ, બાદશાહી સત્તા, સંપત્તિ અને સન્માનની બાબતમાં **શાહજહાનની** બરાબરી કરે એવો બીજો **મોગલ બાદશાહ** થયો નથી." ( **એલ્વન** )

ધર્મની બાબતમાં તે **અકબર** અને **જહાંગીર** જેટલો ઉદાર ન હતો. **ધર્મચુસ્ત ઇસ્લામી** ગણાવાની ઇચ્છાથી તેણે **હિંદુઓનાં** નવાં બંધાએલા મંદિરો તોડાવવા હુકમ કર્યા હતા ( ૧૬૩૨ ). એકલા **બનારસ** જીલ્લામાં ૭૬ મંદિરોને જમીનદોસ્ત કરવામાં આવ્યાં હતાં.

**શાહજહાનનો ખજાનો.**—શાહજહાનનો ખર્ચ લખલુટ હતો છતાં તેની તિજોરી ભરપુર હતી. તેનાં રાજ્યના અંતે ૭ કરોડ રોકડ અને ચોવીશ કરોડનું જરઝવેરાત બાદશાહી ખજાનામાં હતું. **શાહ**જહાન ગાદીએ આવ્યો ત્યારે **સા**મ્રાજ્યે શાંતિનાં શુભ ફળ મેળવ્યાં હતાં. વળી તે જમાનાના ધનિકમાં ધનિક **બા**દશાહ **અ**કબરની દોલતનો વારસો તેને મળ્યો હતો. **અ**કબરની મહેસુલી પદ્ધતિને લીધે રાજ્યની તિજોરી છલાછલ ભરાઈ ગઈ હતી, જહાંગીરના સમયમાં વસુલ વધતી ગઈ, અને આરોહણસમયે **શાહ**જહાન અખુટ દ્રવ્યનો માલિક બન્યો. **મુ**ર્શીદ **કુ**લીખાન નામનો મહા ચતુર મહેસુલી અધિકારી તેની સેવામાં હતો. તેણે દક્ષિણમાં ઉત્તરના જેવી જમાબંધી થોડા ઘણા સ્થાનિક ફેરફારો સહિત દાખલ કરી. **ટો**ડરમલે જે સેવા **અ**કબરની બજાવી તે સેવા **મુ**ર્શીદ **કુ**લીખાને **શાહ**જહાનની બજાવી. પરિણામે **શાહ**જહાનનું મહેસુલ **અ**કબર કરતાં દોઢું થઈ ગયું.

આવા અખુટ ખજાનામાંથી **શાહ**જહાને, જે સુંદર ઈમારતો આજે જગતનું ચિત્ત હરી રહી છે અને જેને લીધે **શાહ**જહાનની કીર્તિ દેશદેશાન્તરમાં થઈ છે તે બંધાવી. એ વિષે આગળ ઉલ્લેખ કરીશું. તેના દરબારની ભવ્યતા પણ અલૌકિક હતી. '**મ**યૂરાસન' અથવા '**ત**ખ્તે **તા**ઉસ' નામનું સિંહાસન તેણે પોતાને માટે બનાવ્યું હતું તેમાં કરોડો રૂપિયા ખરચ્યા હતા તેની કારીગરી અને દેખાવ પણ તેવાંજ હતાં.

**શાહજહાનના પુત્રો.** **શાહ**જહાનને ચાર પુત્રો હતા,—**દા**રા, **સુ**જા, **ઔ**રંગઝેબ અને **મુ**રાદ. ૧૬૫૭ માં તે સખત માંદો પડ્યો ત્યારે આ ચારે પુખ્ત ઉમ્મરે પહોંચેલા **શાહ**જાદાઓએ તખ્ત મેળવવા તજવીજ કરી. અનુભવી અને ચતુર **શાહ**જહાને તેમની અંદર સલાહસંપ જાળવવા દરેકને મોટા મોટા પ્રાન્તોની **સુ**બેદારી આપી એકમેકથી વેગળા કર્યા હતા. પરંતુ **બા**દશાહની માંદગીના સમાચાર મળતાંજ તેઓએ એકમેકનો વિનાશ આદર્યો.

**ભાઈ ભાઈનાં યુદ્ધ.** મદ અને મિથ્યાભિમાનથી ભરેલા **સુ**જાએ પહેલ કરી **બં**ગાળામાં પોતાની આણ ફેરવી; **મુ**રાદે **અ**મદાવાદમાં તેનું અનુકરણ કર્યું. સાવધ અને દરબારી દાવપેચમાં કુશળ **ઔ**રંગઝેબે હાલ તરત કશો બાદશાહી ડોળ કર્યો નહિ. **સુ**જા પોતાનાં સૈન્યને મોખરે રહી રાજધાની તરફ ધસ્યો, પરંતુ **દા**રાએ તેને મારી હઠાવ્યો. **ઔ**રંગઝેબે એવું ઉછાંછળું પગલું

ભર્યું નહિ. મીઠા શબ્દો વડે તેણે **મુ**રાદને પોતાના પક્ષમાં લીધો. કરોળીઆએ કપટ જાળ પાથરી અને તેમાં મૂર્ખ અસાવધ માખી ઉઘાડી આંખે સપડાઈ. ભોળો **મુ**રાદ **ઔ**રંગઝેબનો પ્રેમ જોઈ અર્ધો અર્ધો થઈ ગયો. બન્નેનાં સંયુક્ત સૈન્ય ઉત્તર તરફ વધ્યાં. **દા**રા બાદશાહી ફોજ લઈ આવ્યો તો ખરો પરંતુ **સ**મુગઢની ઝનુની લડાઈમાં તેનો પરાજય થયો.

**સ**મુગઢની જીત પછી **ઔ**રંગઝેબના હુકમથી વૃદ્ધ **બા**દશાહને નજરકેદ થઈ અને જીંદગીનાં બાકીનાં આઠ વર્ષ તેણે પોતાના **આ**ગ્રાના મહેલમાં કેદી તરીખે ગાળ્યાં. **શાહ**જાદી **જ**હાનઆરા તેની સાથે રહેતી.

દરમ્યાન **ઔ**રંગઝેબ હરીફોનું નિકંદન કરવામાં રોકાયો હતો. અત્યારસુધી તે **મુ**રાદને **બા**દશાહને લાયકનું માન આપતો. **મુ**રાદ એમજ માનતો કે મારો ભાઈ મને ગાદી અપાવવાજ આ સઘળો પરિશ્રમ ઉઠાવે છે. પરંતુ હવે પડદો ખોલવાનો, ભ્રમ ફોડવાનો વખત આવ્યો. **મુ**રાદને મિજબાનીમાં બોલાવી ખૂબ દારૂ પાઈ છેક બેભાન બનાવી બંદીખાને નાંખવામાં **ઔ**રંગઝેબને ઝાઝી મુશ્કેલી નડી નહિ. બે વર્ષ કેડે કાંઈક બહાનું હાથ લાગતાં તેનો વધ કરવામાં આવ્યો. **મુ**રાદને બંદીખાને નાંખી **ઔ**રંગઝેબ **દા**રાની પૂંઠે પડ્યો; તેને હરાવી કેદ કરી તેના પણ **મુ**રાદના જેવા, તેથીયે બૂરા હાલ કર્યા. **દા**રાની હાલત તેના પૂર્વજ **હુ**માયુન કરતાં પણ ખરાબ બની હતી. એ કમનશીબ **શાહ**જાદાને સગા ભાઈને હાથે કુતરાને મોતે મરવું પડ્યું હતું. **દા**રા સુફીપંથી હોઈ તેના ધાર્મિક વિચાર **અ**કબરના જેવાજ હતા. **સુ**જાએ થોડો તો ટકાવ કર્યો પરંતુ પછીથી **ઔ**રંગઝેબના બાહોશ સેનાપતિ **મી**રજુમ્લાએ તેને હરાવી **આ**રાકાન તરફ નસાડ્યો. ત્યારપછી તેનું શું થયું તે જણાતું નથી.

આ પ્રમાણે **ઔ**રંગઝેબે ગાદી મેળવી. પરંતુ જે હાથમાં રાજદંડ આવ્યો તે ભાઈભાંડુના લોહીથી ખરડાએલો હતો. **શાહ**જહાને ગાદીએ આવતી વેળા ભાઈ ભત્રીજાનો નાશ કર્યો હતો ખરો, પરંતુ **ઔ**રંગઝેબે તો તે કર્યા ઉપરાંત પિતાને જીવતાં જીવત કેદ કરી, ‘ બાપથી બેટા સવાયો ’ એ કહેવત સાચી કરી બતાવી.

**શાહ**જહાનનું મરણ થતાં તેને **તા**જમહેલમાં તેની પ્રિયતમ રાણી **મુ**મતાઝ મહાલની કબરમાં દફનાવવામાં આવ્યો.



THE TĀJ MAHAL
ताज महाल,

મુમતાઝ મહાલ નુરજહાનની ભત્રીજી હોઈ ઘણી રૂપાળી હતી. વળી તેનામાં જેવું રૂપ હતું તેવાજ ગુણો હતા. **શાહજહાન** તેને અત્યંત ચાહતો. તેને ઉપરોક્ત ચાર પુત્રો, તથા **જહાનઆરા** અને રોશનઆરા નામની પુત્રીઓ હતી.

**મોગલોની શિલ્પકળા.** મોગલાઈ દરમ્યાન શિલ્પને ઘણું ઉત્તેજન મળ્યું હતું, **શાહજહાને** તો તેમાં હદ કરી હતી. **બાબર** અને **હુમાયુન** બન્નેને એ વિષેનો શોખ હતો. તેમણે ઘણી ઈમારતો બંધાવી હતી, પરંતુ તેમાંની ઘણીખરી નાશ પામી છે. **અકબરને** બાંધકામ પર પ્રીતિ હતી અને તેણે પોતાના પિતાની ભવ્ય કબર દિલ્હી નજીક બંધાવી તે **મોગલ** શિલ્પનો એક ઉત્તમ નમુનો છે. **ફત્તેહપુર સિક્રીની** ઈમારતો સર્વ-સ્તુત્ય છે. **સિકંદ્રામાં** **જહાંગીરે** યોજેલી અને બંધાવેલી **અકબરની** કબરની કલ્પના અલૌકિક છે. જહાંગીરના જમાનાની અન્ય કૃતિઓ ઘણીખરી **લાહોરમાં** છે.

**શાહજહાનનાં** બાંધકામ न भूतो न भविष्यति જેવાં છે. પોતાની વહાલી **બેગમ મુમતાઝ** મહાલની છેવટની માંગણી મુજબ આગ્રામાં તેની અપૂર્વ બંધાવી તેજ **તાજ** મહેલના નામે મશહૂર છે. આ ઈમારતની સુંદરતા અને ભવ્યતાનું યથાર્થ શબ્દ ચિત્ર ચિતરવું અશક્ય છે. સૌ કોઈએ જીંદગીમાં એક વાર તો એનાં દર્શન કરવાંજ કરવાં. તેને માટેની સામગ્રી દૂર દૂરના દેશોમાંથી મંગાવી હતી. કારીગરોની ફોજની ફોજ રોકયા છતાં તેને બાંધતાં બાવીશ વર્ષ થયાં હતાં. તેની પાછળ નવ દશ કરોડ ખર્ચાયા લાગે છે. આજે પણ આખા જગતમાં એની બરાબરી કરે એવી કોઈ ઈમારત નથી. **જમનાને** તીરે આવેલો આ **તાજમહેલ**† આખી દુનિયાને **મોગલ** જાહોજલાલીનું સ્મરણ કરાવે છે.

આ ઉપરાંત **શાહજહાને દિલ્હી** શહેર ફરી બંધાવી તેનું નામ **શાહજહાનાબાદ** પાડ્યું હતું. અનેક જળાશયો, નહેરો, મસ્જીદો, અને મહેલો તેના સમયમાં બંધાયાં હતાં. તેના સમયનું ચિત્રાલેખન પણ મનોહર હતું. આ કળાને પણ **મોગલો** સારૂં ઉત્તેજન આપતા.

---

† કવિ ન્હાનાલાલ એ વિષે લખે છે કે,

> " પ્રેમની કવિતા કેરો, કે એ જાહોજલાલી નો;
> સૌન્દર્યનો, કલાનો, કે મુતાજ એ મતાઝનો ?"



DIWÂN-I-KHÂS OF DELHI PALACE

दिवान-इ-खास.

## પ્રકરણ ૨૬ મું. ઔરંગઝેબ.

૧૬૫૮ માં ગાદીએ આવતી વેળા **ઔરંગઝેબ**ની ઉમ્મર ૪૦ વર્ષની હોઈ, તે શરીરે તેમજ બુદ્ધિમાં પરિપકવ, અને મુલ્કી તેમજ લશ્કરી કામમાં પાવરધો હતો. તેની દઢ માન્યતા એવી હતી કે ગમે તે ભોગે સ્વધર્મનો ઉદ્ધાર કરવો એ મારી ફરજ છે. તેનાં અર્ધી સદીના રાજ્યનો સારાંશ એ છે કે મુખ્યત્વે **હિંદુ** ધર્મ પાળનારી પ્રજાવાળા વિશાળ **સામ્રાજ્ય**માં મુસલમાન ઉલ્માના સિદ્ધાન્ત મુજબ રાજ્ય ચલાવવાના પ્રયાસમાં તે નિષ્ફળ ગયો.

**દેખીતી ફત્તેહ.** **ઔરંગઝેબ**ના અમલનું ઉતાવળું અને ઉપરઉપરનું દર્શન કરનારાને તે સૌથી સફળ **બાદશાહ**, અને તેના વખતનું **મોગલ સામ્રાજ્ય** સત્તા અને કીર્તિની ટોચે પહોંચેલું કદાચ માલમ પડે. તેનાં રાજ્યમાં બનેલા મુખ્ય બનાવોની ટુંકી નોંધ અનર્થ કરાવે, ભ્રમમાં નાંખે, એમ છે. દાખલા તરીખે, **બંગાળા**ના સુબેદાર **મીરજુમ્લા**એ **આસામ**પર ચઢાઈ કરી. ત્રણ વર્ષ બાદ **ઔરંગઝેબ**ના મામા **શાઇસ્તખા**ને **આરાકાન** જીત્યું અને જોડ્યું. બીજા ૭ વર્ષ વીત્યાં પછી **બાદશાહી** સૈન્યે **સત્નામીઓ**નો બળવો દાબી દીધો, અને તેમને **નારનોળ** આગળ ( દિલ્હી નજીક ) હરાવ્યા. વળી ૭ વર્ષ કેડે **ઔરંગઝેબે** **રજપુતો** સામે કમ્મર કસી, તેમનો દેશ આગ અને તરવાર વડે વેરાન બનાવ્યો, અને દેખીતી ફત્તેહ મેળવી. બાદ પોતાના બળવાખોર પુત્ર **અકબર**ને હરાવી **દક્ષિણ** અને ત્યાંથી ઈરાન તરફ નસાડ્યો. ૧૬૮૫ માં તેણે **બીજાપુર** જીતી જોડ્યું. આ શિવાય ૧૬૬૪–૧૭૦૭ સુધીના ૪૩ વર્ષના ગાળામાં તેને **મરાઠાઓ** સાથે અનેક યુદ્ધ થતાં હતાં. અન્ય શત્રુઓની જેમ **મરાઠાઓ** સામે તેને ઘણી ફત્તેહ મળી નહિ; પરંતુ સાથે એમ પણ ન કહેવાય કે તે તેમને હાથે હાર્યો. તેની હયાતી દરમ્યાન **સામ્રાજ્ય**ની સમતા જળવાઈ રહી હતી. આ રીતે પિતા તરફથી મેળવેલો વિશાળ મુલક તેણે અણીશુદ્ધ જાળવી રાખ્યો એટલુંજ નહિ પણ **બીજાપુર**, **ગોવળકોંડા**નાં રાજ્યો ખાલસા કરી રાજ્યમાં વધારો કર્યો હતો. છેક દક્ષિણે વસતા **પાલીગારો** પણ તેને ખંડણી ભરતા થયા હતા. તેના મરણ સમયે **મોગલ સામ્રાજ્ય હિમાલય**થી **કાવેરી**, અને **પૂર્વ–સમુદ્ર**થી **પશ્ચિમ–સમુદ્ર** સુધી જામ્યું હતું.

**ઔરંગઝેબની દેખીતી આબાદી સિદ્ધ કરવા બીજો એક પુરાવો એ હતો** કે રાજ્યની વસુલમાં અતિશય વધારો થયો હતો. ફક્ત મહેસુલમાંથી ૪૮ કરોડ રૂપિયાની આવક હતી. કુલ ઉપજ સવા અબજ જેટલી હતી. આ રીતે બહારનું સ્વરૂપ જોતાં, તેની હકુમત હેઠળનો વિશાળ મુલક, અને તેની અઢળક ઉપજ બન્નેપરથી એવું અનુમાન નીકળે કે **ઔરંગઝેબ મોગલોમાં** સૌથી ફત્તેહમંદ **બાદશાહ** હતો.



**औरंगझेब.**

**વાસ્તવિક નિષ્ફળતા.** પરંતુ ઉપર કહેલી બાબતો છતાં **ઔરંગઝેબનું** રાજ્ય વાસ્તવિક રીતે નિષ્ફળ છે. તેની બુદ્ધિ, ધૂર્તતા, ચતુરાઈ, યુદ્ધશક્તિ આદિ ઉંચી કોટીનાં હતાં એ આપણે કબુલ કરીએ, તથાપિ તેને હાથે કેટલીક ગંભીર ભુલો થએલી હોવાથી તે **સામ્રાજ્યની** પડતીનાં બીજ વાવનારો ગણાય છે. આ પડતી તેની હયાતીમાં નહિ પણ તેના મરણપછી તરતમાંજ આવી.

**નિષ્ફળતાનાં કારણોઃ-વહેમી સ્વભાવ.—ઔરંગઝેબ** પોતાની આસપાસના પુરૂષોનો કદી વિશ્વાસ કરતો નહિ. તેના સંખ્યાબંધ બાતમીદારો તેને ઝીણામાં ઝીણી વાતો અને વિગતોની બાતમી મોકલતા. તે અમલદારોની ઉપરાઉપરી બદલીઓ કર્યા કરતો અને તેમને તેમની જાગીરોથી દૂર રાખતો. વળી તેમનાં બાળબચ્ચાંને જામીનરૂપે રાજધાનીમાં રાખતો. સગા દીકરાઓનો પણ તેને ભરોસો ન હતો. **શાહજાદાઓ** સાથે તે ઉપર કહ્યા જેવુંજ વર્તન રાખતો. બેવફાઈના સહેજ વહેમ પરથી તેણે પોતાના બીજા પુત્રને ૭ વર્ષ સુધી કેદમાં નાંખ્યો હતો. આવી નીતિનું સામાન્ય પરિણામ એ આવ્યું કે આખું વાતાવરણ વહેમ અને અણવિશ્વાસ ભર્યું બન્યું અને આ સ્થિતિમાં ખરા દિલની વફાદારી ન સંભવે એમાં જરાયે નવાઈ નથી. **મનુષ્યને વશ કરવામાટે ડર કરતાં પ્રેમનો પંથજ ઉત્તમ છે.**

**ધાર્મિક નીતિ.**—ઔરંગઝેબની નિષ્ફળતાનું સૌથી મોટું કારણ ધર્માંધતા હતું. મનુષ્ય ધર્મચુસ્ત હોય એ સૌને ગમે, પરંતુ જો તે અન્યધર્મીઓને કેવળ ધર્મભેદને સબબે કનડે તો એવો પુરૂષ સર્વદા નિંદાપાત્ર છે. ઔરંગઝેબનાં જીવનમાંની કોઈ પણ વસ્તુ,—તખ્ત, સ્નેહ, કે વિલાસ,—તેને હિસાબે ઈસ્લામી ધર્મના અક્ષરેઅક્ષર પાલન આગળ તુચ્છ હતી. હિંદુઓને તે કાફર ગણતો; શિયાઓને તે અધમ માનતો. આવા વિચારોને લીધે તેણે રજપુતાના તેમજ દક્ષિણના હિંદુઓની શત્રુતા વહોરી લીધી, અને બીજાપુર, ગોવળકોંડા સામે લડીને મોગલ બળ નિર્બળ બનાવ્યું.

**સાધારણ હિંદુઓની શત્રુતા.**—અકબર, જહાંગીર, અને શાહજહાને પોતાની હિંદુ પ્રજા સાથે અખત્યાર કરેલી ધર્મછુટની ઉદાર નીતિ ઔરંગઝેબે ગાદીએ આવતાંજ બંધ કરી. લગભગ એક સદીથી વિસારે મુકાએલા ધાર્મિક અત્યાચારો પુનઃ આરંભી તેણે ઘણાં હિંદુ મંદિરો અને પાઠશાળાઓને જમીનદોસ્ત કરાવ્યાં. આથી પંજાબમાં સત્નામીઓએ બંડ કર્યુ પરંતુ અતિશય સખ્તાઇથી તે દાબી દેવાયું. ત્યારપછી હિંદુઓ સામેના જાપ્તા ઘટવાને બદલે વધારે આકરા થયા. મહેસુલખાતામાંના તમામ હિંદુ અમલદારોને રજા આપી, તેણે જજીયાવેરો પાછો ચાલુ કર્યો. રજપુત–મોગલો વચ્ચે લગ્નસંબંધથી રજપુત રાજાઓની મૈત્રી મેળવવાની દીર્ઘ દૃષ્ટિ ભરી નીતિ બંધ થઈ. હિંદુઓને મુલ્કી વહીવટ તેમજ લશ્કરી નોકરીમાંથી કાઢવામાં આવ્યા. આ રીતે આખા સામ્રાજ્યમાં હિંદુઓ અપમાનિત થયા, અને તેઓ નિમકહલાલ મિત્ર મટી અતૃપ્ત, અને મોગલ ધુંસરી ફેંકી દેવા ઇંતેજાર બન્યા.

**રજપુતોની શત્રુતા.**—આ રીતે બાદશાહ અને રજપુતો વચ્ચેના સંબંધ છેક ખરાબ થઈ ગયા હતા, તેવામાં ઔરંગઝેબે મારવાડના માજી રાજા જશવંતસિંહના કુંવરોને પકડાવી મુસલમાન બનાવવા પ્રયાસ કરી આખા રાજસ્થાનનું રાષ્ટ્રીય અપમાન કર્યું. અંબર શિવાયના તમામ રજપુત રાજ્યો રાષ્ટ્રની ઇજ્જતના રક્ષણમાટે ખડાં થયાં. રજપુતાના પર ચઢાઈ થઈ; ધર્માંધતા અને ઝનુનથી ભરેલા મુસલમાનોએ હિંદુ દેવાલયોનો નાશ કર્યો, અને એ કમનશીબ પ્રજાપર નિર્દય અને નિકંદનકારક યુદ્ધની સઘળી ભયંકર આફતો આવી પડી. ઘણા ચઢીઆતા શત્રુબળ આગળ રજપુતોને નમવું પડ્યું. ૧૬૮૧ માં સંધી થઈ. પરંતુ આ વિરામ રજપુત

યુદ્ધનો અલ્પ વિરામ જ હતો. જે રજપુતો એક સમયે સામ્રાજ્યના સબળા સ્તંભો હતા તે હવે કટ્ટામાં કટ્ટા શત્રુ બન્યા. ઔરંગઝેબના આખા રાજ્ય દરમ્યાન રજપુતોનો ખળભળાટ ચાલુજ રહ્યો. તેમણે શત્રુસામે તુટક તુટક હુમલાનો મારો ચાલુ રાખ્યો. પરિણામે ઔરંગઝેબને વિશાળ અને ખર્ચાળ સૈન્ય રણમાં રાખવું પડતું, છતાં રજપુતોની થકવી નાંખનારી યુદ્ધનીતિને લીધે આ મોટું સૈન્ય બીનઉપયોગી નીવડતું. મોગલ પ્રતિષ્ઠા દિન પર દિન ઉતરવા લાગી અને અંતે રજપુતોની શત્રુતાએ મોગલ સામ્રાજ્યના પાયા હચમચાવી નાંખ્યા.

**દક્ષિણના હિંદુઓની શત્રુતા.**—રજપુતાનાના જેવીજ દુઃખદ સ્થિતિ દક્ષિણમાં મોટા પ્રમાણમાં થઈ હતી. અહીં મહારાષ્ટ્રનો વીર અને મરાઠી રિયાસતનો સ્થાપક ક્રમે ક્રમે પોતાનું બળ શી રીતે જમાવતો હતો તેની સવિસ્તર હકીકત આગળ આવશે. મોગલ સામ્રાજ્યની પડતી અને વિનાશમાટે બીજા કોઈ એક પુરૂષ કરતાં શિવાજી વધારે કારણભૂત હતો. ઔરંગઝેબના ધાર્મિક જુલમોને લીધે તે હિંદુઓનું સુંદર સંગઠન કરી શકયો હતો. તેની સામે ઔરંગઝેબે પોતાના સારામાં સારા સેનાપતિ શાઇસ્તખાનને મોકલ્યો હતો, પરંતુ તેને દક્ષિણમાંથી અપમાનિત થઈ પાછા જવું પડ્યું હતું. ત્યારબાદ મરાઠા મોગલ વચ્ચે ઘણાં વર્ષોસુધી યુદ્ધ ચાલ્યાં હતાં. તેમાં મરાઠાઓ રજપુતોના જેવીજ યુદ્ધનીતિએ લડ્યા હતા. વ્યવસ્થિત લડાઈ તેઓ કરતા નહિ. અંતે મોગલો થાકયા હતા.

ઔરંગઝેબની નિષ્ફળતા અને શિવાજીની સફળતાનાં કારણો નીચે મુજબ છે.—

## ક. સામસામા સૈન્યોનો તફાવત.

| | |
|---|---|
| ૧. મોગલ સૈન્ય પ્રચંડ અને બેબંધ હોવાથી ધીમી ગતિજ કરી શકતું. | ૧. શિવાજીની ટુકડીઓ પ્રમાણમાં નાની હોવાથી ટુંક વખતમાં લાંબી મજલ કરી શકતી. ઘણી વાર તેઓ બીલકુલ અણધારી જગાએ અને બીલકુલ અણધારેલે વખતે ચઢી આવતા, અને તેટલાજ ઓચિંતા અલોપ થઈ જતા. |

૨. **મોગલ** સૈન્ય વિશાળ હોવાથી તેની સાધનસામગ્રીનું કામ મહા કઠણુ હતું; તેમાં વળી **મરાઠાઓ** આજુબાજુના પ્રદેશ ઉજ્જડ કરી તેમનાં સાધનો કાપી નાંખતા, એટલે મુશ્કેલીઓનું શું પુંછવું ?

૨. **મરાઠાઓ**ને આવી મુશ્કેલી હતીજ નહિ. દરેક સૈનિક પોતાને થોડાક દિવસ ચાલે એટલું ભાથું પોતાનાં અંગપર જ રાખતો.

૩. એશઆરામમાં બાયલા બનેલા **મોગલો** **મરાઠાઓ**ની બરાબરી કરી શકે એવા ન હતા.

૩. **મરાઠાઓ** મજબુત તથા પહાડી હતા, સાદાં જીવન ગાળતા, અને શારીરિક શ્રમથી ટેવાએલા હતા.

## ખ. સેનાપતિઓનો તફાવત.

૧. **ઔરંગઝેબ** વહેમી હોઈ સરદારોપર ભરોસો રાખતો નહિ. પરિણામે તેઓ મન મુકી લડતા નહિ.

૨. **ઔરંગઝેબ** મિત્રોને શત્રુ બનાવી પોતાની સ્થિતિ છેક ખરાબ કરી નાંખતો. **મરાઠાઓ**ના શત્રુ **બીજાપુર** અને **ગોવળકોંડા**ને પાંખમાં ઘાલવાને બદલે તેણે તેમનો નાશ કર્યો.

૧. **શિવાજી**ને અનુયાયીઓનો તન-મન-ધનનો ટેકો હતો. તેમની નિમકહલાલી નમુનેદાર હતી. ઉપરાંત યુદ્ધવિદ્યામાં **શિવાજી** જેવો તેવો ન હતો. વ્યવસ્થિત લડાઈઓથી સંભાળપૂર્વક અળગા રહી તે તુટક તુટક હુમલાઓથી શત્રુને થકવી નાંખતો.

આ સઘળી હકીકતો એકની નિષ્ફળતા અને બીજાની સફળતા શી રીતે થઈ તે બરાબર સમજાવે છે. **દક્ષિણ**માં થએલી નિષ્ફળતા **રજપુતાના**માંની કરતાં યે ખરાબ હતી. **બાદશાહ**નાં મરણ પછી **શિવાજી**ના સ્થાપેલા નવા **હિંદુ** રાજ્યે **મોગલાઈ**ની સામે થવામાં પહેલ કરી હતી.

**બીજાપુર અને ગોવળકોંડા**ના રાજાઓ **શિયાપંથી** હોવાથી **ઔરંગઝેબ** તેમને ધર્મશત્રુ ગણતો. ૧૬૮૧માં તેમની તેમજ **મરાઠાઓ**ની સત્તા તોડવા તથા આખા **દક્ષિણ**ને **સુન્ની** અધિકાર હેઠળ આણવાના હેતુથી તે **દક્ષિણ**માં સ્વારી લાવ્યો. **મરાઠાઓ** સામે તે બહુ ફાવ્યો નહિ, એનું વર્ણન

આગળ આવશે. ૧૬૮૬ માં **બીજાપુર**ને એક વર્ષના ઘેરા પછી જીત્યું. તેની સુંદર રાજધાની **બીજાપુર** મોગલોને હાથે પાયમાલ થઈ. **બીજાપુર**નું સ્વતંત્ર રાજ્ય ફીટી ગયું. બીજે વર્ષે **ગોવળકોંડા**ના એજ હાલ થયા. શસ્ત્રબળમાં ન ફાવતાં લાંચ રૂશ્વત વડે શત્રુના આદમીઓ ફોડી અંતે **ઔરંગઝેબે ગોવળકોંડા** સર કર્યું. રાજધાનીના પતન સાથે એ આખું રાજ્ય **મોગલ સામ્રાજ્ય**માં સામેલ થયું.

પરંતુ રાજકીય દષ્ટિએ **બીજાપુર-ગોવળકોંડા**ની જીત મહાદોષ ગણી શકાય. એ રાજ્યો ઘણાં જુનાં હોઈ તેમને માટે લોકોનાં દિલમાં કાંઈક પુજ્યભાવ હતો. **બાદશાહ** સલુકાઈથી તેમની સાથે વર્ત્યો હોત તો તેઓએ તેને **મરાઠાઓ** સામે સહાય કરી હોત. તેઓ પણ **મુસલમાનો** હતા. આ **દક્ષિણી સલ્તનતો** તુટવાથી **મોગલ** પ્રતિષ્ઠાને ભારે ધોકો લાગ્યો, કેમકે હવે **મરાઠાઓ**ને સ્થાનિક શત્રુઓનો ભય ન હોવાથી તેઓ **મોગલો** સામે એકાગ્રચિત્તે લડવા લાગ્યા. વળી **બીજાપુર-ગોવળકોંડા**ના છુટા થએલા સૈનિકોનાં ટોળેટોળાં **મરાઠી** રાજ્યની નોકરીમાં રહી **મોગલો** સામે પોતાને થએલા અપમાનનું વેર વાળવા લાગ્યા. અંતે **ઔરંગઝેબ**નાં આર્થિક સાધનો એટલાં બધાં ઘટી ગયાં અને તેની મુંઝવણ એટલી બધી વધી ગઈ કે વીશ વીશ વર્ષની અખંડ મહેનત પર પાણી ફેરવી તેને વીલે મોંઢે **અહમદનગર** ભાગી જવું પડ્યું. અહીં ૧૭૦૭ માં ૮૮ વર્ષની બુઝર્ગ ઉમ્મરે તેનું મરણ થયું. તેની સાદી કબર **દોલતાબાદ** પાસેનાં એક ગામડામાં છે.

**ઔરંગઝેબના ગુણદોષ.**—અંતકાળ સમયે આ મહાન **મોગલે** પોતાના પુત્રોને ખેદજનક અને નિરાશાદર્શક પત્રો લખ્યા હતા તે પરથી લાગેછે કે **ઔરંગઝેબ**ને પોતાનાં કૃત્યો માટે અત્યંત પસ્તાવો થયો હતો.—"મેં અસંખ્ય અપરાધ કર્યા છે, તેને માટે મારે કેવી સજા ખમવી પડશે તેની મને ખબર નથી....આ દુનિયામાં આવ્યો ત્યારે મારી સાથે કંઈ લાવ્યો ન હતો અને જાઉં છું ત્યારે કંઈ લઈ જતો નથી. માત્ર મનુષ્ય તરીખે કરેલાં પાપનું પોટલું લેતો જાઉં છું......અધિકારમાં જે સમય ગયો છે તે માત્ર શોકજ પાછળ મુકયો છે. હું રાજ્યનો રક્ષક થયો નથી. મારો કિમતી વખત એળે ગયો છે." તેની રાજનીતિ અને તેનાં વર્તન વિષે ગમે તેવી સખત ટીકા કરનારને પણ આવા હૃદયના સાચા ઉદ્ગાર વાંચી એ વૃદ્ધ **બાદશાહ** માટે દયા આવ્યા વિના રહે નહિ.

મનુષ્ય તરીખે જોવા જઈએ તો તેનામાં ઘણા ઉત્તમ ગુણો હતા. તેના વીરત્વ, રણકુશળતા, ઉદ્યોગ અને સાદાઈ ઉંચી કોટીનાં હતાં. તેના જેવો ઉદ્યોગી અને ધર્મપરાયણ **બાદશાહ** ભાગ્યે જ થયો હશે. ઝીણામાં ઝીણી બાબતો પણ તે જાતે એંશી વર્ષની ઉમ્મરે પણ પતાવતો. પરંતુ ધર્માંધતા અને વહેમીપણાના મહાદોષોએ તેના સઘળા ગુણોપર પાણી ફેરવ્યું હતું.

**ઔ**રંગઝેબના છેલ્લામાં છેલ્લા ચરિત્રલેખક **પ્રોફેસર જદુનાથ સરકાર** એને વિષે કહે છે કે—" હઠીલો, દુરાગ્રહી, અને સંશયી હોવા છતાં મહત્તા મેળવી આપનારા કેટલાક ગુણ તેનામાં હતા. શિક્ષક, સેનાપતિ, વજીર, હાફેજી જેવા એકાદ ઓહ્વામાટે તે ઘણો યોગ્ય હતો. પરંતુ લાખો અને કરોડો મનુષ્યોના હૃદય ઉપર અમલ કરવાનું જે **બા**દશાહનું કર્તવ્ય છે તે માટે તે નાલાયક હતો. તેનું ખાનગી જીવન સાદું અને પવિત્ર હતું......પ્રત્યેક વાત પોતે કરવી એ દુરાગ્રહને લીધે અમલદારો કેવળ યંત્ર સમાન બન્યા હતા. તેમની બુદ્ધિના વિકાસમાટે, તેમની ચતુરાઈના પ્રકટીકરણમાટે સ્થાન ન હતું. તેના પુત્રો બુદ્ધિશાળી છતાં તેના વહેમી સ્વભાવને લીધે તેમની અંગત હોશિયારી અને ચાલાકી નાશ પામી હતી. અંતઃકરણ કઠણ હોઈ તેને દયાની લાગણી બીલકુલ થતી નહિ. શરણે આવેલા શત્રુ સાથે ઉદારતાથી વર્તવું, ખાનગી વ્યવહારમાં મળતાવડાપણાથી લોકોમાં ભળવું એ **અ**કબરશાહના ગુણોનો **ઔ**રંગઝેબમાં છાંટો યે ન હતો. લલિત કળાઓનો તેણે ત્યાગ કર્યાથી તેને માટે આનંદનું સ્થાન રહ્યું ન હતું. લોકોના સુખદુઃખની તેને કદી પરવા ન હોવાથી તેનું સઘળું જીવન નીરસ થઈ પડ્યું હતું. ટુંકમાં કહીએ તો પચાશ વર્ષની કારકીર્દિ દરમ્યાન તેણે પોતાના રાજ્યના વિનાશની સંપૂર્ણ તૈયારી ઉત્તમ પ્રકારે કરી રાખી હતી."

**અકબર અને ઔરંગઝેબ.—ઔ**રંગઝેબની નિષ્ફળતાનું મહત્ત્વ બરાબર સમજવા તેનો **અ**કબર સાથે મુકાબલો કરીશું. **અ**કબરે **મોગલ સામ્રાજ્ય** સ્થાપ્યું હતું ત્યારે તેના પ્રપૌત્રે એ રાજ્યના વિનાશનાં બીજ વાવ્યાં.

### બન્ને મહાન વિજેતા હતા.

| | |
|---|---|
| **અ**કબરે **સામ્રાજ્ય**ની સીમા **હિ**માલયથી **અ**હમદનગર, તથા **બં**ગાળથી **ઓ**કસસ સુધી પહોંચાડી હતી. | **ઔ**રંગઝેબના અમલમાં **સા**-મ્રાજ્ય ઠેઠ **કા**વેરી સુધી પહોંચ્યું હતું. છેક દક્ષિણમાં વસતા **પા**લીગારો પણ તેને ખંડણી ભરતા. |

## પરંતુ વિજેતા તરીખે યે અકબર વધારે મોટો હતો.

અકબરને બધી બાજુની આફતો હતી. તેનું સૈન્ય નાનું તથા થોડા વખત પરજ શેરશાહને હાથે હારેલું હતું; જીતવાનો મુલક વિશાળ હતો; ધાર્મિક ભેદને લીધે આરંભમાં હિંદુઓ અને મુસલમાનોને તે ગમતો નહિ. આ સઘળી આફતો પાર કરી તે સફળ બન્યો.

ઔરંગઝેબને ગાદીએ આવતી વેળા આવી કોઈ આફત ન હતી.

## બીજી બાબતોમાં તેઓ વચ્ચે બહુ ફેર હતો.

શાણો રાજનીતિજ્ઞ હોઈ અકબરે પોતાનાં ખંડીઆ રાજાઓને તાબે કર્યાં, પણ છુંદી ન નાંખતાં તેમને મિત્રો બનાવ્યા. હિંદુઓને અનેક ઉપાયે શાંત પાડ્યા અને હિંદુ-મુસલમાન વચ્ચે લગ્નસંબંધ બાંધવાની હિમ્મતભરી અને ફત્તેહમંદ નીતિ શરૂ કરી. રજપુત રાજાઓને વશ કરી તેમની સાથે મૈત્રી બાંધી. તેમને મુલ્કી વહીવટ તેમજ લશ્કરમાં મોટી મોટી જગાઓ આપી. પરિણામે હિંદુઓ અને મુસલમાનો સાથે રહી સામ્રાજ્યના શત્રુઓ સામે લડ્યા.

રાજકીય દૃષ્ટિએ ઔરંગઝેબ ઘણી ટુંકી બુદ્ધિનો હતો. બીજાપુર ગોવળકોંડાની સલ્તનતો તોડી તેણે દક્ષિણમાં મુસલમાન નામ હલકું પાડ્યું. ધર્માંધતાને લીધે હિંદુઓની શત્રુતા વહોરી; તેમનાં મંદિરો તોડ્યાં, જજીયાવેરો ચાલુ કર્યો, અને મુલ્કી વહીવટ તેમજ લશ્કરમાંથી હિંદુઓનો પગ કાઢ્યો. પરિણામે રજપુતો અને મરાઠાઓ તેની સામે થયા અને તેનાં રાજ્યના અંતમાં મોગલ સામ્રાજ્યે અધઃપાત અને વિનાશનો માર્ગ માપવા માંડ્યો. ઔરંગઝેબ ધર્મપાલનમાં ચુસ્ત હતો, એ કબુલ, અને આજે મુસલમાનો તેને જે માન આપે છે તે પણ ઠીક છે. પણ બાદશાહ તરીખે તે સાવ નિષ્ફળ હતો.

## પ્રકરણ ૨૭ મું. મોગલ સામ્રાજ્યની પડતી.

૧૫૨૬ થી ૧૭૦૭ સુધીના ગાળામાં થયેલા ૭ બાદશાહો મહાન મોગલો લેખાય છે. તેમના વંશજો તેમના કરતાં હલકી પંક્તિના પુરૂષો હોઈ મોટા

સામ્રાજ્યની લગામો હાથમાં રાખવા નાલાયક હતા. ક્રમે ક્રમે **સામ્રાજ્યનું** વૃક્ષ જીર્ણ થયું અને ખવાતું ચાલ્યું અને અંતે ૧૮૫૮ માં તે જડમૂળથી ઉખડી જમીનદોસ્ત બન્યું. દોઢસો વર્ષના આ પડતીના કાળના આપણે અનુકૂળતાની ખાતર બે વિભાગ પાડીશું; પહેલો ૧૭૦૭–૪૮, અને બીજો ૧૭૪૮–૧૮૫૮ સુધીનો.

**૧૭૦૭ માં સામ્રાજ્યની હાલત.**—**ઔ**રંગઝેબના લાંબા રાજ્ય દરમ્યાન લડતનું કામ નિરંતર ચાલુ રહેલું હોવાથી **મો**ગલ સૈન્ય હાંફી ગયું હતું. જામેલા દુશ્મનના દૃઢ સંકલ્પબળને લીધે **મો**ગલોની લશ્કરી પ્રતિષ્ઠા છેક હલકી પડી ગઈ. વળી **ઔ**રંગઝેબના ધાર્મિક અત્યાચારોને લીધે જ્યાં ત્યાં અસંતોષનાં બીજ વવાયાં હતાં. **હિં**દુઓ કટ્ટા શત્રુ બન્યા હતા. ઉપરાંત **બી**જાપુર ગોવળકોંડાનો નાશ કરી **ઔ**રંગઝેબે પોતાને હાથે **સામ્રાજ્ય**પર કુહાડો માર્યો હતો. પરિણામે તેના મરણસમયે સર્વત્ર અશાંતિ, ઉંચાનીચી, અને ખળભળાટ નજરે પડતાં હતાં. **અ**કબરે જે જુદી જુદી કોમોને સુંદર રીતે એકત્ર કરી હતી, તે કોમો અત્યારે પરતંત્રતાથી અધીરી બની **સામ્રા**જ્યમાંથી અળગી થવા એકકે પગે થઈ હતી.

**બાદશાહોની નાલાયકી.**—પડતા **સામ્રા**જ્યના **બા**દશાહો નાલાયક રાજ્યકર્તા હતા. પહેલા બે, **બ**હાદુરશાહ* અને **જ**હાંદારશાહ **ઝુ**લ્ફીકરખાન

* છેવટના મોગલોની વંશાવળી.



-નામના બળવાન ઉમરાવના કહ્યા મુજબ ચાલતા. તે પછીના ચાર બાદશાહોના સમયમાં '**સૈયદ ભાઈઓ**' નામના બે સાહસિક, તેજસ્વી, અને રાજભક્ત પુરૂષોના હાથમાં રાજ્યની મુખ્ય લગામ હતી. **સૈયદ હુસેન** બિહારનો, અને તેનો ભાઈ **સૈયદ અબ્દુલ્લા અલ્હાબાદનો સુબેદાર** હતો. તેમણે ઝુલ્ફીકરખાનને હરાવી, જહાંદારશાહને કેદ કરી ફરૂખશિયરને ગાદીએ બેસાડ્યો. આ ઉપકારના બદલામાં નવા **બાદશાહે** એક ભાઈને સેનાપતિ અને બીજાને વજીર નીમ્યો. તેમની સત્તા ઘણી વધી જવાથી ઘણા ઉમરાવો તેમના દુશ્મન બન્યા. ખુદ **બાદશાહને** તેમની સત્તા રૂચતી ન હતી. પરિણામે ઉપર કહેલા બન્ને પક્ષો વચ્ચે તકરાર થઈ, **સૈયદો** જીત્યા, અને ફરૂખશિયરને પદભ્રષ્ટ કરવામાં આવ્યો. બાદ **સૈયદભાઈઓએ બાદશાહી** કુળના બે બાળકોને અનુક્રમે ગાદી આપી, છેવટે **મહમદશાહને** ગાદીએ બેસાડ્યો. આ રીતે **ચાર** બાદશાહો તેમની સહાયથી ગાદીએ આવેલા હોવાથી તેઓ ઇતિહાસમાં "**બાદશાહ બનાવનાર**" કહેવાય છે.

**મહમદશાહને** પણ તેમનો અંકુશ નાપસંદ પડવાથી તેણે સ્વતંત્ર થવાની તજવીજ ચલાવવા માંડી. દરમ્યાન તેમના શત્રુઓ ઘણા વધી ગયા હતા. આખરે એક ભાઈ **બાદશાહના** કપટનો અને બીજો ઉમરાવોના કોપનો ભોગ થઈ પડ્યો.

ઉપર કહેલા કેવળ નામધારી બાદશાહોને સુસ્થાપિત અને સુવ્યવસ્થિત રાજ્ય મળ્યાં હોત તો પણ તેઓ નિષ્ફળ નીવડત. તો પછી **ઔરંગઝેબની** કૃતિઓને લીધે નીપજેલી અંધાધુંધી અને અવ્યવસ્થા તેઓ કેમજ સુધારી શકે ? તેમની નાલાયકીએ અધોગતિનો વેગ વધારી દીધો.

**આંતારક ઝઘડાથી** પણ **સામ્રાજ્ય** ચીરાઈ જતું હતું. આ ઝઘડાનું એક કારણ તો ગાદી-વારસામાટે થતી ઉપરાઉપરી ઝપાઝપીઓ હતી. એને લીધે દેશમાં અરાજકતા વ્યાપતી અને **સામ્રાજ્યની** ઇમારત દોદળી થઈ જતી. વળી **સીખ** લોકોએ **સામ્રાજ્યની** સમતા હચમચાવી નાંખી.

**સીખપંથ.**—પંદરમી સદીમાં **ગુરૂ નાનકે સીખ** પંથ સ્થાપ્યો હતો એ આપણે જોઈ ગયા. એના વિચારો કબીરના જેવા જ હોઈ તેના પંથમાં હિંદુ અને **મુસલમાન** બન્ને ધર્મોનું અજબ મિશ્રણ હતું. તેનું **મુખ્ય** પુસ્તક '**ગ્રન્થ સાહેબ**' છે. પાછળથી પરિસ્થિતિ બદલાતાં સત્તરમી સદીમાં તેઓને

શાંત જીવન છોડી શસ્ત્રો લેવાં પડ્યાં. **મોગલો**નો તેમનાપર જુલમ થતાં તેઓ **મોગલાઈ**ના પ્રગટ શત્રુ બન્યા. આ બીના **જહાંગીર**ના રાજ્યમાં બની હતી. સત્તરમી સદીના આરંભથી **સીખ** ગુરૂઓએ ધર્મક્ષેત્ર છોડી રાજદ્વારી બાબતોમાં માથાં મારવા માંડ્યાં હતાં.

**ખાલસા.**—**ઔરંગઝેબ**ના સમયમાં તેમના પરના અત્યાચાર વધતા જવાથી તે વખતના **સીખ ગુરૂ ગોવિન્દસિંહે** સ્વધર્મની રક્ષા સારૂ તમામ **સી**ખોનું લશ્કરી મંડળ બનાવ્યું. ઉત્તમ પ્રકારની લશ્કરી તાલીમ લેવી એ **સી**ખોની ધાર્મિક ફરજ છે એમ નક્કી કરવામાં આવ્યું. આ પ્રમાણે ઉભું થએલું **સી**ખ સૈન્ય '**ખાલસા**' ( ઐક્ય ) ને નામે ઓળખાયું. આ પ્રકારની વ્યવસ્થા થવાથી, તથા મૂળથીજ નાતજાતનો ભેદ ન હોવાથી **સી**ખોમાં એક ઓર જાતનું બળ આવ્યું.

**સી**ખ અને **મુસલમાનો** વચ્ચે ધાર્મિક કારણોને લીધે પુષ્કળ ટંટા થતા. **ઔ**રંગઝેબના સૈન્યે **ગુરૂ ગોવિન્દ**ને થકવી નાંખ્યો. બાદ એક **પઠાણ**ને હાથે તેનું ખુન થતાં **સી**ખો આવેશમાં આવી ગયા. **બંદા** નામના **સી**ખ સરદારે **મોગલાઈ** સામે બળવાનો ઝુંડો ઉઠાવ્યો. પોતા પર વીતેલા અત્યાચારો સંભારી સંભારી **સી**ખોએ **મુસલમાનો** પર વેર લીધું. મસીદો તોડી, મુલ્લાંઓને માર્યા, એક પછી એક શહેરો લુંટ્યાં, અને જરાએ દયા આણ્યાવિના રૈયતની એક સરખી કતલ કરી નાંખી. આખરે **બહાદુરશાહ** જાતે તેમની સામે ગયો. ફરૂખશિયરના રાજ્યમાં **સી**ખોની સખત હાર થઈ. **બંદા** કેદ પકડાયો અને તેને અતિ અમાનુષી રીતે મારી નાંખવામાં આવ્યો. હજારેક બીજા **સી**ખો પણ કતલ થયા.

**હિંદુ રાજ્યો.**—વળી આખા **સામ્રાજ્ય**માંના **હિંદુ**ઓ **મોગલો**ની ઝુંસરી ફેંકી દેવા ઉત્સુક બન્યા હતા. પ્રથમ સ્વતંત્ર બનનાર **રજપુતો** હતા (૧૭૦૯). **મરાઠા**ઓ તેમના પછી સ્વતંત્ર બન્યા. તેમણે દક્ષિણમાંના **મોગલ** પ્રાન્તોમાં ચોથ ઉઘરાવવા માંડી ( ૧૭૧૮ ). ત્યારબાદ તેઓ મુલક જીતવાનું કામ લઈ બેઠા અને ૧૭૩૮ માં થએલા **સિરોન્જ**ના તહનામા મુજબ તેમને **માળવા** અને **નર્બદા-ચંબલ** વચ્ચેનો પ્રદેશ મળ્યો. ૧૭૪૦ ની લગભગમાં મોટા મોટા **મરાઠા** સરદારોની ઉન્નતિ થઈ અને **પેશ્વા, હોલ્કર, સિંધીઓ, ભોંસલે** અને **ગાયકવાડ**ના રાજ્યવંશો સ્થપાયાથી **મોગલ સામ્રાજ્ય**ની સીમા પાછી હઠી ગઈ.

**નિઝામ રાજ્યની ઉત્પત્તિ.**—દરમ્યાન ખુદ **મોગલ સામ્રાજ્યમાં** પણ સ્વતંત્ર રાજ્યો ઉભાં થતાં ગયાં. **ચિન કિલિચખાન** નામનો તુર્કી ઉ રાવ દક્ષિણનો સુબો હતો. થોડોક વખત તેણે દિલ્હીમાં વજીર તરીખે કા કર્યું પણ ૧૭૨૩થી વજીરી છોડી તે દક્ષિણમાં આવ્યો. કાર્યકુશળ અ રાજ્યલોભી હોઈ તે **સામ્રાજ્યને** બેવફા નીવડ્યો. **બાદશાહતની** નિર્બળ નીહાળી તેણે પોતાના વંશ માટે રાજ્ય સ્થાપ્યું, જે આજે **નિઝામનું રાજ** કહેવાય છે. તેને **મોગલાઈ** તરફથી '**અસોફજા**' અને '**નિઝામુલ્મુલ્ક**' ખિતાબ મળ્યા હતા અને એ નામેજ તે પ્રસિદ્ધ છે. **અયોધ્યાનો સુબેદ સાદતખાન**, અને **બંગાળાનો અલીવર્દીખાન** પણ પ્રસંગ જોઈ સ્વતં બન્યા. ઉપરાંત **ત્રિચિનોપલ્લી, મૈસોર, મલબાર, ત્રાવણકોર** અને **કોચીન** સ્વતંત્ર હિંદુ રાજ્યો હતાં.

**બહારના હુમલા.**—આ રીતે ફુટેલા ઘરની દશા ભોગવતા **મોગ સામ્રાજ્ય** ઉપર બહારનો એક ભયંકર ફટકો આ અરસામાં પડ્યો જે લીધે **મોગલાઈ** છેક વિનાશની અણીપર આવી રહી. ઈરાનની ગાદીએ આ બળે ચઢેલો જગપ્રસિદ્ધ **નાદિરશાહ** જબરદસ્ત સૈન્ય લઈ **હિંદુસ્તાનપર** ચ આવ્યો. ઈતિહાસકારોને એવો વહેમ છે કે **નિઝામુલ્મુલ્ક** અને **સાદતખા** તેને સ્વાર્થી હેતુથી બોલાવ્યો હતો. તેઓ **સામ્રાજ્યના** સાચા ભક્ત ન હત **નાદિરશાહ** દિલ્હી આવ્યો અને **બાદશાહી** સૈન્ય હાર્યું. બાદ નગરવાસીઓ તરફથી કાંઈક અપમાન થતાં તેણે દિલ્હી શહેરની 'કત્લે આમ' ચલા જેની હકીકત વાંચતાં આજે યે કમકમાટી ઉપજે છે. હજારો મનુષ્યોનો થઈ ગયો. શહેરમાં લોહીની નીકો વહી. છેવટે આંસુભરી આંખો સહિ **મહમદશાહ નાદિરશાહ** પાસે ગયો અને હાથ જોડી માફી માંગી, ત્ય **નાદિરે** પોતાના સૈનિકોને બોલાવી લઈ કતલબંધ કરાવી. બાદ **મહમદશાહ** પોતાને હાથે તાજ પહેરાવી તે સ્વદેશ ચાલી ગયો. જતી વેળા તે અઢળ દ્રવ્ય તથા **શાહજહાને** બનાવેલું જગજાહેર અને અમુલ્ય મુલ્યનું **મયૂરાસ** તથા કેટલુંક ઉત્તમ ઝવેરાત લઈ ગયો. **પંજાબ, સિંધ** અને **કાબુલ** તે પોતાનાં ઈરાની **સામ્રાજ્યમાં** સામેલ કર્યાં.

ઉપર દર્શાવેલાં વિવિધ કારણોને લીધે ૧૭૪૮માં **મહમદશાહના** મર સમયે મહાન **મોગલ** સામ્રાજ્ય ઘટીને ફક્ત ત્રણસો માઈલ લાંબુ અને માઈલ પહોળું બની ગયું.

**છેલ્લા પાંચ નામધારી બાદશાહો.**—૧૭૪૮–૧૮૫૮ સુધીના ૧૧૦ વર્ષમાં **સામ્રાજ્ય**ની પડતી ચાલુ રહી. **નાદિરશાહ** પછી ઈરાનની ગાદીએ આવનાર **અહમદશાહ અબ્દાલી**એ ૧૭૪૭માં **હિંદ**પર હુમલો કર્યો પરંતુ **મોગલ** સૈન્યે તેને મારી હઠાવ્યો. **મોગલો**ની આ છેલ્લી જીત હતી. પરાજિત થએલો **શાહ** ખંત રાખી બીજી બે વાર ચઢી આવ્યો તેથી પડતા **સામ્રાજ્ય**ને મહા હાની થઈ. ૧૭૬૧માં તેણે **મરાઠાઓ**ને પાણીપતની પ્રખ્યાત લડાઈમાં હરાવ્યા. પરિણામે **મરાઠી સામ્રાજ્ય**માં જે અંધાધુંધી થઈ રહી તેની અસર **મોગલાઈ** પર પણ થઈ. **મરાઠાઓ**ને હરાવી **અહમદશાહે દિલ્હી** લુંટ્યું. ૧૭૬૧ પછી થએલાં અનેક પ્રતિસ્પર્ધી રાજ્યો, તેમની માંહોમાંહેની મારામારીઓ, **હિંદીઓ**માં દેશભક્તિનો અભાવ, વિગેરે સંજોગોનો લાભ લઈ **અંગ્રેજો**એ **હિંદ**માં પોતાની સત્તા શી રીતે જમાવી એ વાત આગળ આવશે. છેલ્લા ત્રણ **બાદશાહ** માત્ર નામના જ હતા; તેમને ન હતાં રાજ્ય અને ન હતી રૈયત. તેઓ કેવળ **અંગ્રેજ**નાં પેન્શન ખાનારા હતા. ૧૮૫૭ના બળવા સમયે **તૈમૂરવંશ**ના અંતિમ **બાદશાહ મહમદ બહાદુરશાહ અંગ્રેજો**ના શત્રુઓ માટે લાગણી ધરાવે છે એવો શક જવાથી તેને પદભ્રષ્ટ કરી **રંગુન** મોકલવામાં આવ્યો, જ્યાં પાંચ વર્ષ કેડે તેનું મરણ થયું. તેના બે પુત્રો અને એક પૌત્રને **હોડસન** નામના **અંગ્રેજ** સૈનિકે બંદુકની ગોળી વડે વીંધી નાંખ્યા હતા. આ રીતે **તૈમૂરવંશ** સમાપ્ત થયો.

## પ્રકરણ ૨૮ મું. મોગલાઈ વિષે પ્રકીર્ણ પ્રકરણ.

**મોગલોની દિનચર્યા.**—ઘણાખરા ઇતિહાસો વાંચવાથી અભ્યાસકના ચિત્તપર એવી છાપ બેસે છે કે **મોગલો** કેવળ મોજશોખ અને એશઆરામમાં રચ્યા પચ્યા રહેતા, પરંતુ આ માન્યતા ભૂલભરી છે. **મોગલાઈ**ની જાહોજલાલી દરમ્યાન સૌથી મોજીલો **બાદશાહ શાહજહાન** હતો, તેનો નિત્ય ક્રમ જોવાથી આ વાત સ્પષ્ટ સમજાશે.

| સમય | મુખ્ય કામો |
|---|---|
| ૪–૬·૪૫ | ઉઠી, મોં સાફ કરી, ઈશ્વરસ્મરણ, કુરાનનો પાઠ, નમાજ. |
| ૬·૪૫–૮ | ઝરૂખામાં બેસી, નીચેનાં મેદાનમાં આવતા લોકોને દર્શન દેવું; કોઈ ને કાંઈ ખાસ અરજ કરવી હોય તો આ સમયે થતી; મેદાનમાં હાથીની કુસ્તી. |

| સમય | મુખ્ય કામો |
|---|---|
| ૮–૧૦. | દિવાને **આમ**માં દરબાર; અધિકારીઓની અરજોનો નિકાલ; પ્રત્યેક ખાતાંનો મુખ્ય અધિકારી દરબારમાં હાજર રહી પોતપોતાનાં ખાતાંને લગતી હકીકતો રજુ કરતો અને ત્યારબાદ **બા**દશાહ હુકમ આપતો; દાનમાટેના હુકમ. |
| ૧૦–૧૨. | દિવાને **ખાસ**માં; અહીં ફક્ત ખાસ સલાહકારોજ હાજર રહેતા; મુલાકાતો, સલાહ, મસલત; અગત્યના પત્રો લખવા લખાવવા. |
| ૧૨–૧૨.૩૦. | **શાહબુરજ**માં અત્યંત ગુપ્ત રાજકાજ માટે. **બા**દશાહ બોલાવે તે જ પુરૂષો ત્યાં જઈ શકતા. |
| ૧૨.૩૦–૩. | નમાજ, ભોજન, વિશ્રામ; ગરીબો, વિધવાઓ, બાળકો, અને વિદ્વાનોની અરજીઓનો નિકાલ; એક સ્ત્રી અધિકારી **બા**દશાહને આ બાબતોમાં સલાહ આપતી; **રા**ણી પણ પોતાનો અભિપ્રાય આપતી; નમાજ. |
| ૩–૮ | દિવાને **આમ**માંનાં જરૂરી કાર્યો; દિવાને **ખાસ**માં ગાયન, વાદ્ય, વિગેરે ગમ્મત. |
| ૮–૮.૩૦ | **શા**હબુરજમાં વજીર અને બીજા ખાસ અધિકારીઓ સાથે મસલત. |
| ૮.૩૦–૧૦.૩૦. | ભોજન, વાંચન, ગાયન; **બા**દશાહના બિછાના પાસે પડદા પાછળ **વાં**ચકો બેસી તેને ઉંઘ આવતાં સુધી રસિક ગ્રન્થો વાંચી સંભળાવતા. **તૈ**મૂરચરિત્ર, અને **બા**બરનું **આ**ત્મચરિત્ર **શા**હજહાનને બહુ ગમતાં. દસ સાડાદશ વાગતાં તે ઉંઘી જતો અને લગભગ છ કલાક ઉંઘતો. |

આ કાર્યક્રમ જો **શા**હજહાન જેવા મોજીલા બાદશાહનો હતો તો પછી **અ**કબર, **ઔ**રંગઝેબ જેવા માટે શું કહેવું ?

**રાજકુટુંબની વિદ્વત્તા.**—**મો**ગલોને વિદ્યાકળાનો ઘણો શોખ હતો. તેમનાં રાજ્યમાં અનેક વિદ્વાનો, મોલવીઓ, હકીમો, કલાધરો અને તત્ત્વવેત્તાઓ પોષાતા. **બા**બર પોતે સમર્થ વિદ્વાન અને કવિ હતો. તેને **અ**રબી, **ફા**રસી, **તુ**ર્કી, અને **હિં**દી ભાષાઓ આવડતી. **આ**ત્મચરિત્ર ઉપરાંત તેણે બીજા અનેક ગ્રન્થો રચ્યા હતા. **હુ**માયુન ગણિત અને જ્યોતિષમાં હોશિયાર

હતો. **અકબર** નિરક્ષર રહ્યો એ આશ્ચર્યની વાત છે. **જહાંગીર** પણ વિદ્વાન અને રસિક હોઈ તેણે જે **આત્મકથા** લખી છે તેમાં પાને પાને સત્ય ટપકે છે. **શાહજહાન** ભણેલો હોઈ કવિઓ અને ફકીરો તરફ ઘણો ઉદાર હતો. તેના અક્ષર સુંદર હતા. ઇતિહાસનો તેને શોખ હતો. **દારા શીકોહે** ફારસી ઉપરાંત **સંસ્કૃતનો** ઉત્તમ અભ્યાસ કર્યો હતો. ઉપનિષદો જેવા ગહન વિષયોને તેણે ફારસીમાં ઉતાર્યા છે. **ઔરંગઝેબ** સૌથી વિદ્વાન હતો. ફતવા-ઈ-**આલમગીરી** નામનો ઉત્તમ ધર્મગ્રન્થ તેણે લખ્યો હતો. આખું કુરાન તેને મોંઢે હતું, અને તેનો અર્થ તે સમજતો હતો. તેના અક્ષર મોતીના દાણા જેવા સુંદર હતા. છેવટનો **બાદશાહ મહમદ બહાદુરશાહ** ઉર્દુ અને ફારસીમાં ઉત્તમ કવિતા બનાવતો.

અહીં સ્ત્રીઓને વિસારી શકાશે નહિ. આઠ વર્ષની ઉમ્મર થતાં દરેક **શાહજાદીમાટે** ઈરાની શિક્ષિકાઓ નીમાતી. જહાનઆરા ગ્રન્થોની શોખીન તરીખે, અને ઝેબુન્નિસા (**ઔરંગઝેબની** પુત્રી) કવિ તરીખે પ્રસિદ્ધ થઈ હતી. કન્યાઓનાં લગ્ન મોટી ઉમ્મરે થતાં.

**યુદ્ધકળામાં મુસલમાનોએ** ઘણા સુધારા કર્યા હતા. સેનાપતિને સમર્થ સૈનિક હોવા ઉપરાંત વ્યવસ્થા, વ્યુહરચના, સ્થળજ્ઞાન વિગેરે ઘણી વસ્તુઓ જાણવાની જરૂર છે, એ બાબત **હિંદુઓ** કરતાં **મોગલો** સારી રીતે સમજ્યા હતા. કિલ્લેબંધીમાં પણ તેમણે ઘણા સુધારા કર્યા. અત્યારે જે થોડાઘણા કોટકિલ્લા **હિંદમાં** દેખાય છે તે **મોગલોના** આગમન પછીનાં છે. **મોગલોએ** હયદળની મહત્તા વધારી હતી.

**શિલ્પકળાની** ખીલવણીમાં **મોગલોએ** હદ કરી છે. એ વિષેનો ઉલ્લેખ આગળ થઈ ગયો છે. ઈંગ્લેંડમાં રસ્તા બાંધવાની જે પદ્ધતિ અઢારમી સદીના પાછલા ભાગમાં શોધાઈ હતી તે **હિંદુસ્તાનમાં** ઘણા વખતથી અમલમાં હતી. **મોગલોના** બાંધેલા રસ્તા પાકા અને મજબુત હતા. કુવા, વાવ, નહેરો, અને સરાઈઓ જેવાં અનેક લોકોપયોગી કામો તેમણે કરાવ્યાં હતાં.

**ટપાલ વ્યવસ્થા.**—રસ્તા ઉપર દર છ માઈલે ઝુંપડીઓ બાંધેલી હોઈ તેમાં પગે દોડનારા ટપાલવાળા તૈયાર રહેતા. આગલા ટપ્પાવાળો ટપાલ લઈ આવે કે તરત તાજો આદમી તે લઈ પછીના ટપ્પા સુધી દોડતો જતો. આ રીતે દરેકને છ માઇલ દોડવું પડતું, અને ટપાલ ઘોડાં કરતાં જલદી જતી.

આ શિવાય ઘોડા અને ઉંટપર પણ ટપાલ જતી. બે માઇલ ઉપરથી રણશિંગું વાગતાં નવા જનાવરને તૈયાર કરતા કે જેથી વિલંબ ન થાય. સરકારી ટપાલ આ રીતે જ જતી. શિવાજી જયસિંહને પુરંધરના કિલ્લામાં તાબે થયાના સમાચાર ઔરંગઝેબને દિલ્હીમાં અગીઆર દિવસે મળ્યા હતા.

**હિંદના હુન્નર ઉદ્યોગો.**—મોગલ યુગમાં અનેક યુદ્ધો થયાં હતાં છતાં ખેતી ઉપર તેમની ઝાઝી અસર થતી નહિ. એકંદરે ખેતી ઘણી આબાદ હતી. ઉપરાંત હુન્નરઉદ્યોગમાં તે સમયે હિંદ આજ કરતાં ઘણું આગળ પડતું હતું. ગુજરાતનું કિનખાબ, ઢાકાની મલમલ, અને કાશ્મીરની શાલોએ આખા જગતમાં નામ કર્યું હતું. મોગલ બાદશાહો અને બીજા અમીર ઉમરાવો કારીગરોને ઉત્તેજન અને આશ્રય આપતા. તે સમયે હિંદનો કાચો માલ પરદેશ ચઢતો નહિ; તે અહીંજ ખપી જતો, અને તૈયાર બનેલી વસ્તુઓ હિંદુસ્તાન પરદેશ મોકલતું. અહીંનું અનેક વસ્તુઓપર થતું નકસીકામ, ભરતકામ, ઢોળ ચઢાવવાનું કામ બેનમૂન હતું. કાગળની બનાવટ અહીં ઉત્તમ પ્રકારે થતી. સેંકડો વર્ષો પહેલાં લખાએલાં પુસ્તકો હજુ જેવાં ને તેવાં માલમ પડે છે, એ તેમાં વપરાએલા સાહિત્યની શ્રેષ્ઠતા પુરવાર કરવા બસ છે. તે સમયની લેખનકળા તો એક ચીજ હતી. આજે એ કળાનો સાવ લોપ થયો છે, એમ કહેવામાં હરકત નથી.

**રાજગાદીમાટેની તકરારો.**—મોગલાઈની તવારીખ વાંચનારને લગભગ દરેક રાજ્યના આરંભમાં અને અંતમાં ગાદી માટે ભાઈ ભાઈ વચ્ચે, પિતા પુત્ર વચ્ચે થતા ઝઘડા એકદમ દેખાઈ આવે છે. આનું મુખ્ય કારણ એ છે કે, મોગલાઈમાં ગાદીવારસા માટે ચોક્કસ નિયમો ન હતા. બળવાન શાહજાદો ગાદીએ ચઢી બેસતો અને ભાઈ ભત્રીજાઓને બંદીખાને નાંખતો, આંખો ફોડાવતો, વા ઠાર મારતો.

**રાજસત્તા.**—મોગલાઈમાં બાદશાહની સત્તા નિરંકુશ અને આપખુદ હતી. પરંતુ સામાન્ય રીતે તેઓ આ સત્તાનો દુરૂપયોગ ન કરતા. પોતાના નીમેલા પ્રધાનો તથા રાજ્યમાંના અમીર ઉમરાવોની તેઓ વખતો વખત સલાહ લેતા. બંડ અને ખુન થવાની ધાસ્તીને લીધે તેઓ સાધારણ રીતે સાવધ રહી કામ કરતા. તેમની પ્રજામાં હિંદુઓ અને અફઘાનોનું જોર વિશેષ હતું. વળી બાદશાહનો મુખ્ય આધાર સૈન્યો અને સેનાપતિઓ પર

હતો. આ ઉપરાંત લોકોમાં પ્રિયતા મેળવવી અને પૂર્વજોની પ્રતિષ્ઠા કાયમ રાખવાની મોગલોને અભિલાષા હતી. આને લીધે મોગલ બાદશાહો છેક મનસ્વીપણે વર્તતા નહિ. તથાપિ રાજ્યમાં એવી કોઈ કાયદેસરની સત્તા ન હતી કે જે મોગલ બાદશાહ પર અંકુશ ચલાવે.

**રાજકાજની વહેંચણી.**—બાદશાહ પાસે હંમેશાં ચાર પ્રધાન રહેતા; વજીર, સેનાપતિ, દિવાન અથવા હિસાબી ખાતાનો ઉપરી, અને કોટવાલ (પોલીસ ખાતાનો ઉપરી). બાદશાહ અને આ ચાર પ્રધાનો મળી પાંચની સમિતિમાં ઘણુંખરૂં અગત્યનું કામ થતું. પ્રાન્તોના સુબેદાર વિષેની અપીલો બાદશાહ જાતે પતાવતો. પ્રાન્તોના પેટા વિભાગ જીલ્લાઓના મુખ્ય અધિકારી નવાબ કહેવાતા અને તેના હાથ નીચે દિવાન એટલે હિસાબી અધિકારી રહેતા. હિસાબી કામ વિકટ અને વિશેષ બુદ્ધિનું હોઈ દિવાનગીરી ઘણીખરી હિંદુઓને અપાતી.

ઉપર કહેલા અધિકારીઓનો અમલ ઘણોખરો શહેરોપર ચાલતો. ગામડાં વાસ્તવિક રીતે સ્વરાજ્ય ભોગવતાં. તેમનાં સઘળાં કામ ગ્રામ્ય પંચાયતો મારફતે થતાં. સરકાર સાથેનો તેમનો સંબંધ ફક્ત વર્ષમાં એક વાર સરકાર ધારો ભરતી વખતે જ જણાતો.

**ધર્મ-સુધારણા.**—હિંદુસ્તાનમાં જેમ રાજકીય ઉથલપાથલો થઈ હતી તેજ પ્રમાણે ધર્મમાં પણ અનેક ચળવળો થઈ હતી. હિંદુધર્મમાં તેમજ મુસલમાન ધર્મમાં સંજોગોને અનુકૂળ ફેરફારો કરવા માટે એક સરખા પ્રયાસો તે જમાનામાં પણ ચાલ્યા હતા. જીવનનો નિયમ સ્થિરતા નહિ પણ ગતિ છે એ ન્યાયે ધર્મપાલનમાં કાળક્રમે ઘુસી ગએલા કુધારા દૂર કરવા વિદ્વાન કાર્યકર્તાઓએ કમ્મર કસી હતી. ન્યાત જાતના ભેદ અતિશયતાએ પહોંચાડી હિંદુઓએ આત્મઘાત આદર્યો છે એમ કહેવામાં અડચણ નથી. આ ભેદ અટકાવવા સારૂ કબીર, નાનક આદિ અનેક સુધારકોએ બીડાં ઝડપ્યાં હતાં. અકબરે રાજકીય હેતુથી હિંદુ મુસલમાનોને એક કરવા તજવીજ કરી હતી. આવી ચળવળોને પરિણામે અનેક પંથ અને પેટાપંથ પડી ગયા, જે આજે પણ મોજુદ છે.

**લોકસ્થિતિ.**—મોગલાઈ દરમ્યાન સામાન્ય લોકોની કેવી સ્થિતિ હશે એ જાણવા માટે ઝાઝું સાધન નથી. પરંતુ એ સમયમાં આવેલા અનેક

યુરોપી પ્રવાસીઓનાં વર્ણનો પરથી એ વિષેનું થોડું ઘણું જ્ઞાન મળે એમ છે. આ પ્રવાસીઓમાં **સર થોમસ રો** સાથે પાદરી તરીખે આવેલો **ટેરી** અને **શાહજહાનના** સમયમાં ફ્રાન્સથી આવેલા **બર્નિયર** તથા ટેવર્નિયરના ગ્રન્થોમાંથી ઘણી જાણવાલાયક હકીકત મળે છે.

તે સમયમાં અનાજ, કપાસ, ગળી, ઉન, રેશમ વિગેરે વેપારની મુખ્ય વસ્તુઓ હતી. સુતરાઉ, ગરમ, અને રેશમી કાપડ જુદી જુદી તરેહનું અહીં તૈયાર થતું અને પરદેશ જતું. પરદેશી વેપારી રોકડાં નાણાં આપી અહીંનો માલ લઈ જતા. **હિંદુસ્તાનનો** પૈસો બહાર લઈ જવો એ મોટો ગુન્હો ગણાતો. તે સમયમાં અતિશય સોંઘવારી હતી. અત્યારની મોંઘવારીમાં ઉછરેલા હોવાથી **આઈની અકબરીમાં** આપેલા કેટલાક ભાવ તો આપણા માનવામાં પણ ન આવે એવા છે; છતાં તેને સાચા માનવામાં વાંધો નથી. "ઘઉં ચાર આને, ચોખા આઠ થી બાર આને, ઘી પોણા ત્રણ રૂપિયે, તેલ બે રૂપિયે, મીઠું છ આને અને સાકર દોઢ રૂપિયે, ( બંગાળી ) મણ વેચાતાં." કલાઈવિના સમકાલીન ઈતિહાસકાર **ઓર્મના** કહેવા મુજબ **બંગાળામાં** ચોખા પૈસે શેર મળતા, અને બીજાં ધાન્ય, શાક ફળફળાદિનો હિસાબજ ન હતો. શેરડીની ખાંડ જયાં ત્યાં થતી. " તે સમયના યુરોપી લોકો કરતાં **હિંદુસ્તાનની** દશા બહુ સારી હતી." ટેરી કહે છે કે **હિંદુસ્તાનના** નોકરો અત્યંત ઈમાનદાર હોઈ મહિને અઢી રૂપિયાના પગારથી સંતોષાય છે......પ્રવાસ દરમ્યાન પહેરા માટે સાથે રખાતા **બલુચી**, પઠાણ, અને **રજપુત** લોકો એટલા ઈમાની હોય છે કે પોતાની સાથેના માણસોના જાનમાલ જીંદગીને જોખમે પણ બચાવે છે."

**મોગલ સામ્રાજયમાં** બંદોબસ્તની બાબતમાં કડક અને સખત ઈલાજો ઘણીવાર લેવામાં આવતા. માન્યતા એવી હતી કે ખરાબ ગુન્હા કરનારને નમુનેદાર સજા કરવાથી ભવિષ્યમાં એવા ગુન્હા થતા અટકે. ફાંસી, શિરચ્છેદ હાથીના પગતળે કચરી નાખવું, શૂળી, હિંસ્ર પશુઓ આગળ ફેંકી દેવું, જીવતાં ખાલ ઉતરાવવી વિગેરે જાતની અનેક નિર્દય સજાઓ તે જમાનામાં હતી. બળવાખોર પ્રદેશમાં ખાસ કરીને આવી સજા વિશેષ થતી. કોઈ મોટો અમલદાર પણ અન્યાયી કે જુલમગાર માલમ પડતો તો તેના હાલ બુરા થતા. **શાહજહાનના** વખતમાં **મહમદ સૈયદ** નામના કોટવાલને લાંચ બદલ જે

સજા થએલી તે જાતે જોનાર **મેનુસી*** નામનો યુરોપી પ્રવાસી એ વિષે લખે છે કે "**બાદશાહ** પોતાના અમલદારો પર નજર રાખતો અને ફરજ બજાવ-વામાં કસુર જણાતાં તેમને સખત સજા કરતો......**મહમદ સૈયદ** નામના કોટવાલે લાંચ લેવાથી તેના પર ભરદરબારમાં ઝેરીમાં ઝેરી નાગ છોડવામાં આવ્યો." આ રીતે **મોગલો** દુષ્ટોને દંડી એકંદરે સામાન્ય પ્રજાનું ઠીક રક્ષણ કરતા. નિમકહલાલ અમલદારોની સારી કદર થતી.

મુસાફરીમાટે દેશમાં ચાર મુખ્ય રસ્તા હતા.—૧. **કાબુલથી લાહોર, આગ્રા, અલ્હાબાદ** અને **ઢાકા** સુધીનો; ૨. **આગ્રાથી અમદાવાદ** અને **સુરત** સુધીનો; ૩. **આગ્રાથી બુરાનપુર, ગોવળકોંડા** અને **મછલીપટ્ટન** સુધીનો; અને ૪. **સુરતથી બુરાનપુર** સુધીનો. **ટેવર્નિયર** લખે છે કે "**હિંદુ-સ્તાનના** જેટલી સહેલી અને સરળ મુસાફરી **ફ્રાન્સ** અથવા ઈટલીમાં નથી." કોઈ કોઈ ઠેકાણે લુંટારાઓનો ભય હોવાની વાતો આવે છે.

માલની લાવ લઈજા માટે વણજારાની પોઠો હતી. ઘઉં, ચોખા, દાળ, મીઠું વિગેરે વસ્તુઓ લાદેલા દશ બાર હજાર બળદો એક્કીસાથે નીકળતા અને જે ઠેકાણે જે માલ પાકતો ત્યાં તેનો પરસ્પર બદલો કરતા. દરસાલ અમુક ઠરા-વેલા દિવસોએ જાત્રા, મેળા, ઓરસ વિગેરે ભરાતા ત્યાં માલની ખરીદી અને વેચાણ થતાં. આવા પ્રસંગે દૂરદૂરના લોકો એકમેકના સમાગમમાં આવતા.

**મોગલોની** મુખ્ય ઉપજ જમીન મહેસુલ અને બીજા કેટલાક કરવેરામાંથી થતી. કોઈ વર્ષે અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિથી પાક ન થતો તો મહેસુલ માફ થતી. કેટલાક યુરોપી લેખકોના હિસાબે એ મહેસુલના દર આકરા હતા એમ માની લઈએ તોપણ તે સમયે **બાદશાહ**, અમીર ઉમરાવો, નાના મોટા અમલદારો સૈૌ **હિંદુસ્તાનના** વતની બનેલા હોઈ દેશની દોલત દેશમાંજ વપરાતી.

વિદ્યાલયો, દવાખાનાં, પાંજરાપોળ વિગેરે સંસ્થાઓ ઘણીખરી ધનાઢ્ય લોકોને ખર્ચે ચાલતી. **બાદશાહ** તરફથી કેટલાક મદ્રેસાઓ ચાલતા હતા. **સંસ્કૃત** ભાષાને કોઈક વાર જ તેઓ ઉત્તેજન આપતા. દાખલા તરીખે **શાહ-જહાને જગન્નાથ** પંડિતને આશ્રય આપ્યો કહેવાય છે.

સતી થવા માટે બાદશાહ અથવા સુબેદારની પરવાનગી લેવી પડતી.

---

*મેનુસી સત્તરમી સદીના મધ્યમાં અહીં આવ્યો હતો. તેણે શાહજહાન તથા ઔરંગઝેબના અમલમાં સરકારી તોપખાનામાં નોકરી કરી હતી. તેણે 'મોગલ કથા' નામનો ગ્રન્થ લખ્યો હતો તે વાંચવા જેવો છે.

# ખંડ ૫ મો. મરાઠી સામ્રાજ્ય.

## પ્રકરણ ૨૯ મું. શિવાજી.

**પૂર્વ પરિચય.**—**મરાઠાઓનો** રાષ્ટ્ર, **મહારાષ્ટ્ર** ત્રિકોણાકાર છે. તેની પશ્ચિમ અને ઉત્તર તરફની બાજુએ **અરબી** સમુદ્ર અને **સાતપુડા** પર્વતની લગોલગ આવેલી હોઈ લગભગ સીધી છે. પરંતુ ત્રીજી બાજુ **ગોવાથી** ઇશાન દિશાએ જનારી, દાદર જેવી લાગે છે. એ પ્રદેશ **સહ્યાદ્રિ** પહાડોથી રોકાએલો છે અને તેનો ઢાળ પૂર્વ બાજુએ છે. પશ્ચિમ કિનારાપર લાંબી સાંકડી પટ્ટી જેવો દેખાતો ભાગ **કોંકણ** કહેવાય છે અને તેની પૂર્વ ધારપર આવેલી પહાડી ખીણોમાં **માવળી** નામના મજબુત લોકો રહેતા હતા.

દક્ષિણમાં તેરમી સદીથી **મુસલમાનોનાં** આક્રમણો થવા લાગ્યાં અને ચૌદમી સદી દરમ્યાન તો ઘણોખરો દેશ તેમણે કબજે કર્યો. **મહારાષ્ટ્ર** દેશ પહાડો, જંગલો અને કુદરતી કિલ્લાઓથી ભરપુર હોઈ ત્યાંના **મરાઠાઓ** લડાયક પ્રજા થવા માટે ઘણા લાયક હતા. આવા પ્રદેશમાં ઉછરેલા હોવાથી તેઓ બળવાન, ચપળ અને હિમ્મતવાન હતા. **અહમદનગર**, **બીજાપુર**, અને **ગોવળકોંડાના** **સુલ્તાનો** આ ગુણોનો લાભ લેવા **મરાઠાઓને** પોતાના સૈન્યોમાં દાખલ કરતા. આ રીતે ઘણા **મરાઠાઓ** મોટી પદવીએ ચઢ્યા હતા. **અહમદનગરમાં** **મલિકંબર** પ્રધાન હતો ત્યારે તેણે **માલોજી ભોંસલે** અને **લુકજી જાદવ** નામના મરાઠા સરદારોને પોતાની નોકરીમાં રાખ્યા હતા. **માલોજીનો** પુત્ર **શાહજી** **જાદવરાયની** પુત્રી **જીજાબાઈ** વેરે પરણ્યો હતો. **શાહજીએ** **અહમદનગર** રાજ્યની પડતી સમયે ઘણી ઉત્તમ સેવા બજાવી હતી. પાછળથી તેણે **બીજાપુરની** સેવા સ્વીકારી હતી.

દરમ્યાન **મહારાષ્ટ્રમાં** **જ્ઞાનદેવ**, **એકનાથ** આદિ સંત પુરૂષોના સતત પ્રયાસ અને બોધને લીધે લોકોમાં ચોમેર અજબ ધર્મજાગૃતિ આવી હતી. આ પુરૂષોએ **શિવાજી** માટે ભૂમિ તૈયાર કરી એમ કહેવામાં હરકત નથી. ધીમે ધીમે **મહારાષ્ટ્રના** **હિંદુઓમાં** ભાષાનું, ધર્મનું અને રાષ્ટ્રનું અભિમાન જાગ્રત થયું. તેઓ રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય અને **હિંદુ** સ્વરાજ્ય સ્થાપવા કકડીને ઉભા થયા. **શાહજી ભોંસલે** અને **જીજાબાઇનો** પુત્ર **શિવાજી** આ ચળવળનો આત્મા હતો. તેથી એ ચળવળનો ઇતિહાસ એટલે **શિવાજીનોજ** ઇતિહાસ એમ કહેવું વ્યાજબી છે.

શિવાજી ૧૬૨૭ માં જન્મ્યો હતો. ૧૯ વર્ષની ઉમ્મરે તેણે પોતાના દેશજનો અને સ્વધર્મીઓની સરદારી જાહેરમાં ધારણ કરી. ત્યાર પછીનાં ૩૪ વર્ષની તેની કારકીર્દિના આ મુજબ ભાગ પાડી શકાય:—યુદ્ધો, રાજ્યવ્યવસ્થા, અને ચારિત્ર્ય.



**શિવાજી.**

**યુદ્ધોઃ પ્રથમ ફત્તેહ.**—શિવાજીનાં જન્મ, મરણ અને મહત્તા સૌ કિલ્લાઓમાં થએલાં હોવાથી તેની તવારીખમાં કિલ્લાઓનું મહત્ત્વ વિશેષ છે. કારકીર્દિનો આરંભજ તેણે કિલ્લા સર કરવામાં કર્યો. પુનાથી વીશ માઇલ દૂર નૈર્ઋત્યમાં આવેલો **તો**રણાનો કિલ્લો તેણે ૧૯ વર્ષની વયે લીધો. આમાંથી અણધાર્યો ખજાનો મળી આવતાં તેણે પોતાના અનુયાયીઓ માટે શસ્ત્રો ખરીદ્યાં અને **રા**યગઢનો કિલ્લો બંધાવ્યો. આ સમયે, નાનપણથીજ તેનાં અદ્દભુત શૌર્ય અને પરાક્રમોથી આશ્ચર્યચકિત થએલા **માવ**ળીઓ તેને ઈશ્વરનો **અવ**તાર ગણવા લાગ્યા હતા.

આ મજબુત અને પહાડી **માવ**ળીઓની સહાયથી શિવાજીએ હવે પાડોશમાંના બીજા કિલ્લા લેવાનું કામ ઉપાડ્યું. **કો**ન્ડાણા, **ગો**પા, અને **પુ**રંધર સર કર્યા. એ રીતે **ભી**મા નદીનો ઉપલો ભાગ અને **ની**શ નદી વચ્ચેનો પ્રદેશ તેણે કબજે કર્યો.

**બીજાપુર સાથે યુદ્ધ.**—આરંભના આવા વિજયોથી હિમ્મતવાન બની હવે શિવાજીએ સબળ ફટકો મારવાનો નિશ્ચય કર્યો. કલ્યાણથી **બી**જાપુર જતો ખજાનો માર્ગમાં લુંટી તેણે કલ્યાણ સર કર્યું, **કોં**કણના કેટલાંક ધનિક શહેરોને લુંટ્યાં, અને દશ બાર કિલ્લા છાપા મારી સર કર્યા. આવી વિલક્ષણ લશ્કરી ચાલાકીને લીધે તેના નામનો ભય શત્રુરાજ્યમાં ખુબ ફેલાયો. આ સમયે શિવાજીનો પિતા **શા**હજી **બી**જાપુરની નોકરીમાં હોવાથી

સુલ્તાને **શાહજી**ને પકડી મંગાવ્યો. **શાહજી**એ પોતાના બચાવમાં બહુ બહુ કહ્યું કે હું નિર્દોષ છું, મારા પુત્રના બળવામાં હું સામેલ નથી, આપને ફાવે તે સજા તેને કરો. છતાં સુલ્તાનનાં મનનું સમાધાન થયું નહિ. તેણે **શાહજી**ને અંધારી કોટડીમાં પુરી ચોખ્ખું કહી દીધું કે તારો પુત્ર અમુક મુદતમાં તાબે નહિ થશે તો તને જીવતો ચણી લેવામાં આવશે.

પરંતુ હજુ સુલ્તાનને **શિવાજી**ની ચતુરાઈનો પરિચય થયો ન હતો. પિતાના કેદ થવાના સમાચાર સાંભળી **શિવાજી**એ તાત્કાલીન **મોગલ બાદ**શાહનો આશ્રય લીધો, અને કહાવ્યું કે હું અને મારા પિતા બન્ને આપની સેવામાં રહેવા તત્પર છીએ. **શાહ**જહાનને દક્ષિણનો અનુભવ હોવાથી **શાહજી**, **શિવાજી** જેવા સરદારોની મૈત્રીનું મૂલ્ય તે સારી રીતે સમજતો હતો. **શાહજી**ને માફ કરવા માટે તેણે **બી**જાપુર સુલ્તાનને પત્ર પાઠવ્યો. આ રીતે **બાદ**શાહની સિફારસથી **શિવાજી**એ પિતાના પ્રાણ બચાવ્યા. **શાહજી**ને જીવતદાન મળ્યું, તથાપિ તેને બીજાં ચાર વર્ષ કેદમાં રહેવું પડ્યું. આ અરસામાં **શિવાજી** શાંત રહ્યો. પોતે **બી**જાપુરને તાબે થયા શિવાય પિતા પર આવી પડેલી આફત ટળી એટલાથી જ તેણે સંતોષ માન્યો. (૧૬૪૯–૫૩).

પિતા કેદમાંથી છુટ્યા એ હકીકત સાંભળતાં જ **શિવાજી**એ પાછું પોતાનું થંભાવેલું કામ બેવડા જોશથી આગળ ચલાવ્યું. शठं प्रति शाठ्यं એ નિયમાનુસાર તેણે **જા**વલીના રાજાનું ખુન કરાવી તેનો મુલક લઈ લીધો. વળી કિલ્લાઓ જીતવાનું અને બંધાવવાનું કામ ખંતથી ચાલુ રાખ્યું. દરમ્યાન **શાહ**જહાન **બાદ**શાહ સખત માંદો પડવાથી દક્ષિણનો સુબદાર **ઔરં**ગઝેબ દિલ્હી ગયો, એટલે **શિવાજી**ને સજા કરવાની તક **બી**જાપુરને મળી.

મોટા સૈન્ય સહિત **અફ**ઝલખાન નામનો **બી**જાપુરનો પ્રબળ સેનાપતિ **શિ**વાજીની સત્તા નાબુદ કરવા નીકળ્યો. **શિ**વાજી મહા સંકડામણમાં આવી પડ્યો. ખુલ્લા મેદાનમાં ટક્કર ઝીલાય એમ ન હોવાથી તેણે પ્રપંચનો આશ્રય લઈ **અફ**ઝલખાન સાથે ખાનગી મુલાકાતની જોગવાઈ કરી. આ મેળાપ દરમ્યાન એકમેકને ભેટતી વખતે **શિવાજી**એ **અફ**ઝલખાનની પીઠમાં વાઘનખ ભોંકી દીધા. સેનાપતિનો આ રીતે વધ કર્યા પછી સંકેત મુજબ પાસેની ઝાડીમાં સંતાઈ રહેલા **મરાઠા** સૈનિકો બીચારા અસાવધ **બી**જાપુરીઓ ઉપર ભુખ્યા વરૂઓ પેઠે તુટી પડ્યા, અને તેમની ભારે ખરાબી કરી નાંખી. આ રીતે



NAWĀB SHĀYISTA KHAN

শা স্তখান.

**મરાઠી** સત્તા નાબુદ કરવાની **બીજાપુરની** અભિલાષા સાવ નિષ્ફળ બની એટલુંજ નહિ પણ ઉલટી **શિવાજીની** સ્થિતિ વધારે મજબુત બની. ૧૬૬૨માં તેણે કલ્યાણથી ગોવા સુધીનું **કોંકણ** જીતી લીધું અને તેનું રાજ્ય ૧૬૦ માઇલ લાંબુ અને ૫૦ થી ૧૦૦ માઇલ પહોળું બન્યું.

**મોગલો સાથે યુદ્ધ** ( ૧૬૬૨-૮૦ ).—હવે **શિવાજીનું** ધ્યાન **મોગલ સામ્રાજ્ય** તરફ ગયું. **મોગલ** મુલકો ઉપર તેણે દરોડો પાડ્યો. તેના સ્વારો વાયુવેગે ફરી વળી જ્યાં ત્યાં ત્રાસ વર્તાવતા. આથી **ઔરંગઝેબે** પોતાના ચુનંદા સેનાપતિ **શાઇસ્તખાનને** દક્ષિણમાં મોકલ્યો. ચોમાસું હોવાથી **ખાને પુનામાં** ખુદ **શિવાજીના** મકાનમાંજ મુકામ કર્યો. ત્યાં તે સુખચેનથી રહેતો હતો. એવામાં ઓચિંતા એક રાત્રે **શિવાજી** થોડાક વિશ્વાસુ અનુયાયીઓ સાથે છુપે વેશે શહેરમાં ધુસી ગયો અને સુબેદારની અણધારી ખબર લીધી. સુવાના ઓરડાપર હુમલો થતાં ગભરાએલો અકળાએલો **ખાન** મહામુશીબતે બારીમાંથી છટકી નાઠો. પરંતુ તે બારીએ લટકયો હતો અને ભોંયપર ભુસકો મારવાનો વિચાર કરતો હતો, એવામાં એક **મરાઠાએ** તેના હાથપર ઘા કર્યો. તેની ત્રણ આંગળી કપાઈ ગઈ પણ જાન બચ્યો. ઝપાઝપીમાં **ખાનનો** પુત્ર અને કેટલાક નોકરો કપાઈ મુઆ. પછી ત્યાં થઈ રહેલા શોરબકોરનો લાભ લઈ **શિવાજી** અને તેના સાથીઓ નાસી છુટ્યા અને **મોગલો** આંખો ચોળતા રહ્યા. પછી સળગતી મસાલો સાથે **મરાઠાઓ** **સિંહગઢના** કિલ્લામાં દાખલ થયા. આ અદ્ભુત પરાક્રમની કથા તે વખતે જ્યાં ત્યાં કિલ્લાઓમાં, ઝુંપડાઓમાં સર્વત્ર રસપુર્વક કહેવાવા લાગી.

બાદ **શિવાજીએ** તે સમયમાં વેપાર અને દોલતમાટે પ્રસિદ્ધ થએલું **સુરત** શહેર લુંટ્યું ( ૧૬૬૪ ), નવાં નાણાં પાડ્યાં, અને રાજા નામ ધારણ કર્યું. આ સમાચારથી **ઔરંગઝેબ** રાતોપીળો થઈ ગયો અને તેની સામે **રાજા જયસિંહને** મોટી ફોજ સહિત મોકલ્યો. **જયસિંહ** જેવા પ્રબળ શત્રુ સામે રણક્ષેત્રમાં ટક્કર લેવી અશક્ય જણાયાથી **શિવાજીએ** લજ્જાવિના પોતાનો પરાજય કબુલ કર્યો. **પુરંધર** મુકામે તહનામું થયું તેમાં તેણે પોતાના વીશ કિલ્લા આપી દીધા અને બાકીના બાર **બાદશાહી** જાગીર તરીખે રાખ્યા. આના બદલામાં **બીજાપુર** રાજ્યના કેટલાક જીલ્લાઓમાં **ચોથ** અને **સરદેશમુખી** ઉઘરાવવાનો હક્ક તેને મળ્યો. પછી **જયસિંહની** સલાહ અને બાંહેધરીથી **શિવાજી બાદશાહના** દરબારમાં ગયો હતો. આવે સમયે **અકબર** જેવો **બાદશાહ** હોત તો

શિવાજી જેવાની મૈત્રી મેળવવા અનેક ઉપાય અજમાવી જોત. પરંતુ ઔરંગઝેબની લઘુદૃષ્ટિવાળી નીતિને લીધે તેના મહેમાનનો પિત્તો ખસી ગયો. એ કપટી **બાદશાહે** તેનું ભર દરબારમાં અપમાન કર્યું અને તેને જન્મકેદ કરવા તજવીજ કરી. પરંતુ કપટકળામાં **શિવાજી** તેનાથી ગાંજ્યો જાય એવો ન હતો. **ઔરંગઝેબ** જેવા પહોંચેલ પુરૂષના પહેરામાંથી તે અલાકિક યુક્તિ વડે મીઠાઈના કંડીઆમાં ભરાઇ છટકી ગયો, અને નવમાસની ગેરહાજરી પછી પાછો ઘેર આવ્યો. ( ૧૬૬૬ ). ત્યારબાદ **મારવાડના** રાજા **જશવન્તસિંહની** દરમ્યાનગીરીને લીધે **ઔરંગઝેબે શિવાજીને રાજા** તરીખે કબુલ રાખ્યો અને **વરાડમાં** નવી જાગીર આપી. આ સમયથી દૈવ તેને પ્રસન્ન થયું અને **મરાઠી** સત્તાની ચઢતી કળા થઈ. ક્રમે ક્રમે, ગુમાવેલા મુલકો પાછા મેળવી તેણે **બીજાપુર** અને **ગોવળકોંડા**પર હુમલા કર્યા, તેમની પાસેથી ખંડણી લીધી, બીજીવાર **સુરત** લુંટ્યું, અને **મોગલોને** હરાવ્યા. આ પ્રમાણેની વિજય-પરંપરા મેળવ્યા પછી **શિવાજીએ** સ્વતંત્ર રાજા–પદ ધારણ કરી રાજ્યાભિષેક કરાવ્યો, અને પુષ્કળ દાન કર્યું.

**છેક દક્ષિણની સ્વારી.**—ત્યારપછી **શિવાજીએ** " પોતાનાં જીવનની મોટામાં મોટી સ્વારી " યોજી. કર્ણાટક પર હુમલો કરી **જીંજીનો** અજેય કિલ્લો સર કરી તે **વેલોર, મૈસોર,** અને **તાંજોર** પર ફરી વળ્યો. ૧૬૮૦માં **રાયગઢ** મુકામે ૫૩ વર્ષની ઉમ્મરે તેનું મરણ થયું. આ સમયે તેનું રાજ્ય ગણદેવીથી **ગોવા**સુધી પહોંચ્યું હતું અને ૩૦૦ માઇલ લાંબું અને ૫૦થી ૧૦૦ માઇલ પહોળું હતું.

**રાજયવ્યવસ્થા.**—અદ્ભુત યુદ્ધશક્તિ ઉપરાંત **શિવાજીમાં** ઉત્તમ પ્રકારની વ્યવસ્થા–શક્તિ હતી. વહીવટની સગવડ માટે તેણે પોતાના રાજ્યના ચૌદ પ્રાન્ત પાડ્યા હતા. દરેક પ્રાન્તમાં કેટલાંક ગામડાં અને બે ત્રણ કિલ્લા રહેતાં. પ્રાન્તનો અમલદાર સઘળા ફોજદારી મુકર્દમા ચુકવતો. દિવાની મુકર્દમા પંચાયતો પતાવતી. પ્રાન્ત અધિકારી સર્વોપરી હોઈ ઉપજ ઉઘરાત પર પણ દેખરેખ રાખતો.

**મહેસુલ.**—મહેસુલી પદ્ધતિ ભૂમિની ફળદ્રુપતાના આધારે રચાઈ હતી. પાકપર આકારણી થતી. સરકાર ધારો સાધારણ રીતે ૪૦ ટકા જેટલો હતો. મોગલાઈમાં ચાલતી ઈજારા પદ્ધતિથી લોભી જમીનદારો ખેડુત વર્ગપર

અસંત જુલમ ગુજારતા તે બંધ કરી **શિવાજીએ મહેસુલ** ઉઘરાત **સરકારી** અધિકારીઓને,–કમાવિસદાર, મહાલકરી, સુબેદાર વિગેરેને,—સોંપી. આ ઉપરાંત આજુબાજુના **મોગલ** પ્રાન્તોમાં **ચોથ** ઉઘરાવાતી. **ચોથ** એટલે **મહે**-સુલના ચોથા ભાગ જેટલો લાગો. **ચોથ** ભર્યાથી એવું થતું કે એ ભાગ પર **મરાઠાઓની** ચઢાઈઓ આવતી નહિ, અને તેમના તરફથી થતી લુંટફાટ બંધ થતી.

**અષ્ટ પ્રધાન,** શિવાજીની સૌથી મોટી રાજકીય સંસ્થા લેખાય છે. રાજકાજના આઠ ખાતાં પાડી દરેક પર તેણે એકેક પ્રધાન નીમ્યો. આઠ ખાતાં હોવાથી તેનું નામ **અષ્ટપ્રધાન** પડ્યું. સૌથી અગત્યનું ખાતું **પેશ્વાને** સોંપાયું હતું. તે મુખ્ય પ્રધાન હતો. પ્રધાનો ઘણીવાર લશ્કરી કામે નીકળતા ત્યારે તેમના મદદનીશો તેમનાં ખાતાં ચલાવતા.

આથી નાના અધિકારીઓનાં કાર્યોપર અંકુશ રહેતો. વળી એક રાજાનું મરણ અને બીજા રાજાના આરોહણ વચ્ચેના ગાળા સમયે આ અષ્ટ પ્રધાનો સુલેહશાંતિ જાળવવા તજવીજ કરતા. રાજસત્તા નિર્ભય બનાવવા સારૂ શિવાજીએ પેશ્વા આદિ પ્રધાનોની પદવી વંશપરંપરાની રાખી ન હતી.

**સૈન્ય અને નૌકા સૈન્ય.**—શિવાજીનાં સૈન્યનો પાયદળ ભાગ મોટો હતો. તેમાં નાયક, હવાલદાર, જુમલેદાર, અને સરનોબત—એવા નાના મોટા અધિકારીઓ રહેતા. હયદળમાં પણ આવોજ પ્રબંધ હતો. સ્વારોમાં શિલેદાર અને બારગીર એવા ભેદ હતા. શિલેદાર ઉંચી કોટીના હોઈ પોતાના ઘોડા તથા શસ્ત્રો આણતા; બારગીરોને તે સરકાર તરફથી મળતાં. **શિવાજીને** જાગીર પદ્ધતિ નાપસંદ હોવાથી તે સૌ અધિકારીઓને પગાર આપતો.

આ ઉપરાંત નૌકાસૈન્ય પણ હતું. **કોલાબા** તેનું મુખ્ય મથક હતું. તેમાં દોઢસો મોટાં વહાણો ( ૩૦ થી ૧૫૦ ટનના ) હતાં. જલયુદ્ધામાં આગળ પ્રસિદ્ધ થનાર **આંગ્રે શિવાજીનો** મુખ્ય નૌકાપતિ હતો.

રાષ્ટ્રની ઉન્નતિ કરવા સારૂ ઉપર કહ્યા શિવાયના અનેક ઉપાયો **શિવાજીએ** યોજ્યા હતા. તેણે વેપાર, વિદ્યા, **સંસ્કૃત** અને **મરાઠી** ભાષાને ઉત્તેજન આપ્યું હતું. પરંતુ એ ધામધુમના જમાનામાં આવા શાંતિના વિષયોપર ધ્યાન આપવા માટે તેને ઝાઝો અવકાશ મળ્યો નહિ.

**શિવાજીની ફત્તેહનાં કારણો.**—સમયે સમયનો પુરેપુરો લાભ કેમ લેવો એ કળા તે ઉત્તમ રીતે જાણતો હતો. **પ્રથમ બીજાપુર** અને **મોગલો**

તેને તુચ્છ ગણુતા એ અભિપ્રાયનો લાભ લઈ તે પોતાનો મુલક ધીમે ધીમે વધારતો ગયો.

ઔરંગઝેબનાં ધર્માંધ* કામો,–જજીયાવેરો, મંદિરોનો નાશ, હિંદુઓ તરફ દર્શાવાતો ભેદભાવ અને તેમના પર રાજ્ય તરફથી થતા જુલમો, એ સર્વેનો સુંદર રીતે લાભ લઈ તેણે દક્ષિણી હિંદુઓને રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય માટે ભેગા કર્યા. અને આ પુરૂષો પ્રાણાન્ત સુધી શિવાજીને વફાદાર રહ્યા.

પોતે ચુસ્ત અને ધર્મપરાયણ હિંદુ છતાં શિવાજી મુસલમાનોની ધાર્મિક લાગણીને પુરૂં માન આપતો. ખાફીખાન જેવા પરધર્મી ઇતિહાસકને પણ લખવું પડ્યું છે કે “તેણે એવો નિયમ કર્યો હતો કે મસીદોને, કુરાને શરીફને, અથવા સ્ત્રીઓને કોઈએ જરાએ ઇજા કરવી નહિ. કદાચ એકાદ કુરાન તેના હાથમાં આવતું તો તે તેના તરફ માનવૃત્તિ દેખાડી પોતાના એકાદા મુસલમાન સૈનિકને સોંપતો.” એકે પરસ્ત્રીની ઇજ્જત પર તેણે નજર સુદ્ધાં નાંખી ન હતી.

પરાજિત પ્રજા પ્રત્યે સાધારણ રીતે તે દયાવૃત્તિ દર્શાવતો. તેમની વહુબેટીની ગુલામીનો રિવાજ તેણે બંધ કર્યો. જીતાએલા લોકોને તે પોતાની રૈયત પેઠે રાખતો.

વળી શિવાજીનું યુદ્ધચાતુર્ય અલૌકિક હતું. સૈન્યની તેણે કેવી સારી વ્યવસ્થા કરી હતી તે આપણે જોઈ ગયા. તેનું સૈન્ય સ્ત્રી રૂપી શાપમાંથી બીલકુલ મુક્ત હોવામાં બીજાં સઘળાં સૈન્યો કરતાં શ્રેષ્ઠ હતું. ચોમાસામાં યુદ્ધ અશક્ય થતાં સૈનિકો સૌ સૌ ને ઘેર જઈ ખેતીનું કામ કરતાં.

રણક્ષેત્રમાં શત્રુનાં વિશાળ દળસામે વ્યવસ્થિત લડત ન કરવા વિષે તે સદા સાવધ રહેતો. સાધન સામગ્રી અટકાવી, શત્રુ સૈન્યના પાછલા ભાગને સતાવી મુખ્ય સૈન્યથી છુટી પડેલી નાની નાની મોગલ ટુકડીઓ ઉપર છાપા મારી તે સંતોષ માનતો. તેના સૈનિકો અણધાર્યો ફટકો મારી પહાડી પ્રદેશમાં અદૃશ્ય થઈ જતા અને વળી પાછા બીલકુલ નહિ ધારેલી એવી જગાએ દેખા દેતા.

---

* શિવાજી–ઔરંગઝેબના જમાનાનો નામીચો કવિ ભૂખણ એ વિષે કહે છે કે—

“ काशीहुंते कला गई मथुरां मसीद भई
शिवाजी न होततो सुन्नत होत सबकी.”

આથી શત્રુઓ આશ્ચર્યચકિત થતા અને ખુબ મુંઝાતા. આ રીતિએ પોતાથી હજાર દરજ્જે ચઢીઆતા મોગલ સૈન્ય સામે તે ફત્તેહમંદીથી ટકાવ કરતો.

ઉપરાંત તેના સૈનિકો મજબુત પહાડી લોકો હોઈ સાદા જીવનથી સખત થએલા, પરિશ્રમથી ટેવાએલા, પહાડો અને ખીણો ઓળંગવા જેને હિસાબે કાંઈજ ન હતાં એવા, સદાયે ગતિમાન, સદાયે સાવધાન હતા. ત્યારે સામી બાજુએ મોગલ સૈન્ય વિલાસી અને બાયલું હતું. બાબર અને અકબરના જમાનાની રણકુશળતા, કર્તવ્યનિષ્ઠા, અને સાદાઈ ગયાં હતાં. તેને સ્થાને અત્યારે ઘણાખરા અધિકારીઓ આળસુ અને એશઆરામી બનેલા હોવાથી યુદ્ધના ખેલ ખેલવા, રણસંગ્રામના પરિશ્રમ વેઠવા અસમર્થ હતા.

શિવાજી પોતાના સૈનિકોને દેવ સમાન હોઈ તેઓ સંપૂર્ણ વફાદારી અને નિમકહલાલીથી તેની સેવા બજાવતા. સૈન્ય-સેનાપતિ વચ્ચે સારી લાગણી હતી.

**શિવાજીના ગુણદોષ.**—શિવાજીમાં તન અને મન બન્નેના ઘણા ઉત્તમ ગુણો હતા. શરીરે મહા બળવાન્ હોવા ઉપરાંત તેની હિમ્મત હેરત પમાડે એવી હતી. તે કદી વગર વિચાર્યું કામ કરતો નહિ. તે શાણો હતો. દેશકાળને અનુકૂળ એવી તુટક તુટક યુદ્ધપદ્ધતિ અખત્યાર કરી તે સમર્થ શત્રુને હંફાવી શકયો, એ તેનું યુદ્ધ-કૌશલ્ય પુરવાર કરે છે. વળી તેના વહીવટી સુધારા ખાસ કરીને અષ્ટપ્રધાનની સ્થાપના તેની વ્યવસ્થાશક્તિ સુચવે છે. પરાજિત પ્રત્યેની દયાવૃત્તિપરથી લાગે છે કે વિના કારણની નિર્દયતા તેને બીલકુલ નાપસંદ હતી.

રાષ્ટ્રીય વીરને જોઈતા સર્વે ગુણો તેનામાં એકત્ર થયા હતા. તેનાં જીવન-માંથી અભ્યાસકને ઘણાયે બોધ,—હિમ્મત, સાહસ, ખંત, પવિત્રતા વિગેરે વિષેના મળે એમ છે. પોતાનાં સાધ્ય સાધવા કેટલેક સમયે તેણે જે યુક્તિઓ અને પ્રપંચો ઘડેલાં તેનો નૈતિક દૃષ્ટિએ બચાવ થઈ શકે એમ નથી. અફ-ઝલખાનનો વધ, જાવલી રાજા તથા બાજીરાવ ઘોરપડેનાં ખુન, અને સુરતના શાહુકારો પર થએલા અત્યાચારનો પક્ષ કરવો કઠણ છે. પરંતુ રાજપુરૂષોનાં જીવનમાં આવા અનેક પ્રસંગો આવે છે.

રામદાસસ્વામી શિવાજીના ગુરૂ હતા. તેણે શિવાજીને એક વેળા એવો બોધ દીધો હતો કે “દેવો અને ગાયો, બ્રાહ્મણો અને ધર્મ એ સૌનું રક્ષણ કરવા સારૂ પરમેશ્વરે તને પેદા કર્યો છે. ધર્મનું રક્ષણ કરી શકે એવો પુરૂષ

અત્યારે તારા શિવાય જગતમાં બીજો કોઈ નથી...ધર્મ નાશ પામે ત્યારે જીવવા કરતાં મરવું બહેતર છે. ધર્મ નષ્ટ થયો પછી જીવ્યાનું શું પ્રયોજન ? મરાઠાઓને એકત્ર કરી ધર્મને સજીવન કર."

મહારાષ્ટ્રના ભક્તકવિ તુકારામનાં ભજન કીર્તન સાંભળવાનો શિવાજીને બહુ શોખ હતો. તુકારામની નિષ્કામતા જોઈ શિવાજી છક થયો હતો.

**અકબર, ઔરંગઝેબ અને શિવાજીની તુલનાઃ યોદ્ધા તરીખે.**—ત્રણે મહાન યોદ્ધા અને નામીચા વિજેતા હતા. **અકબર** અને **ઔરંગઝેબે** મોગલાઈની સીમા ઘણી વધારી હતી, ત્યારે શિવાજીએ પોતાનાં રાજ્યની તસુએ તસુ જમીન જાતે મેળવી હતી. પરંતુ આ બાબતમાં **અકબર** અને શિવાજી **ઔરંગઝેબ**થી ચઢે એમ છે, કેમકે તેમને આરંભમાં જે અડચણો હતી તેવી **ઔરંગઝેબ**ને ન હતી. શરૂઆતથીજ તે વિશાળ, ધનવાન, અને સુવ્યવસ્થિત **સામ્રાજ્ય**નો માલીક હતો. વળી તેની જીતો વાસ્તવિક કરતાં દેખીતી વધારે હતી. કેમકે તેનાં રાજ્યના અંતે **મોગલ** સૈન્ય એટલું બળહીન બન્યું કે **સામ્રાજ્ય**નો નક્કી વિનાશ થવાનો એમ ચોખ્ખું લાગતું હતું.

**રાજનીતિજ્ઞો તરીખે.**—અકબર અને શિવાજીની રાજનીતિ શાણી, વિશાળ મનવાળી અને દેશકાળને અનુસરતી હતી. **અકબરે મુસલમાની** સરદારો સાથે મૈત્રી બાંધી **મોગલ** પ્રતિષ્ઠા વધારી, અને સાથે સાથે ધર્મછુટ અને ક્ષમાવૃત્તિના ઉદાર નિયમોવડે રજપુતોને શાંત પાડી પોતાના બનાવી લીધા. શિવાજી ચુસ્ત **હિંદુ** હતો છતાં તેણે કદી **મુસલમાનો**પર જુલમ ગુજાર્યા ન હતા. ત્યારે **ઔરંગઝેબે બીજાપુર ગોવળકોંડાની સલ્તનતોની** જડ કાઢી **મોગલ** સત્તા નિર્બળ બનાવી, અને ધાર્મિક અત્યાચારોથી **હિંદુ**-ઓને કટ્ટા શત્રુ બનાવ્યા. **અકબર** અને શિવાજીએ લોકોપયોગી સુધારા કર્યા, અનાચાર અટકાવ્યા, જમાબંધી સ્થાપી ત્યારે **ઔરંગઝેબ**ના ફેરફારોથી તેની પોણા ભાગ ઉપરની પ્રજાપર જુલમ થયો.

**પુરૂષો તરીખે.**—અકબર, શિવાજી આસપાસનાં માણસોની પ્રીતિ અને વફાદારી કેમ મેળવવી તે ઘણી સારી રીતે સમજતા હતા. નરરત્નની પારખ કરવામાં પ્રજા સાધારણ રીતે ચતુર હોય છે. પ્રજાએ વફાદારી બતાવી; બદલામાં આ રાજરત્નોએ વિશ્વાસ દાખવ્યો, અને એ રીતે રાજા-પ્રજા બન્નેનું

કામ ઉત્તમ પ્રકારે ચાલ્યું. આથી ઉલટા **ઔરંગઝેબે** કોઈનો વિશ્વાસ કર્યો નહિ અને તેનાં વહેમીપણાને લીધે કોઈએ તેની સારી સેવા બજાવી નહિ.

આ પરથી આપણે અનુમાની શકીએ કે **ઔરંગઝેબ** કરતાં **અકબર શિવાજી** બન્ને મોટા હતા. એક રીતે **શિવાજીની** વ્યવસ્થા-શક્તિ **અકબરથી** યે ચઢતી હતી કેમકે **શિવાજીની અષ્ટ** પ્રધાન પદ્ધતિ તે સમયના ઈતિહાસમાં અસાધારણ હતી.

## પ્રકરણ ૩૦ મું. શિવાજીના વંશજો.

**શિવાજી મરાઠી** રિયાસતનો તેમજ નવા રાજકુળનો સ્થાપક હતો. પણ તેના વંશજો એવા ખરાબ નીકળ્યા કે તેનું રાજકુળ વસ્તુતઃ તેનાં મરણ સાથેજ સમાપ્ત થયું.

**શંભાજી.**—શિવાજીનું મરણ થતાં તેનો પુત્ર **શંભાજી** ગાદીએ આવ્યો અને પોતાનાં કૃત્યોથી 'દિવા પાછળ અંધારૂં' એ કહેવત ખરી પાડી. ક્યાં વીર **શિવાજી** અને ક્યાં તેનો અધમ પતિત કપુત **શંભાજી** ! તે દારૂડીઓ અને રંડીબાજ હોવાથી કેટલાક **મરાઠા** સરદારોએ તેના નાના ભાઈ **રાજારામને** ગાદીએ આણવા તજવીજ ચલાવી. પિતાના મરણ સમયે **શંભાજી** કેદમાં હતો ત્યાંથી છટકી તેણે પોતાના પક્ષની જમાવટ કરી અને સામા પક્ષને હરાવ્યો; **રાજારામને** કેદ કર્યો, અને તેના ઘણાખરા અનુયાયીઓને ઘણી સખત સજા કરી. પિતાના પ્રધાનો તરફ પણ તેણે કઠોર વર્તન ચલાવ્યું. તેની આવી ચાલને લીધે **મરાઠાઓમાં** ભેદ પડ્યો હતો, અને આ સમયે **મોગલોમાં** કોઈ ઉત્તમ સેનાપતિ હોત તો આ તકનો લાભ લઈ તેણે **મરાઠી** સત્તાને ઉગતી દાબી દીધી હોત.

**શંભાજી** લડવૈયો તો હતો પણ દુર્ગુણી અને વ્યસની હોવાથી તે ઘણોખરો વખત હદપાર નિશામાં ચકચુર રહેતો. **પેશ્વાને** કેદ કરી તેણે **કલુશા** નામના નીચ પુરૂષને પ્રધાનપદ આપ્યું. રૈયતપર કરનો બોજો વધ્યો અને ચઢેલા પગારની બુમો મારતા સૈનિકો લુંટપર ચઢ્યા. દેશની દશા એવી માઠી હતી કે **બીજાપુર** ગોવળકોંડાના વિનાશથી ઉત્પન્ન થએલી અનુકુળ સ્થિતિનો **મરાઠાઓ** પુરેપુરો લાભ લઈ શક્યા નહિ. સામસામા હિસાબો ચુકવવાનો **મરાઠાઓ** માટે એ સોનેરી પ્રસંગ હતો. પરંતુ **શંભાજી** અને **કલુશા** બેમાંથી

એકેમાં આટલું પાણી ન હતું. એ તક ગઈ અને **મોગલોએ** એક પછી એક જીત મેળવવા માંડી. એક દિવસે **શંભાજી** હમ્મેશના નિયમ મુજબ નિશામાં બેભાન હતો તેવામાં **મોગલોએ** એકાએક તેને પકડી કેદ કર્યો. **બાદશાહે** **મુસલમાન** થવાનું કહેતાં તેણે તેની માંગણી તુચ્છકારી કાઢી. પરિણામે તેનો અતિ નિર્દય રીતે વધ કરવામાં આવ્યો ( ૧૬૮૯ ). તેના બાળપુત્રને દિલ્હી લઈ જઈ વીર્યહીન વાતાવરણમાં ઉછેર્યો અને તે પાછળથી **શાહુ** નામે પ્રસિદ્ધ થયો.

**રાજારામ.**—ગાદીવારસ **મોગલોના** તાબામાં હોવાથી **શિવાજીનો** નાનો પુત્ર **રાજારામ** રક્ષક નીમાયો. **મોગલ બાદશાહે મરાઠાઓનું** ઘણુંખરૂં રાજ્ય જીતી લીધું, તેમના રાજા **શંભાજીનો** વધ કર્યો, ગાદીવારસને કેદ કર્યો, તે સમયે **મહાન શિવાજીની** તાલીમ પામેલા **મરાઠાઓ** ગભરાઈ જવાને બદલે પક્ષાપક્ષી છોડી એકત્ર થયા અને રાજવધનું વેર વાળવા, પોતાનું રાજ્ય પાછું મેળવવા એકકે પગે તૈયાર થયા. **મહારાષ્ટ્રના** ઘણાખરા કિલ્લા **મોગ-લોના** હાથમાં ગએલા હોવાથી **રાજારામ** કર્ણાટકમાં આવેલા **જીંજીના** કિલ્લામાં ભરાયો, અને મુખ્ય મુખ્ય સરદારોએ **બાદશાહને** તાબે થવાનો ડોળ કર્યો. આમ દેખીતી રીતે આખું દક્ષિણ પોતાને કબજે આવેલું નીહાળી **ઔરંગઝેબે** પોતાના ઉત્તમ સેનાપતિ **ઝુલ્ફીકરખાનને જીંજીગઢ** જીતવા મોકલ્યો. **રાજારામે** પણ ભારે તૈયારીઓ કરી રાખી. આ ઘેરા દરમ્યાન, **સંતાજી** અને **ધનાજી** નામના બહાદુર સરદારો હેઠળ રહી **મરાઠાઓએ** આખા દક્ષિણદેશમાં સજડ દરોડા પાડી, લુંટફાટ ચલાવી, **મોગલોની** નાની નાની ટુકડીઓ કાપી નાંખી વૃદ્ધ **ઔરંગઝેબને** કંઠે પ્રાણ આણ્યા. દરમ્યાન **જીંજી** આગળ **ઝુલ્ફીકરખાન** ફાવતો ન હતો. આખરે ઘણા લાંબા ઘેરા પછી **જીંજીગઢ** મોગલોના હાથમાં ગયો ( ૧૬૯૮ ). પરંતુ ત્યારપહેલાં **રાજારામ** ત્યાંથી છટકી ગયો હતો.

**રાજારામે** રાજધાની **પુનાથી સતારામાં** આણી. **મરાઠા** સરદારોમાં તક-રારો ચાલી. **ધનાજીએ સંતાજીને** ઠાર માર્યો. **મોગલો** સામે થોડીક નિષ્ફળ લડત ચલાવ્યા બાદ **રાજારામનું** મરણ થયું ( ૧૭૦૦ ).

**તારાબાઈ.**—**રાજારામની** વિધવા હવે **શાહુનો** હક્ક ડુબાવી પોતાના બાળપુત્રના નામથી કારભાર કરવા લાગી. તેના અમલ દરમ્યાન તેણે **મોગ-**

લાઈ સાગરમાં ઓટ આણ્યો. **ઔરંગઝેબના** પ્રયાસો નિષ્ફળ બનાવવા તેણે **મહારાષ્ટ્રના** એકે એક ગઢે ફરી **મરાઠા** સરદારોને રાષ્ટ્રનું રક્ષણ કરવા ઉત્તેજ્યા. **તારાબાઇએ** કમ્મર કસી બાંય ચઢાવી અદ્ભુત કામ કરી બતાવ્યું. અપાર અનીતિમાં ગરદન સુધી ડુબેલા **મોગલ** સૈન્યો છેક ખરાબ અને બેબંધ બન્યાં હતાં. ક્રમે ક્રમે **તારાબાઈએ** ઘણા કિલ્લા સર કર્યા. આ સમયે તેને એવી આશા હતી કે મારો પુત્ર ગાદીએ આવશે. પરંતુ **ઔરંગઝેબના** મરણ પછી નવા બાદશાહ **બહાદુરશાહે શાહુને** છુટો કર્યો. આથી **તારાબાઈની** સર્વે આશાઓ અને કલ્પનાઓ ધુળમાં મળી. તેના ઘણાખરા અનુયાયીઓ **શાહુના** પક્ષમાં ભળ્યા. **શાહુ** ૧૭૦૮માં ગાદીએ આવ્યો.

**તારાબાઈનું ઉત્તર-જીવન.**—હારથી જરાયે ડર્યાવિના **તારાબાઈ** હજુ **શાહુને** બીનહક્કદાર ગણુતી. પોતાનો પુત્ર ગુજરી ગયો છતાં તેણે તકરાર ચાલુ રાખી અને પોતાના ઓરમાન પુત્રને ગાદીવારસ તરીખે ઉભો કર્યો. **મરાઠાઓમાં** હજુ તેનું માન હોવાથી થોડાઘણા તેના પક્ષમાં સામેલ થયા. પરિણામે **મરાઠાઓમાં** આત્મવિગ્રહ થયા. **તારાબાઈના** ઓરમાન પુત્ર **બીજા શંભાજીએ કોલ્હાપુરમાં** રાજધાની સ્થાપી. ૧૭૩૦માં **શાહુએ કોલ્હાપુરની** સ્વતંત્રતા માન્ય રાખી અને વિગ્રહ બંધ થયો. આ રીતે **શિવાજીના** મરણ-પછી પચાશ વર્ષે તેના રાજ્યના ભાગલા પડ્યા. ૧૭૪૮માં **શાહુનું** મરણ થતાં **તારાબાઈએ** એક બીજો વારસ ઉભો કરી તેને ગાદી અપાવી, પરંતુ પોતે રક્ષક-પદ મેળવામાં ફાવી નહિ. મહા ચતુર **પેશ્વા બાલાજી વિશ્વનાથ** રક્ષક નીમાયો અને તેની આગળ **તારાબાઈની** હોશિયારી ચાલે એમ ન હતું. છેક ૧૭૬૧માં **તારાબાઈનું** મરણ થયું.

**તારાબાઈ** અજબ શક્તિવાળી સ્ત્રી હતી. **મહારાષ્ટ્રના** ઇતિહાસમાં તેણે જે ભાગ ભજવ્યો તે લાભદાઈ તેમજ હાનિકર્તા હતો. અરાઢમી સદીના પહેલા આઠ વર્ષ દરમ્યાન **ઔરંગઝેબના** દક્ષિણ જીતવાના પ્રયાસ નિષ્ફળ બનાવવામાં તે આગેવાન હતી. તેનાં રક્ષકપણા હેઠળ જ **મોગલોને અહમદનગર** તરફ હઠવું પડ્યું હતું. પરંતુ **મરાઠાઓમાં** માંહોમાંહેનાં યુદ્ધ અને કુસંપ આણનાર પણ તે હતી. તેના ચઢાવવાથી જ **કોલ્હાપુરમાં** ગાદી સ્થપાઈ અને રાજ્યના ભાગલા પડ્યા. આ રીતે એ દુરાગ્રહી અને સત્તાલોભી સ્ત્રી હાનીકારક કુસંપનાં બીજ વાવનાર હતી.

**શાહુ** ૧૭૦૮ માં ગાદીએ આવ્યો અને ૧૭૪૮માં ગુજરી ગયો. ૧૭૧૪ માં એક એવો બનાવ બન્યો કે જેથી તેને પોતાને નુકશાન થયું અને તે કેવળ નામનો જ રાજા રહ્યો. પરંતુ **શાહુ**ની પડતી એ **મહારાષ્ટ્ર**ની મુક્તિ નીવડી, કેમકે તેથી **શિવાજી**ના વંશજો કરતાં હજાર દરજજે ચઢીઆતા પુરૂષો, **પેશ્વાઓ**, કર્તાહર્તા બન્યા.*

**શાહુ** ગાદીએ આવ્યા પછી તરત તેની નાલાયકી જણાઈ આવી. પર્વત-વાસીઓ, વજ્જર જેવા કઠણ, અત્યંત સાદું જીવન ગાળનારા અને ધાર્યું હોય તો ઘોડા પરજ ઉંઘ કાઢી લે એવા **મરાઠાઓ**નો રાજા થવા તે બીલકુલ યોગ્ય ન હતો. તેના બાયલાપણાને લીધે આંતરિક ઝઘડા અને બેબંધી ખુબ વધી પડ્યાં. આ સ્થિતિ નીહાળી પ્રધાનોએ અને મુખ્ય પુરૂષોએ તમામ રાજસત્તા **પેશ્વા**ના હાથમાં જવા દીધી. **બાલાજી વિશ્વનાથ** સાચો રાજા બન્યો. ખરૂં જોતાં તે પાંચમો **પેશ્વા** હતો પરંતુ પહેલા ચાર **પેશ્વા**ના પ્રમાણમાં તેની સત્તા અને લાગવગ એટલી બધી વધી હતી કે **પેશ્વાઈ**નો આરંભ તેનાથીજ થયો ગણાય છે.

**શાહુ**એ ઠેઠ સુધી **રાજા** નામ ધારણ કર્યું અને **પેશ્વાઓ** પણ તેની આમન્યા જાળવતા, તેનાં નામથીજ બધાં કામ કરતા એ વાત સાચી, પરંતુ

---

* **શાહુ મોગલ** દરબારમાંથી છુટી લગભગ વીશ વર્ષે સ્વદેશ આવ્યો ત્યારે તેની શારીરિક તેમજ માનસિક શકિત ઘણી કંગાળ હતી. પિતામહનું સ્થાપેલું રાજ્ય નિભાવવા તે સાવ નાલાયક હતો. આ પરિસ્થિતિમાં પ્રધાનોએ તેની સત્તા સાંકડી કરી નાંખી, અને રાજનૌકાનું સુકાન મુખ્ય પ્રધાન **પેશ્વા**ને સોંપ્યું. **શાહુ**ના સમયમાં **બાલાજી વિશ્વનાથ પેશ્વા** હતો, તેણે **પેશ્વા**પદ વંશપરંપરાનું બનાવ્યું. ઘણા યુરોપી ઇતિહાસકારો **પેશ્વાઓ** પર **શિવાજી**ની ગાદી તેના વંશમાંથી છીનવી લીધાનો આક્ષેપ મુકે છે. ખરી હકીકત તો એ છે કે **મહાન શિવાજી**ના અકુશળ, નિરૂદ્યમી અને પતિત વંશજોના હાથમાંથી **મરાઠી સામ્રાજ્ય**ના બચપણના સમયમાં વહીવટ લઈ લીધાથી **પેશ્વાઓએ સામ્રાજ્ય**ને વિનાશમાંથી બચાવ્યું હતું. **પેશ્વાઓ સામ્રાજ્ય**ને તારનારા હતા. **ઔરંગઝેબ**ના મરણથી માંડી **પાણીપત**ની કાતીલ લઢાઈ સુધી તેઓએ **મરાઠી સામ્રાજ્ય** સુદૃઢ બનાવ્યું, અને વિસ્તાર્યું. જો **પેશ્વાઈ** વંશપરંપરાની ન હોત તો તેનું જીવન લંબાત એ અતિસંભવિત છે.

**સતારાના રાજાની** વાસ્તવિક સત્તા દિને દિને છેક ઘટી ગઈ. અને એક સદી પછી શિવાજીએ સ્થાપેલા રાજકુળનો છેલ્લો રાજા મરણ પામ્યો ત્યારે તેનું નાનકડું રાજ્ય **અંગ્રેજ સરકારે** ખાલસા કર્યું ( ૧૮૪૮ ).

## પ્રકરણ ૩૧ મું. પહેલા બે પેશ્વા.

**બાલાજી વિશ્વનાથ.**—**શાહુ**ની નાલાયકીને લીધે તમામ રાજસત્તા **બાલાજી વિશ્વનાથ**ના હાથમાં આવી અને તેણે એ સત્તા વંશપરંપરાની બનાવી તેથી તેને **પેશ્વાઈ**નો પિતા કહી શકાય.

પોતાની સત્તા જામતાં **બાલાજી**એ રાષ્ટ્રની મહત્તા દૃઢ કરવા માંડી. જે કુસંપથી **શિવાજી**એ સ્થાપેલું નવું **હિંદુ** રાજ્ય હાલી ઉઠયું હતું તે કુસંપ અને ઝઘડા તેણે બંધ કર્યા. તેણે કેટલાક રાજકીય અને મહેસુલી સુધારા કર્યા તથા સૈન્યને પાછું વ્યવસ્થિત બનાવ્યું.

રાજ્યમાં શાંતિ અને વ્યવસ્થા આણવા ઉપરાંત તેણે રાજ્ય વિસ્તારવાની યોજના ઘડી હતી. ૧૦૦૦૦ સૈનિકોને મોખરે રહી તે **સૈયદ** ભાઈઓને મદદ દેવા **દિલ્હી** પહોંચ્યો, જેના બદલામાં **શાહુ** રાજાને **બાદશાહે મરાઠી રાજા** તરીખે સ્વીકાર્યો અને આખા **દક્ષિણ**માં **ચોથ** અને **સરદેશમુખી** ઉઘરાવવાની સત્તા આપી. **સૈયદ** બંધુઓની હાર થઈ ત્યાંસુધી તે **દિલ્હી**માંજ હતો. ઉપર કહેલી કબુલાતો તેણે **મહમદશાહ બાદશાહ** પાસે પાકી કરાવી લીધી. એમ પણ કહેવાય છે કે **દિલ્હી** પ્રદેશનું રક્ષણ કરવા સારૂ **બાદશાહે** તેને અમુક રકમ આપી હતી. **મરાઠી** સર્વોપરીપણાનું આ પ્રથમ પગથીઉં હતું. **દક્ષિણ**નાં તમામ રાજ્યોની મહેસુલપર હવે **મરાઠા**ઓનો **ચોથ** અને **સરદેશમુખી**નો હક્ક દાવો થયો. **દિલ્હી**થી પાછા આવ્યા બાદ **બાલાજી**નું મરણ થયું ( ૧૭૨૦ ). જાતે બ્રાહ્મણ હોઈ તે નાનામાં નાની પદવી પરથી મોટામાં મોટી પદવીએ પહોંચ્યો હતો. તે ચઢ્યો તે પોતાની બુદ્ધિનાં બળે, અને **શાહુ** સ્વતંત્ર રાજા તરીખે લેખાયો તે પણ તેની બુદ્ધિનો જ પ્રતાપ હતો.

**પહેલો બાજીરાવ** હવે પિતાની ગાદીએ આવ્યો. **બાલાજી**ની ચતુરાઈ તેનામાં ઉતરી હતી. વળી તે સારો લડવૈયો પણ હતો. તેનાં આરોહણ સમયે કેટલાક સરદારોની લાગવગ, તેમણે યુદ્ધમાં નામ કાઢેલાં હોવાથી, પુષ્કળ હતી. આમાં **મલ્હારરાવ હોલ્કર** ઘોડેસ્વારોનો સેનાપતિ, **રાણોજી સિંધીઆ**

અસલ પેશ્વાની જુતી ઉંચકનાર પણ પાછળથી તેની કૃપાવડે ચઢેલો, પીલાજી ગાયકવાડ, પરસાજી ભોંસલે, અને ઉદાજી પવાર મુખ્ય હતા. તેઓએ જે રાજ્યો સ્થાપેલાં તેનાં વર્ણન હવે પછી આવશે.

ચતુર પેશ્વા સારી પેઠે સમજતો હતો કે આ સરદારો પોતાનાં સૈન્યો સાથે સ્વરાજ્યમાં રહે તો તેઓ તોફાને ચઢે, અને રાજ્યની એકતાને તેમજ પેશ્વાઈને નુકશાન પહોંચાડે. તેઓ યોગ્ય કામમાં રોકાએલા રહે તેમાં સામ્રાજ્યની શોભા હતી. દીર્ઘદર્શી બાજીરાવે તેમને દૂરદૂરના દેશોમાં ચોથ ઉઘરાવવાનું કામ વહેંચી દીધું અને એ રીતે તેમને એકમેકથી જુદા પાડ્યા, તથા પોતાને આધીન રાખ્યા. આ પ્રમાણે ગાયકવાડ ગુજરાતમાં, ભોંસલે વરાડમાં, હોલ્કર ઈંદોરમાં, અને સિંધીઆ ગ્વાલીઅરમાં ગયો. આ રીતે બાજીરાવે એક કાંકરે બે નહિ પણ ત્રણ પંખી માર્યાં—સૌને કામમાં પરોવી દીધા, પોતાની સર્વોત્તમતા જાળવી, અને મરાઠી સામ્રાજ્યની એકતા ટકાવી રાખી.

**યુદ્ધો.**—આ પ્રમાણે રાજ્યનો બંદોબસ્ત કર્યા પછી તેણે વિસ્તારણ તરફ લક્ષ દોર્યું. મહાન શિવાજીના અંતકાળના શબ્દો–"સર્વ ભરતખંડ જીતવો, ભાગીરથીને ત્રાસમુક્ત કરવી, અટક જઈને પેલે પારના પ્રદેશપર ચઢાઈ લઈ જઈ ત્યાં રાજ્ય ચલાવવું એવી મારી ઉત્કટ ઇચ્છા હતી તે અપૂર્ણ રહી,"–આ શબ્દો તેનાં મગજમાં રમ્યા કરતા હતા. તેણે પોતાના સરદારોને ઠેર ઠેર વિજયયાત્રાએ મોકલી દીધા. ગાયકવાડે ગુજરાત, અને હોલ્કરે માળવા જીત્યું તે આ જ સમયે.

**બાજીરાવ અને નિઝામુલ્મુલ્ક.**—આ પ્રમાણે ગુજરાત, માળવા, બુંદેલખંડ આદિ બાદશાહી મુલકો મરાઠી સામ્રાજ્યમાં સામેલ થયા બાદ બાજીરાવ જાતે એકાએક દિલ્હીપર ચઢાઈ લઈ ગયો. બિચારા બાદશાહે ગભરાટમાં દક્ષિણના સુબેદાર નિઝામુલ્મુલ્કને મદદે બોલાવ્યો. આ પહેલાં બાજીરાવ અને નિઝામુલ્મુલ્ક વચ્ચે ઘણા વખતથી દુશ્મનાવટ ચાલતી હતી કેમકે તેમના સ્વાર્થ પરસ્પર અથડાતા હતા. બન્નેને રાજ્ય વિસ્તારવાની ઉમેદ હતી. કહે છે કે એ વેળા નિઝામ બોલેલો કે જેટલા બાજી તેટલા પાજી; તેના પ્રત્યુત્તર તરીખે બાજીરાવે કહેલું કે જેટલા નિઝામ તેટલા હજામ. બાજીરાવને હાથે નિઝામ અનેક વાર હાર્યો હતો. આ સમયે પણ બાજીરાવે ભોપાળ આગળ તેની ખબર લઈ નાંખી. સચોટ હાર થતાં નિઝામે સિરો-

ન્જના કરાર કર્યા. આખો **માળવા** અને **ચંબલ-નર્બદા** વચ્ચેનો તમામ પ્રદેશ **મરાઠાઓ**ને મળ્યો. **બાદશાહ**ની આ કરારપર સહી લેવા તથા **બાજી-રાવ**ને નુકશાનીના ૫૦ લાખ રૂપિયા અપાવવા **નિઝામે** વચન આપ્યું. **નિઝામ–મરાઠાઓ** વચ્ચેની શત્રુતા લગભગ પોણો સો વર્ષ સુધી ચાલી હતી.

૧૭૩૯ માં ઉત્તરમાં **નાદિરશાહ** ચઢી આવ્યો ત્યારે **બાજીરાવ પોર્ટુગીઝ** સામે ભીડ્યો હતો. તેમની પાસેથી તેણે **સાલ્સેટ** અને **વસાઈ** લીધાં. પછી **નાદિરશાહ**ને ટક્કર દેવા તે ઉત્તર તરફ જવા નીકળ્યો પણ માર્ગમાંજ તેને ખબર મળી કે **નાદિર** સ્વદેશ ચાલી ગયો છે. ત્યારપછી **મોગલ** વૃક્ષની શાખાઓ તોડવામાં પરિશ્રમ કરવાને બદલે જીર્ણ થએલા મૂળ થડ ઉપર જ ઘા કરવા તેણે નિશ્ચય કર્યો. એ માટે મોટી ફોજ તૈયાર કરી તે **દિલ્હી** જવા નીકળ્યો, પરંતુ માર્ગમાં **નર્બદા** તીરે તેનું મરણ થયું ( ૧૭૪૦ ).

**તેના ગુણદોષ.**—લશ્કરી છાવણીમાં જન્મેલો અને મુત્સદ્દી મંડળમાં ઉછરેલો હોવાથી **બાજીરાવ**માં સૈનિકનાં બળ અને સહનશક્તિ, તથા માણસ પરીક્ષા અને વિલક્ષણ ચતુરાઈ હતી. રીતભાતમાં તે સાદો હતો. થાક કે ભય તેને લાગતાં નહિ. લશ્કરી પ્રવાસ દરમ્યાન ઘોડાપર બેઠાં બેઠાં જાર બાજરીનાં કણસલાં ચોળી તેમાંના દાણાના ફાકા મારી તે અનેક વખત પોતાનો નિભાવ કરી લેતો. સરદારો પ્રત્યે તે પ્રીતિ દર્શાવતો અને તેમને ઉત્તેજન પણ દેતો. તથાપિ તેનો ઉગ્ર સ્વભાવ અને ઉપરીપણાનો ડોળ કેટલાક સરદારોને ગમતાં નહિ. વળી કોઈ કોઈ વેળા તેનાં વર્તનમાં ઈર્ષ્યા અને વહેમીપણું દેખાઈ આવતાં.

તેણે **નિઝામ** વિગેરે **મોગલાઈ**ના સરદારોને હરાવી **મરાઠી** પ્રતિષ્ઠા વધારી અને **મરાઠી સામ્રાજ્ય**ની સીમા ઘણી વિસ્તારી. મહાન વિજેતા હોવા ઉપરાંત તે વ્યવસ્થાપક પણ હતો. **મરાઠી સામ્રાજ્ય**ની એકતા તેણે જાળવી રાખી અને તેના અમલ દરમ્યાન **મરાઠાઓ**ની વિવિધ શાખાઓ છુટી પડેલી ન હોવાથી તેની સત્તા સૌથી બળવાન હતી.

સૌથી મોટો **પેશ્વા** કોણ ? એ પ્રશ્ન વિષે **મરાઠી** ઇતિહાસકો એકમત નથી. કેટલાક **બાજીરાવ**ને એ પદ આપે છે. પરંતુ અર્વાચીન વલણ તેના પૌત્ર **માધવરાવ**ને સૌથી મોટો **પેશ્વા** ગણવા તરફ છે.

**સામ્રાજ્યધાની પુના**માં આણનાર **બાજીરાવ** હતો. તેનો મહેલ 'શનિવાર વાડા' આજે પણ મોજુદ છે.

## પ્રકરણ ૩૨ મું. પાણીપતનો કારી ઘા.

**બાલાજી બાજીરાવ.**—પહેલા **બાજીરાવ**નો મોટો પુત્ર **બાલાજી** હવે ગાદીએ આવ્યો. પેશ્વાઈ વંશપરંપરાની બનેલી હોવાથી તેને ઝાઝી અડચણ નડી નહિ. તેનો સમર્થ હરીફ **નાગપુરવાળો રઘુજી ભોંસલે** કર્ણાટકમાં હોવાથી તે ઝાઝું તોફાન કરી શકયો નહિ.

આ સમયે **મરાઠી** સરદારો સર્વોત્તમતાની હરીફાઈમાં ખુબ આગળ વધતા હતા. માજી રાજ્યમાં બહાર પડેલા સરદારોએ અત્યાર સુધીમાં પોતાનાં રાજ્યોની સ્થાપના ઓછીવત્તી કરી દીધી હતી. પાડોશી રાજ્યોના ભોગે તેઓ પોતાનાં રાજ્ય વધારતા હતા. હજુ તેમની હરીફાઈ ઉત્તમ પ્રકારની હતી અને એકમેકનો નાશ કરવાનો ખ્યાલ હજુ તેમનાં દિલમાં દાખલ થયો ન હતો.

**નાગપુરવાળો રઘુજી ભોંસલે** આખા **ઓરિસ્સા** પ્રાન્તપર ફરી વળ્યો અને તેની સ્વારી ઠેઠ **ગંગાનદી** સુધી જતી. કલકત્તાવાળા તેનાથી એટલા બધા ગભરાતા કે તેમણે આત્મરક્ષણ સારૂ એક ઉંડી ખાઈ—**મરાઠા** ખાઈ—ખોદાવી હતી. કર્ણાટક પણ તેણે સર કર્યું હતું. આ રીતે **રઘુજી** મહા બળવાન્ બન્યો હતો. **ગુજરાત**માં **ગાયકવાડ અમદાવાદ** સર કરી પોતાની સત્તા પુરજોશથી જમાવતો હતો. **ઈંદોરવાળા મલ્હારરાવ હોલ્કરે બુંદેલખંડ**માં તેવુંજ કામ કર્યું હતું. **રાણોજી સિંધીઆ** અને તેના પુત્રો **નર્બદા**ના ઉત્તર પ્રદેશમાં પોતાની આણ વર્તાવી રહ્યા હતા. **પેશ્વા**ના નાના ભાઈ **રઘુનાથરાવે** ( ઈતિહાસ-પ્રસિદ્ધ **રાઘોબાએ** ) **પંજાબ** પર ચઢાઈ કરી અને તે **લાહોર**માં વિજેતા રૂપે ઠાઠમાઠથી દાખલ થયો. **પેશ્વા** પોતે **મૈસોર** અને કર્ણાટક ગયો અને ત્યાં ખંડણી ઉઘરાવી. આ સમયે **નિઝામુલ્મુલ્ક**નો પુત્ર **ગાઝીઉદીન દિલ્હી**માં વજીરપદે હતો. તેને **મરાઠાઓ**નો સહાયો હતો અને તેની મારફતે જ **મરાઠાઓએ દિલ્હી બાદશાહત**નાં સર્વ સૂત્ર પોતાના હાથમાં લીધાં હતાં. **ભરતપુર**માં **જાટ** રાજા **સુરજમલ**નું રાજ્ય હતું. તેની પાસેથી **હોલ્કરે** થોડો ઘણો મુલક મેળવ્યો. **સિંધીઆએ રજપુતાના**નાં ઘણાં રાજ્યો જીત્યાં.

**ઉદ્દગીરની લડાઈ.**—પરંતુ આ સર્વ વિજયોને ટપી જાય એવો વિજય **ઉદ્દગીર**માં મળ્યો. **પેશ્વા**ના હાથમાં આવેલું **અહમદનગર** જીતી લેવા **નિઝામુલ્મુલ્ક**ના પુત્રો **સલાબતજંગ** અને **નિઝામઅલીએ** નિશ્ચય કર્યો હતો.

આને લીધે ઉદ્દગીર આગળ લડાઈ થઈ. તેમાં તેમનો પુરપુરો પરાજય થયો. **દૌલતાબાદ**, **આસીરગઢ** તથા **બીજાપુર** **મરાઠાઓ**ને આપી દેવાં પડ્યાં, અને **અહમદનગર** તથા **ઔરંગાબાદ** પ્રાન્તોના મોટા ભાગપરથી પોતાનો દાવો ઉઠાવી લેવો પડ્યો (૧૭૬૦).

આ રીતે **બાલાજી બાજીરાવ**ના અમલનાં વીશ વર્ષમાં **મરાઠી** સત્તા છેક ટોચે પહોંચી. વિવિધ **મરાઠા** સરદારો પાડોશી રાજ્યોના ભોગે પોતાનાં રાજ્યો વધારવામાં એકમેકની હરીફાઈ કરતા હતા. **ભોંસલે** **ઓરિસ્સા** અને **બંગાળ**માં ફરી વળ્યો, **હોલ્કરે** **બુંદેલખંડ** કબજે કર્યો, **રાઘોબાએ** **પંજાબ**માં ભગવો ઝંડો ઉડાવ્યો અને **લાહોર** સર કર્યું, અને **પેશ્વાએ** પંડે **મૈસોર** અને **કર્ણાટક**માં ફરી વળી **નિઝામુલ્મુલ્ક**ના પુત્રોને **ઉદ્દગીર** મુકામે સચોટ હાર આપી. ઉપરાંત તમામ **બાદશાહી** પ્રદેશોમાં **મરાઠાઓ** **ચોથ** ઉઘરાવતા.

પરિણામે ૧૭૬૦માં **મરાઠી સામ્રાજ્ય પૂર્વ** સાગરથી **પશ્ચિમ** સાગર સુધી, અને **હિમાલય**ની તરાઇથી ઠેઠ **દક્ષિણ** અણી સુધી વિસ્તર્યું હતું. આ સીમાઓની અંદર સમાએલો ઘણોખરો દેશ તેમનો હતો, અને બાકીના પાસેથી તેઓ ખંડણી લેતા.

**મુસલમાનોની તૈયારીઓ.**—**મરાઠાઓ**ની સત્તા આખા **હિંદ**માં જામી એ વાત **મુસલમાનો**ને રૂચી નહિ. **નજીબખાન રોહિલા** અને અન્ય **મુસલમાન** સરદારોએ **મરાઠી** બળ તોડવા મોટા પાયાપર તૈયારી કરવા માંડી. વળી **અફઘાનીસ્તાન**ના પ્રતાપી **અહમદશાહ અબ્દાલી**ની સ્વારીનો મોખો મળવાથી તેઓ તેના પક્ષમાં સામેલ થયા.

**નાદિરશાહ**ની સ્વારીના સમયથી **પંજાબ** અને તેની વાયવ્યનો પ્રદેશ ઈરાની સામ્રાજ્યમાં લેખાતો. **નાદિર** પછી તેનો શિષ્ય **અહમદશાહ** ગાદીએ આવ્યો હતો. આજ પહેલાં તેણે **હિંદુસ્તાન**પર થોડાક હુમલા કર્યા હતા, પણ તેમાં તેને ઝાઝી ફત્તેહ મળી ન હતી. હવે **રાઘોબા**ની **પંજાબ**ની સ્વારીના સમાચાર સાંભળી **અહમદશાહ**ને ખુબ ક્રોધ ચઢ્યો. **રાઘોબા**ના ઉછાંછળા અને વગર વિચાર્યા કૃત્યની અસર બહુ બુરી થઈ; તેની ફત્તેહ મોંઘી પડી, કેમકે તેમાંથી કશો લાભ થયો નહિ, લગભગ એક કરોડનો ખર્ચ થયો, અને સુતેલો સિંહ ઉશ્કેરાયો. **હિંદુસ્તાન**ની તત્કાલીન રાજકીય સ્થિતિ સર્વ રીતે અનુકૂળ નીહાળી, ગુમાવેલો પ્રાન્ત પાછો મેળવવા, **હિંદી મુસલમાનો**ની

મનોકામના પુરી પાડવા, પોતાને થએલા અપમાનનો બદલો લેવા, અને હિંદુઓને પોતાનો હાથ બતાવવા **અહમદશાહ** સિંધુ પાર કરી આવ્યો.

**પેશ્વાની તૈયારીઓ.**—પુનામાં પેશ્વાએ પણ પ્રચંડ તૈયારીઓ કરી. તમામ **મરાઠા** સરદારોને ભેગા કર્યા. લગભગ બે ત્રણ લાખ આદમી જમા થયા. અત્યાર સુધી ઉત્તરની સ્વારીઓનું સેનાપતિપણું **રાઘોબા** કરતો પરંતુ આ સમયે તે અપ્રિય બનેલો હોવાથી તેણે સેનાપતિ થવા ના પાડી. તેથી ઉદ્‌ગીરની લડાઈમાં નામ કાઢનાર **પેશ્વાનો** પિત્રાઈ **સદાશિવરાવ ભાઉ** સેનાપતિ બન્યો. પાટવીકુંવર **વિશ્વાસરાવ**, તથા **મરાઠાઓની** જંગી ફોજ અને તોપખાનું લઈ તે ઉત્તર તરફ જવા નીકળ્યો. **હોલ્કર**, **સિંધીઆ**, **ગાયકવાડ** અને બીજા કેટલાક **હિંદુ** સરદારો પણ હાજર થયા. આ પ્રચંડ દળ સામે ટક્કર ઝીલવા **અબ્દાલીએ** **હિંદના** તમામ ઈસ્લામીઓને બોલાવવાની તજવીજ કરી. એ રીતે આ યુદ્ધ રાષ્ટ્રીય તેમજ ધાર્મિક બન્યું.

**પાણીપતની ત્રીજી લડાઈ.**—શરૂઆતમાં નાનાં નાનાં અનેક છમકલાં થયાં. તેમાં કોઈ વખત આ પક્ષ અને કોઈ વખત પેલો પક્ષ જીતતો. અંતે મોટી અને નિર્ણયાત્મક લડાઈ **પાણીપતના** મેદાનમાં ૧૭૬૧ ના આરંભમાં થઈ.

સવારથીજ ઘોર યુદ્ધ શરૂ થયું. ત્રીજા પહોરસુધી **મરાઠાઓનું** પાસું જીતપર હતું. સૈન્યની ડાબી પાંખ આગળ રાખી, તથા તોપખાનું છેક મોખરે રાખી **મરાઠાઓ** ત્રાંસી દિશાએ આગળ ધપ્યા. **અબ્દાલીએ** તેમની સામે તેવી જ રચના રચી.

**મરાઠાઓએ** શત્રુની આગળ વધતી હારોપર મારો ચલાવી તેમનો ઘાણ કાઢ્યો. **અફઘાનોની** જમણી પાંખ અને મધ્યપર સખત માર પડ્યો. તથાપિ **મરાઠાઓના** ઉપરાઉપરી હુમલાસામે **અબ્દાલીની** ડાબી પાંખ અખંડ રહી અને ત્રીજા પહોરસુધી લડી.

હવે પોતાની કફોડી સ્થિતિ બરાબર સમજી **અબ્દાલીએ** ભગીરથ પ્રયાસ કરવા માંડ્યા. એ ઘોડેસ્વાર પલટન લઈ તેણે જાતે **મરાઠા** મધ્યપર હલ્લો કર્યો. તેની બીજી બે ટુકડીઓ શત્રુની બન્ને પાંખો ઉપર તુટી પડી. આ અણધારી ચાલના ઓચિંતા દબાણ હેઠળ **મરાઠા** મધ્ય હાલી ઉઠ્યું અને હઠી ગયું. **વિશ્વાસરાવ** હણાયો અને **સદાશિવરાવ** લડાઈની એવી ભીડમાં ઘુસી

ગયો કે તેનો પત્તોજ ન લાગ્યો. આ સ્થિતિ જોઈ ભયભીત બનેલા મરાઠાઓ જ્યાં ફાવ્યું ત્યાં જીવ લઈ નાઠા. પરંતુ નાસવાનો માર્ગ શત્રુએ ઘેરેલો હોવાથી ઘણાખરા, મુસલમાનોની તરવારના ભોગ થઈ પડ્યા. આ રીતે એક સેનાપતિની ચતુરાઇથી પરાજય મટી વિજય થયો, અને બીજા સેનાપતિની મૂર્ખાઇથી વિજય મટી પરાજય બન્યો.

લગભગ બધા મરાઠા સરદારો રણમાં ખપી ગયા. પ્રસિદ્ધ ઈતિહાસક ગ્રાન્ટ ડફના હિસાબે પાણીપતમાં બે લાખ જેટલા હિંદુઓ મુઆ હશે. પેશ્વાને પહોંચેલા એક ભેદભર્યા સંદેશાપરથી કતલની વિશાળતા સહેલાઇથી કલ્પી શકાય છે.—"બે મોતી છેદાઈ ગયાં, સત્તાવીશ સુવર્ણમહોર ગુમ થઈ, અને રૂપિયા પૈસાનો તો સરવાળો ગણી શકાય એમ નથી."

મહારાષ્ટ્રમાં એવું એકે ઘર ન હતું કે જેમાંનું કોઈ નહિ ને કોઈ પાણીપતમાં મુઉં નહિ હોય. સારા મહારાષ્ટ્રમાં રડારોળ અને હાયપીટ થઈ રહી. ખુદ પેશ્વાને પાણીપતનો પરાજય દેહાંતદંડ સમાન હતો. ૭ માસમાંજ તેનું મરણ થયું.

**મરાઠી પરાજયનાં કારણો.**—પોતાને અત્યારસુધી અજાણી, એવી ઢબે મરાઠાઓ આ સમયે લડવા નીકળ્યા હતા. મોગલાઈની જાહોજલાલીમાં જે પ્રકારનો ઠાઠ મોગલ છાવણીનો હતો તેવોજ આ સમયે મરાઠાઓનો ઠાઠ હતો. શિવાજી અને બાજીરાવની સાદાઈ ભાઉમાં ન હતી. ઉત્તરની યુદ્ધપદ્ધતિમાં ઉછરેલા, ટેવાએલા, અને કસાએલા મલ્હારરાવ હોલ્કર અને સુરજમલ જાટ જેવા મિત્રોએ ભાઉને ખુબ સમજાવ્યું કે છાવણી અને તેમાંના સરંજામને પાછળ રાખી, પરંપરાથી ચાલતી આવતી મરાઠી ઢબે લડત લડી શત્રુને પજવી થકવી નાંખવો. પરંતુ અભિમાની અને સત્તાના મદમાં ભાન ભુલેલા ભાઉએ વડીલોની સલાહ ન માની, અને પોતાની મતિ મુજબ ચાલ્યો. તેની મૂર્ખાઈનાં માઠાં ફળ આખી મરાઠી પ્રજાને ભોગવવાં પડ્યાં.

જે દુર્દશા પૂર્વે મરાઠાઓ તેમના શત્રુની કરી મુકતા તેજ દશા આજે તેમની થઈ. પોતાની પ્રચંડ ફોજને સાધનસામગ્રી પુરી પાડવાનો પ્રશ્ન તેમના ઇતિહાસમાં પહેલી વાર આ સમયે આવ્યો. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ આ દુઃખ ઘણું તીવ્ર થઈ પડ્યું. ખોરાકી છેક ખલાસ થઈ ગઈ અને લડાઈને દિવસે સૈનિકો પોતાનું છેલ્લું ભાથું ખાઈને નીકળ્યા હતા.

વળી **મરાઠી** પાયદળે પોતાની હમ્મેશની લડાયક શક્તિ **પાણીપતમાં** બરાબર બતાવી નહિ. બેશક કેટલાક દિવસથી તેમને અર્ધે પેટે મંગળવાર કરવા જેવું થયું હતું. ઉપરાંત ખુલ્લા મેદાનમાં વ્યવસ્થિત લડાઈ લડવાનો તેમને ઝાઝો અનુભવ ન હતો. એવી લડતમાટે સૈનિકોમાં અને સેનાપતિઓમાં જે ધૈર્ય, દઢતા, અને ખંત જરૂરી છે તે તેમનામાં ન હતાં.

ખુદ **ભાઉમાં**જ ન હતી ધીરજ, અને ન હતો સંયમ. સેનાપતિની દીર્ઘ દૃષ્ટિ તેનામાં ન હતી. શત્રુની ઓળ ઉપર પોતાની ટુકડીઓ એક પછી એક ફેંકયો ગયો એ લશ્કરી દૃષ્ટિએ તેની મોટામાં મોટી ભુલ હતી. **અબ્દાલીએ** **મરાઠાઓને** ઘેરી લેવાનો પ્રબંધ ગોઠવ્યો ત્યારે થાકેલા અને નાહિમ્મત થએલા **મરાઠાઓ** તેને હાથે ઘેરાઈ ગયા. સંગ્રામમાં **અબ્દાલીએ** સેનાપતિ તરીખે અતિ વિશેષ ચતુરાઈ દર્શાવી હતી. **પાણીપતનાં** મેદાનમાં જે જીત તેના સૈનિકોએ મેળવી તેનું ઘણુંખરૂં માન તેમના **શાહને** ઘટે છે. **નાદિરશાહને** ચરણે રહી શીખેલી યુદ્ધવિદ્યા તેણે આ સમયે **હિંદને** પુરેપુરી બતાવી દીધી.

**પાણીપતનું મહત્ત્વ.**—પાણીપતે **મરાઠી સામ્રાજ્ય**પર કારી ઘા માર્યો. **મરાઠાઓની** મોટી મોટી અભિલાષાઓ એકાએક ધુળમાં મળી. **અહમદશાહને** યે આ જીત બહુ મોંઘી થઈ પડી. તેના એટલા બધા સૈનિકો ખપી ગયા કે તે વિજયનો પુરેપુરો લાભ લઈ શકયો નહિ. **દિલ્હીથી** જ તેને પાછા ફરવું પડ્યું. **હિંદમાં** આવેલા **મુસલમાન** આક્રમણકારોમાં **અહમદશાહ** છેલ્લો છે અને **પાણીપત** ઈસ્લામીઓની **ભારતભૂમિમાં** થએલી છેલ્લી જીત છે. **પાણીપતથી** ( ૧૭૬૧ ) **હિંદના** ઈતિહાસનો **હિંદી** યુગ પુરો થયો એમ કહી શકાય. ત્યારથી, અહીંથી હજારો માઈલ દૂર આવેલા એક નાનકડા ટાપુમાંથી આવેલા **સોદાગર રાજ્યકર્તાઓની** કૃતિઓ વિશેષ રસિક બને છે. **અંગ્રેજો** **હિંદમાં** રાજસત્તા સ્થાપી શકયા તેનાં અનેક કારણોમાં **પાણીપતની** લડાઈ અને તેને લીધે મુખ્ય **હિંદી** રાજ્યોમાં નીપજેલી છિન્નભિન્નતાને પણ અગત્યનું સ્થાન છે. જો **મરાઠાઓ** જીત્યા હોત તો તેઓ **બંગાળી નવાબ મીરકાસમનો** પક્ષ લઈ **અંગ્રેજો** સામે લડત અને તેનું પરિણામ **બ્રિટિશ કંપનીની** કુમળી સત્તાને ઘાતક નીવડત એવો ઘણા સમર્થ વિદ્વાનોનો મત છે. વળી એજ **પાણીપતને** લીધે **અફઘાનો** પણ **હિંદપર** બીજી સ્વારી લાવી શકયા નહિ. આ રીતે, હચમચી ગએલી **મોગલ** સલ્તનતનું સ્થાન લેવાની ઝંખના રાખનારા બે ધરખમ ઉમેદવારો જાણે દૈવના કોપે કરી હડી

ગયા; અને અંગ્રેજો ઈશ્વરકૃપાથી સર્વોપરિતામાટેનો આરંભ ક્રમે ક્રમે કરી શક્યા. હવે પછીના ઈતિહાસ પરથી સાવધ અભ્યાસકને માલમ પડતું જશે જે બ્રિટન આ દેશમાં સર્વોપરી બને એ પ્રભુની જ ઈચ્છા હતી.

## પ્રકરણ ૩૩ મું. ફ્રેન્ચ-અંગ્રેજના ઝગડા.

**૧૭૬૧ માં હિંદની હાલત.**—પાણીપતની લડાઈ શિવાય બીજા કેટલાક બનાવોને લીધે ઈતિહાસકો ૧૭૬૧ની સાલને મહત્ત્વની ગણે છે. તેનાં ચાર વર્ષ આગળ જ પ્લાસીની જીતથી ક્લાઈવે ઈસ્ટ ઈંડિયા કંપની માટે બંગાળા મેળવ્યું. વળી દિવાનીનો બાદશાહી સહી સિક્કા સાથેનો અધિકાર કંપનીને મળ્યો તે પાણીપત પછી ચાર વર્ષે જ. ફ્રેન્ચોનું મુખ્ય મથક પોંડીચેરી પડ્યું તે ૧૭૬૧ માં જ. હૈદરઅલીએ મૈસોરમાં સ્થાપના કરી તે પણ એ જ સાલમાં. સીખો ૧૭૬૪ માં લાહોર સર કરી સ્વતંત્ર થયા. આ પ્રમાણે દરેક હિસાબે ૧૭૬૧ માં એક યુગ પુરો થતો અને બીજો યુગ શરૂ થતો લાગે છે.

મોગલ બાદશાહ બળહીન તથા નામધારી જ હતો. વાસ્તવિક સત્તા મરાઠાઓ, અંગ્રેજો, સીખો, અને અયોધ્યા, બંગાળા તથા દક્ષિણના મુસલમાનોના હાથમાં હતી.

**ફ્રેંચ અને અંગ્રેજ.**—આ સ્થળે, યુરોપીઅનોએ હિંદમાં ૧૭૬૧ સુધીમાં શી પ્રગતિ કરી તે જોઈ લઈએ. આરંભથીજ ફ્રેંચ-અંગ્રેજ વચ્ચે સ્પર્ધા અને હરીફાઈ ચાલતી હતી. પરંતુ ૧૭૪૦ પછી તેઓ વચ્ચે પ્રગટ શત્રુતા થઈ.

**ઝઘડાનાં સામાન્ય કારણો.**—'સ્પર્ધા' શબ્દમાં ફ્રેંચ-અંગ્રેજ ઝઘડાનાં સર્વે કારણો સમાઈ જાય છે. બન્નેને હિંદમાં સંસ્થાની રાજ્યો સ્થાપવાં હતાં; અને હિંદનો વિશાળ વિસ્તાર છતાં એ બન્નેનો તેમાં સમાવેશ થાય એમ ન હતું. બન્ને પ્રજાને જમાનાથી હાડવેર ચાલ્યું આવતું હતું. ઉપરાંત અહીં આવનારા બન્ને પ્રજાના નાવિકોને એના એજ દરિયા ખેડવાના, એનાં એજ બંદરોમાં જવાનું, અને એનાં એજ સ્થળોએ ઉતરવાનું હતું. આથી હિંદમાં તેમનાં બે નોખાં રાજ્ય થાય એ કેવળ અસંભવિત હતું. કાં તો એમાંથી એકે ભૂમિતૃષ્ણા જતી કરવી, વા તો બન્નેએ કમ્મર કસી જ્યાંસુધી

એકનો સંપૂર્ણ જય અને બીજાનું સંપૂર્ણ પતન થાય ત્યાં સુધી લાંબું અને ખુનખાર યુદ્ધ ચલાવવું; એ શિવાય અન્ય ઈલાજ ન હતો.

૧૬૯૮ જેટલી વહેલી મુદતે ઈંગ્લેંડમાં ઠરાવ થયો હતો કે હિંદુસ્તાનમાં સ્વાતંત્ર્ય અને મુલકો મેળવવાં. ૧૭૦૨ માં આન રાણીએ કંપનીને સંસ્થાનોના રક્ષણ માટે સૈન્ય રાખવાનો અધિકાર આપ્યો હતો. આ રક્ષણ માટેનાં સૈન્યવડે કંપનીએ સ્વતંત્ર મુલક મેળવવાનું કામ ધમધોકાર ચલાવ્યું.

ફ્રેન્ચોની નીતિ આથી જરાયે જુદી ન હતી. હિંદમાં સોદાગર વેશે તેઓનો પગ થયો, પછી તેમનો રાજ્યલોભ જાગ્રત થયો હતો, અને પોતાના દેશજનોની મોટી મોટી અભિલાષાઓ તૃપ્ત કરવા હિંદમાં ફ્રેન્ચ રાજ્ય સ્થાપવા ડુપ્લેએ સબળ અને સંભારવાજોગ પ્રયાસ કર્યા. ૧૭૪૧ માં તે હિંદમાના ફ્રેન્ચ સંસ્થાનોનો ગવર્નર નીમાયો, ત્યારથીજ તેણે સંકલ્પ કર્યો કે અંગ્રેજોને હિંદમાંથી હાંકી કાઢી, હિંદી રાજ્યોની તકરારોનો લાભ લઈ ફ્રેન્ચ સત્તા સ્થાપિત કરવી. તેને ખાત્રી હતી કે અણીને સમયે યોગ્ય પક્ષમાં ભળી જવાથી આપણે ઘણા સારા હક્કો મેળવી શકીશું અને એ રીતે મુલક પ્રાપ્તિનો માર્ગ તૈયાર થશે. આ કાર્ય માટે સારી ફોજની જરૂર હતી. આલ્બુકર્કની પેઠે તેણે હિંદી સિપાઇઓને નોકરીમાં રાખી તાલીમ આપવા માંડી. તેને પુરેપુરી ખાત્રી હતી કે યુરોપી ઢબે કેળવાએલા હિંદી સૈનિકો યુરોપી સૈનિકો જેવાજ નીવડશે. આ રીતે હિંદી ફોજવડે હિંદની ભૂમિ અને હિંદનું રાજ્ય જીતવાની અદ્‌ભુત યોજના ડુપ્લેએ યોજી. તેની આ નીતિ તત્કાલીન અંગ્રેજ નીતિ કરતાં વધારે સ્પષ્ટ અને ઉશ્કેરક હતી. પરિણામે એ બે પ્રજા હિંદમાં વહેલી મોડી લડે એ નિર્વિવાદ હતું.

ડુપ્લે.

**૧૭૪૪ માં હિંદની હાલત.**—પડુંપડું થઈ રહેલી **મોગલાઈ**નો વિસ્તાર **અયોધ્યા, બંગાળા, બિહાર, ઓરિસ્સા** આદિ ગંગાપ્રદેશ, દક્ષિણ અને કર્ણાટક સુધી ગણાતો હતો. પરંતુ આ પ્રાન્તોના સુબેદારો ઓછાવત્તા સ્વતંત્ર બન્યા હતા. **દક્ષિણ**નો સુબેદાર **નિઝામુલ્મુલ્ક** બહારથી **બાદશાહ**ને ઉપરી ગણી પોતાના તાબાના **કર્ણાટક** પ્રાન્તમાટે **નવાબ** નીમતો. **નિઝામ**ની દક્ષિણે અને કર્ણાટકની પશ્ચિમે **તાંજોર** અને **ત્રિચિનોપલ્લી**નાં **હિંદુ** રાજ્યો હતાં. વાયવ્યમાં **પંજાબ**નાં **સીખ** રાજ્યો હતાં, તેમની દક્ષિણે **રજપુત** રાજ્યો, અને તેથી યે દક્ષિણે **મરાઠી** રાજ્યો પોતાની સીમા પશ્ચિમ તેમજ ઉત્તર દિશામાં વિસ્તારતા જતા હતા.

આ ટુંક સમાલોચના પરથી લાગે છે કે કોઈ ચાલાક અને ચતુર પરદેશી પ્રજાને દેશી રાજ્યો એકે એકે ઉથલાવી પોતાની સ્થાપના કરવાનું કામ ઘણું કઠણ ન હતું. લશ્કરી વ્યવસ્થાનો અભાવ, રાજ્ય-રાજ્ય વચ્ચેની ઈર્ષ્યા, અદેખાઈ, અને દ્વેષબુદ્ધિ, એકાદી રાજગાદી ખાલી પડતાં તે હાથ કરવા રચાતી પ્રપંચજાળ—આ વસ્તુઓએ વિદેશી સફળતાનો માર્ગ સરળ કરી આપ્યો.

અત્યારસુધી **હિંદ**પરનાં આક્રમણો ઉત્તરમાંથી થયાં હતાં. **તૈમૂર, બાબર, નાદિર, અબ્દાલી** સૌ એજ માર્ગે ચઢી આવ્યા હતા. અરાઢમી સદીના મધ્યમાં સ્પષ્ટ સમજાવા લાગ્યું કે **હિંદ**ને ખરો ભય દક્ષિણ બાજુના દરિયાનો છે. યુરોપી પ્રજાને **હિંદ**માં સફળ બનવા માટે (૧) સ્વદેશસાથે અખંડિત વ્યવહાર, અને (૨) સમાન શક્તિવાળા હરીફનો અભાવ, એ એની ખાસ જરૂર હતી. **પોર્ટુગીઝ** સત્તા નાબુદ થઈ ચુકી હતી, ડચનું લક્ષ ઘણુંખરૂં **મસાલાના ટાપુઓ** તરફ હતું. એ શિવાય બીજી બેજ યુરોપી પ્રજાનો **હિંદ**માં પગ થયો હતો—**ફ્રેન્ચ** અને **અંગ્રેજ**. **અંગ્રેજો**નું નૌકાબળ પ્રબળ હોવાથી તેમને હરાવવા, અને થોડોક સમય ગયા બાદ તો તેમની સામે ટક્કર ઝીલવી એ પણ **ફ્રેન્ચો** માટે કઠણ હતું, **ફ્રેન્ચ**નાં સાધન, શક્તિ, અને ચતુરાઈ ઘણે પ્રસંગે **અંગ્રેજ** કરતાં ચઢીઆતાં હતાં; તથાપિ દુનિયાના બીજા ભાગોમાં **અંગ્રેજો**ના નૌકાવિજયો થતા હોવાથી તેઓ પોતાની **હિંદી** ખોટ પાછી મેળવી લેતા.

**ઝઘડાનું ક્ષેત્ર.**—સર્વોપરીતા માટેની ટપાટપી **નિઝામ**ના મુલકમાં આવેલા **આર્કટ** અને **ઉત્તર સરકાર**માં થઈ હતી. **આર્કટ** રાજ્ય (કર્ણાટક) દરિયા કિનારે હોઈ આશરે સો માઈલ પહોળું હતું. ઉત્તર **સરકાર** તેની

ઉત્તરે આવેલો હોઈ તેટલોજ પહોળો છે. **નિઝામનું** રાજ્ય કૃષ્ણા, **ગોદાવરી** અને તેમની મોટી શાખાઓ વચ્ચે આવેલું હતું. **આર્કટ** રાજ્યનો જે ભાગ કાવેરીની ઉત્તરે અને **મદ્રાસ**થી પશ્ચિમ તરફ દોરેલી રેખાની દક્ષિણે આવેલો છે તેમાં ઘણીખરી લડાઈઓ થઈ હતી. આ પ્રદેશમાં જ **મદ્રાસ**, **આર્કટ**, **ત્રિચિનોપલ્લી**, **વાન્દીવાશ**, અને બીજી ઘણી યુદ્ધમાં નામીચી થએલી જગાઓ છે.

**પહેલો કર્ણાટક વિગ્રહ** (૧૭૪૬-૯).—**કારણો.** ૧૭૪૬માં **ઓસ્ટ્રીઆ**ની ગાદીમાટેના યુદ્ધમાં * ઇંગ્લેંડ અને **ફ્રાન્સ** સામસામા પક્ષમાં ભળ્યાં આ સ્થિતિનો લાભ લઈ **હિંદ**માં પણ એ બે હરીફોએ યુદ્ધ આરંભ્યું. વાસ્તવિક કારણ એ બે પ્રજાની પરસ્પરની ઈર્ષા હતી. તેમના સ્વાર્થ એકમેક સાથે અથડાતા હોવાથી તેમને ઝગડો થાય એમાં નવાઈ ન હતી.

**મુખ્ય બનાવો.**—સો વર્ષથી **અંગ્રેજો**ના હાથમાં આવેલા, તથા અત્યારે તેમનું મુખ્ય વેપારી મથક બનેલા **મદ્રાસ**પર ડુપ્લેએ **લાબોર્ડોને** નામના નાકાપતિને મોકલ્યો. તેણે એ સહેલાઇથી સર કર્યું (૧૭૪૬). ડુપ્લેનો ઇરાદો **મદ્રાસ**ને જમીનદોસ્ત કરવાનો હતો, પરંતુ **લાબોર્ડોને**એ તેને પુછ્યા ગાછ્યા વિના અમુક નાણાં લઈ તે **અંગ્રેજો**ને પાછું સોંપવા વચન આપ્યું. ડુપ્લેએ આ વાત નાકબુલ કરી **મદ્રાસ**નો કબજો લીધો. **મદ્રાસ** કર્ણાટકની હદમાં આવેલું હોઈ ત્યાંનો **નવાબ અન્વરૂદ્દીન** ઉપલી હકીકત સાંભળી ગુસ્સે થયો અને મોટું સૈન્ય લઈ **ફ્રેન્ચ** સામે ભીડ્યો. પરંતુ **સેંટ થોમ** (મદ્રાસ નજીક) માં તેની હાર થઈ.

બાદ ડુપ્લેનો **ફોર્ટ સેંટ ડેવીડ** લેવાનો પ્રયાસ નિષ્ફળ ગયો. **અંગ્રેજ** કાફલાએ **પોંડીચેરી**પર હુમલો કર્યો પરંતુ ડુપ્લેએ તેમને પુષ્કળ નુકશાન સહિત પાછા હઠાવ્યા (૧૭૪૮). આ કાર્યથી ડુપ્લેની કીર્તિ વધી ગઈ. પોતાની ફત્તેહ જગજાહેર કરવા તેણે **આર્કટ**, **હૈદરાબાદ**, અને **દિલ્હી** સુદ્ધાં સંદેશા મોકલ્યા કે અમે **અંગ્રેજો**ને **પોંડીચેરી** આગળ સજડ હાર ખવડાવી છે. હરેક સ્થળેથી તેના પર અભિનંદનો આવતાં હતાં, એવામાં **યુરોપ**માં થએલી **એલાશાપેલ**ની સુલેહના સમાચાર આવતાં **મદ્રાસ અંગ્રેજો**ને પાછું સોંપવું પડ્યું. **કર્ણાટક**માંથી **અંગ્રેજો**ને કાઢવાની ડુપ્લેની મનોકામના આમ એકાએક ભાંગી પડી.

* જુઓ મારો ઇંગ્લેંડનો **અર્વાચીન ઈતિહાસ**, ભાગ બીજો પાનું ૧૨.

**પરિણામ.**—એક બીજાના હિંદી મુલક પાછા સોંપી દેવા એવી કલમ ઐલાશાપેલના તહનામામાં હોવાથી તેમના હિંદી મુલકોમાં ફેરફાર થયો નહિ. તથાપિ હિંદી રાજાઓમાં ડુપ્લેની કીર્તિ વધી.

**બીજો કર્ણાટક વિગ્રહ (૧૭૫૧-૫).—કારણો.**—અંગ્રેજ-ફ્રેન્ચ વચ્ચેની સુલેહ ઝાઝો વખત ટકી નહિ. બન્નેએ હિંદી રાજાઓની લડાઈઓ લડવા માટે તથા પોતાના યુરોપી હરીફ ઉપર ઘાતક ઘા મારવા સારૂ સૈન્ય તૈયાર કર્યાં હતાં. આગલી ફત્તેહોથી ફુલાએલા ડુપ્લેએ હવે હિંદી રાજ્યોના ઝઘડામાં માથું મારવાનો આરંભ કર્યો. પ્રસંગ પણ અનુકૂળ હતો. ૧૭૪૮માં હૈદરાબાદનો **અસોફજા નિઝામુલ્મુલ્ક** ૧૦૪ વર્ષનું અસાધારણ આયુષ્ય ભોગવી મરણ પામ્યો. તેની ગાદીમાટે તેના પુત્રો અને પૌત્રોમાં ટંટા થયા. વડો પુત્ર **ગાઝીઉદ્દીન** દિલ્હીમાં વઝીર પદે હતો તેણે પોતાનો હક્ક જતો કર્યો. બીજો પુત્ર **નાસીરજંગ**, અને પુત્રીનો પુત્ર **મુઝફ્ફરજંગ** એ બે વચ્ચે હૈદરાબાદની નિઝામતમાટે ઝઘડો થયો.

વળી **આર્કટની નવાબીમાટે** પણ ઝઘડો ચાલ્યો હતો. માજી નિઝામે **અન્વરૂદ્દીનને** કર્ણાટકનો **નવાબ** બનાવ્યો હતો. પરંતુ **ચંદાસાહેબ** નામનો માજી **નવાબનો** જમાઈ એ ગાદી માટે પોતાનો હક્ક રજુ કરતો હતો. **ચંદા-સાહેબ** ડુપ્લેનો દોસ્ત હતો. ડુપ્લે તેને હાથમાં લઈ મોટાં મોટાં કામો કરવાની ઉમેદ રાખતો હતો. **મુઝફ્ફરજંગ** પણ તેના પક્ષમાં મળ્યો. આ સ્થિતિ નીહાળી **અંગ્રેજોએ અન્વરૂદ્દીનનો** પક્ષ લીધો. **મુઝફ્ફરજંગ** અને **ચંદાસાહે-બનો** એવો વિચાર હતો કે પહેલાં કર્ણાટક સર કરી, પછી હૈદરાબાદ સર કરવું. ડુપ્લેએ તેમની મદદે સૈન્ય મોકલ્યું અને **અન્વરૂદ્દીન** સાથે લડત શરૂ થઈ. **અમ્બુરની** લડાઈમાં **અન્વરૂદ્દીન** માર્યો ગયો ( ૧૭૪૯ ) અને તેનો પુત્ર **મહમદઅલી** ત્રિચિનોપલ્લીના મજબુત કિલ્લામાં ભરાયો. દરમ્યાન **ચંદાસાહેબે** ફ્રેન્ચ મદદથી ઘણોખરો કર્ણાટક દેશ સર કર્યો. **મુઝફ્ફરજંગનો** પરાભવ કરવા સારૂ **નાસીરજંગે** કર્ણાટકપર સ્વારી કરી. તેણે **મુઝફ્ફરજંગને** કેદ પકડી **મહમદઅલીને નવાબી** આપી. આ પ્રમાણે સ્થિતિ પલટાઈ ગઈ છતાં ડુપ્લે જરાયે ગભરાયો નહિ. પોતાના ગુપ્તચરો મારફતે તેણે **નાસીરજંગનું** ખુન કરાવ્યું. ત્યારબાદ **મુઝફ્ફરજંગ** પ્રબળ બની **પોંડીચેરી** ગયો. ત્યાં ડુપ્લેએ ભવ્ય દરબાર ભરી **મુઝફ્ફરજંગને નિઝામ**, અને **ચંદાસાહેબને નવાબ** તરીકે માન આપ્યાં. બદલામાં ડુપ્લેને ઘણા હક્ક તથા કૃષ્ણાનદીની દક્ષિણે આવેલો દેશ મળ્યો. ફ્રેન્ચ સેનાપતિઓ અને સૈનિકોને મોટાં મોટાં ઈનામો મળ્યાં.



त्रिचनोपल्लीनो किल्लो.

બાદ સેનાપતિ બુસીને લઈ મુઝફ્ફર હૈદરાબાદ જવા ઉપડ્યો. માર્ગમાં તેનું ખુન થતાં બુસીએ સમયસૂચકતા વાપરી નિઝામુલ્મુલ્કના ત્રીજા પુત્ર સલાબતજંગને તાબડતોબ નિઝામત સોંપી. આટલે સુધી ખેલનો લાભ ફ્રેન્ચને મળ્યો. તેમની લાગવગ ઘણી વધી ગઈ અને ડુપ્લે છેક દક્ષિણે આવેલા પ્રદેશનો બાદશાહ ગણાવા લાગ્યો. ફ્રેન્ચની આ ફત્તેહમાંથી બીજો કર્ણાટક વિગ્રહ થયો. કેમકે એથી અંગ્રેજો જાગ્રત થયા અને પોતાના પર આવેલો ભય જોઈ શક્યા. તેમણે ત્રિચિનોપલ્લીમાં ભરાએલા મહમદઅલીને મદદ કરવા નિશ્ચય કર્યો.

**મુખ્ય બનાવ.**—અંગ્રેજો માટે આ ખરેખરી કસોટીનો સમય હતો. પૃથ્વીપર ઘણી વાર એવું બન્યું છે કે પ્રસંગ પ્રમાણે પુરૂષ નીકળી આવે છે. આ વખતે પણ તેમજ બન્યું. સંકટના સમયે એક યુવકે અંગ્રેજનું નામ રાખ્યું. મદ્રાસમાં રોબર્ટ કલાઇવ નામનો તરૂણ અંગ્રેજ માલની ગાંસડીઓ નોંધવાનાં કામપર હતો. મહમદઅલી ત્રિચિનોપલ્લીમાં ભરાયો હતો; અને



લૉર્ડ ક્લાઈવ

ચંદાસાહેબે તેને ઘેરો ઘાલ્યો હતો, તેને છોડવવા કલાઈવે એક અજબ યુક્તિ શોધી કાઢી.

અનુભવી વ્યુહ રચનારની પેઠે, **ચંદાસાહેબે** કરેલી મૂર્ખાઈમાંથી પોતાના દેશજનોને જે ઉત્તમ લાભ મળે એમ હતો, તે **કલાઈવ** એકદમ પામી ગયો. **ચંદાસાહેબે** ત્રિચિનોપલ્લીનો વિજય મેળવવાની ઉત્કંઠામાં પોતાની રાજધાની **આર્કટને** લગભગ સૂની મુકી હતી. આ સ્થિતિનો લાભ લેવા ફક્ત ૨૦૦ ગોરા અને ૩૦૦ હિંદીઓને લઈ **કલાઈવ** લાગલો **આર્કટ** પહોંચ્યો અને એ શહેર સહેલાઈથી સર કર્યું. એના કિલ્લામાં પોતે મુકામ કર્યો. ત્યારબાદના બનાવો તેની ધારણા મુજબજ બન્યા. રાજધાની **અંગ્રેજોએ** કબજે કરી એ ખબર સાંભળતાં **ચંદાસાહેબની** ધીરજ રહી નહિ. ડુપ્લેની સલાહ એવી હતી કે ત્રિચિનોપલ્લીનો ઘેરો પૂરજોશથી ચાલુ રાખવો, અને ગમે તે થાય, એક વાર **આર્કટ** પણ સર થઈ જાય તોપણ એ કામમાં શિથિલતા કરવી નહિ. પરંતુ ગભરાઈ ઉઠેલા **ચંદાસાહેબને** એ સલાહ ઠીક લાગી નહિ. તેણે પોતાનાં સૈન્યના મોટા ભાગને પોતાના પુત્ર **રાજાસાહેબની** સરદારી હેઠળ **આર્કટ** મોકલ્યો. **રાજાસાહેબે** પચાશેક દિવસ સુધી **આર્કટનો** ઘેરો ચાલુ રાખ્યો. આ સમયે **આર્કટના** કિલ્લામાં રહી જે સુંદર ટકાવ* **કલાઈવે** કર્યો તેથી આખા હિંદમાં તેની નામના થઈ. અંતે **રાજાસાહેબને** હાર કબુલ કરી હતાશ થઈ હઠવું પડ્યું ( ૧૭૫૧ ).

આટલાથી તૃપ્ત ન થતાં **કલાઈવે** **રાજાસાહેબની** પૂંઠ લઈ તેને **આર્ની** અને **કાવેરીપાક** આગળ હરાવ્યો. પછી તે પોતાના સેનાધિપતિ **મેજર લૉરેન્સને** જઈ મળ્યો અને તેમનું સંયુક્ત સૈન્ય **ત્રિચિનોપલ્લી** તરફ કૂચ કરી ગયું. તેનાં આગમનની વાત સાંભળી **ચંદાસાહેબને** પોતાની ભુલનું ભાન થયું. તે **શ્રીરંગમ્** બેટમાં નાઠો પરંતુ **અંગ્રેજોએ** તેને ઘેર્યો. અંતે જીવતદાનનું વચન લઈ તે **તાંજોરના** રાજાને શરણે ગયો. પરંતુ આ વચનનો ભંગ થયો અને દગાથી તેનો વધ થયો. **મહમદઅલી** નવાબ બન્યો અને ૧૭૯૫ સુધી તેનું અકીર્તિકર રાજ્ય ચાલ્યું.

---

* આર્કટના લાંબા ઘેરા દરમ્યાન એક વેળા એવી ભીતિ હતી કે કિલ્લામાંની ખોરાકી ઘટી પડશે. આ અણીને પ્રસંગે હિંદી સૈનિકોએ અંગ્રેજની અપૂર્વ સેવા બજાવી. આત્મત્યાગી હિંદીઓએ ભાત અંગ્રેજોને ખવડાવ્યો અને પોતે કેવળ ઓસામણના પાણીથી સંતોષ માન્યો. હિંદીઓ સ્વામીનિષ્ઠા માટે પ્રખ્યાત છે.

ચંદાસાહેબ મરાયો છતાં ડુપ્લેએ પોતાની લડત ચાલુ રાખી. તે પોતાને હારેલો માનતો જ ન હતો. સુલેહ વખતે પોતાને કર્ણાટકનો નવાબ સ્વીકારાવવા માટે તેણે હિમ્મતપુર્વક દાવો રજુ કર્યો, અને કહાવ્યું કે એ વાત કબુલ ન થાય ત્યાં સુધી સમાધાનીનું કામ આગળ ચાલશે નહિ.

અંગ્રેજો આ વાત કબુલ કરે નહિ અને ડુપ્લે પોતાની હઠ છોડે નહિ. છેવટે અંગ્રેજોએ પોતાની સરકાર મારફતે ખટપટ કરી ફ્રેન્ચ સરકાર પર એવો આગ્રહ કરાવ્યો કે ડુપ્લેને સ્વદેશ બોલાવી લેવો. તેઓ ફાવ્યા. ફ્રેન્ચ સરકારે ડુપ્લેનાં કૃત્યો ખરાબ ગણી તેને બોલાવી લઈ યુદ્ધ એકદમ બંધ કરાવ્યું. ફ્રેન્ચ સરકારે આ કાર્ય કર્યું તે માટે અંગ્રેજો તેનાં વખાણ કરે છે, પરંતુ આજે એકે એવો ફ્રેન્ચ નથી કે જે એ કાર્ય માટે એવો અભિપ્રાય આપે. ડુપ્લેના ગયા બાદ અંગ્રેજો જે અંતિમ સાધ્ય માટે લડતા હતા તે સર્વ મેળવી શકયા.

**પરિણામ.**—૧૭૫૫ માં **પોંડીચેરી** મુકામે સુલેહ થઈ તે મુજબ જીતેલા દેશો અસલ માલીકને પાછા સોંપાયા. વળી હિંદી રાજાઓની બાબતમાં ભવિષ્યમાં માથું ન મારવું એવા બન્ને પક્ષોએ સોગંદ ખાધા. છેલ્લાં, ફ્રેન્ચોએ કર્ણાટકની **નવાબી**નો તમામ હક્ક છોડી દીધો અને **મહમદઅલી**ને **નવાબ** તરીખે સ્વીકાર્યો. ટુંકમાં ડુપ્લેના સઘળા મનસુબા માર્યા ગયા, ફ્રેન્ચ સત્તા કમી થતી ચાલી, અને અંગ્રેજ પ્રતિષ્ઠા વધતી ગઈ.

**ત્રીજો કર્ણાટક વિગ્રહ** ( ૧૭૫૮–૬૧ )—**કારણો.**—અહીં પણ હરીફાઈ મુખ્ય કારણ હતું. **પોંડીચેરી**ના કરારથી ફ્રેન્ચ પ્રતિષ્ઠા ઘટી ગઈ, ત્યારે અંગ્રેજોને ચોખ્ખા લાભ થયા. આ વાત એ સમયનો ફ્રેન્ચ ગવર્નર **લાલી** સૌથી સારી રીતે સમજતો હતો. ફ્રેન્ચ નુકશાનની દુરસ્તી માટે તે આતુર હતો. સામી બાજુ અંગ્રેજો પણ આ લાંબા ઝગડાનો છેવટનો નિકાલ આણવા એટલાજ ઈંતેજાર હતા. એવામાં યુરોપમાં **સાત વર્ષનું યુદ્ધ*** શરૂ થયું. પાછાં ફ્રાન્સ ઇંગ્લંડ સામસામા રહી યુરોપ, કેનેડા અને હિંદના રણક્ષેત્રોમાં લડ્યાં

**મુખ્ય બનાવો.**—ફ્રેન્ચ પ્રતિષ્ઠા પુનઃ સ્થાપવા ઉંચાનીચા થતા **લાલી**એ **ફોર્ટ સેંટ ડેવીડ**પર હુમલો કરી તેને સર કર્યું અને હતું ન હતું કરી નાંખ્યું.

* જુઓ મારો ' ઈંગ્લંડનો અર્વાચીન ઈતિહાસ ભાગ બીજો' પાનું ૧૮.

આથી ફુલાઈ અંગ્રેજોપર સબળ, ચોક્કસ, અને અણધાર્યો ફટકો મારવા સારૂ તેણે સેનાપતિ બુસીને ઉત્તર સરકાર છોડી સર્વ સૈન્ય લઈ પોતા તરફ આવવા લખ્યું. પરંતુ પરિણામ તેણે ધાર્યા કરતાં ઉલટું આવ્યું. બુસી મુખ્ય સૈન્યને જઈ મળ્યો ત્યાર પછી ફ્રેન્ચની હાલત નબળી થઈ. તેણે ઉત્તર સરકાર ખાલી કર્યું કે તરત વિશાખાપટ્ટનના રાજા આનંદરાજે ફ્રેન્ચ લોકોને હાંકી મુકી ખુલ્લો બળવો કર્યો. અંગ્રેજો આ અણીના પ્રસંગે બનેલા બળવાનું મૂલ્ય સમજવામાં વાર લગાડે એવા ન હતા. તેઓ રાજાની વહારે ધાયા, અને ફ્રેન્ચો અંગ્રેજોપર એક પણ ઘા મારે ત્યાર પહેલાં તો ઉત્તર સરકાર પ્રાન્ત તેમના હાથમાંથી ગયો. આ ખોટે ફ્રેન્ચનું ભાગ્ય સીવી લીધું. ત્યાર પછી અંગ્રેજો સલાબતજંગની ફ્રેન્ચ મૈત્રી તોડાવી પોતા સાથે દોસ્તી બંધાવવામાં ફાવ્યા, અને આ સમયથી નિઝામ-અંગ્રેજ વચ્ચેનો પરસ્પર નોંધવાજોગ ટકાઉ સંબંધ આરંભે છે.

દરમ્યાન લાલીએ મદ્રાસને ઘેરો ઘાલ્યો, પરંતુ પોંડીચેરીવાળાઓની ઈર્ષાને લીધે, તથા અંગ્રેજ કાફલાના વખતસરનાં આગમનથી તેને ઘેરો ઉઠાવવો પડ્યો. પછી કર્નલ કૂટે વોન્દીવોશ લીધું. લાલીએ એ સ્થળ પાછું લેવા બહુ તજવીજ કરી, પણ તેને હારી પોંડીચેરી જવું પડ્યું. વોન્દીવોશની ફત્તેહ સંપૂર્ણ હોવાથી લાલીની આશાઓ ધુળમાં મળી. પછી અંગ્રેજોએ પોંડીચેરી પર ઘેરો ઘાલ્યો; લાલીએ વીરતાપૂર્વક બચાવ તો કર્યો પરંતુ અંતે સાધનો ઘટી જતાં તેને તાબે થવું પડ્યું. યુદ્ધના કેદી તરીકે તેને ઇંગ્લંડ મોકલવામાં આવ્યો. આ રીતે અંગ્રેજ-ફ્રેન્ચ વચ્ચે ચાલતાં યુદ્ધોનો અંત આવ્યો. બેમાંથી કોના હાથમાં હિંદનું સ્વામિત્વ આવશે એ પ્રશ્નનું સ્થાયિ નિરાકરણ થઈ ગયું, અને ડુપ્લે જેવા નામાંકિત પુરૂષોએ રાજ્ય સ્થાપવા માટે કરેલા ભગીરથ પ્રયાસોનો અંત આવ્યો. પરંતુ અહીં ફ્રેન્ચોને થએલી ખોટ, અન્ય સ્થળોએ થએલાં નુકસાન આગળ તુચ્છ હતી. તેમની કેનેડામાંની હાર આથી યે ખરાબ હતી અને યુરોપમાંની હાર તો સૌથી ખરાબ હતી.

**પરિણામ.**—પેરીસના તહનામાથી સાત વર્ષના યુદ્ધનો અંત આવ્યો. હિંદમાં ફ્રેન્ચ રાજ્ય સ્થાપનાની અભિલાષા વ્યર્થ ગઈ. તેમની પ્રતિષ્ઠા અને લાગવગ સદાને માટે નાશ પામ્યાં. પોંડીચેરી અને બીજાં એક બે સ્થળ તેમને પાછાં અપાયાં એ વાત ખરી, પરંતુ આ પોંડીચેરી પહેલાંની જાહો-

જલાલી વિનાનું, કિલ્લેબંધી રહિત, તથા પોતાના વિજયી હરીફની ઉત્તરોત્તર ઉન્નતિ નિસાસા નાંખી નાંખી જોવા સરજાએલું હતું.

**અંગ્રેજોની ફત્તેહ અને ફ્રેન્ચની હારનાં કારણો.**—ઉપર વર્ણવેલા કર્ણાટક વિગ્રહોમાં છેવટે **અંગ્રેજોનો** વિજય કયાં કારણોને લીધે થયો તેનો અહીં વિચાર કરીએ.

અંગ્રેજોની ફત્તેહ થઈ તે પરથી એમ સમજવાનું નથી કે તેમના સેનાપતિઓ ચઢીઆતા હતા. બેશક લૉરેન્સ, ક્લૉઈવ અને કૂટ કાબેલ સરદારો હતા; પરંતુ ડુપ્લે, પેરેડીસ, અને બુસી હોશિયાર ન હતા એમ કોઈ કદી કહી શકશે નહિ.

ફ્રેન્ચનો વિનાશ તેમની સરકાર અને સંસ્થાનીઓ વચ્ચેના, તથા સંસ્થાનીઓમાં માંહોમાંહેના સહકારના અભાવનું પરિણામ હતું. ત્યારે સામી બાજુએ અંગ્રેજોની ફત્તેહ થઈ તે કંપનીના ચાલકો તથા સંસ્થાનીઓ વચ્ચેના અને સંસ્થાનીઓમાં માંહોમાંહેના સહકારનું પરિણામ હતું. હિંદમાંના ફ્રેન્ચ અમલદારો ઘણીવાર ફ્રાન્સમાં ચાલતી દરબારી ખટપટોના ભોગ થઈ પડતા. ખટપટી દરબારીઓની સ્વાર્થી મતલબો હિંદમાંના ફ્રેન્ચોને પોતાની યોજના પાર પાડવામાં મહા અંતરાયરૂપ થઈ પડતી.

વળી ફ્રેન્ચ સરકાર નાની હાર પણ સહન કરી શકતી નહિ. દુર્ભાગ્યની વેળાએ અમલદારોને મદદ દેવાને બદલે ફ્રાન્સના રાજ્યકર્તાઓ ઉલટા તેમને કનડતા. સ્વદેશ જતાં અધિકારીઓને એવું ખરાબ વર્તન મળતું કે તેમના અનુગામીઓને સ્વદેશ માટે નાનામાં નાનું યે જોખમ ખેડવાનું મન ન થાય. ડુપ્લે અપમાન પામી દેશ ગયો. લાલીનો મુકદ્દમો ચાલ્યો અને તેને દેહાંત સજા થઈ. સાથે સાથે આ પણ વિસરવું જોઈએ નહિ કે હિંદમાંના ફ્રેન્ચોમાં પણ સંપ ન હતો. હલકા સ્વાર્થના માર્યા તેઓ ઘણીવાર એકમેકને મદદ કરતા નહિ, અને કેટલીક વખતે સાથીના સંકટનો લાભ લેવા તૈયાર થતા.

બીજી બાજુએ અંગ્રેજોને સ્વદેશ તરફથી સબળ ટેકાની ખાત્રી રહેતી. ખુદ હિંદમાં શત્રુ સામે તેઓ સૌ સદાયે એક થઈ જતા. સ્વદેશમાં એકંદરે તેમને સારૂં માન મળતું.

ઉપરાંત ફ્રેન્ચ કંપનીની નાણાં સ્થિતિ ઘણી ખરાબ હતી, ત્યારે અંગ્રેજ કંપનીની નાણાં સ્થિતિ આરંભથી સારી હોઈ નવા નવા પ્રદેશો પ્રાપ્ત થતાં

તેમાં ઉત્તરોત્તર સુધારો થતો ગયો. છેવટની જીત થતાં પહેલાં અંગ્રેજો બંગાળામાં સ્થાપના કરી ચુકયા હતા એ વિસરવાનું નથી.

નૌકાબળમાં ઈંગ્લંડ ઘણે દરજ્જે ચઢીઆતું હતું. આવા નૌકાબળવાળા તથા બંગાળામાં સ્થપાએલા શત્રુઓ સામે ટક્કર ઝીલી, પોંડીચેરી જેવા મથકમાં રહી હિંદી સામ્રાજ્ય મેળવવાની આશા નિરર્થક હતી. દક્ષિણી સત્તાએ આખા હિંદ પર રાજ્ય સ્થાપ્યું એવું હિંદી ઈતિહાસમાં કદી બન્યું નથી.

**પ્રખ્યાત ફ્રેન્ચો—ડુપ્લે.**—હિંદમાં આવેલા ફ્રેન્ચ ગવર્નરોમાં સૌથી મોટો ડુપ્લે હતો. હિંદમાં ફ્રેન્ચ રાજ્ય સ્થાપવું એ તેનો જીવનમંત્ર હોવાથી તેણે હિંદી સિપાઈઓને તાલીમ આપવા માંડી તથા હિંદી રાજ્યોના ઝઘડાઓમાં માથું મારવા માંડ્યું. આ કામમાં તેને તેની પત્નીની પુષ્કળ મદદ મળતી. એ બાઈ હિંદી-પોર્ટુગીઝ હોઈ અહીંના રીતરિવાજોથી માહિતગાર હતી અને ડુપ્લેને અમુલ્ય સહાય અને સલાહ આપતી. પહેલા કર્ણાટક વિગ્રહ દરમ્યાન તેના હિંદી સિપાઈઓએ સુંદર કામ કરી બતાવ્યું. ડુપ્લેની સફળ દરમ્યાનગીરીને લીધે નિઝામત તેમજ કર્ણાટકમાં ફ્રેન્ચ લાગવગ સર્વોપરી બની. તેના મિત્રો તેને 'દક્ષિણનો નવાબ' કહેતા. કલાઈવનું આગમન અને તેની જીતો ડુપ્લેને સખત ફટકારૂપે હતાં, છતાં તે કદી હિમ્મત હાર્યો ન હતો. અંતે અંગ્રેજોએ ફ્રેન્ચ સરકાર સાથે મસલત કરી તેનું કાસળ કઢાવ્યું. ડુપ્લે નામોશી સાથે સ્વદેશ ગયો. મરણ પહેલાં તેના મોંમાંથી નીકળેલા ઉદ્ગારો તેના જીવનની નિષ્ફળતાનું સાચું કારણ રજુ કરે છે.—"એશિયામાં મારા દેશની દોલત વધારવા સારૂ મેં મારી જુવાની, મારૂં ધન, મારી જીંદગી હોમી. મારી યોજના સફળ બનાવવા સારૂ, મારા પર ભરોસો રાખી મારા અનેક કમનશીબ મિત્રોએ તેમની સઘળી મિલ્કત અર્પણ કરી. છતાં આજે હું અત્યંત વિપત્તિમાં સહું છું. મારાં દેવાંની રકમ મેં સઘળા અધિકારીઓને જાહેર કરી છે તથાપિ મારી દાદ કોઈ સાંભળતું નથી. મારી સેવાઓ સૌને કલ્પિતકથા જેવી લાગે છે, મારી માંગણીઓ હાસ્યાસ્પદ જેમ ધિક્કારાય છે; હું માનવજાતિમાં દુષ્ટમાં દુષ્ટ લેખાઉં છું. મને આજે અપાર વિપત્તિ પડે છે. ઘરમાં જે કાંઈ થોડુંઘણું હતું તે સર્વ સરકારે જપ્ત કર્યું છે. મારે તુરંગમાં જવા વારો ન આવે એ હેતુથી હું ઘેરે ઘેર મદદ માટે ભમું છું."

**લાલી.**—'સાત વર્ષનું યુદ્ધ' યુરોપમાં શરૂ થયું અને તરતમાંજ **લાલી** ગવર્નર નીમાઈ આવ્યો. તે જાતે બહાદુર, સાહસ ખેડવામાં તત્પર, પરંતુ ઉતાવળો અને હઠીલો હોવાથી સેનાપતિપદ માટે પુરેપુરો લાયક ન હતો. **ફોર્ટ સેંટ ડેવીડ** લઈ તેણે **બુસીને ઉત્તર સરકારમાંથી** બોલાવી લીધો એ મોટી ભુલ ગણાય છે. આ કવખતના કાર્યથી **ઉત્તર સરકાર** ગયું અને એ પછી હિંદી રાજાઓએ ફ્રેન્ચ મૈત્રી તોડી **અંગ્રેજની** દોસ્તી બાંધી. **વોન્દીવોશ** આગળ તે હાર્યો ત્યારબાદ તે કેદ પકડાયો. તેમાંથી છુટતાં ફ્રેન્ચ સરકારે તેની તપાસ ચલાવી અને દેશદ્રોહના ગુન્હાસર તેને દેહાંત સજા દીધી.

**બુસી.**—આ સમયના ફ્રેન્ચ સેનાપતિઓમાં બુસી ઉત્તમ હતો. **જીંજીનો** અજેય ગણાતો કિલ્લો તેણે સર કર્યો તે હિંદી ઇતિહાસમાંના મોટામાં મોટા પરાક્રમોમાંનું એક છે. **ચંદાસાહેબ** અને **સલાબતજંગ** જે જીતો મેળવી શકયા તેનું માન મુખ્યત્વે બુસીને છે. તેને લીધેજ **સલાબતજંગ નિઝામ** થયો અને ફ્રેન્ચને **ઉત્તર સરકાર** મળ્યું. **લાલીના** હુકમથી તેને **ઉત્તર સરકાર** છોડવું પડ્યું. ત્યાર પછી એ પ્રાન્ત ફ્રેન્ચના હાથમાંથી ગયો. **વોંદીવોશમાં** તે કેદ પકડાયો. છુટ્યા પછી તે **ફ્રાન્સ** ગયો અને ટુંક સમયમાં તેનું મરણ થયું. **નિઝામ** રાજ્યમાંથી તેણે પુષ્કળ દ્રવ્ય પેદા કર્યું કહેવાય છે.

**ફ્રેન્ચનું પતન.**—વોન્દીવોશની લડાઈ પછીની ફ્રેન્ચ તવારીખમાં ઝાઝું નોંધવા જેવું નથી. **અમેરિકન સ્વાતંત્ર્યના યુદ્ધ** દરમ્યાન (૧૭૭૫-૮૩) **ફ્રાન્સ ઈંગ્લંડ** વચ્ચે પાછો વિગ્રહ ચાલુ થયો, તેમાં ફ્રેન્ચોએ **હિંદમાં** માર ખાધો. **પોંડીચેરીપર** હુમલો થયો અને તે લેવાયું. સુલેહ સમયે એ પાછું સોંપાયું હતું. આજે **હિંદમાં** ફક્ત **માહી, પોંડીચેરી,** કારીકલ અને **ચંદ્રનગર** તેમના તાબામાં છે.

## પ્રકરણ ૩૪ મું. બંગાળાની કથા.

**બીજા** કર્ણાટક વિગ્રહ દરમ્યાન **અંગ્રેજોની** થએલી વિજયપરંપરાનું મુખ્ય માન **કલાઇવને** ઘટે છે. ત્યાર પછી તે સ્વદેશ ગયો હતો. થોડોક વખત ત્યાં રહ્યા બાદ તે અને નૌકાપતિ **વોટસન મુંબાઈ** આવ્યા. તેઓએ **આંગ્રેના વિજયદુર્ગ** પર હુમલો કરી એ કિલ્લો કબજે કર્યો. બાદ **કલાઇવ મદ્રાસ** આવ્યો ત્યાં તેને કલકત્તાના માઠા સમાચાર મળતાં તે **બંગાળા** ગયો હતો.

૧૭૫૬–૬૦ સુધી અહ રહી તે સ્વદેશ ગયો. પાંચ વર્ષ રહી તે પાછો આવ્યો. ૧૭૬૭ માં તેણે હિંદને છેલ્લી સલામ કરી.

૧૭૫૬–૬૭ સુધીના અગીઆર બાર વર્ષ અનેક રાજ્યક્રાન્તિઓથી ભરેલાં હોઈ હિંદી ઇતિહાસમાં એ ગાળો અતિ મહત્ત્વનો છે. તે દરમ્યાન બંગાળામાં અને બંગાળા વાટે આખા હિંદુસ્તાનમાં, હિંદના ભાવી રાજ્યકર્તા અંગ્રેજોની સ્થાપના થવા પામી હતી.

**અલીવર્દીખાન** નામનો સરદાર **બં**ગાળામાં લગભગ ૧૭૪૦થી સ્વતંત્ર થયો હતો. બહારથી તે **મો**ગલ **બા**દશાહનું માન રાખતો પરંતુ વાસ્તવિક રીતે તેના પર દિલ્હીનો જરાયે અંકુશ ન હતો. એના સમયમાં **બં**ગાળાપર **મ**રાઠાઓની અનેક સ્વારીઓ આવી હતી. અંતે કટક પ્રાન્ત તથા બાર લાખની વાર્ષિક ખંડણીનું વચન આપી તેણે **મ**રાઠાઓનું સમાધાન કર્યું. **અ**લીવર્દીખાને સુરાજ્ય ચલાવી પ્રજાને એકંદરે સુખી કરી હતી. ૧૭૫૬માં તેનું મરણ થતાં તેનો પૌત્ર **સિરાજુદ્દૌલા** **બં**ગાળાની ગાદીએ આવ્યો.

**સિરાજુદ્દૌલા સાથે પહેલું યુદ્ધ** (૧૭૫૬–૭)—**કારણો.—અંગ્રેજ** અને ફ્રેન્ચ દક્ષિણ હિંદમાં લડતા હતા તે અરસામાં રખેને **ચં**દ્રનગરવાળા ફ્રેન્ચો પોતાપર હુમલો કરે એ ડરથી કલકત્તાના ગવર્નરે ફોર્ટ વિલિયમ (કલકત્તામાંનો **અં**ગ્રેજ કિલ્લો)ની કિલ્લેબંધી મજબુત કરવા માંડી. પરંતુ **બં**ગાળાના **ન**વાબ **સિરાજુદ્દૌલા**ને આ કામમાં શત્રુતાનો વહેમ* લાગવાથી તેણે **અં**ગ્રેજ ગવર્નરને કહાવ્યું કે કિલ્લેબંધીનું કામ બંધ કરો. પરંતુ **અંગ્રેજોએ** તેની આ માંગણીની પરવા ન કરી અને તેનું તેમજ તેના અધિકારીઓનું અપમાન કર્યું. આથી તેણે કલકત્તાપર ચઢાઈ કરી, તે શહેર અને કિલ્લો

---

* માજી નવાબ અલીવર્દીખાન પણ અંગ્રેજોની કિલ્લેબંધીની વિરૂદ્ધ હતો. તે તેમને ઘણીવાર કહેતો કે—"તમારે સોદાગરોને કિલ્લેબંધીની શી જરૂર છે? તમે મારા રાજ્યમાં છો. તમારૂં રક્ષણ કરનારો હું બેઠો છું." દક્ષિણમાં અંગ્રેજ-ફ્રેન્ચોએ તોફાન મચાવ્યાં હતાં અને ક્લાઈવે આંગ્રેનો વિજયદુર્ગનો કિલ્લો બળજોરીથી લીધો હતો એ બાબત નવાબને પસંદ ન હતી. પોતાના રાજ્યમાં આવા બનાવ ન બને એ વિષે તે ઘણો સાવધ રહેતો. કહે છે કે મરણ સમયે તેણે પોતાના અનુગામીને ગોરાઓ પર ખાસ દેખરેખ રાખવા અને તેમની લશ્કરી શક્તિ ઘટાડવા શિખામણ આપી હતી.



સિરાજુદ્દૌલા પ્લાસીમાંથી નાસી છૂટે છે

લીધાં. બીજે દિવસે અંધારી કોટડીવાળો* દુઃખદ બનાવ બન્યો. આ સમાચાર મદ્રાસ પહોંચતાં ક્લાઇવ અને વૉટસન સૈન્ય સહિત બંગાળા આવ્યા. ૧૭૫૬ના અંતમાં ક્લાઇવ હુગલી મુકામે ઉતર્યો.

**મુખ્ય બનાવો.**—અહીં ક્લાઈવે લશ્કરી શક્તિ ઉપરાંત પોતાની મુત્સદ્દીગીરી બતાવી. યુક્તિ પ્રયુક્તિ વડે નવાબના અમલદારોને વશ કરી તેણે બજબજ, કલકત્તા, હુગલી આદિ સ્થળો લીધાં.

**પરિણામ.**—ઉપરોક્ત સમાચાર સિરાજુદ્દૌલાને તાકીદે પહોંચ્યા. તેણે ક્લાઇવના આર્કટના પરાક્રમ વિષે સાંભળ્યું હતું, એ વાત થોડીઘણી સાચી હશે એમ હવે તેના સમજવામાં આવ્યું. વળી મોટા મોટા અમલદારોની વફાદારી વિષે શંકા આવવાથી તેની સ્થિતિ કફોડી બની. અલીનગર (કલકત્તા) માં સુલેહ થઈ તેમાં એમ નક્કી થયું કે ફોર્ટ વિલિયમની કિલ્લેબંધી કરવા દેવી, અંગ્રેજોની મિલ્કત નવાબે તેમને પાછી સોંપવી, તથા નુકશાની ભરપાઈ કરી આપવી. આ ઉપરાંત અંગ્રેજો સાથે મૈત્રી કરવા નવાબ કબુલ થયો.

**સિરાજ સાથે બીજું યુદ્ધ (૧૭૫૭)—કારણો.**—ક્લાઈવે કરાર તો કર્યા, પરંતુ તેનાં દિલમાં યુદ્ધના વિચારો ઘોળાયા કરતા હતા. સિરાજ ફ્રેન્ચોને પોતાના પક્ષમાં લેવા પ્રયાસ કરે છે એ બહાના હેઠળ તેણે એકાએક ચંદ્રનગર લીધું. ત્યારપછી જેમ બને તેમ જલદી નવાબનું કાસળ કાઢવા

---

* નવાબના હુકમથી તેના માણસોએ કિલ્લામાંના ૧૪૬ ગોરાઓને કેદ કર્યા, અને ઉનાળાના સખત તાપમાં તેમને આખી રાત એક અંધારી કોટડીમાં પુરી રાખ્યા. તેનું ક્ષેત્રફળ ૪૦૦ ચોરસફુટ પણ ન હતું. હવા અજવાળામાટે તેમાં માત્ર બે જાળીઆં હતાં. છુટકારા માટે હવાતીઆં મારતા આ કેદીઓને ગુંગળાઈ મર્યા શિવાય ઈલાજ ન હતો. સવારે ફક્ત ૨૩ જણા જીવતા નીકળ્યા. આ કાર્ય નિર્લજ્જ અને મહાક્રૂર ગણાય. અત્યારે કલકત્તાની અંધારી કોટડી વિષે ઘણા વિદ્વાન પુરૂષો એમ માને છે કે તે હોલ્વેલ નામના અંગ્રેજની કલ્પેલી વાત છે. એના સત્યાસત્ય વિષે હાલ નિર્ણય કરવો મહા મુશ્કેલ છે. એક બંગાળી લેખકે 'સિરાજુદ્દૌલા' નામનાં પોતાનાં પુસ્તકમાં આ બનાવની અસત્યતા પુરવાર કરવા પ્રયાસ કર્યો છે, અને હજીસુધી તેની દલીલો કોઈએ તોડી નથી.

તેણે નિશ્ચય કર્યો. આ ધારણા પાર પાડવાની તક થોડા વખતમાં આવી. **ન**વાબના સેનાધિપતિ **મીર**જાફરને **ન**વાબસાથે બહુ સારાસારી ન હતી. તેની સાથે **ક્લાઈ**વે **અ**મીચંદ નામના કપટશૂરા **પં**જાબી વેપારી દ્વારા મસલત શરૂ કરી. તેમનું કારસ્તાન લગભગ પરિપકવ થઈ ચુકયું હતું, એવામાં છેક છેવટની ઘડીએ **અ**મીચંદે એવી ધમકી આપી કે મને ઈનામના વીશ લાખ રૂપિયા મળવા જોઈએ અને એ શરત **મીર**જાફર અને **અં**ગ્રેજો વચ્ચે થએલા ગુપ્ત કરારનામામાં સામેલ થવી જોઈએ; નહિ તો હું આખું ભોપાળું નવાબ આગળ જઈ જાહેર કરીશ. "ના કહું તો સત્યાનાશ વળી જાય, અને કબુલ કરૂં તો મૂર્ખાઈ ગણાય," એ વિચાર **ક્લાઈ**વને આવ્યો. તેને ઠગવાની યુક્તિ શોધી કાઢી. **ક્લાઈ**વે કરારનામાની બે નકલો કરાવી—એક ધોળા કાગળપર અને એક રાતા કાગળપર; ખરી નકલમાં તેનું નામ ન હતું, પણ બનાવટી નકલમાં **અ**મીચંદના વીશ લાખવાળી શરત હતી. રાતા કાગળવાળી જુઠી નકલ પર **વૉ**ટસને સહી આપવા ના પાડી તો તેની બનાવટી સહી કરાવવા **ક્લાઈ**વ ચુકયો નહિ. આ રીતે **અ**મીચંદનો વહેમ દુર થતાં તે ટાઢો પડ્યો, અને કાવત્રાખોરોએ પોતાનું કારસ્તાન નિર્વિઘ્ને પાર પાડ્યું.

**મુખ્ય બનાવો.**—અંદરખાનાની પુરેપુરી સમજુતી કરી લીધા બાદ **ક્લાઈ**વે **કા**સીમબજાર તરફ કૂચ કરી. **સિ**રાજે પોતાના ૭૦૦૦૦ના સૈન્ય સાથે **પ્લા**સી તરફ પ્રયાણ કર્યું. આવા મોટા સૈન્ય સામે બાથ ભીડવા **અં**ગ્રેજ સેનાપતિઓએ ના પાડી, તથાપિ **ક્લાઈ**વે લડવાનો નિશ્ચય કર્યો. આ ખરેખરી તક હતી. **મીર**જાફર બરાબર હાથમાં આવ્યો હતો અને એનો તરતમાં પુરેપુરો લાભ ન લે તો એવી અનુકૂળ સ્થિતિ પાછી આવે કે કેમ એ સંશયભરી વાત હતી. તેણે પ્રસંગનો પુરેપુરો લાભ લીધો અને દૈવે તેને અહીં પણ સહાય કરી. **મીર**જાફર અને તેના મળતીઆ બે ત્રણ નિમકહરામ સરદારો **પ્લા**સીમાં જરાયે લડ્યા નહિ; કેવળ મજા જોતા દુર ઉભા રહ્યા. તેઓમાંનો એક પણ **પ્લા**સીના મેદાનમાં મન મુકી લડ્યો હોત તો **અં**ગ્રેજોની સખત ખબર લેવાઈ જાત. **ન**વાબનો વિશ્વાસુ સેનાપતિ અને **પ્લા**સીનો સાચો વીર **મીર**મદન લડતાં ઘવાયો, મરાયો. આજે પણ **પ્લા**સી ગામના ગામડીઆઓ **મીર**મદન માટે અભિમાન ધરાવે છે, અને **મીર**જાફરના નામપર થૂ કરે છે. **મીર**મદનના મરણપછી પોતાના સૈન્યમાં જ્યાં ત્યાં નિમકહરામી નીહાળી **સિ**રાજ હતાશ થઈ રણક્ષેત્ર છોડી ગયો. આ

રીતે "પરિણામમાં અતિ મોટી, પરંતુ વીરતામાં બીલકૂલ નમાલી" **પ્લાસી**ની લડાઈ પુરી થઈ (૧૭૫૭).

**પરિણામ.**—**પ્લાસી**ને બીજે દિવસે **ક્લાઈવે બંગાળા**માં **મીર**જાફરની આણ ફેરવી. તે નિમકહરામને પોતાની નિમકહરામીના ફળ તરીખે




બંગાળા, બિહાર અને અયોધ્યા

**બં**ગાળા, **બિ**હાર, અને **ઓ**રિસ્સાની **ન**વાબી મળી ખરી, પરંતુ તેની સ્થિતિ ધાર્યા જેટલી સુખી ન હતી. **અં**ગ્રેજોએ કરેલી સહાયના બદલામાં તેમને મોટી મોટી રકમો આપવી પડી. એકલા **ક્લાઈ**વિને ત્રીશ લાખ રૂપિયા અપાયા; બીજાઓને ઓદ્ધા પ્રમાણે વત્તુંઓછું અપાયું. કંપનીને રોકડ નાણું તથા હુગલી નદીના કિનારા પર આવેલા **ચો**વીશ **પ**રગણાની જમીનદારી મળી. આની વાર્ષિક ઉપજ દશ લાખ જેટલી હતી. **બં**ગાળા ઈલાકાની ઘટનામાં આ પહેલું પગથીઉં હતું. વળી કંપનીને એ મુલક બદલ જે મહેસુલ ભરવાનું હતું તે **મી**રજાફરે **ક્લાઈ**વિને ખાનગી ઈનામ તરીખે આપેલું હોવાથી તે એક રીતે કંપનીનો નોકર અને બીજી રીતે કંપનીનો શેઠ બન્યો.

પલાયન કરતા **સિ**રાજને કોઈ વેરીએ પકડી **મી**રજાફરની હજુરમાં મોકલ્યો. તેણે પત્થર જેવા હૃદયને પણ ભેદી નાંખે એ રીતે જીવતદાન માટે

મીરજાફરના કાલાવાલા કર્યા પણ ફોકટ. નવા નવાબના પુત્રે માજી નવાબનું ખુન કરાવ્યું. શેકસપીઅરના શબ્દો—"મુગટધારી મસ્તકની દશા કરૂણાજનક છે"—એ ખરેખર સાચા છે !

ત્યારપછી ખટપટી અમીચંદનો વારો આવ્યો. કલાઈવે તેને હસતાં હસતાં કહાવ્યું કે તમને કશું નહિ મળે. આ સાંભળી તેને કેટલો આઘાત થયો હશે તેનો ખ્યાલ વાંચનારેજ કરી લેવો. વર્ષોથી પોતાના દેશને, પોતાના નવાબને બેવફા બની વિદેશી અને વિધર્મીને, અપમાનો સહીને પણ રાતદિન મદદ કરી તેનો આ બદલો ! એક રીતે એવા દેશદ્રોહી અને રાજદ્રોહીને એવો બદલો મળે એમાં કોઈને દુઃખ લાગે એમ નથી. પરંતુ એ કૃત્યથી કલાઈવને જે કલંક લાગ્યું તે કદી ભુસાય એમ નથી.

**બંગાળામાં કલાઈવનો પહેલો કારભાર.**—પ્લાસી પછીનાં ત્રણ વર્ષ દરમ્યાન કલાઈવે બંગાળામાં તેમજ દક્ષિણમાં બ્રિટિશ સત્તાનો પાયો નાંખ્યો.

પ્રથમ તેણે બ્રિટિશ સ્થાપનામાટે બંગાળામાં ભૂમિ તયાર કરી. મીરજાફર નવાબ બન્યો એ ખરૂં, પણ સાચો નવાબ તો કલાઈવજ હતો. મીરજાફર તો નામનો જ નવાબ હતો. તેની આધીનતાને લીધે તેને 'કલાઈવ કા ટટ્ટુ.' 'કલાઈવ કા ગધા' એવાં ઉપનામ અપાતાં. તેના ભયકર્તા હરીફો અને બળવાખોર નોકરો સામે લશ્કરી મદદ આપી કલાઈવે મીરજાફરને છેક વશ કરી લીધો.

દિલ્હીના શાહજાદા અલીગોહરે (શાહઆલમ) અયોધ્યાના વજીર સુજાઉદ્દૌલાની સહાયથી પટના પર ચઢાઈ કરી, તે સમયે કલાઈવે એ શહેરનો બચાવ કરવાસારૂ મીરજાફરને મદદ મોકલી હતી (૧૭૫૯). કલાઈવે મીરજાફર પાસે શાહજાદાને થોડું દ્રવ્ય અપાવી વિદાય કર્યો. બદલામાં શાહઆલમે તેને ૧૧ હજારની મનસબ અને અમીરપદ આપ્યાં.

આ અરસામાં કલાઇવે યુરોપી હરીફોની પણ ખબર લીધી. બંગાળામાં ચિન્સુરા મુકામે ડચ કોઠી હતી તેને પ્રબળ બનાવવા જાવાબેટના બટેવીઆ બંદરેથી એક ડચ કાફલો આવ્યો. અંદરખાનેથી મીરજાફર તેમની સાથે મળેલો હતો. કલાઈવે ડચની સામે સૈન્ય મોકલી તેઓને સજડ હરાવ્યા (૧૭૫૯). એ શિવાય પુર્ણીઆના બળવાખોર રાજાને પણ તેણે

ઠરાવ્યો. આ રીતે **મીર**જાફરની સાંકળો દિન પર દિન વધુ મજબુત બનતી ગઈ.

વળી આ અરસામાં **બુ**સીએ ઉત્તર **સ**રકાર છોડ્યું હોવાથી ત્યાં બળવો જાગ્યો. આ તકનો લાભ લેવા **ક્લાઈ**વે પોતાનું સૈન્ય નાનું હોવા છતાં બીલકુલ ખંચાયા વિના કર્નલ **ફ્રોડ**ને થોડુંક સૈન્ય આપી ત્યાં મોકલ્યો. આ યુક્તિથી ઉત્તર **સ**રકાર **ફ્રે**ન્ચના હાથમાંથી ગયું, **ફ્રે**ન્ચ પર સખત ફટકો પડ્યો તેમના મિત્રો એકે એકે તેમને છોડી ગયા અને છેવટે **વો**ન્દીવોશમાં તેમની સચોટ હાર થઈ.

આ પ્રમાણે ફક્ત ત્રણ વર્ષની કારકીર્દિમાં **ક્લાઈ**વે **ફ્રે**ન્ચ અને ડચ સત્તા નાબુદ કરી, દેશી રાજ્યોની ચઢાઈનો ભય ટાળ્યો, **બં**ગાળાની ગાદીપર **અં**ગ્રેજોના કહ્યાસર ચાલનારો **ન**વાબ ગોઠવ્યો, અને કંપનીને પુષ્કળ દ્રવ્ય, **ચો**વીશ **પ**રગણાની જમીનદારી, તથા નિમકવેરાનો ઈજારો મેળવી આપ્યાં. **બ્રિ**ટિશ લશ્કરની પ્રતિષ્ઠા વધાર્યા ઉપરાંત તેણે પોતાનાં **હિં**દી સૈન્યને ભરોસાદાર તથા **અં**ગ્રેજો માટે પ્રાણ પાથરવા તયાર બનાવ્યું હતું. **બં**ગાળ તેમજ **મ**દ્રાસમાં કરેલાં આવાં આવાં અનેક કાર્યો માટે **ક્લાઈ**વને તેના દેશજનો સંભારે, પૂજે તો તેમાં નવાઈ નથી. કેવળ ત્રીશ વર્ષની નાની વયમાં તેણે અમર કીર્તિ મેળવી લીધી. આ સમયે **હિં**દુસ્તાનમાં ચોમેર અસ્વસ્થતા ફેલાએલી હોવાથી તેનો એવો મત હતો કે **બં**ગાળામાં **બ્રિ**ટિશ રાજ્ય એકદમ સ્થાપવું અને આ ઉદ્દેશ તત્કાલીન વડા પ્રધાન **વિ**લિયમ **પિ**ટને બરાબર સમજાવવા તે ૧૭૬૦માં **વિ**લાયત ગયો. ત્યાં તેને પુષ્કળ માન અને ઉમરાવપદ મળવાથી હવે તે '**લૉર્ડ ક્લાઈ**વ' બન્યો. સમય પ્રતિકૂળ હોવાથી તેની રાજ્યસ્થાપનાની યોજના સ્વીકારાઈ નહિ.

**ક્લાઈવના કારભારની માઠી અસર.**—પોતાના અમલ દરમ્યાન **ક્લાઈ**વે એક મહા અનર્થના બીજ વાવ્યાં હતાં, તેનાં માઠાં ફળ તેના અનુગામી **વા**ન્સીટાર્ટને પુરેપુરાં અને તરતમાંજ ભોગવવાં પડ્યાં. **ન**વાબ તરફથી કંપનીના ઘણા નોકરોને મોટાં મોટાં ઈનામો મળ્યાં હતાં. જેઓને "આ લુંટનો હિસ્સો" મળ્યો તેઓ પોતાની દોલત હજુ વધારવા ઈંતેજાર હતા; અને જેઓ એવા ભાગ્યશાળી ન થએલા તેમણે ખાનગી વેપારથી પોતાની સ્થિતિ સુધારવા માંડી. કંપનીના નોકરો કંપનીના હિત કરતાં પોતાની મતલબ માટે વધારે પરવા રાખતા. વળી ઓછામાં ઓછા વખતમાં ધનના ઢગલા

આમ કરવાની લલુતાને લીધે તેમણે ખોટા માર્ગોનો આશ્રય લીધો. તેમની મલિનતા એટલી બધી વધી પડી, કે **સર જોન માલ્કમ** જેવા **અંગ્રેજ**ને એ વિષે લખવું પડ્યું છે કે "**વાન્સીટાર્ટ**ના નબળા પોચા અમલવાળા પાનાં જેવું બીભત્સ પાનું આપણા આખા હિંદી ઈતિહાસમાં નથી." આ કથન સાચું છે; પરંતુ આ દોષો **ક્લાઈવ**ના કારભારનાં પરિણામ હતાં. **વાન્સીટાર્ટ** આ અનાચારો અટકાવી ન શક્યો એટલા પુરતોજ એનો દોષ કહાય.

**મીરજાફર ગયો અને મીરકાસમ આવ્યો.**—બેવફાઈ અને બીકણપણાને નિકટનો સંબંધ છે. નિમકહરામ **મીર**જાફર પોતાની નાણાં સ્થિતિ સુધારવા રાજ્યમાંના માલદારોને લુંટવા લાગ્યો. પરંતુ **અંગ્રેજો** આગળ તે ગરીબ ગાય જેવો બની જતો. સિરાજના અમલદારોને એકેએક ખસેડી તેમને સ્થાને પોતાના માનીતા પુરૂષો ગોઠવવા તેણે તજવીજ કરી. રૈયતપર બહુ બહુ જુલમ કર્યા છતાં **અંગ્રેજો**નું દેવું ફીટ્યું નહિ અને તેમની ગરજ તો બહુ હતી. તેમની મદદ વિના તેનાથી **બં**ગાળાની ગાદીપર ટકાય એમ ન હતું. આ સ્થિતિ જોઈ અને દેવું ભરી દેવા સારૂ **અંગ્રેજો**નું પુષ્કળ દબાણ થતાં તેણે કંપનીને વીશ લાખની વાર્ષિક ઉપજનો દેશ અને પટનામાંથી નીકળતા સુરાખારનો ઈજારો આપ્યો હતો.

પ્રજામાં અપ્રિય હોવા ઉપરાંત સૈન્ય પણ **ન**વાબની સામે થવા લાગ્યું. પોતાની સંકડામણને લીધે તે સૈન્યને પગાર કરી શક્યો નહિ અને તેમણે ચઢેલા પગાર માટે હોહા કરી મુકી. પરંતુ તત્કાલીન **અંગ્રેજો**ને તેની પ્રિયતા અપ્રિયતાની પરવા ન હતી. અત્યારે તેનાં સાધનો સાવ ખલાસ થયાં હતાં; તેના તરફથી કશી નવી પ્રાપ્તિ થાય એમ ન હોવાથી હવે તેઓએ તેને પડતો મુકી નવા આદમીની તજવીજ કરવા માંડી. તેમને હિસાબે તો **બં**ગાળાની **ન**વાબી એક જાતનો પૈસા કમાવાનો ખેલ હતો.

**અંગ્રેજો**નું સમાધાન કરવા **ન**વાબે પોતાના જમાઈને કલકત્તા મોકલ્યો, તે **મીર**કાસમ પર તેમની નજર ઠરી. પરિણામ એ આવ્યું કે તે ગએલો વકીલ તરીખે અને આવ્યો **ન**વાબ રૂપે. **મીર**જાફરને રાજીનામું આપી કલકત્તામાં રહેવું પડ્યું. આ રાજ્યક્રાન્તિમાં સમાએલી દુષ્ટતા અહીં ટાંકેલા અભિપ્રાયો પરથી સમજાશે—

> "જે સત્તાએ ગંભીર સોગંદસાથે ટુંક મુદત પર જે પુરૂષને ગાદીએ ચઢાવ્યો, તેજ સત્તાના હાથે તેજ પુરૂષ પદભ્રષ્ટ થયો, એના કરતાં વધારે મોટી નાલેશી કદી બની નહિ હોય." ( **એલ્ફીન્સ્ટન** ).

" આ સર્વ વ્યવહાર **અંગ્રેજો**ને માટે અત્યંત બેઇમાની તથા લાંછન-કારક છે. એથી કંપનીની કંઇપણ નવી સગવડ સચવાવાની ન હતી. **બંગાળા**નો ખરો માલીક, **દિલ્હી**નો બાદશાહ પોતાનો અમલ તે પ્રાન્તમાં બેસાડવા પ્રયત્ન કરતો હતો, તેવામાં **અંગ્રેજો**એ ત્યાંની નવાબી એકના હાથમાંથી છીનવી લઈ લાંચ લઈ બીજા બીન હક્કદારને વેચી. પોતાનો ફાયદો મેળવી લેતાં કંપનીનો ફાયદો કરીએ છીએ એવો તેમણે ઢોંગ કર્યો."

( મેડોઝ ટેલર ).

આ રીતે **બંગાળા**માં બીજી રાજ્યક્રાન્તિ બની ( ૧૭૬૦ ). **મીર**કાસમને આમ અણધારી રીતે મળેલા માનઇલ્કાબનું પુરેપુરૂં મૂલ્ય આપવું પડ્યું. તેણે **અંગ્રેજો**ને **મિદનાપોર**, **ચિતાગાંવ**, અને **બર્દ્વાન** આપ્યાં. **બંગાળા** ઇલાકાની ઘટનામાં આ બીજું પગથીઉં હતું.

**મીરકાસમ સાથે યુદ્ધ—કારણો.**—**અંગ્રેજો**એ **મીર**કાસમને નવાબ બનાવ્યો પરંતુ તરતજ તેની સાથે તેઓ લડ્યા. તે **મીર**જાફર કરતાં હજાર દરજ્જે ચઢીઆતો હતો. હિમ્મતવાન, નિશ્ચયી, પ્રમાણિક, અને પહોંચેલ હોવાથી તેનો અમલ **બંગાળા**ની પ્રજાને તેમજ **અંગ્રેજ** કંપનીને લાભકારક નીવડત; પરંતુ તેને તેમ કરવાની તક અપાઈ નહિ. કંપનીના નોકરોએ બક્ષીસમાં મોટી મોટી રકમો માંગી. એ ઉપરાંત તેઓ કહેતા કે અમને દેશમાં ઉત્પન્ન થતી વસ્તુઓનો વેપાર કરવાનો હક્ક* છે. ઉપરાંત દાણમુક્તિના પાસ તેઓએ વેચવા માંડ્યા. આથી **મીર**કાસમની ઉપજના મુખ્ય સાધન પર

---

* બાદશાહી ફરમાન મુજબ કંપનીને દરવર્ષે નવાબી તિજોરીમાં અમુક ઠેરવેલી રકમ ભરી જકાતમુક્ત વેપાર કરવાની છુટ હતી, અને આ વેપાર આયાત નિકાસનો હતો. કંપનીના નોકરોએ આગળ વધી પોતાના ખાનગી વેપારમાં તેમજ સ્થાનિક ( દેશમાં ઉત્પન્ન થતી અને ત્યાંજ વેચાતી વસ્તુઓના ) વેપારમાં આ હક્કનો ઉપયોગ કર્યો. આ બાબતમાં નવાબના અધિકારીઓ વાંધો ઉઠાવતા તો અંગ્રેજો તેમને ધમકાવતા, અને મારતા સુદ્ધાં. પરિણામે દેશી વેપારીઓનો ધંધો સમૂળો ડુબ્યો અને નવાબની જકાત ઉપજ સાવ બંધ પડી.

સખત કાપ પડ્યો, અને દેશની નાણાંસ્થિતિ છેક ખરાબ થઈ ગઈ. તેણે કરેલા સર્વે સુધારા–ખર્ચમાં કાપકુપ, આગલી બાકીઓની વસુલાત, મહેસુલની નવી આકારણી, લોભીઆ અને લાંચીઆ અમલદારોની બરતર્ફી,–તમામ નિષ્ફળ ગયા.

**સિરાજ** અને **મીર**જાફરના બુરા હાલ શી રીતે થએલા તે જાતે જોએલા હોવાથી **મીર**કાસમે અસલના અમલદારો બદલી તેમને સ્થાને ભરોસાદાર અને નિમકહલાલ પુરૂષો નીમ્યા. રાજધાની **મુર્શીદાબાદ**થી બદલી **મોંગીર**માં લઈ જઈ તે કલકત્તાથી દુર હઠ્યો. લશ્કરમાંના નકામા માણસો કાઢી અનેક **ખ્રિસ્તીઓ**ને નીમી તેણે પોતાના સૈન્યને યુરોપી ઢબની તાલીમ અપાવી, તથા તોપનું કારખાનું ખોલાવી ઉત્તમ પ્રકારની તોપો તૈયાર કરવા માંડી.

જકાતનો પ્રશ્ન દિન પર દિન અતિ તીવ્ર બનતો ગયો. **નવાબ–અંગ્રેજ** વચ્ચે એ વિષે ઘણી લખાપટ્ટી થઈ પરંતુ સમાધાન થયું નહિ. છેવટે છેક કંટાળી **મીર**કાસમે રાજ્યમાં લેવાતી તમામ જકાત બંધ કરી અને એ રીતે **કંપની**ના નોકરો પાસ વેચી પોતાના પગારમાં સારો સરખો વધારો કરતા તે બંધ પડ્યા. જકાત બંધ થયાના સમાચાર સાંભળી કલકત્તાવાળાઓને પગથી માથાસુધી ગુસ્સો લાગ્યો.

**મુખ્ય બનાવ.**—**બાંકીપુર**ની **અંગ્રેજ** વખારનો ઉપરી **એલીસ** ઉદ્ધત સ્વભાવનો હતો. તેણે **પટના** પર હુમલો કરી એ શહેર લીધું. આ હકીકત પહોંચતાં **નવાબે અંગ્રેજો**નાં હથિયાર ભરેલાં વહાણો કલકત્તાથી **પટના** જતાં હતાં તેને પકડ્યાં; **અંગ્રેજો**ને કહાવ્યું કે બળવાખોર **એલીસ**ને મારે હવાલે કરો તો હું તમારાં વહાણો પાછાં સોંપીશ. પરંતુ તેની સૂચના કોઈએ સાંભળી નહિ, ત્યારે તેણે એવો જલદ હુકમ બહાર પાડ્યો કે જ્યાં જ્યાં **ગોરા**ઓ માલમ પડે ત્યાં ત્યાં તેમને પકડો. તેની ફોજે પટના લીધું, અને ત્યાંના ઘણાખરા **અંગ્રેજો**, **એલીસ** સુદ્ધાં, કેદ પકડાયા. આથી **અંગ્રેજો**ને વધારે ક્રોધ ચઢ્યો. કલકત્તા **કાઉન્સિલે** જાહેરનામું બહાર પાડી **મીર**કાસમને પદભ્રષ્ટ કર્યો તથા બોત્તેર વર્ષના બુઢ્ઢા **મીર**જાફરને પાછો **નવાબ** બનાવ્યો. **મીર**કાસમ સામે **અંગ્રેજ** સૈન્ય મોકલાયું. **ખટવા** અને **ઘેરીઆ** બન્ને સ્થળે પરાજય થતાં **મીર**કાસમ પોતાના સેનાપતિઓપર પુષ્કળ રાતો પીળો થઈ ગયો. પોતાનાં ઘણાં માણસો અંદરખાનેથી શત્રુ સાથે મળેલાં છે એવી

ખાત્રી થતાં તેણે દાખલો બેસાડવા કેટલાકને ઠાર કર્યા. બાદ ઉધવા—નાળા આગળ તેનો અણધારેલો પરાજય થયો અને મોંગીર પણ **અંગ્રેજોના** હાથમાં ગયું. આ પ્રમાણે ઉપરાઉપરી હાર થતાં તેણે એવી ધમકી આપી કે **અંગ્રેજ** સૈન્ય આગળ વધવાની હિમ્મત કરશે તો હું તમામ **અંગ્રેજ** કેદીઓને ઠાર મારીશ. **અંગ્રેજ** ફોજ આગળ વધી અને **મીર**કાસમે પોતાની ધમકીનો અમલ કર્યો. **અંગ્રેજ** કેદીઓને ઠાર કરવાનું કામ કુખ્યાત **સમરૂને** સોંપાયું હતું. પટનામાં થએલી આ કતલમાં દોઢસો બસો કેદીઓ માર્યા ગયા. આ બનાવ ખરેખર કરૂણાજનક હતો. **અંગ્રેજ** અધિકારીઓએ ઉતાવળ ન કરતાં સામાન્ય બુદ્ધિનો ઉપયોગ કર્યો હોત તો એ કેદીઓના જાન જાત નહિ.

આ કતલનું વેર લેવા ઈંતેજાર બનેલા **અંગ્રેજોએ પટના** લીધું. **મીર**કાસમ **અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલાને** શરણે ગયો. **શાહઆલમ બાદશાહ** પણ ત્યાંજ હતો. આ ત્રણે રાજપુરૂષોએ ભેગા થઈ **અંગ્રેજોની** સત્તાને ઉગતી ડામી દેવાની આશાથી સૈન્ય એકત્ર કર્યાં અને **પટના**પર ધસારો કર્યો. પણ તેઓ ફાવ્યા નહિ. તેમની સર્વે આશાઓ નિષ્ફળ ગઈ. **બકસર** આગળ **મેજર મન્રોએ** તેમને સચોટ હાર આપી (૧૭૬૪). **મીર**કાસમ* નાસી વાયવ્ય દિશા તરફ ગયો અને ત્યાંજ તેનું મરણ થયું.

**પરિણામ.**—**બકસર**નું મહત્ત્વ **પ્લાસી** કરતાંયે વિશેષ છે કેમકે એથી **અંગ્રેજો બંગાળા, બિહાર,** અને **ઓરિસ્સાના** માલીક બન્યા. ૧૭૬૧માં દોદળી થએલી **મુસલમાની** સત્તા હવે કાયમની તુટી. વળી એથી **અયોધ્યાના નવાબ** ઉપર ચઢાઈ કરવાનું **અંગ્રેજોને** કારણ મળ્યું. **ચુનારગઢ** અને **અલ્હાબાદ** લેવાયાં અને **કોરાની** લડાઈમાં હાર્યાથી **સુજાઉદ્દૌલાની** સત્તા સદાને માટે તુટી. વળી **બકસરમાં** હારેલો **શાહઆલમ** હવે **કંપનીને** માંડલિક રાજ્ય તરીખે સ્વીકારવા કબુલ થયો. અત્યારસુધી તેઓ સોદાગાર હતા; હવે તેઓ કાયદેસર માલિક અને રાજ્યકર્તા બન્યા. આ રીતે **પ્લાસીની** ન્યૂનતા **બકસરે** પુરી કરી.

---

*મીરકાસમ દૃઢ અને સ્વમાની દેશભક્ત હતો. "મોટો ધુર્ત પુરૂષ હોવાથી અંગ્રેજોએ તેનું રાજ્ય લઈ લીધું છે એ જાણી એકવાર છેવટનો પ્રયત્ન કરી મુસલમાની અમલ કાયમ કરવાના હેતુથી તેણે ખટપટ કરી. અંગ્રેજોના કાવાદાવા સમજી જઈ તેમનો પરાજય કરનાર છેલ્લો મુસલમાન સરદાર એજ હતો."

**અંગ્રેજોના વિજય વિષે વિવેચન** અહીં થોડું ઘણું કરી લઈએ તો તે અસ્થાને નહિ ગણાય.

હિંદમાં રાજ્ય સ્થાપવામાં અંગ્રેજોને બે શત્રુ મળ્યા હતા—યુરોપી અને હિંદી. ૧૭૬૩ સુધીમાં યુરોપી શત્રુઓનો નિકાલ આવી ગયો એ આપણે જોઈ ગયા. પરંતુ હિંદીઓને વશ કરી અહીં કાયમી રાજ્ય સ્થાપતાં લગભગ સો વર્ષ લાગ્યાં. પ્લાસીથી સ્થાપનાની શરૂઆત થઈ અને ૧૮૫૮માં એ કાર્ય સમાપ્ત થયું.

એ સો વર્ષમાંનાં પહેલાં પચાશમાં ઘણાં ખરાં હિંદી રાજ્યો વશ થયાં, અને ત્યાર પછીનાં પચાશ વર્ષમાં આખા દેશ ઉપર એ રાજ્ય અખંડ, એકછત્રી અને દઢ થયું. અંગ્રેજોનું આ પરાક્રમ અલૌકિક હોવાથી તે આટલી સહેલાઇથી અને આટલા ટુંકા સમયમાં પાર પડ્યું એ માટે સૌકોને અનહદ આશ્ચર્ય લાગે. દશ હજાર માઇલ દૂર આવેલા એક નાનકડા બેટમાંની એક સોદાગર મંડળી હિંદ જેવા વિશાળ દેશને તાબે કરે, એવી ઘટના જગતના ઇતિહાસમાં કદી બનવા પામી નથી. એ કેમ બનવા પામ્યું તે પ્રશ્નના થોડાક મુદ્દા અહીં ચર્ચવા ઇચ્છા છે.

**દેશની તત્કાલીન હાલત** મહા માઠી હતી. મોગલ સામ્રાજ્ય સડી ગએલા વૃક્ષ જેવું હતું. તેમાંથી અનેક શાખાઓ જુદી બની અનેક મુસલમાની સ્વતંત્ર સત્તાઓ સ્થપાઈ હતી. મરાઠી સામ્રાજ્ય આબાદ હતું પણ એકસઠના પાણીપતના કારી ઘા પછી તેની શાખાઓ વચ્ચેનો સંબંધ સ્નેહભર્યો હતો એમ ન કહી શકાય. વિવિધ મરાઠી સરદારો પાડોશીઓના ભોગે પોતાની સીમા વધારવા મથી રહ્યા હતા. આ રાજ્યોને અંકુશમાં રાખે એવી મધ્યવર્તિ સત્તાનો દેશમાંથી લોપ થયો હતો. હિંદુ મુસલમાન વચ્ચે, હિંદુ હિંદુ વચ્ચે, મુસલમાન મુસલમાન વચ્ચે જ્યાં જુઓ ત્યાં સંપ અને સ્નેહનો અભાવ હતો. અરાઢમી સદી દરમ્યાનની હિંદની આ સ્થિતિ યુરોપી પ્રજાને અનુકૂળ થઈ પડે એમાં નવાઈ નથી.

**હિંદી સૈન્યો** ઘણે ભાગે ભાડુતી પુરૂષોથી ભરેલાં હોવાથી તેનાંપર ઝાઝો ભરોસો રાખી શકાતો નહિ. વળી રાજાઓમાં પણ એવી ચતુરાઈ ન હતી કે તેઓ આખા સૈન્યની પ્રીતિ સંપાદન કરે. અનેક સેનાપતિઓ ચતુર શત્રુની સોનેરી ગોળીથી ફુટી જતા અને પોતાના ધણીને દગો દેતા.

**રાષ્ટ્રીય અભિમાનનો અભાવ.**—એ સમયના રાજાઓ, સરદારો અને આમપ્રજામાં રાષ્ટ્રીય અભિમાનનો ભાગ ઘણો ઓછો હતો. પરિણામે વિધર્મી, વિદેશી શત્રુને હિંદીઓ પોતાના આત્મા વેચતા, તેમનાં ધન માટે તેઓ હલકાંમાં હલકાં કામ કરવા તૈયાર થતા. કોઈ વિરલ પ્રસંગે કોઈ દેશભક્ત દેશનો ઉદ્ધાર કરવા તજવીજ કરતો તો ઉપર કહેલા હરામીઓના પાપને પરિણામે તે ફાવતો નહિ અને પાયમાલ થઈ જતો.

પાણીપતની ૧૭૬૧માં થએલી લડાઈ અંગ્રેજોને ઈશ્વરી મદદ જેવી હતી. તેમાં હિંદુસ્તાનની મુખ્ય સત્તા, હિંદુ અને મુસલમાન બન્ને એકમેકને હાથે ઘણીખરી પાયમાલ બની, અને ત્રીજી ઉગતી સત્તાનો માર્ગ સરળ બન્યો.

**અંગ્રેજોના કેટલાક ગુણો.**—આ ઉપરાંત અંગ્રેજોમાં કેટલાક એવા ગુણો હતા કે જેનાં પરિણામે દૈવ અનુકૂળ હોય તો ફત્તેહ મળ્યા વિના રહેજ નહિ. તેમનું દેશાભિમાન હદપારનું હતું. અંગ્રેજોના ઇતિહાસમાં દેશભક્તિનાં નમુનેદાર દૃષ્ટાંતો ઠેર ઠેર નજરે પડે છે. દેશમાટે પોતાની દોલતને, પોતાના કુટુંબ કબીલાને, પોતાની જાતને, પોતાના સર્વસ્વને હોમતાં અંગ્રેજો જરાયે આચકો ખાતા નથી. તેમનો બીજો ગુણ ચિવ્વટપણાનો છે. ગમે તેવા કઠણ પ્રસંગ આવે, દુ:ખના દરિયા ખેડવા પડે તોપણ તેઓ પોતાની ઇષ્ટવસ્તુને છે-ના-છે સુધી છોડતા નથી. ત્રીજી વાત તેમનું મુત્સદ્દીપણું છે. જગતના રાજદ્વારી વિદ્વાનોનો એવો અભિપ્રાય છે કે મુત્સદ્દીપણામાં એકે પ્રજા 'જોન બુલ' (ઇંગ્લંડ) સાથે મુકાબલો કરી શકે એમ નથી. વળી અણીને સમયે તેમને જોઈએ તેવા નેતાઓ અને સુકાનીઓ મળી આવતા એ પણ એક પ્રકારે ઈશ્વરી સહાય કહેવાય.

**પ્રભુની ઈચ્છા.**—આ સૌ ઘટનાઓ નીહાળતાં અને તેના પર મનન કરતાં જે પુરૂષ સર્વ-શક્તિમાન ઈશ્વરના સામ્રાજ્યને માને છે તેને એવું અનુમાન સ્ફુરે છે કે હિંદમાં અંગ્રેજોનું રાજ્ય થાય એ પ્રભુનીજ ઇચ્છા હોવી જોઈએ.

**ક્લાઈવનું પુનરાગમન અને તેનો બીજો અમલ.**—સ્વદેશમાં આવેલા પોતાના નોકરોને અતિ ધનવાન બનેલા જોઈ કંપનીના ચાલકો આશ્ચર્યચકિત થતા. તેઓ ધારતા કે આની અસર આપણા 'ડિવિડન્ડ' પર થતીજ હશે, અને આ લોકોએ ભેગું કરેલું ધન થોડું ઘણું કંપનીની

ઉપજમાંથી ખોતરી કાઢેલું હશે. વળી હિંદમાં કંપનીની હદમાં સર્વત્ર અંધેર અને ઘોટાળા ચાલે છે એવા સમાચાર મળ્યાથી એ સ્થિતિ દુરસ્ત કરવા ચાલકોએ **લૉર્ડ ક્લાઈવને બંગાળાનો ગવર્નર** નીમી મોકલ્યો.

**અલ્હાબાદના કરાર.**—**અયોધ્યા-નવાબ**નું બળ કાયમનું તોડનારી **કોરા**ની લડાઈને દિવસેજ **ક્લાઈવે હિંદ**ની ભૂમિપર પગ મુકયો (૧૭૬૫). **બક્સર** અને **કોરા**ના વિજયોનાં ફળ લણવાનું તેનાં નશીબમાં હતું. રાજકીય હેતુઓને લીધે **સુજાઉદ્દૌલા** અને **શાહઆલમ** માટે અમુક છુટછાટ મુકાઈ. **મીરકાસમ** નાસી ગયો હતો તેને ખડતો મુકવામાં આવ્યો. સૌથી પહેલાં **ક્લાઈવે શાહઆલમ** પાસે એવી કબુલાત લીધી કે કંપનીને **મોગલાઈ**ના માંડલિક રાજ્ય તરીખે ગણવી. **બાદશાહે** આ વાત કબુલ કરી દરસાલ ૨૬ લાખ રૂપિયા ભરવાની શરતે **અંગ્રેજો**ને **બંગાળા, બિહાર** અને **ઓરિસ્સા**ની 'દિવાની' આપી. દિવાની એટલે મહેસુલ ઉઘરાવવાનો હક્ક; પરંતુ તેનો અર્થ સર્વોપરીતા હતો. **બંગાળા** ઈલાકાની ઘટનામાં દિવાની ત્રીજું અને છેલ્લું પગથીઉં હતું.

એ શિવાય **અયોધ્યાના નવાબ-વજીરે** કંપનીને ૫૦ લાખ નુકશાનીના આપવા, **કોરા** અને **અલ્હાબાદ** જીલ્લા **બાદશાહ**ને આપવા, **અયોધ્યામાં** કંપનીના તમામ વેપાર જકાતમુક્ત કરવા એવી શરતો થઈ.

આ રીતે જે પ્રાન્તમાં **અંગ્રેજો** એક વખતે નમ્ર સોદાગર રૂપે રહેવામાં સંતોષ માનતા, ત્યાંજ તેઓ સર્વોપરી બન્યા.

**નોકરોની સુધારણા.**—કંપનીના નોકરો કેવા કામ લઈ બેઠા હતા તેનું ઉપર વિવેચન થઈ ગયું છે. દેશી ગુમાસ્તાઓ પણ કંપનીની સત્તાના ઓઠા હેઠળ રહી ખાનગી વેપાર કરતા હતા. **ક્લાઈવે** એવો હુકમ કાઢ્યો કે કંપનીના નોકરોએ ખાનગી વેપાર કરવો નહિ; તેમજ બક્ષીસો લેવી નહિ. પરંતુ આંતરિક વેપાર માટે તેણે કશાં પગલાં ભર્યાં નહિ. નોકરોના પગાર વધારાવવા તેણે લખ્યું પરંતુ **ચાલકોએ** એ વાત નામંજુર કરી.

**બંગાળામાં બળવો.**—ગોરા સૈનિકો લડાઈમાં હોય તે સમય માટે તેઓ ખાસ **એલાવન્સ** ( વધારાનો પગાર ) માંગતા, એ રિવાજ **ક્લાઈવે** બંધ કર્યો. આ ખાસ વધારાને 'ડબલ ભથ્થા' એવું નામ અપાયું હતું. દહાડે દહાડે તે એટલું બધું વધી ગયું હતું કે કેપ્ટન જેવો અધિકારી લડાઈપર

હોય ત્યારે પોતાના માસિક પગારમાં રૂ. ૧૦૦૦ નો વધારો કરી શકતો. અમલદારોને આવો લાભકારક રિવાજ બંધ થવાથી બંગાળામાં ગોરા અમલદારોએ બળવો જગાવ્યો. તેમાં બીજા બળી ઉઠેલા મુલ્કી અધિકારીઓ પણ સામેલ થયા. તથાપિ કલાઇવ જરાયે ડર્યો નહિ. તેણે અનેકને બરતરફ કર્યા, દેશી ફોજની મદદ વડે ગોરા સૈનિકોને ઠેકાણે આણ્યા, આગેવાનોને સજા કરી, અને એ રીતે મક્કમ રહી બળવો શાંત પાડ્યો.

**દ્વિમુખી રાજ્યપદ્ધતિ.**—મોગલાઈની જાહોજલાલીના સમયમાં દરેક પ્રાન્તમાં **નિ**ઝામ યા **ન**વાબ અને દિવાન એવા બે અમલદારો નીમાતા. દિવાન આખા પ્રાન્તનું મહેસુલ ઉઘરાતનું કામ કરતો. પ્રાન્તો સ્વતંત્ર થયા પછી **ન**વાબોએ મહેસુલ માટે જાતે બંદોબસ્ત કરી લીધો. અલ્હાબાદના કરારથી નામધારી **બા**દશાહ પાસેથી **કલા**ઈવે દિવાની મેળવી, તેથી કંપનીને દરવર્ષે લગભગ ચાર કરોડ જેટલી વસુલ ઉઘરાવવાનો અધિકાર મળ્યો. ખરૂં જોતાં મહેસુલ લેનારના શિરપર રૈયતના બંદોબસ્તની જવાબદારી હોવી જોઈએ. પરંતુ આ ખરૂં કામ **કલા**ઈવે **ન**વાબ પાસેજ રહેવા દીધું. **કલા**ઇવિના આગમન પહેલાં **મી**રજાફર ગુજરી જવાથી **અંગ્રે**જોએ તેના પુત્રને **બં**ગાળાની વસુલમાંથી દરસાલ ૫૩ લાખ રૂપિયા આપી **ન**વાબ પદે કાયમ કર્યો. આ રીતે **ન**વાબ સત્તાહીન પેન્શનરની સ્થિતિમાં મુકાયો. વહીવટી કાર્ય માટે **કલા**ઈવે **ન**વાબ હેઠળ બે **ના**યબોની નીમણુક કરી—**મ**હમદ રેઝાખાન **બં**ગાળામાં અને **રા**જા **શી**તાપરાય **બિ**હારમાં. આ રીતે **બં**ગાળામાં ઉપજ ખાતું અને લશ્કર ખાતું કંપનીના હાથમાં અને એ શિવાયનો વહીવટ **ન**વાબનો થયો. પ્રજાપર બે સત્તાનાં રાજ્ય થયાં, અને તેનું પરિણામ માઠું આવ્યું. વહેંચાએલી સત્તાને લીધે ભવિષ્યમાં ભયંકર અનર્થ ગુજર્યા અને રૈયતની સ્થિતિ કફોડી થઈ. **અંગ્રે**જોને વસુલાત નિર્વિઘ્ને આવતી ત્યાં સુધી ઉઘરાતદારો રૈયત પર કેવા જુલમ ગુજારે છે તે તરફ તેઓ લક્ષ આપતા નહિ. કંપની દિવાનીનાં ફળ લેતાં છતાં તે પદની ફરજો અને જોખમદારી અદા કરતી નહિ.

**મીઠાંનો ઇજારો.**—કંપનીના મોટા અમલદારોને લાભ કરનારી એક દુષ્ટ યોજનાને **કલા**ઈવે, **ચા**લકોના સખત હુકમ છતાં, મંજુરી આપી. મોટા મોટા અમલદારોએ ભેગા થઈ એક 'વેપારી સોસાયટી' ઉભી કરી ૩૨ લાખની મુંડી ભેગી કરી. તેમાંથી તેઓએ મીઠું, અફીણ અને સોપારીનો

એકહથ્થુ વેપાર કરવા માંડ્યો. મીઠું અતિશય મોંઘું થયું અને રૈયત પર વિનાકારણનો બોજો આવી પડ્યો. સોસાયટીનો અઢળક નફો ભાગીદારો માંહોમાંહે અમુક નિયમ મુજબ વહેંચી લેતા. ક્લાઈવિના પોતાના પાંચ 'શેર' હતા. ચાલકોએ આ રાક્ષસી યોજના નામંજુર કરી પરંતુ તેમના હુકમો ૧૭૬૮ સુધી અમલમાં આવ્યા નહિ.

**ક્લાઈવિનું ચરિત્ર.**—૧૭૬૭માં ક્લાઈવિ સ્વદેશ ગયો. બાળપણથી જ લાંઠ હોઈ તે ન ગાંઠતો માબાપને ને ન ગણતો માસ્તરોને. ઉપરીપણું કરવું તેને બહુ ગમતું. રોજે રોજ તેની ફરિયાદોથી કંટાળી તેનાં માબાપે તેને ઈસ્ટ ઈંડિયા કંપનીની નોકરીમાં મુકયો. મદ્રાસમાં લાંબા લાંબા સરવાળાઓ ગણવાનું અને માલની ગાંસડી નોંધવાનું કારકુની કામ તેને બીલકુલ પસંદ ન હતું. એક વખતે તો આથી કંટાળી તેણે આપઘાત કરવા પોતાપર પિસ્તોલ છોડી હતી. પછી અંગ્રેજ–ફ્રેંન્ચ વચ્ચે દક્ષિણમાં યુદ્ધ થયાં તેમાં આર્કટ આદિ સ્થળોએ તેણે જે પરાક્રમો કરી બતાવ્યાં તેનું સવિસ્તર વર્ણન આવી ગયું. ૧૭૫૩માં તે ઈંગ્લિંડ ગયો.

ત્રણ વર્ષ રહી તે પાછો આવ્યો ત્યારે કલકત્તા સર થયાના સમાચાર આવતાં તેને બંગાળા જવું પડ્યું. અહીં તેણે પોતાની મુત્સદ્દીગીરી પુરેપુરી બતાવી. પ્લાસીની જીતથી બંગાળામાં અંગ્રેજ સત્તાનો પાયો નાંખી તેણે ત્રણ વર્ષ સુધી ત્યાંના ગવર્નર તરીખે કામ કર્યું. ૧૭૬૦માં સ્વદેશ ગયો ત્યાં તેને 'લોર્ડ' નો ઇલ્કાબ મળ્યો.

પછી બંગાળમાં અંગ્રેજ કારભારમાં અત્યંત અંધેર થતાં ક્લાઈવિને ૧૭૬૫માં બંગાળાના ગવર્નર અને સેનાધિપતિની સત્તાસહિત મોકલવામાં આવ્યો. આ બે વરસના અમલ દરમ્યાન તેણે કંપનીની હાલત સુધારવા કેટલાક પ્રયાસો કર્યા, પરંતુ તેણે યોજેલી દ્વિમુખી રાજ્યપદ્ધતિ અને તેણે મંજુર કરેલી વેપારી સોસાયટી મહા અનર્થકારક હોવાથી એકંદરે તેનો બીજો અમલ નિષ્ફળ હતો એમ કહેવામાં હરકત નથી.

૧૭૬૭માં તે ઈંગ્લિંડ ગયો ત્યારે તેના અનેક વિરોધીઓએ તેના કલંક પ્રગટ કરવામાં મણા રાખી નહિ. આમ–સભામાં અમીચંદને ઠગ્યાનો, મીર જાફર પાસેથી ત્રીશ લાખ રોકડ અને બે લાખની ઉપજવાળી જાગીર પડાવ્યાનો, એવા એવા અનેક ગંભીર આરોપો તેના પર મુકાયા. પરંતુ લાંબી

તપાસને અંતે "લોર્ડ કલાઈવે આપણા દેશની ભારે અને વખાણવાજોગ સેવા બજાવી છે" એ શબ્દો સાથે પાર્લામેન્ટે તેને નિર્દોષ ઠેરવ્યો.

એમ કહેવાય છે કે પોતાનાં પાપકર્મોના પશ્ચાત્તાપ અને લોકોમાં થએલી બેઈજ્જતને લીધે અંતે તેણે પિસ્તોલ ખાઈ આપઘાત કર્યો ( ૧૭૭૪ ).

રોબર્ટ કલાઈવનાં ચારિત્ર્યવિષે અત્યારે અનેક મત છે. ઈંગ્લંડથી દશ હજાર માઈલ દૂર આવેલા હિંદમાં ઈંગ્લંડને વગરખર્ચે ઈંગ્લંડ કરતાં મોટું રાજ્ય જોતજોતામાં મેળવી આપવા માટે ઈંગ્લંડવાસીઓ તેને પુષ્કળ માન આપે એમાં નવાઈ નથી. આ દેશના લોકોનાં રાજ્ય તેણે યુક્તિપ્રયુક્તિ વડે લઈ લીધાં માટે હિંદીઓ તેને તુચ્છકારે એ પણ સમજી શકાય એમ છે. પરંતુ ઈતિહાસકને નિષ્પક્ષપાતે ઈન્સાફ કરવાનો છે. તેને જાત કે ભાતનો સવાલ અડતો નથી.

કલાઈવ ઉત્તમ કોટિનો સૈનિક, સેનાપતિ અને મુત્સદ્દી હતો. ઉપરીપણું તો તેનુંજ કહેવાતું. તેની હિમ્મત અને બહાદુરી અપાર હતાં. પાપકર્મો કરતાં તે લેશમાત્ર ડરતો નહિ એ તેનો મોટામાં મોટો દોષ હતો. ખોટા દસ્તાવેજો બનાવવા, ખોટી સહીઓ કરવી, વિશ્વાસઘાત કરી બીજાઓને ફસાવવાં, કપટરચના રચવી, એવાં એવાં કામો કલાઈવ જેવાજ કરે. તેણે મંજુર કરેલી એકહથ્થુ વેપાર કરનારી અંગ્રેજ અમલદારોની સોસાયટીની યોજના દુષ્ટ અને નિર્લજ્જ હતી. દ્વિમુખી રાજ્યપદ્ધતિ પણ અનિષ્ટ હતી. તથાપિ બ્રિટનની તેણે અનુપમ સેવા બજાવેલી હોવાથી બ્રિટિશ ઈતિહાસમાં તેનું નામ મોટા અક્ષરે જ લખાવું જોઈએ.

## પ્રકરણ ૩૫ મું. માધવરાવ પેશ્વા.

હવે આપણે દક્ષિણ તરફ વળીએ. ૧૭૬૧માં ત્રીજા પેશ્વા બાલાજી બાજીરાવનાં મરણ પછી તેનો પુત્ર માધવરાવ પેશ્વાપદે આવ્યો, ત્યારે પાણીપતમાં થએલા વિશાળ વિનાશ હજુ તાજા હતા. નવા પેશ્વાની ઉમ્મર ફક્ત ૧૭ વર્ષની હતી, છતાં છેલ્લાં દશ વર્ષમાં થએલા બનાવો તેની નજર હેઠળ બન્યા હતા. સરળ અને તીવ્ર બુદ્ધિનો પુરૂષ હોવાથી તેણે ભૂત કાળની ભૂલો શોધી સુધારવા, અને એ રીતે મરાઠી સામ્રાજ્યનો યોગ્ય બંદોબસ્ત કરવા નિશ્ચય કર્યો. તેનો કાકો રાઘોબા રક્ષક તરીકે સઘળું કામ કરતો હતો, પરંતુ ટુંક સમયમાં જ તેમનાં મન પરસ્પર ઉંચા થયાં. રાઘોબા ભત્રીજા

સામે **મોગલો** જેવાની મદદ પણ લેવા ચુકયો નહિ. આ સમયે **માધવરાવે** યુક્તિપુર્વક કાકાનું સમાધાન કર્યું. તેને નજરકેદ કર્યો પણ **માધવરાવે** ઠેઠ સુધી તેની સાથે માન ભર્યું વર્તન ચલાવ્યું. બાદ **પાણીપતમાં** થએલા નુકશાનોને ભરપાઈ કરવા **માધવરાવે** બહાદુરીથી કમ્મર કસી. **હરિપંત ફડકે** અને **નાના ફડનવીસ** નામના બુદ્ધિશાળી અને રાજ્યભક્ત મંત્રીઓને નીમી તેમની સહાય અને સલાહ અનુસાર **માધવરાવે** પોતાનો બધો સમય દેશજનોની પતિત સ્થિતિ દુરસ્ત કરવામાં ગાળ્યો.

**મૈસોર** પ્રાન્તનો સમાવેશ **વિજયનગરના હિંદુ સામ્રાજ્યમાં** થતો હતો. ૧૫૬૫માં તેનો નાશ થયા બાદ **મૈસોરમાં વોડિયાર** નામના **હિંદુ** રાજકુળની સ્થાપના થઈ. થોડોક સમય **મોગલોની** આધીનતામાં રહ્યા બાદ ત્યાંનો **હિંદુ** રાજા **મોગલોની** ધુંસરીમાંથી છટકયો. ૧૭૫૧માં ત્રીજા **પેશ્વા બાલાજી બાજીરાવે** ત્યાં ચઢાઈ કરી **ચોથ** લીધી હતી. ત્યારપછી એ રાજયની નિર્બળતા વધી ગઈ. ૧૭૫૫માં **હૈદરઅલી** નામનો સરદાર એ રાજયની લશ્કરી નોકરીમાં નીમાયો. જોત જોતામાં તે પોતાની હોશિયારીથી સેનાધિપતિ પદે પહોંચ્યો. ૧૭૬૧ સુધીમાં રાજા ફક્ત નામનો બની ગયો અને ખરો કર્તાહર્તા **હૈદર** થયો.

**પાણીપતના મરાઠી** પરાજયનો લાભ લઈ **હૈદરે બેદનોર** જીતી લુંટ્યું. પરંતુ તરૂણ **પેશ્વા માધવરાવે** કૃષ્ણાનદી ઓળંગી, **હૈદરને** હરાવી પોતાના ગએલા મુલક મેળવી લીધા અને એ ઉપરાંત ૩૨ લાખ રૂપિયા નુકશાનીના કબુલાવ્યા (૧૭૬૪). પાછળથી **હૈદરે** એ નાણાં અટકાવ્યાથી **માધવરાવે કર્ણાટકપર** પાછી ચઢાઈ કરી. માંદગીને લીધે તેને પાછા ફરવું પડ્યું. તેના સેનાપતિ **ત્રિંબકરાવ મામાએ હૈદરને ચેરકુલી** આગળ હાર આપી. **સીરંગાપટ્ટમને** ઘેરો ઘાલ્યો પણ તેમાં તે ફાવ્યો નહિ. અંતે સુલેહ થતાં **હૈદરને મરાઠાઓની** સર્વે શરતો કબુલવી પડી.

**ઉત્તરમાં હોલકર** અને **સિંધીઆ** આ અરસામાં **પેશ્વાની** ઇચ્છા અનુસાર **રજપુત** રાજ્યોપર ફરી વળ્યા, તથા તેમણે ત્યાંથી તેમજ **ભરતપુરના જાટ** રાજા પાસેથી ખંડણી લીધી.

**મહાન પેશ્વા.—માધવરાવ** લઘુવયનો છતાં સાવ નીડર હતો. હિમ્મત અને શાણપણનું અજબ મિશ્રણ તેનામાં હતું. તેણે **સામ્રાજયની** અંદરના

તેમજ બહારના શત્રુઓને વશ કર્યા. સિંધીઆ, હોલ્કર વિગેરે પોતાના બળવાન સરદારોનાં દિલમાં તેણે એવો વિશ્વાસ પેદા કર્યો કે મરાઠી સામ્રાજ્ય સૌ સરદારોનું છે અને સૌએ એકમેક સાથે સંપ રાખી તેનું ઉત્તમ રીતે સંરક્ષણ કરવું જોઈએ. જાગીરી પદ્ધતિ અનિષ્ટ હતી એ તે સમજતો હતો પણ તેની જડ એટલી ઉંડી ગઈ હતી કે હવે તેને નાબુદ કરવી અશક્ય હતી. માધવરાવે તેમાં થોડાઘણા ફેરફાર કરી સૌનો સ્નેહ સંપાદન કર્યો. વળી હૈદર અને નિઝામ જેવા બળવાન મુસલમાનોને પણ તેણે હરાવ્યા હતા. તેની માણસપરીક્ષા પણ અત્યુત્તમ હોઈ તેના નીમેલા અમલદારો (રામશાસ્ત્રી, નાના ફડનવીસ વિગેરે) શ્રેષ્ઠ નીવડ્યા.

તે ગાદીએ આવ્યો ત્યારે મહારાષ્ટ્ર દેશ મહા આફતમાં હતો, છતાં તેની ગએલી પ્રતિષ્ઠા પાછી મેળવવામાં મહદંશે માધવરાવ કારણભૂત હતો. તેથી મહાન પેશ્વાઓની પંક્તિમાં ગણાવા માટે તે પુરેપુરો લાયક છે, એ વિષે બે મત નથી. હૈદર સામેની તેની સફળ સ્વારીથી ઘણાયે મરાઠાઓના હૃદયમાં આનંદ આનંદ વ્યાપી ગયો. વળી તેઓ પાછા ઉત્તર હિંદુસ્તાનમાં દાખલ થઈ મોગલાઈના તે સમયના અવશેષના ધણી બન્યા. માધવરાવ ઝાઝું જીવ્યો હોત તો મરાઠી સત્તાની સ્થાપના ઉત્તમ પ્રકારે થાત. પરંતુ દેશના દુર્ભાગ્યે તે ક્ષયરોગનો ભોગ થઈ પડ્યો અને ૨૮ વર્ષની કાચી ઉમ્મરે (૧૭૭૨માં) તેનું અકાળ મૃત્યુ થયું. તેની પાછળ તેની પત્ની રમાબાઈએ સતી થઈ જગતમાં પોતાનું નામ અમર કર્યું. તેની ટુંકી અને ઉજવળ કારકીર્દિને લીધે યુરોપી ઇતિહાસકો તેને 'મહારાષ્ટ્રનો શ્યામ યુવરાજ'* કહે છે તે વ્યાજબીજ છે.

મરાઠાઓનો પ્રખ્યાત ઈતિહાસકાર ગ્રાન્ટ ડફ તેને વિષે કહે છે કે, "આ ઉત્તમ તરૂણના અકાળ મરણ કરતાં પાણીપતનું ક્ષેત્ર મરાઠી સામ્રાજ્યને વધારે ઘાતક ન હતું. માધવરાવની લશ્કરી શક્તિ ઘણી સારી હતી, છતાં રાજ્યકર્તા તરીખેના તેના ગુણો તેના પૂર્વજોના કરતાં વધારે પ્રશંસા અને સન્માન પાત્ર છે." આ ગુણોને લીધે ઘણા વર્તમાન ઇતિહાસકો તેને સૌથી મોટો પેશ્વા ગણવાની તરફેણમાં છે.

---

* જુઓ મારો ઈગ્લંડનો પ્રાથમિક ઈતિહાસ, ભાગ ૧ લો, પાનું ૪૭ મું.

**નારાયણરાવ.**—**માધવરાવ** અપુત્ર હોવાથી મરતી વેળા તેણે **રાઘોબા, નાના ફડનવીસ** આદિ મુખ્ય પુરૂષોને બોલાવી હાથ જોડી કહ્યું હતું કે મારા



**नाना फडणवीस.**

પછી મારા ભાઈ **નારાયણરાવને** ગાદી આપી, સૌએ હળીમળી **સામ્રાજ્ય** ચલાવવું. **રાઘોબાએ** પણ આ વાત કબુલ કરી હતી. પરંતુ કાકા ભત્રીજાનું ગાડું ઝાઝો વખત ચાલ્યું નહિ. ત્રીજા **પેશ્વા બાલાજી બાજીરાવ** અને તેના ભાઈ **રાઘોબાના** કુટુંબો વચ્ચે ઘણા વખતથી ઈર્ષ્યા ચાલતી હતી. **રાઘોબાની** સ્ત્રી **આનંદીબાઈ** અદેખી અને દુષ્ટ સ્વભાવની હતી. આશ્ચર્યની વાત એ છે જે આ દેરાણી જેઠાણીના ઝઘડાએ **મરાઠી** ઇતિહાસમાં આટલો બધો આગળ પડતો ભાવ ભજવ્યો. રાજ્યમાં બે પક્ષ બંધાયા. એક કમનશીબ ઘડીએ **રાઘોબાએ** પોતાના મળતીઆ એક બે દુર્જનોને **નારાયણ-**

રાવના મહેલમાં એકાએક ધુસી તેને પકડવા (धरावें) ચિઠ્ઠી લખી. કહે છે કે આ ચિઠ્ઠી પાપી આનંદીબાઇના હાથમાં આવતાં તેણે ધ ને સ્થાને મ મુકયો, એટલે અર્થમાં આસ્માન–જમીનનો ફેરફાર થઈ ગયો. પેલા બદમાસોના હાથમાં આ વિકૃત બનેલી ચિઠ્ઠી પહોંચતાં તેઓ એકાએક મહેલમાં ધુસી ગયા અને નિર્દોષ પેશ્વાનું ખુન કર્યું. બાદ રાઘોબાએ પેશ્વાઈ પડાવી લીધી. રૈયતમાં હાહાકાર થઈ રહ્યો, અને સૌ કોઈ રાઘોબાને ખુની લેખવા લાગ્યા.

રાઘોબાએ ગાદી લીધી તો ખરી પરંતુ તે તેને પચી નહિ. પુનાના મુખ્ય પુરૂષો તેનાં ભયંકર કૃત્યથી છેક નારાજ થયા હતા. નાના ફડનવીસ, સખારામ બાપુ, હરિપંત ફડકે, ત્રિંબકરાવ મામા વિગેરે પુરૂષોએ તેને પદભ્રષ્ટ કરી એવો બંદોબસ્ત કર્યો કે નારાયણરાવના ઓધાન પુત્ર સવાઈ માધવરાવના નામથી તેમણે રાજકાજ ચલાવવું. આ બંદોબસ્ત ઇતિહાસમાં “બાર ભાઈની યોજના”ના નામે ખ્યાત છે.

હરિપંત ફડકેને હાથે હાર ખાઈ, પોતાનું પાસું નબળું નિરખી રાઘોબા માળવા તરફ ભાગી ગયો. ત્યાં સિંધીઆ અને હોલ્કરે તેને પુરતી દાદ દીધી નહિ ત્યારે તે ગુજરાત તરફ નાઠો. માર્ગમાં ધારના કિલ્લામાં તેની સ્ત્રીએ પુત્ર જન્મ્યો, જે પાછળથી બીજા બાજીરાવના નામે કુખ્યાત બન્યો હતો. હવે રાઘોબાએ સુરતના અંગ્રેજોની મદદ મેળવવા વિચાર કર્યો. અંગ્રેજો ધણા વખતથી દક્ષિણ ગુજરાતમાં આવેલા રસાળ પ્રદેશ માટે તલસતા હતા. પાંચેક વર્ષ પર કંપનીના ચાલકોએ મુંબાઈવાળાઓને લખ્યું હતું કે “ સાલ્સેટ અને વસાઇના કિમતી પ્રદેશો મેળવવા જ્યારે જ્યારે તક મળે ત્યારે બનતા તમામ પ્રયાસો કરજો, એવો અમારો આગ્રહ છે. ” મરાઠાઓમાં થએલા ભેદથી પેદા થએલી સ્થિતિ મુંબાઈ સરકારને લોભાવનારી હોઈ, તેઓ મરાઠી રાજ્યની બાબતમાં વચમાં પડ્યા. રાઘોબાને મદદ જોઈતી હતી તો તેઓએ મદદ આપવા તત્પર જ હતા. પરિણામે સુરત મુકામે કરાર થયા, તેમાં એમ નક્કી થયું કે અંગ્રેજોએ માસિક દોઢ લાખ રૂપિયા ખર્ચ લઈ લશ્કરી મદદ આપવી; બદલામાં રાઘોબાએ સાલ્સેટ, વસાઈ વિગેરે ૧૯ લાખની ઉપજનો પ્રદેશ આપવો. આના પરિણામે “ પહેલો મરાઠી વિગ્રહ ” થયો તેનું વર્ણન હવે પછી આવશે.

## પ્રકરણ ૩૬ મું. હૈદર અને હેસ્ટીંગ્સ.

**હૈદરઅલીનો ઉદય.**—**મૈસોર** પ્રાન્તનો સમાવેશ **વિજયનગરના હિંદુ સામ્રાજ્યમાં** થતો હતો. ૧૫૬૫માં તેનો નાશ થયા બાદ **મૈસોરમાં વોડિયાર** નામના **હિંદુ** રાજકુળની સ્થાપના થઈ. થોડોક સમય **મોગલોની** આધીનતામાં રહી ત્યાંનો રાજા સ્વતંત્ર થયો. ૧૭૫૧માં ત્રીજા પેશ્વા **બાલાજી બાજીરાવે** ત્યાં ચઢાઈ કરી **ચોથ** લીધી. ત્યારપછી એ રાજ્યની નિર્બળતા વધતી ચાલી, અને સર્વ સત્તા **નંદરાજ** નામના દિવાનના હાથમાં આવી હતી.

**પંજાબમાં ફત્તેહ મહમદ** નામનો **મોગલોનો** એક કારભારી હતો. તેને **હૈદરખાન** નામનો પુત્ર હતો. **હૈદર** સાહસી અને ચપળ હોવાથી પિતાના મરણ પછી તેણે **પંજાબ** છોડ્યું અને અરાઢમી સદીની અસ્થિરતાના સમયમાં પોતાનું ભાગ્ય અજમાવવા તે ફરતો ફરતો બસો આદમી સહિત છેક **મૈસોર** સુધી આવ્યો. અહીં તે **નંદરાજની** નોકરીમાં ફોજદાર તરીખે રહ્યો. પાછળથી **બેંગલોર** પરગણું તેને જાગીરમાં મળ્યું અને જોતજોતામાં પોતાની હોશિયારીથી તે **મૈસોરનો** સેનાધિપતિ તથા દિવાન બન્યો. ૧૭૬૧માં રાજાને પદભ્રષ્ટ કરી તેણે તેની ગાદી છીનવી લીધી. તેની સામે એક કાવત્રું થયું હતું પરંતુ તેણે તે સખ્તાઇથી દાબી દીધું.

ક્રમે ક્રમે તેણે પોતાનું રાજ્ય વધાર્યું હતું. તેની સીમાઓ **નિઝામ, મરાઠા** અને **અંગ્રેજના** રાજ્યોને લાગેલી હોવાથી **હૈદરને** તેમની સાથે અનેક યુદ્ધો થયાં હતાં. **માધવરાવે** તેનો પરાજય કરેલો એ વર્ણવાઈ ગયું છે.

**પહેલો મૈસોર વિગ્રહ** ( ૧૭૬૬–૯ ).—દક્ષિણમાં આ સમયે **મરાઠાઓ, નિઝામ, હૈદર,** અને **કર્ણાટકનાં** રાજ્યો મુખ્ય હતાં. તેઓ પોતપોતાના સ્વાર્થ સાધવા ઘડીમાં શત્રુ બનતા અને ઘડીમાં મિત્ર બનતા. **કર્ણાટકમાં** પણ **બંગાળાના** જેવું, તેથીયે બુરૂં દ્વિમુખી રાજ્ય હતું. ત્યાં લાંચ રૂશ્વતનું જોર પુષ્કળ હતું, અને રૈયતપર પારવિનાનો જુલમ થતો. **નવાબ મહમદઅલી** બદમાસ અને પ્રપંચી હતો; **મદ્રાસવાળા અંગ્રેજો** લાંચીઆ અને નિર્બળ હતા, તેઓ **મહમદઅલીના** પાપકર્મોમાં ભાગ લેતા. આ **વિગ્રહનું** મૂળ કારણ તો એ છે કે બન્ને પક્ષોને, **હૈદર** તેમજ **અંગ્રેજોને** રાજ્ય વધારવાં હતાં. વળી **અંગ્રેજોએ બાદશાહ** પાસેથી ફરમાન મેળવી ( ૧૭૬૫ ) **નિઝા-**

મનું ઉત્તર સરકાર લીધું; ત્યારથી નિઝામનું દિલ ખાટું થયું હતું. તેણે હૈદર સાથે દોસ્તી કરી.

નિઝામ અને હૈદરનાં સંયુક્ત સૈન્યે મદ્રાસવાળી અંગ્રેજ ફોજ પર ચંગામ આગળ હલ્લો કીધો. કર્નલ સ્મિથને પાછા હઠવું પડ્યું. દુશ્મનનો હુમલો છટકાવી તે ત્રિનોમાલી ગયો. હૈદરે એ શહેરને ઘેરો ઘાલ્યો પરંતુ અહીં તે ફાવ્યો નહિ. હવે તેની સ્થિતિ છેક કફોડી બની. અંગ્રેજોએ યુક્તિસર નિઝામને હૈદરથી છુટો પાડ્યો હતો. વળી મુંબાઈવાળી ફોજે પણ તેનાં રાજ્ય પર મારો ચલાવ્યો હતો. ઉપરાંત પોતાનું રાજ્ય નવુંસવું સ્થપાએલું હોવાથી




**હૈદરઅલી.**

તેને રાજધાનીથી દૂર રહેવું ઝાઝો વખત પાલવે એમ ન હતું. અંગ્રેજોએ તેનું અર્ધું રાજ્ય જીતી લીધું હતું. આવા સંકટોથી ઘેરાએલો હોવાથી તેણે સુલેહની માંગણી મોકલી. પરંતુ મદ્રાસવાળાઓએ અભિમાનમાં તણાઈ તેનો અસ્વીકાર કર્યો. આથી હૈદર રાતો પીળો થઈ ગયો અને તેણે પ્રચંડ તૈયારી કરી. વંટોળીઆના વેગે તે કર્ણાટક, ત્રિચિનોપલી, મદુરા વિગેરે સ્થળોએ ફરી વળ્યો અને પોતાના ગએલા મુલક મેળવી લીધા. ત્યાર બાદ ન માની શકાય એવી ત્વરાથી તે ઠેઠ મદ્રાસ નજીક પહોંચ્યો. મદ્રાસ સરકાર ગભરાઈ ઉઠી અને તુરતા-

તુરત સંધીના સંદેશા મોકલ્યા. જવાબમાં **હૈદરે** કહાવ્યું કે સંધી માટે હું **મદ્રાસ**ના દરવાજા આગળ આવું છું. જેમ તેમ કરી **અંગ્રેજોએ** તેનું મન મનાવ્યું. તેણે કહી તે શરતો કબુલ કરી. સમય એવો બારીક હતો કે **હૈદરે** ધાર્યું હોત તો આ સમયે તે **મદ્રાસ**ને પાયમાલ કરી શકત.

**મદ્રાસ**ની સુલેહમાં એમ નક્કી થયું કે યુદ્ધમાં જીતાએલા પ્રાન્તો એકમેકને પાછા સોંપવા, બન્નેએ સંકટ સમયે એકમેકને સહાય કરવી, તથા યુદ્ધનો તમામ ખર્ચ **અંગ્રેજોએ** આપવો. આ રીતે **હૈદર**નું રાજ્ય અખંડ રહ્યું અને તેની પ્રતિષ્ઠા વધી, ત્યારે **અંગ્રેજો**ને ઘણું નુકસાન થયું અને તેમનું નામ હલકું પડ્યું.

**મદ્રાસ**માં આ બનાવો બનતા હતા ત્યારે **બંગાળા**ની શી હાલત હતી તે હવે જોઈએ. **કલાઇવ** સ્વદેશ ગયો ત્યારપછી **વેરેલ્સ્ટ** (૧૭૬૭–૭૦) અને **કાર્ટર** (૧૭૭૦–૨) નામના ગવર્નરો **બંગાળા**માં થયા. તેમના અમલમાં **કલાઇવ**ની યોજનાઓનાં પરિણામ માલમ પડ્યાં.

**કલાઇવના રાજ્યપ્રબંધનાં પરિણામ.**—કલાઇવના રાજ્યપ્રબંધથી ઇસ્ટ ઇંડિયા કંપનીને દક્ષિણના **નિઝામ** તથા બીજા સુબેદારો જેટલો અથવા તેથીયે વધારે અધિકાર મળ્યો હતો. **કલાઈવે** દિવાની તેમજ ફોજદારી અદાલતો **બંગાળા**માં ઉભી કરી પરંતુ તેનો વહીવટ **નવાબ**ના અધિકારીઓ હસ્તક હતો. આથી રૈયતની હેરાનગતી વધી. જમીનદારો વસુલ ઉઘરાત માટે નાના પ્રકારના જુલમ કરતા. પહેલાં આ વિષેની ફરિયાદો **નવાબ** પાસે કરી શકાતી; હવે તેમ રહ્યું નહિ. કંપનીના અધિકારીઓ માત્ર વસુલની પરવા રાખતા.

**મહમદ રેઝાખાન** અને **રાજા શીતાપરાય** જે **નાયબ** દિવાનો નીમાયા હતા તે બન્ને કંપનીના નોકરોને ખુશ રાખવા શિવાય બીજું કશું કરતા નહિ. તેમને વિષે અનેક ફરિયાદો કંપની પર જતાં તેની તપાસ માટે એક નિરીક્ષક નીમાયો; પરંતુ તેઓએ તેની એવી સુંદર બરદાસ્ત કરી કે તે ખુશ ખુશ થઈ ગયો.

કંપનીના નોકરોનો ખાનગી વેપાર વધતો ગયો અને કંપનીનો વેપાર ડુબતો ગયો. આ આર્થિક નુકશાનથી **વિલાયત**માં **ચાલકો** બહુ નાખુશ થયા. એટલામાં ૧૭૭૦માં **બંગાળા**ની દુઃખી રૈયતપર દુકાળનો કોપ આવી પડ્યો.

લાખો માણસો માખીની માફક મુઆં. ત્રીજા ભાગ ઉપરની વસ્તી એક્કે સપાટે સાફ થઈ ગઈ. રાંક રૈયતપર બેવડો માર પડ્યો—એક દૈવી અને બીજો કંપનીના નોકરોનો. ધાન્યના દુકાળ ઉપરાંત નાણુંનો પણ દુકાળ હતો. છેલ્લાં ત્રણ વર્ષમાં બંગાળામાંથી ચાર પાંચ કરોડની ચાંદી નિકાસ થઈ હતી. અમલદારો કંપનીને ઠગતા અને રૈયતને રંજાડતા. ઉઘરાતદાર અમલદાર શિવાય સૌનો મરો થયો.

**વોરન હેસ્ટીંગ્સ** નામનો કાબેલ ગવર્નર ૧૭૭૨માં આવ્યો. તેના પહેલાના બે ગવર્નરોનો વહીવટ છેક નિષ્ફળ હતો. **ચાલકોએ** તેને **બંગા**ળામાં ચાલતાં અંધેર અને ગોટાળા દૂર કરવા તાકીદ કરી હતી.

**તેની મુશ્કેલીઓ** મુખ્યત્વે ક્લાઈવની દ્વિમુખી રાજ્યપદ્ધતિના વારસારૂપે હતી. તેનાં માઠાં પરિણામ તમે જોઈ ગયા. કચેરીઓપર અંકુશ ન હોવાથી તે હરરાજીના બજાર જેવી બની હતી. વધારે નાણું આપે તેની તરફેણમાં ન્યાય મળે. રાજકાજમાં કશી જાતની ચોખવટ ન હતી. અનેક ખાતાં એકમેક સાથે ઘુંચવાએલા હતા. ઘણાયે જુના તુમારો ઉભા હતા. પ્રમાણિક પુરૂષો છેક ઓછા હતા. દેશમાં જ્યાં ત્યાં લુંટફાટ ચાલતી.

**મુશ્કેલીઓનું નિવારણ—મહેસુલ ખાતું.**—વોરન હેસ્ટીંગ્સની મહેસુલી પદ્ધતિને 'હુંગામી જમાબંધી' એવું નામ આપી શકાય. તેણે મોટી મોટી જમીનો પાંચ પાંચ વર્ષ સુધી સોંપવા માટેની હરરાજી બોલાવી જમીનદારોને સોંપી. મહમદ રેઝાખાન અને **શી**તાપરાય બન્નેને રજા અપાઈ અને નાણાંખાતું કંપનીના ગોરા નોકરોને સોંપાયું, અને તે એવી આશાથી કે ઉપજ સ્થાયિ થાય, ઉઘરાત ઉપર દેખરેખ રહે, અને કંપનીની હાલત સુધરે. કંપનીના જે નોકરો ઉઘરાત (કલેકટ) કામમાં રોકાયા તેમને કલેકટર નામ અપાયું.

આ નવી પદ્ધતિથી પહેલાંના ઘણા અનાચારોનો અંત આવ્યો છતાં તે પણ દોષરહિત ન હતી. નાના ખેડુતોની સ્થિતિ જરાયે સુધરી નહિ. આગલા અમલમાં તેઓ અધિકારીઓના ભોગ બનતા, તો હવે તેઓ જમીનદારોની કૃપાને આધીન હતા. જમીનદારો પણ પોતાના અધિકારની મુદતમાં તેમની પાસેથી બને તેટલું ધન કઢાવવા આતુર રહેતા. અધિકાર પાંચ વર્ષનો જ હોવાથી જમીનદાર જમીન સુધારવા ઝાઝી મહેનત કરે એ અસંભવિત હતું.

કેમકે જમીન સુધરતાં આવતી હરરાજીમાં તેના ભાવ વધે અને તેને અથવા તેના જાતભાઈ જે રાખે તેને વધારે ભાવ આપવા પડે. આ બધી ખામીઓ છતાં હેસ્ટીંગ્સની હંગામી જમાબંધી આગલી સાર્વત્રિક જુલમ અને લાંચી-આપણાની પદ્ધતિ કરતાં કાંઈક અંશે સારી હતી. કંપનીને પણ સ્થાયિ આવક બંધાવાથી લાભ થયો.

**ન્યાયમાં ક્રમ** આણવા સારૂ હેસ્ટીંગ્સે મહેનત કરી. એ ખાતામાંથી નવાબી અધિકારીઓ ખસેડી તેણે કંપનીના અમલદારો નીમ્યા. દેશના કેટલાક જીલ્લા પાડી દરેકમાં એક દિવાની અને એક ફોજદારી કોર્ટ સ્થાપી. આ બન્ને કોર્ટોનો ઉપરી જીલ્લાનો કલેક્ટર હતો. દિવાની મુકર્દમામાં ન્યાયાધીશને દાવાની રકમનો ચોથો ભાગ આપવાનો રિવાજ હતો તે તેણે બંધ કર્યો. કલકત્તામાં અપીલ કોર્ટ સ્થાપી. હિંદુ તેમજ મુસલમાની કાયદાઓનો ગ્રન્થ રચાવવાની જોગવાઈ કરી. કંપનીનું હિત જાળવવા, અને નોકરોની લલુતા ઓછી કરવા તેણે એવા હુકમ કાઢ્યા કે કોઈપણ નોકરે જમીનદાર બનવું નહિ તેમજ ખાનગી વેપાર કરવો નહિ. આ રીતે તેણે નવાબી રાજ્યનું એકેએક ચિન્હ નાબુદ કરી, કલાઇવની દ્વિમુખી પદ્ધતિ રદ કરી, અને તમામ રાજસત્તા કંપનીના હાથમાં આણી.

**હિંદી રાજાઓ**ની બાબતમાં પણ હેસ્ટીંગ્સે પોતાના માલીકનો લાભ પહેલો જોયો. કંપનીની તિજોરી ખાલી હોવા ઉપરાંત ઉપરાઉપરી યુદ્ધોના લખલુટ ખર્ચને લીધે તે દેવામાં ડુબતી હતી. વળી તેના નવા રાજ્યપ્રબંધમાં પુષ્કળ ખર્ચ થતો હતો, અને અમુક વાર્ષિક રકમ ઇંગ્લંડ મોકલવી જ પડતી. આથી તિજોરી ભરવાનું કામ હેસ્ટીંગ્સે હાથ ધર્યું. બંગાળાના નવાબનું એલાવન્સ અર્ધું કરી નાંખી દરસાલ સોળ લાખ બચાવ્યા. શાહઆલમ બાદશાહે અંગ્રેજોને દરવર્ષે ૨૬ લાખની ખંડણીની શરતે બંગાળાની દિવાની આપી હતી. પછી તેણે દિલ્હી પહોંચવામાં અંગ્રેજોની સહાય માંગી. તેમણે એ વાતની ના પાડવાથી તેણે માધજી સિંધીઆની સહાય લીધી, અને મરાઠાઓએ તેને દિલ્હીમાં સ્થાપિત કર્યો. બાદશાહ અમારા કટ્ટા શત્રુ મરાઠાઓ સાથે મળી ગયો છે એ કારણ બતાવી હેસ્ટીંગ્સે તેની ખંડણી બંધ કરી ૨૬ લાખ બચાવ્યા. કલાઈવે બાદશાહને અલ્હાબાદ અને કોરા અપાવ્યાં હતાં તે હેસ્ટીંગ્સે અયોધ્યાના નવાબ સુજાઉદૌલાને ૫૦ લાખ રૂપિયે વેચ્યાં.

**રોહિલા વિગ્રહ.**—ગંગાની ઉત્તરે આવેલા રોહિલખંડમાં રોહિલા જાતિના અફઘાનો પાંત્રીશેક વર્ષથી વસ્યા હતા. એ પ્રદેશ ફળદ્રુપ હોવાથી મરાઠાઓ તેમજ અયોધ્યાના નવાબનો ડોળો તેનાપર હતો. પાણીપતની લડાઈમાં રોહિલાઓએ મરાઠાઓ વિરૂદ્ધ આગળ પડતો ભાગ લીધો હતો. ત્યાર પછી મરાઠાઓ એ પ્રદેશપર અનેક સ્વારીઓ લઈ જતા. અયોધ્યા નવાબને પણ એ પ્રદેશ જીતી લેવાની ઉત્કંઠા હતી. હેસ્ટીંગ્સનો અભિપ્રાય એવો હતો કે રોહિલાઓ મરાઠાઓ સાથે મળી જઈ કંપનીના મિત્ર સુજાઉદ્દૌલાને કોઈ દિવસ સતાવશે; તેથી એ રાજ્ય જીતી લેવું જોઈએ. એવામાં નવાબ વજીરની લશ્કરી મદદ માટેની માંગણી આવી, અને હેસ્ટીંગ્સે તાબડતોબ અંગ્રેજ સૈન્ય મોકલ્યું. તેણે રોહિલખંડ પર હુમલો કરી કાતીલ યુદ્ધ ચલાવ્યું. રોહિલાઓ કાત્રા આગળ હાર્યા અને તેમનું સત્યાનાશ વળી ગયું. આ જીતથી સુજાઉદ્દૌલાને રોહિલખંડનું રાજ્ય મળ્યું અને કંપનીને ૪૦ લાખ મળ્યા, તથા બંગાળાને મરાઠી સ્વારીઓનો ભય ઓછો થયો. હેસ્ટીંગ્સે પસા લઈ રોહિલાઓ સામે વિના કારણે પોતાનું સૈન્ય મોકલ્યું તે માટે ઈંગ્લંડમાં તેની વિરૂદ્ધ સખત ટીકા થઈ હતી. હજારો રોહિલાઓ માર્યા ગયા; અને હજારો દેશ છોડી ચાલી ગયા. યુદ્ધ દરમ્યાન કેટલાંક ગામોને સૈનિકોએ ફૂંકી મુક્યાં હતાં.

## પ્રકરણ ૩૭ સું. વોરન હેસ્ટીંગ્સ, ગવર્નર-જનરલ.

**રેગ્યુલેટીંગ એક્ટ.**—અંગ્રેજોના હિંદી ઈતિહાસમાં ૧૭૭૪નું વર્ષ મહત્ત્વનું છે. તે વર્ષમાં રેગ્યુલેટીંગ એક્ટ પસાર થતાં કંપનીના હક્ક ઉપર પાર્લમેન્ટના ધસારાની પરંપરા શરૂ થઈ.

ઉપરાઉપરી વિગ્રહો તથા નોકરોનાં લાંચીઆપણાં અને કર્તવ્યશૂન્યતાને લીધે દેવામાં ડુબેલી કંપની બ્રિટિશ સરકારને ઠેરવેલી ચાર લાખ પાઉન્ડની ખંડણી આપવાને બદલે દશ લાખ પાઉન્ડની લોન લેવા આવી ત્યારે તેના કારભાર વિષે પાર્લમેન્ટમાં વાદવિવાદ થયો અને છેવટે વડા પ્રધાને તેના કારભારમાટે અમુક રેગ્યુલેશન (નિયમો) દાખલ કરી બ્રિટિશ સરકારનો અંકુશ સ્થાપ્યો. આ પરથી તે કાયદાનું નામ રેગ્યુલેટીંગ એક્ટ પડ્યું.

એ કાયદા મુજબ બંગાળાનો ગવર્નર વૉરન હેસ્ટીંગ્સ ગવર્નર–જનરલ બન્યો અને મુંબાઈ અને મદ્રાસના ગવર્નરો તેના હાથ હેઠળ આવ્યા. વહીવટમાં ગવર્નર–જનરલને સહાય અને સલાહ દેવા માટે ઇંગ્લંડથી નીમેલા ચાર સભ્યોની કાઉન્સિલ સ્થપાઈ. આ વખતે ગવર્નર–જનરલ અને કાઉન્સિલની નીમણુંક બ્રિટિશ સરકારે કરી, પણ ભવિષ્યમાં એ નીમણુંકો, કંપનીને સરકારની મંજુરી લઈ કરવાની હતી. વળી કલકત્તામાં એક ચીફ જસ્ટીસ (મુખ્ય ન્યાયાધિશ) અને બીજા ત્રણ જજો વાળી વરિષ્ઠ કોર્ટ સ્થપાઈ. આ ન્યાયાધીશો બ્રિટિશ સરકાર તરફથી નીમાએલા હોઈ, ગવર્નર–જનરલ અને કાઉન્સિલથી સ્વતંત્ર હતા. એક કલમ એવી પણ હતી કે, કોઈ પણ કંપનીનો નોકર હિંદી રાજા કે તેના-પાસેથી કોઈ પણ જાતનું ઇનામ કે નજરાણું લે નહિ, તેમજ ખાનગી વેપાર કરે નહિ.



વૉરન હેસ્ટિંગ્સ.

**રેગ્યુલેટીંગ એકટની ખામીઓ.**—આ કાયદો અમલમાં આવતાં ઘણે અંશે નિષ્ફળ માલમ પડ્યો. ન્યાયાધીશો ગવર્નર–જનરલથી તદન સ્વતંત્ર હોઈ તેનાં કામમાં વચમાં પડે એ સંભવિત હતું. આ દખલગીરી કરતાં વધારે ખરાબ તો ગવર્નર–જનરલની કાઉન્સિલ પરની પરાધીનતા હતી. કાઉન્સિલમાં ચાર સભ્યો હતા. સઘળું કામ વધુ મતે થતું; દરેક સભ્યને એકેક મત અને ગવર્નરને પ્રમુખ તરીખે સાધારણ ઉપરાંત (તકરાર પ્રસંગે) વિશિષ્ટ મતનો અધિકાર હતો. આથી હર વખતે ગવર્નર પોતાનું ધારેલું કામ કરી શકતો નહિ. ઇંગ્લંડમાં આવી પદ્ધતિ ચાલે, પણ હિંદમાં કરવાનાં કાર્ય જુદા પ્રકારનાં હોઈ અહીં એ ચાલે એમ ન હતું. પહેલી કાઉન્સિલના ત્રણ

સભાસદો ફ્રાન્સિસ, ક્લેવરીંગ અને મૉન્સન ઇંગ્લંડથી તાજા આવેલા હોવાથી તેઓ અહીં ચાલતું અંધેર સહી શકયા નહિ. તેમણે સામો પક્ષ અંગીકાર કર્યો. આથી નવો ગવર્નર–જનરલ હેસ્ટીંગ્સ સત્તા વિનાનો બન્યો. આ સ્થિતિ બે વર્ષ સુધી ચાલી, જે દરમ્યાન કાઉન્સિલમાં અનેક ઝઘડાઝઘડી અને પરસ્પર નિંદા થતી. તેમણે રોહિલા યુદ્ધ વિષે ઠરાવ કર્યો કે તે ગેરવ્યાજબી હતું. વળી નવાબ વઝીર સાથે તેમણે નવા કરાર કરાવ્યા.

રાજા નંદકુમાર નામનો એક મોટો પુરૂષ આ સમયે બંગાળામાં પ્રસિદ્ધ હતો. તેણે મીરજાફરને પોતાનાં કાર્યોથી ખુશ કર્યો હતો. મીરજાફરની ચઢતીમાં તેમજ પડતીમાં તેણે જે સેવા બજાવેલી તે ખરેખર અસાધારણ હતી. મીરજાફરના મરણ પછી કલાઈવે નવાબની ઇચ્છાની અવગણના કરી વજીરપદે નંદકુમારને ન નીમતાં, મહમદ રેઝાખાનને નીમ્યો હતો. બાદ એવો પ્રસંગ આવ્યો કે હેસ્ટીંગ્સ મહમદ રેઝાખાન અને શીતાપરાયને કેદ કરી કલકત્તા લાવ્યો, અને નંદકુમારની સહાયથી તેમના ઉપરના આરોપ ઘડ્યા. પછી તેમને નિર્દોષ ઠેરવી છોડી મુકવામાં આવ્યા. નંદકુમારને એવી આશા અપાઈ હતી કે રેઝાખાનના મુકર્દમામાં તમે સહાય આપશો તો તમને દિવાનપદ મળશે. પાછળથી હેસ્ટીંગ્સે દિવાનની જગ્યા કમી કરી અને સઘળા પ્રાન્તોમાં અંગ્રેજ અધિકારીઓ નીમ્યા. આથી નંદકુમારને ખેદ થયો કે હેસ્ટીંગ્સે ગરજ હતી ત્યાંસુધી મને આશા આપી અને પછી મને છોડી દીધો. આ સમયે કાઉન્સિલમાં હેસ્ટીંગ્સની સત્તાહીનતા જોઈ તેણે સર ફિલિપ ફ્રાન્સિસ નામના પ્રખ્યાત કાઉન્સિલરને એવી છુપી બાતમી આપી કે હેસ્ટીંગ્સે મીરજાફરની વિધવા મુન્નીબેગમ પાસેથી સાડા ત્રણ લાખ રૂપિયાની લાંચ લીધી છે. આ પરથી કાઉન્સિલમાં એવો ઠરાવ થયો કે, હેસ્ટીંગ્સે આ નાણાં તિજોરીમાં જમાં કરાવવાં. આનું અંતિમ પરિણામ શું આવત એ કહેવું કઠણ છે. ત્રણ ચાર દિવસમાં હેસ્ટીંગ્સે નંદકુમાર સામે એવો દાવો માંડ્યો કે એ કાવત્રાંખોર છે. વળી મોહનપ્રસાદ નામના પુરૂષે તેના સામે ખોટા દસ્તાવેજ કર્યાનો આરોપ મુકયો. સર ઈલાઇજા ઇમ્પી આગળ એ મુકર્દમો ચાલ્યો; બનાવટી દસ્તાવેજના ગુન્હા માટે નંદકુમારને દેહાંત સજા થઈ. આથી હેસ્ટીંગ્સ સામેનો મુકર્દમો ફરિયાદી વિનાનો બન્યો. નંદકુમારની ફાંસી વોરન હેસ્ટીંગ્સને બરાબર અણીને વખતે આવેલી મુક્તિ સમાન થઈ પડી.

નંદકુમાર પર આરોપો મુકાયા, તેની તપાસ થઈ, તે દોષિત ઠર્યો, તેને એકદમ ફાંસી દેવાઈ, આ સૌ સંજોગો એવા હતા કે સ્વભાવિક રીતે વાંચનારને એવો વહેમ આવે કે એ સર્વેમાં અંદરખાનેથી હેસ્ટીંગ્સનો હાથ હોવો જોઈએ. વળી અધુરામાં પુરૂં નંદકુમારને સજા ફરમાવનાર ન્યાયાધીશ સર ઈલાઈજા ઈમ્પી હેસ્ટીંગ્સનો બાલસખા હતો. આ સજા ઘણી આકરી તથા અન્યાયી હતી.



**सर फिलिप फ्रान्सिस**

ઉપર કહ્યા મુજબની કાઉન્સિલની તકરારો બે વર્ષ સુધી ચાલી. બાદ વધુમતિમાંનો એક સભ્ય **મૉન્સન** ગુજરી જતાં હેસ્ટીંગ્સ પોતાના વિશિષ્ટ મતના બળે પોતાની નવી સત્તાનો મરજી મુજબ અમલ કરી શક્યો.

**પહેલો મરાઠી વિગ્રહ** ( ૧૭૭૫–૮૨ ).—હેસ્ટીંગ્સની ગવર્નરી દરમ્યાન **અંગ્રેજોને** દક્ષિણમાં **મરાઠાઓ** તથા **હૈદર** સામે યુદ્ધ થયાં હતાં. ૩૫મા પ્રકરણમાં આપણે જોઈ ગયા કે **નારાયણરાવ પેશ્વાનું** ખુન થયા પછી **રાઘોબાને** નાસવું પડ્યું હતું. તેણે **ગુજરાતમાં** આવી **સુરત** મુકામે **અંગ્રેજો** સાથે કેવા કરાર કર્યા તે પણ વાંચી ગયા. રેગ્યુલેટીંગ **એક્ટ** મુજબ **મુંબાઈવાળાઓએ** એ કરાર કરતાં પહેલાં કલકત્તાની મંજુરી લેવી જોઈતી હતી. પરંતુ તેમણે એ કાયદાની અવગણના* કરી. **સુરતના** કરારમાંથી

* કંપનીના અમલ દરમ્યાન ઉપરી અધિકારીઓના હુકમની અવગણના થયાના અનેક દાખલા આવે છે. આ અવગણનાનું પરિણામ લાભદાઈ આવતું તો એ વિષે કોઈ ઝાઝી પરવા કરતું નહિ. પરંતુ માઠું પરિણામ આવતાં ઈંગ્લંડમાં હાહાકાર થઈ રહેતો, અને જોખમદાર અધિકારીને બરતર્ફી અથવા એવી બીજી સજા થતી.

અંગ્રેજ–મરાઠા યુદ્ધ જન્મ્યું. કલકત્તા કાઉન્સિલમાં આ વિષે ગરમાગરમ ચર્ચા ચાલી હતી. સર ફિલિપ ફ્રાન્સિસે આગળ પડતો ભાગ લીધો. તેમણે એવો હુકમ કર્યો કે સુરતના કરાર બીનઅધિકારે થએલા અને અન્યાયી છે અને તેથી તે રદ કરવા. બાદ તેમણે પોતાના વકીલને પેશ્વાના દરબારમાં મોકલી પુરંધર મુકામે એવા કરાર કર્યા કે અંગ્રેજોએ રાઘોબાનો પક્ષ છોડી દેવો, પેશ્વાએ તેમને સાલ્સેટ આપવું, અને રાઘોબાને ત્રણ લાખનું વર્ષાસન આપવું. આ રીતે ઉભો થએલો મુંબાઈ–કલકત્તા વચ્ચેનો ઝઘડો વિલાયત પહોંચ્યો અને કંપનીના માલકોએ સુરતના કરાર મંજુર કર્યા અને પુરંધરવાળા રદ કર્યા ત્યારે તો આ ગરબડાધ્યાયની હદ વળી ગઈ. સુરતવાળા કરાર બેશક વધારે લાભદાઈ હતા, કેમકે જે મુલક માટે કંપની ઘણા વખતથી તલસતી હતી તે આ રીતે અનાયાસે પ્રાપ્ત થતા હતા. વિલાયતના ટેકાથી મુંબાઈ સરકારે કલકત્તાવાળાના હુકમનો અનાદર કરી રાઘોબાનો પક્ષ લેવો ચાલુ રાખ્યો.

મુંબાઈ સરકારે એક સૈન્ય પુના તરફ મોકલ્યું. રાઘોબા સહિત તે ખંડાળા ઘાટમાંથી આવતું હતું એવામાં મરાઠી ફોજ તેના પર તુટી પડી. અંગ્રેજ ફોજ સચોટ ઘેરાઈ ગઈ અને તેને મહા નુકશાન વેઠવું પડ્યું. પછી માધજી સિંધીઆની દરમ્યાનગીરીથી વડગાંવ મુકામે એવા કરાર થયા કે રાઘોબાને સિંધીઆના અધિકારમાં સોંપી દેવો, અંગ્રેજોએ મરાઠાઓનો તમામ મુલક પાછો સોંપવો, મરાઠાઓએ અંગ્રેજ ફોજને સલામત પાછી જવા દેવી, અને અંગ્રેજોએ જામીન તરીખે તેમના અમુક પુરૂષો પેશ્વાને હવાલે કરવા.

આ નામોશીભર્યા કરારના સમાચાર કલકત્તા પહોંચ્યા ત્યારે હેસ્ટીંગ્સ બોલી ઉઠ્યો કે " આ વાંચતાં હું જાણે લાજથી ભોંયમાં સમી જતો હોઉં એમ મને લાગે છે." આ સમયે કાઉન્સિલમાં ફ્રાન્સિસનો પક્ષ તુટેલો હોવાથી હેસ્ટીંગ્સ પોતાનું ધાર્યું કરી શકતો હતો. વડગાંવવાળા કરાર નાકબુલ કરી તેણે ગૉડર્ડ સેનાપતિને રવાના કર્યો. તેનું સૈન્ય કલકત્તાથી સુરત સુધી એટલે સિંધીઆ, હોલ્કર અને ભોંસલેના મુલકમાં થઈ વિના હરકતે આવી શક્યું એ આશ્ચર્ય જેવું લાગે છે.* ગુજરાતમાં ગાયકવાડ તેને મળી

* આ વિગ્રહ દરમ્યાન સિંધીઆ, હોલ્કર, ભોંસલે અને ગાયકવાડ બરાબર મન મુકી લડ્યા ન હતા, અને કેટલાકે તો સામાને મદદ કરી હતી, તે

ગયો અને બેઉએ મળી **અમદાવાદ** સર કર્યું. **રાઘોબા** અસાર પહેલાં **સુરત** નાસી આવ્યો હતો એ પણ આશ્ચર્યની વાત છે. વળી **સિંધીઆનો ગ્વાલીઅરનો** કિલ્લો એક બીજા **અંગ્રેજ** સેનાપતિએ જીત્યો.

હવે **પુના** દરબારના મુખ્ય મંત્રી **નાના ફડનવીસે** ભગીરથ પ્રયાસ કરવા માંડ્યા. અદ્દભુત ચતુરાઇવિડે તેણે **મરાઠા** સરદારો, **નિઝામ** અને **હૈદરઅલી** સાથે એકકો કર્યો અને એવી યોજના ઘડી કે **પુનાની** ફોજ **મુંબઇવાળા** પર, **હૈદરની** ફોજ **મદ્રાસપર,** અને **ભોંસલેની** ફોજ **બંગાળાપર,**—એ પ્રમાણે ચારે બાજુથી એકદમ **અંગ્રેજોપર** હુમલા કરવા (૧૭૮૦). **હૈદર** તો **મદ્રાસપર** ચઢી ગયો. પરંતુ સોળ લાખ રૂપિયા આપી **હેસ્ટીંગ્સે ભોંસલેનું** મન મનાવી લીધું. **નાનાની** યોજનામાં રહેલો ભય **હેસ્ટીંગ્સ** પુરેપુરો સમજી ગયો હતો. તેણે **માધજી સિંધીઆ** મારફતે સલાહના સંદેશા ચલાવ્યા. પરિણામે **સાલબાઇનો** કરાર થતાં યુદ્ધ બંધ પડ્યું (૧૭૮૨).

**સાલબાઇનું તહનામું.**—**અંગ્રેજોએ રાઘોબાનો** પક્ષ છોડી દેવો અને તેણે ત્રણ લાખનું પેન્શન લઇ વાનપ્રસ્થ થવું; **સાલ્સેટ** શિવાયના સર્વે મુલક અસલ માલીકને સોંપી દેવા; **મરાઠાઓ અંગ્રેજના** યુરોપી શત્રુઓને, અને **અંગ્રેજો મરાઠાઓના હિંદી** શત્રુઓને સહાય ન કરે; **ગાયકવાડ** અસલના નિયમ મુજબ **પેશ્વાને** ખંડણી ભરે; એવા કરાર **સાલબાઈ** મુકામે થયા. આ સુલેહ માટે બન્ને પક્ષ તરફથી **માધજી સિંધીઆ** જામીન બન્યો હતો.

**સાલબાઇનું મહત્વ.**—**સાલબાઇની** સંધીથી **પ્રથમ મરાઠી વિગ્રહ** સમાપ્ત થયો. એમાં **અંગ્રેજોને** એકે નવો મુલક મળ્યો નહિ. **હેસ્ટીંગ્સની** રાજકળા **નાના ફડનવીસ** આગળ ફીકી પડી ગઈ. એકંદરે **મરાઠાઓ** વિજયી નીવડ્યા. જો **મહારાષ્ટ્રના** બધા સરદારો **નાનાની** સલાહ મુજબ વર્ત્યા હોત તો **શિવાજીએ** સ્થાપેલા **સામ્રાજ્યના** પાયા વધારે નિર્ભય અને સંગીન બનત. પરંતુ તેની સૂચના વ્યર્થ ગઈ અને તેના ભગીરથ પ્રયાસો

---

પરથી કેટલાક લેખકોનું એવું કહેવું છે કે હેસ્ટીંગ્સે તેઓને પેશ્વાથી અળગા કરવાના ઓછાવત્તા પ્રયાસ આદર્યા હતા અને તેમાં તે ઘણે અંશે સફળ થયો હતો. મરાઠી સરદારોમાં ઈર્ષ્યા રૂપી ઝેર કેટલાક વખતથી દાખલ થવા લાગ્યું હતું.

છતાં **મરાઠી સામ્રાજ્ય**માં પેઠેલો સડો અટક્યો નહિ. સંપને જે કાર્ય કરતાં અથાગ શ્રમ અને ઘણો સમય લાગે છે તે કાર્ય કુસંપ વિનાશ્રમે અને જોતજોતામાં નાબુદ કરી નાંખે છે.

**બીજો મૈસોર વિગ્રહ** ( ૧૭૮૦-૪ ).—**મદ્રાસ**ની સુલેહ થયા પછી બે વર્ષે **માધવરાવ પેશ્વા**એ **હૈદર**પર ચઢાઈ કરી હતી. આ સંકટને સમયે ઉપરોક્ત સુલેહના કરાર મુજબ તેણે **અંગ્રેજો**ની સહાય માંગી, પરંતુ તેમણે કરારના બંધનની અવગણના કરી **હૈદર**ને કુટાવા દીધો. આ ઉપરાંત **હૈદર**ના રાજ્યમાં આવેલું ફ્રેન્ચ સંસ્થાન **માહી અંગ્રેજો**એ કબજે કર્યું ( ૧૭૭૯ ); તેથી **હૈદર**ને ફ્રેન્ચ મારફતે મળતી યુદ્ધસામગ્રી બંધ થઈ. આ કારણોને લીધે તેને **અંગ્રેજો** સાથે વેર બંધાયું. **પ્રથમ મરાઠી વિગ્રહ** ચાલતો હતો તે દરમ્યાન **નાના**એ તેને **અંગ્રેજ** સામેના એક્કામાં સામેલ થવા કહાવ્યું. સંજોગો અનુકૂળ હોવાથી **હૈદરે બ્રિટિશ**ને એકકે ફટકે દક્ષિણમાંથી કાઢવા સંકલ્પ કર્યો.

આરંભમાં **હૈદર**નો જય થયો. એંશી હજારની ગંજાવર ફોજ લઈ તે **ચંગામ** ઘાટ ઓળંગી આખા **કર્ણાટક**પર ફરી વળ્યો. **આર્કટ** લઈ તે **મદ્રાસ** તરફ ધસ્યો. તેની સામે કર્નલ **બેલી** અને **મન્રો**નાં સૈન્ય અલગ અલગ આવ્યાં. તેઓ ભેગા થાય ત્યાર પહેલાં **હૈદરે બેલી**ને **કોન્જીવરમ** આગળ એવો સચોટ હરાવ્યો કે તેને આખા સૈન્ય સહિત તાબે થવું પડ્યું (૧૭૮૦). આ હકીકત સાંભળી **મન્રો મદ્રાસ** તરફ ચાલી ગયો. **અંગ્રેજો**એ કદી નહિ સહેલાં એવાં સંકટો આ સમયે તેમને સહેવાં પડ્યાં.

યુદ્ધના બીજા ભાગમાં **અંગ્રેજો**એ પોતાનાં નુકશાન દુરસ્ત કરી લીધાં, અને **હૈદર** છેક હારી ગયો. બાજી પલટાઈ ગઈ અને એ પલટો મુખ્યત્વે **વોરન હેસ્ટીંગ્સ**ની ચતુરાઈને આભારી હતો. **નાના ફડનવીસે** કરેલો એક્કો તોડવા તેણે પ્રથમ **ભોંસલે** સાથે મિત્રાચારી બાંધી અને **મધ્ય હિંદ**માંની **મરાઠી** સ્વારીઓ નાણાં આપી પાછી વાળી. વળી આજ સમયે **સાલબાઈ**ની સંધીના સંદેશા ચાલતા હોવાથી તેને કેવળ **હૈદર**પર જ મારો ચલાવવાનો રહ્યો. **બંગાળા**થી **સર આયર કૂટ**ને જલમાર્ગે તથા કર્નલ **પીઅર્સ**ને જમીનમાર્ગે બન્યાં તેટલાં માણસો અને નાણાં સહિત રવાના કર્યા. **મદ્રાસ** ઉતર્યા પછી **કૂટ પોંડીચેરી**પર આવતો હતો ત્યારે **હૈદરે** તેનો માર્ગ **ઘેર્યો**.

કૂટની સામગ્રી લગભગ ખલાસ થઈ હતી, અને હવે પાછળ દરિયો અ -આગળ દુશ્મન એવી કફોડી તેની સ્થિતિ થઈ. તે આ પ્રમાણે ઘેરાયો હ ત્યારે ડીઓર્વિસની સરદારી હેઠળ એક ફ્રેન્ચ કાફલો કિનારાથી થોડે દેખાયો. હૈદરે એ ફ્રેન્ચ કેપ્ટનને આગ્રહપૂર્વક કહાવ્યું કે તમે દરિયાપર થો દિવસ દેખરેખ રાખો અને અંગ્રેજોનાં સાધન આવતાં અટકાવો. પર ડીઓર્વિસ ચાલી ગયો અને કૂટ બચ્યો. થોડા દિવસમાંજ મંદ્રાસથી આવે વહાણોએ તેને ખોરાકી પુરી પાડી. બાદ હૈદરના પુત્ર ટીપુએ વોન્દીવાશ ઘેરો ઘાલ્યો હતો તેને છોડાવી, કૂટે હૈદરને પોર્ટો નોવો આગળ હરાવ્યો. દ મ્યાન પીઅર્સ આવી પહોંચતાં તેમનાં સંયુક્ત સૈન્યે પોલીલોર અને શિ લિંગગઢની લડાઈ જીતી આગલા વર્ષનું કલંક નાબુદ કર્યું. છતાં હૈ પોતાનાં મરણ સુધી ( ૧૭૮૨ ) અને ત્યારપછી તેના પુત્ર ટીપુએ યુદ્ધ ચ રાખ્યું. હૈદરનું* મરણ આ અરસામાં થયું એ એક રીતે અંગ્રેજોને દૈ સહાય સમાન થઈ પડ્યું. તેનાં મરણના સમાચાર સાંભળતાં ચતુર ના

---

*આ પરાક્રમી પુરૂષ ૮૦ વર્ષની વયે ગુજરી ગયો. સાવ અભણ છતાં પાંચ ભાષા સારી રીતે બોલી શકતો અને ઘણા અટપટા હિસાબો ભલભ હિસાબીઓ કરતાં જલદી ગણી આપતો. આપણા ઈતિહાસમાં આ બી ખાસ નોંધવા જોગ છે ક અહીંના ઘણા મહા પુરૂષો અભણ હતા. ' મહ અને અકબર, શિવાજી અને હદર, રણજીતસિંહ અને જંગબહાદુરનો રત્નસમૂહ છે એવો સમૂહ ભણેલાઓનો જગતે કદી જોયો નથી.' હદર યાદદાસ્ત ગજબ, અને માણસપરીક્ષા ઉત્તમ હતી. આખા દિવસમાં તે ઘડીએ આળસુ રહેતો નહિ. રાજ્યના દરેક કામ પર તે જાતે ચોક્કસ દેખરે રાખતો. તેની સખ્તાઈ પણ ભારે હતી. સૌ કોઈને તેનો ડર લાગતો. કહે કે એક પ્રસંગે તેણે પોતાના પુત્ર ટીપુને સૌના દેખતાં સજડ ફટકાવ્યો હ ધર્મની બાબતમાં તે આગ્રહી ન હતો. રાજ્યની બધી મોટી જગાઓ તે હિંદુઓને આપી હતી અને તેઓ તેને વફાદાર રહ્યા હતા. યોદ્ધા તરીખે જમાનામાં હિંદુસ્તાનમાં તેની જોડ ન હતી, અને દુનિયામાં યે તેના જે ઓછા હશે. જન્મથીજ માણસોની સરદારી કરવાનો ગુણ હોવાથી તે ઉ સેનાપતિ નીવડ્યો હતો. તાકીદે અને નિયમિત રીતે કામ પતાવવામાં તે પદ્ધતિ આદર્શ હતી. સાધ્ય સાધવા માટેના માર્ગના ખરા-ખોટાપણા વિષે

ફડનવીસ જે અત્યારસુધી સાલબાઈના તહનામાપર સહી આપવામાં ઢીલ કરતો હતો, તેણે સહી આપી.

હૈદરનાં મરણ પછી ટીપુએ ફ્રેન્ચ સરદાર બુસીની મદદથી લડત ચાલુ રાખી. પરંતુ યુરોપમાં ફ્રાન્સ–ઈંગ્લંડ વચ્ચે સુલેહ થવાથી બુસીને ચાલી જવું પડ્યું. પછી મુંબાઇથી આવેલી અંગ્રેજ ફોજે બેદનોર વિગેરે સ્થળો જીતી લીધાં. ટીપુ એ ફોજ ઉપર એકદમ તુટી પડ્યા અને આખી ફોજને કેદ કરી. ત્યારપછી મેંગલોરને ઘેરો ઘાલી ટીપુએ એ શહેર લીધું. હેસ્ટીંગ્સ ટીપુને હરાવવા ભગીરથ પ્રયાસ કરતો હતો. એવામાં મદ્રાસવાળાઓએ મેંગલોરના માઠા સમાચાર સાંભળી સુલેહનું કહેણુ કહાવ્યું.

મેંગલોર મુકામે સુલેહ થઈ ( ૧૭૮૪ ). તે મુજબ બન્ને પક્ષોએ પરસ્પરના કેદીઓ છોડી મુક્યા અને જીતેલા દેશો પાછા સોંપ્યા. આ રીતે ટીપુએ પોતાના સઘળા પ્રદેશ પાછા મેળવ્યા અને અંગ્રેજોને કશો લાભ થયો નહિ.

**નાણાં વિષેની મુશ્કેલીઓ.**—દક્ષિણમાં બ્રિટિશ સત્તાને જોખમકર્તા ભયોસામે ટક્કર ઝીલવામાં હેસ્ટીંગ્સે પોતાની તમામ શક્તિ વાપરી. તેણે ન પોતાને ને ન સૈનિકોને જરાયે રાહત આપી. કંપનીનાં નાણાં પણ તેણે બહોળે હાથે વાપર્યાં. પરિણામ એ આવ્યું કે તેની નાણાંભીડ ઘણી સખત થઈ. કંપનીની ખાલી તિજોરી ભરવા, અને સદાયે વ્યાજ માટે બુમ મારતા શેઠોને તૃપ્ત કરવા તેણે બનારસના રાજા અને અયોધ્યાની બેગમો પાસેથી એક કરોડ ઉપરની રકમ કઢાવી.

**બનારસનો રાજા ચેતસિંહ** ( ૧૭૭૫થી ) અયોધ્યાની આધીનતામાંથી મુક્ત થઈ અંગ્રેજોનો આધીન બન્યો હોવાથી દરસાલ ૨૫ લાખની

---

ઝાઝી પરવા ન કરતો. તે સદાયે ફ્રેન્ચ મદદ પર આધાર રાખતો, અને સદાયે એ બાબતમાં નિરાશ થતો. મરણ થતાં પહેલાં તેણે ઈંગ્લંડની જલસત્તાનું ભાન થયું હતું. તે બોલેલો કે “ અંગ્રેજો અને મારા વચ્ચે તકરારનાં અનેક કારણો બન્યાં હશે; પરંતુ તે એવાં વિકટ નહતાં કે યુદ્ધ વિના ન જ ચાલે. ધાર્યું હોત તો હું તેમની મૈત્રી બાંધી શકત. અનેક બ્રેથવેઈટો અને બેલીઓને હરાવ્યાથી તેમનો નાશ થવાનો નથી. જમીનમાર્ગે હું તેમનાં સાધનો છિન્નભિન્ન કરી નાંખું, પરંતુ દરિયા સુકવી નાંખવાની શક્તિ મારામાં નથી.”

ખંડણી ભરતો હતો. ૧૭૭૯માં હેસ્ટીંગ્સે તેની પાસેથી પાંચ લાખ વધારે માંગ્યા તે પણ તેણે આપ્યા. બીજે વર્ષે પાંચ લાખ રૂપિયાની તથા લશ્કરી મદદ માટે માંગણી આવી. આ વિષે આનાકાની થતાં હેસ્ટીંગ્સ જાતે થોડાક માણસો સહિત બનારસ ગયો. રાજા શત્રુપક્ષમાં સામેલ છે એ ગુન્હાસર હેસ્ટીંગ્સે તેને કેદ કરવાનો હુકમ કર્યો. શહેરીઓને પોતાના રાજા પકડાયાની ખબર પડતાં તેઓ હથિયાર લઈ સજ્જ થયા. તેમણે રાજાને છોડવ્યો અને હેસ્ટીંગ્સને મહેલમાં ઘેર્યો. જરાયે ડર્યા વિના તેણે ફોજ મંગાવી ચેતસિંહનો પરાભવ કર્યો. તેને પદભ્રષ્ટ કરી હેસ્ટીંગ્સે તેના એક સગાને ગાદી આપી તથા દરસાલ ૪૦ લાખની ખંડણી નક્કી કરી.

**અયોધ્યાની બેગમો** પાસેથી પણ હેસ્ટીંગ્સે ૭૬ લાખ પડાવ્યા. ૧૭૭૫માં સુજાઉદ્દૌલાનું મરણ થવાથી તેનો પુત્ર **અસફુદ્દૌલા અયોધ્યાની** ગાદીએ આવ્યો. **અસફ**ની સાવકી મા અને દાદી, '**અયોધ્યાની બેગમો**' હયાત હતી. રાજ્યના બંદોબસ્તમાટે એક **અંગ્રેજ** પલટન રખાઈ હતી. પરંતુ વખત જતાં નાણાંની તંગી પડતાં **અસફે** અરજ કરી કે **અંગ્રેજ** પલટન ઉઠાવી લેવી. ૧૭૮૧માં **ચુનારગઢ**માં તેની સાથે મુલાકાત થતાં હેસ્ટીંગ્સે રૂપિયાની માંગણી કરી. **ન**વાબ પાસે નાણું ન હતું. તેણે એવો નિશ્ચય કર્યો કે **અંગ્રેજ**ની મદદથી **બે**ગમોની દોલત છીનવી લઈ તેમાંથી કંપનીનું દેવું પતાવવું. પરિણામે અપાર સિતમ ગુજારી બેગમો પાસેથી એક કરોડનો માલ પડાવી તેણે હેસ્ટીંગ્સનુ દેવું પતાવ્યું. હેસ્ટીંગ્સનાં આવાં વર્તનના સમાચાર સાંભળી કંપનીના **ચાલકો**એ તેને સખત ઠપકો આપ્યો. આથી તેણે રાજીનામું આપ્યું.

**હેસ્ટીંગ્સનું જીવનચરિત્ર.**—વોરન હેસ્ટીંગ્સ (૧૭૩૨માં) એક ગરીબ **અંગ્રેજ** કુળમાં જન્મ્યો હતો. થોડું ઘણું ભણી અઢાર વર્ષની ઉમ્મરે તેણે ઈસ્ટ ઈંડિયા કંપનીની કારકુની નોકરી લીધી. હિસાબકિતાબમાં તેની હોશિયારી જોઈ **ક્લાઈવે** તેને **મીર**જાફરના દરબારમાં વકીલ તરીખે નીમ્યો. ચારેક વર્ષ આ કામ કર્યા બાદ તે કલકત્તા **કાઉન્સિલ**નો મેમ્બર થયો. ત્રણ વર્ષ પછી થોડુંક ધન પેદા કરી તે ૧૭૬૪માં સ્વદેશ ગયો. ચાર પાંચ વર્ષમાં હિંદની કમાણી પુરી થતાં તે પાછો **મદ્રાસમાં કાઉન્સિલર** તરીખે આવ્યો. ત્યાં તેણે પોતાની ચાલાકી સિદ્ધ કરી.

૧૭૭૨માં તે બંગાળાનો ગવર્નર, અને બે વર્ષ પછી બ્રિટિશ હિંદનો ગવર્નર-જનરલ બન્યો. આ રીતે આપબળે તે નાનામાં નાની જગાએથી મોટામાં મોટી પદવીએ પહોંચ્યો હતો.

જે તેર વર્ષસુધી હેસ્ટીંગ્સના હાથમાં હિંદનું સુકાન હતું તે સમય બ્રિટન માટે ઘણો બારીક હતો. સાત સાત વર્ષસુધી અમેરિકામાં ત્રણ યુરોપી શત્રુઓ સામે કાતીલ લડત લડવી પડી હતી; હિંદમાં પણ આજ અરસામાં મરાઠા અને મૈસોર જેવા મહાન શત્રુઓ સામે યુદ્ધમાં ઉતરવું પડ્યું હતું. અહીં અંગ્રેજોએ જે ટકાવ કર્યો તેનો મુખ્ય આધાર બંગાળાનાં નાણાં અને હેસ્ટીંગ્સની મુત્સદ્દીગીરી પર હતો. તેણે મુંબાઈવાળાને બચાવ્યા, મરાઠાઓને દાબમાં રાખ્યા, સિંધીઆને સમજાવી મરાઠી સામ્રાજ્યમાંથી છુટો પાડી પોતાનો કરી લીધો, ભોંસલે સાથે તેવોજ ખેલ ખેલ્યો, નિઝામને દુશ્મનમાંથી દોસ્ત બનાવ્યો, અને મદ્રાસવાળાને પરવશ અને પાયમાલ થતા અટકાવ્યા. નિશ્ચયીપણું, અનહદ હિમ્મત, વ્યવસ્થાશક્તિ, અને મુત્સદ્દીગીરી વડે તેણે કંપનીની પ્રતિષ્ઠા પહેલા વર્ગના રાજ્ય જેવી બનાવી. તથાપિ રોહિલા સાથેનું વર્તન, ચેતસિંહની પદભ્રષ્ટતા, બેગમોની દુઃખદ કથા, નંદકુમારની ફાંસી જેવાં કાર્યો તેનાં ચારિત્ર્યપર કલંક સમાન છે.

સર ફિલિપ ફ્રાન્સિસ જેને હેસ્ટીંગ્સ સાથે કાઉન્સિલર તરીખે તીવ્ર વિરોધ થયો હતો તેની અથાગ મહેનતને લીધે બર્ક અને શેરીડન જેવા અંગ્રેજ નરરત્નોએ હેસ્ટીંગ્સનો મુકદ્દમો ચલાવ્યો હતો. આ બાદશાહી મુકદ્દમો પાર્લમેન્ટે સાત વર્ષ સુધી ચલાવ્યો, પરંતુ અંતે તેણે કરેલી ઉત્તમ સ્વદેશસેવા અને તેના સમયની અનંત મુશ્કેલીઓ ધ્યાનમાં લઈ તેને એકંદરે દોષરહિત ઠેરવ્યો હતો. ચાલકોએ તેને પેન્શન આપ્યું. ત્યાર પછી તે ઘણાં વર્ષ જીવ્યો હતો. ૮૧ વર્ષની વયે અમુક સાક્ષી આપવા માટે પાર્લમેન્ટનું આમંત્રણ આવતાં તે ગયો ત્યારે તેના માનમાં આખી સભા ઉભી થઈ હતી. આ દૃશ્ય જોઈ હેસ્ટીંગ્સની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં. ઈંગ્લંડ પોતાનાં પુત્રરત્નોને માન આપી જાણે છે. ૧૮૧૮માં ૮૬ વર્ષની વયે તેનું મરણ થયું.

હેસ્ટીંગ્સ ઉત્તમ કાર્યસાધુ હતો. વિકટ પ્રસંગ આવતાં તે જરાયે ડગમગતો નહિ. તે સુંદર લેખક હતો. ફારસી, અરબી, અને બંગાળી ભાષા

તે શીખ્યો હતો. **સંસ્કૃત** ભાષાને ઉત્તેજન આપી, તેના ગ્રન્થો યુરોપી વિદ્વાનોને મળી શકે એવી જોગવાઈ તેણે કરી આપી. **એશિયાટિક સોસાયટી** એના સમયમાંજ સ્થપાઈ. અધિકારીઓ તેને બહુ ચાહતા. આ સાથે તેનામાં દોષો પણ હતા. કેટલીક વખતે જુલમ ગુજારતાં તે આચકો ખાતો નહિ. **કલાઈવે** નાંખેલી **બ્રિટિશ** જડ **હેસ્ટીંગ્સે** સજડ બનાવી. આજનાં **હિંદી** રાજ્ય બંધારણનું મૂળ સ્વરૂપ ઘડનાર **હેસ્ટીંગ્સ** જ હતો. દેશી રાજાઓને તાબેદાર બનાવી, તેમની મદદ માટે પોતાની ફોજ રાખી તેમને પોતાના પંજામાં લેવાનો ઉપક્રમ **હેસ્ટીંગ્સે** શરૂ કર્યો જે પાછળથી સહાયક પદ્ધતિના નામથી બહુ ખ્યાત બન્યો.

## પ્રકરણ ૩૭ મું. (અ) લોર્ડ કોર્નવોલિસ.

**પાર્લમેન્ટમાં હિંદ વિષેની ચર્ચા.**—સર ફિલિપ ફ્રાન્સિસે ઇંગ્લેંડ જઈ કંપનીના અધિકારીઓના ગેરકારભાર વિષે ખુબ ચળવળ કરી. **હેસ્ટીંગ્સનો** લાંબો મુકદ્દમો ચાલ્યો. તેમાં અનેક ભોપાળાં **પાર્લમેન્ટ** આગળ ખુલ્લાં થયાં. વળી આ સમયે જ ઇંગ્લંડે **અમેરિકા** ગુમાવ્યું,–આવા આવા અનેક સંજોગોને લીધે **બ્રિટિશ** રાજનીતિજ્ઞોનું ધ્યાન **હિંદી** બાબતો તરફ ખેંચાવા લાગ્યું. **આમસભાએ** હેસ્ટીંગ્સ અને ઇમ્પીને દોષિત ગણ્યા. **ચાલકમંડળે** તેમને બરતરફ કરવા વિષે ઠરાવ કર્યો; પરંતુ **માલીક મંડળે** આ બન્ને ઠરાવોની અવગણના કરી હતી. આ સ્થિતિ અસત્ય હોવાથી તે સમયના મુખ્ય પ્રધાન **ફોકસે પાર્લમેન્ટ** સમક્ષ એવો ખરડો રજુ કર્યો કે ( ૧ ) ચાર વર્ષ કંપનીની સનદ બંધ કરી, **પાર્લમેન્ટના** નીમેલા સાત કમીશનરોને **હિંદનું** રાજકાજ સોંપવું, ( ૨ ) ઇંગ્લંડમાં એક **અંકુશમંડળ** ( **બોર્ડ ઓફ કન્ટ્રોલ**) નીમવું, જેના હુકમ વિના **હિંદમાં** યુદ્ધ કે સુલેહ ન થાય. **માલીક મંડળે** નવ મદદનીશ કમીશનરો નીમી કંપનીના તમામ કારભાર પર દેખરેખ રાખવી. પરંતુ આ ખરડો પાસ થયો નહિ કેમકે તેમાં **રાજા**, કંપની, અને **ચાલકોની** સત્તા નાબુદ થતી હતી. આમપ્રજાને આ કાયદો પસંદ હતો, પરંતુ તે જમાનાની **અંગ્રેજ પાર્લમેન્ટમાં** ઉમરાવપક્ષનું બળ વિશેષ હોવાથી **ફોકસની** દરખાસ્ત નાપાસ થઈ અને તેણે રાજીનામું આપ્યું.

**પિટ ઇંડિયા એકટ.**—પિટ નામના તરુણ અને મહત્ત્વાકાંક્ષી પુરૂષે તેનું સ્થાન લીધું. **હિંદનો** રાજ્ય–બંદોબસ્ત કર્યા વિના છુટકો ન હોવાથી તેણે

'પિટ ઇંડિયા એકટ' નામનો કાયદો પસાર કરાવ્યો. આ કાયદો કંપનીના હક્કપર તરાપ સમાન હતો. હવે પછી કંપની પાર્લમેન્ટની આધીન બની.

આ કાયદામાં વાણિજ્ય અને રાજકાજ વચ્ચેની ભેદરેખા ચોખ્ખી દોરાઈ હતી. અત્યારસુધી કંપનીનાં તમામ કામો પર ચાલકમંડળ દેખરેખ રાખતું. હવેથી રાજકાજની વ્યવસ્થામાટે પાર્લમેન્ટના નીમેલા ૭ સભ્યોનું અંકુશ-મંડળ ઊભું થયું. મુલકપ્રાપ્તિનાં યુદ્ધો અને હિંદી રાજ્યો સાથેના કરારની બાબતમાં આ મંડળીની સત્તા સર્વોપરી હતી. ચાલક મંડળના હાથમાં કેવળ વેપારી વ્યવસ્થા રહી અને તેમાં યે કેટલાક અંકુશો મુકાયા. ચાલકમંડળના હિંદ તરફ જનારા હુકમો માટે અંકુશમંડળની મંજુરી આવશ્યક બની. ગવર્નર-જનરલની જગ્યા માટે ચાલકો નામ સુચવતા પરંતુ છેવટની નીમણુક અંકુશ મંડળના હાથમાં હતી. ફ્રાન્સિસ આદિના આગ્રહથી એક એવી કલમ ઉમેરાઈ હતી કે "હિંદમાં મુલક જીતવાની અને વિસ્તારવાની યોજનાઓનો અમલ થાય એ આ પ્રજાની ઇચ્છા, કીર્તિ અને નીતિથી વિરૂદ્ધ છે" આ કલમનો અમલ થયો ન હતો એ હવે પછીના ઇતિહાસપરથી વિદિત થશે.

લોર્ડ કોર્નવોલિસ ગવર્નર-જનરલ નીમાતાં તેની સૂચનાથી એવી કલમ નાંખવામાં આવી કે વ્યવસ્થિત વિરોધ અટકાવવા સારૂ કાઉન્સિલમાં ત્રણજ સભ્યો નીમવા અને અતિ કઠણ પ્રસંગોએ ગવર્નર ચાહે તો કાઉન્સિલને કોરાણે મુકી કામ કરી શકે. તે દિવસથી ગવર્નર કાઉન્સિલથી સ્વતંત્ર બન્યો.



लॉर्ड कॉर्नवॉलिस.

આ કાયદાના પરિણામે કંપનીની બહારની ટાપટીપ રહી પણ ખરી સત્તા અંકુશમંડળને હાથ ગઈ; કાઉન્સિલની સત્તા ઘટી અને ગવનરની સત્તા ઘણી વધી ગઈ.

**કોર્નવોલિસની નીમણુક.**—ઇંગ્લંડમાં પોતાના કારભાર વિષે આકરી ટીકાઓ થતાં હેસ્ટીંગ્સ ગવર્નરપદનું રાજીનામું આપી, કલકત્તા કાઉન્સિલના વડા સભ્ય મેકફર્સનને ચાર્જ સોંપી સ્વદેશ ગયો. તેણે વીશ મહિના સુધી કામચલાઉ ગવર્નરી કર્યા બાદ લોર્ડ કોર્નવોલિસ આવ્યો. કોર્નવોલિસની નીમણુકમાં બે પ્રકારનું મહત્ત્વ છે. તેની નીમણુકથી એવો રિવાજ દાખલ થયો કે ગવર્નર-જનરલ એવા પુરૂષને બનાવવો કે જેણે હિંદમાં પૂર્વે કદી નોકરી કરી ન હોય, અને તેની કાઉન્સિલમાં એવા આદમી મુકવા કે જેને હિંદી કામકાજનો પાકો અનુભવ હોય. નિયમરૂપે ઉમરાવ કુળોમાંથી ગવર્નર-જનરલ પસંદ થવા લાગ્યા. મુલકપ્રાપ્તિના યુદ્ધો કરવાની સત્તા ગવર્નર-જનરલને સોંપાઈ ન હતી, એ તટસ્થતાવાળી નીતિનું પ્રથમ પગથીઉં હતું.

**પૂર્વ વૃત્તાન્ત.**—હિંદ આવ્યો ત્યારે કોર્નવોલિસની ઉમ્મર ૪૮ વર્ષની હતી. લશ્કરી ખાતામાં હોઈ તેણે ઘણાં યુદ્ધો જોયાં હતાં. અમેરિકન સ્વાતંત્ર્યવાળા વિગ્રહમાં તેની લશ્કરી કીર્તિને કલંક લાગ્યું હતું. પરંતુ પ્રધાન મંડળને તેના પર વિશ્વાસ હોવાથી તેઓએ તેને હિંદનો મોટો હોદ્દો આપ્યો. આ ઘટના વિચિત્ર હોઈ એ વિષે અંગ્રેજ ઈતિહાસક માર્શમેન લખે છે જે " જે પુરૂષે અમેરિકા ગુમાવ્યું તેને હિંદપર રાજ્ય કરવા માટે મોકલાયો, અને જે પુરૂષે ( હેસ્ટીંગ્સ ) હિંદ બચાવ્યું તેનાપર મોટા મોટા રાજદ્વારી ગુન્હાસર કામ ચાલ્યું."

વળી કોર્નવોલિસ સંપૂર્ણ સત્તા સાથે આવ્યો હતો અને ઉમરાવકુળનો હોવાથી સ્વદેશમાં તેનું માન વિશેષ હતું. તેનાં પહેલાં વર્ષ કંપનીના કારભારમાં પેઠેલા સળા દુર કરવામાં ગયાં.

**મહેસુલી સુધારા.**—ક્લાઇવની દ્વિમુખી પદ્ધતિનાં માઠાં પરિણામ તથા નવાબના અમલદારો અને કંપનીના નોકરોના જુલમને લીધે બંગાળી પ્રજાની થએલી પાયમાલી વર્ણવાઈ ગઈ છે. આ સંતાપ દુર કરવા અને કંપનીની નાણાં સ્થિતિ સદ્ધર બનાવવા હેસ્ટીંગ્સે હંગામી જમાબંધી કરી હતી, પરંતુ એ ઈલાજ પણ સંતોષકારક ન હતો. કોર્નવોલિસ ગવર્નરપદે આવ્યો કે તરતજ તેણે સુધારણાનું કામ શરૂ કર્યું.

**સ્થાયિ જમાબંધી.**—આરંભમાં અજ્ઞાનતાને લીધે અંગ્રેજોએ બંગાળામાં ઘણી આકરી મહેસુલ આકારી હતી અને તેનાં પરિણામે ખેતીને ભારે

નુકશાન થયું હતું. "દેશ રણુ સમાન બન્યો હતો." વસુલ વર્ષે વર્ષે ઓછી થતી ગઈ અને એ સ્થિતિ સુધાર્યા શિવાય છુટકો ન હતો. હિંદુસ્તાન ખેતી-પ્રધાન દેશ હોવાથી દરેક હિંદી સરકારની મુખ્ય ઉપજ મહેસુલમાંથી જ થાય છે. ખેતીને લગતા પ્રશ્નોનો સારો ઉકેલ કરવો એ દરેક હિંદી સરકારની ફરજ તેમજ સ્વાર્થ છે. હેસ્ટીંગ્સે પાંચ પાંચ અને દશ દશ વર્ષના મહેસુલ ઉઘરાતના ઈજારા હરરાજીથી આપ્યા હતા, પરંતુ તેથી યે ઝાઝો લાભ થયો નહિ. સર ફિલિપ ફ્રાન્સિસે સ્થાયિ જમાબંધીની દરખાસ્ત મુકી હતી ( ૧૭૭૬ ), પરંતુ તે પાસ થવા પામી ન હતી. આ સમયે પણ કુંપનીની તિજોરી છેક ખાલી અને ખેડુતોની હાલત છેક કંગાળ હતી.

આ સઘળા સંજોગો ધ્યાનમાં લઈ કોર્નવોલિસે બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં ( તથા પાછળથી બનારસમાં ) સ્થાયિ જમાબંધી દાખલ કરી (૧૭૯૩). દરેક જમીનનો સરકાર ધારો તેણે હમ્મેશ માટે નક્કી કર્યો. આ ધારો આજને હિસાબે હલકો હશે પણ તે જમાનાના હિસાબે આકરો હતો. ભવિષ્યમાં જમીન સુધરશે, સારો પાક પેદા થશે એ બાબત વિસરાઈ ન હતી. વળી એ મહેસુલ ખેતરોમાં રહેનારા અને તે ખેડનારા ખેડુતો પાસેથી નહિ, પણ જમીનદારો પાસેથી વસુલ લેવાનું હોવાથી જમીનદારો જમીન માલીક બન્યા અને ગરીબ ખેડુતો ગણોતીઆની હાલતમાં મુકાયા. આ પદ્ધતિના લાભની દલીલ એ હતી કે પહેલાં સમયે સમયે આકારણી કરવી પડતી તેની અપાર તકલીફ અને ખર્ચ આથી બચશે, અને જમીનદારોને પોતાની જમીન સુધારવાનું અને ઉંડી ખેતી કરવાનું મન થશે. પરંતુ એ પદ્ધતિ અમલમાં મુકાયા પછી ધાર્યા મુજબની જમીન–સુધારણા થઈ નહિ. થોડીઘણી ખેતી ફેલાઈ, વેપાર કાંઈક વધ્યો અને સરકારે આ જમીનદારોની સ્થાયિ વફાદારી સંપાદન કરી. પરંતુ આ લાભ બાદ કરતાં તેમાં કેટલાક ભારે ગેરલાભ હતા. નાના જમીન-માલકોના હક્ક ડુબ્યા કેમકે તેમની જમીનો જમીનદારની મિલ્કત બની. રૈયત પુરેપુરી જમીનદારોની કૃપાને આધીન બનેલી હોવાથી તેનાં હિત પુરતાં સચવાયાં નહિ. જમીનદારોના જુલમ અને અન્યાયી નાણું–કઢામણી સામે આ કાયદામાં જરાયે જોગવાઈ નહતી. ગરીબ ખેડુતને જમીનદાર સામે ઈન્સાફ મેળવવાનો આરો ન રહ્યો. તમામ લાભ જમીનદારોના ખિસ્સામાં જતા અને ટાઢ, તડકો અને વરસાદમાં સખત મહેનત મજુરી કરનારને પોતાની સ્થિતિ સુધારવાની બીલકુલ આશા ન હતી. આ લોકોની

હાલત બે સૈકા પૂર્વ હતી તેટલીજ દુઃખદાયક આજે પણ ઘણે ભાગે છે. જેમ જેમ દેશની જરૂરતો વધતી ગઈ તેમ તેમ આખા હિંદમાં તમામ જાતના કરવેરા વધ્યા, પરંતુ બંગાળાના જમીનદારો જેમની દોલત કહેવતરૂપ થઈ પડી છે તેઓ જમાનાઓ પહેલાં નક્કી થએલું મહેસુલજ ભરતા આવ્યા છે. આ રીતે બીજા પ્રાન્તોના ખેડુતોને અન્યાય થાય છે. વિવિધ પ્રાન્તોમાં મહેસુલની વહેંચણી ઘણી અસમાન કરવી પડી છે.

આ જમાબંધી સંબંધી કોર્નવોલિસે ' સેઇલિ લૉ ' ( વેચાણનો કાયદો ) કર્યો હતો તેની મતલબ એ હતી કે જમીનદાર નીમેલી મુદતે સરકારમાં મહેસુલ ભરી ન જાય તો તેની જમીનદારી હરરાજીથી વેચી દેવી. આ કાયદો બીલકુલ દયાહીન હતો. મિદનાપોરનો એક કલેક્ટર લખે છે (૧૮૦૨માં) કે " સઘળા જમીનદારો કહે છે કે આવો સખત અને જુલ્મી રિવાજ પહેલાં કદી ન હતો...અંગ્રેજ સરકારે દાખલ કરેલા જપ્તિ અને વેચાણના કાયદાથી થોડાંજ વર્ષોમાં બંગાળાના મોટામોટા જમીનદારો ઘણાખરા ભિખારી બની ગયા." ( જુઓ પુરવણી ૧ ).

**ઉપજખાતાના બીજા સુધારા.**—હેસ્ટીંગ્સે કલેક્ટરોને મહેસુલ ઉઘરાતનું તેમજ ઈન્સાફનું કામ સોંપ્યું હતું. કોર્નવોલિસે ઈન્સાફમાટે નવા ગોરા અધિકારીઓ નીમ્યા. વળી દિવાની નોકરો (સિવિલ સર્વિસ) ના અનાચારો, બક્ષીસો, અને કમિશન વડે ધનિક થવાની લલુતા બંધ કરવા તેણે પગારો વધારી દીધા. અસલ કંપનીના ચાલકો નોકરોને ઓછા પગાર આપતા તથા એ નોકરો આડે માર્ગે ધન મેળવતા તે તરફ આંખ મિચામણા કરતા. કોર્નવોલિસે, દાખલા તરીખે, બનારસના રેસિડન્ટની વાર્ષિક આવકનો અંદાજ કઢાવ્યો તો તે ૪૦ હજાર પાઉન્ડ જેટલી માલમ પડી. આ અટકાવી તેણે એ રેસિડન્ટને રૂ. ૫૦૦૦૦ નો મહિનો બાંધી આપ્યો. આ પ્રમાણે તેણે તમામ નોકરોના પગાર વધારી ખાનગી વેપાર અને લાંચરૂશ્વત બંધ કરાવ્યા.

**ન્યાયખાતામાં ફેરફારો.**—કલેક્ટરોની ઈન્સાફી સત્તા ઓછી થઈ એ આપણે જોઈ ગયા. દિવાની ફોજદારી મુકર્દમા ચલાવવા માટે જીલ્લાવાર એકેક યુરોપી જજ નીમાયો. જીલ્લા કોર્ટો ઉપર અપીલ કોર્ટો સ્થાપી. ૧૭૯૩માં કોર્નવોલિસે કાયદાનો ગ્રન્થ અંગ્રેજી તેમજ હિંદી ભાષાઓમાં છપાવી પ્રસિદ્ધ કર્યો. પણ ઈન્સાફને વિલાયતી ઢબનો અને અદલ

કરવા જતાં કોર્નવાલિસ હદપાર ચાલી ગયો અને એ ખાતામાંથી તમામ હિંદીઓને કાઢી તેમની જગ્યાએ તેણે ગોરાઓ ગોઠવ્યા. આ નિયમથી હિંદીઓ માટે તમામ મોટી જગ્યાઓ બંધ થઈ, અને જે વર્ણભેદને લીધે હવેપછીના ઈતિહાસમાં અનેક કડવાશો ઉભી થઈ તેનું મૂળ કોર્નવાલિસે નાંખ્યું. હિંદીઓ પ્રત્યે તેના જેટલો અણવિશ્વાસ ક્લાઈવ અને હેસ્ટીંગ્સે દર્શાવ્યો ન હતો. છેક હલકી જગ્યાઓ જ હિંદીઓ માટે હોઈ જે હિંદીઓ કંપનીની નોકરીમાં આવતા તેઓ ઉત્તમ વર્ગના ન હોઈ હિંદના સાચા ઝવેરાતના કંગાળ નમુના હતા. કોર્નવોલિસે દાખલ કરેલી વિલાયતી ન્યાય પદ્ધતિથી લોકોનો કોર્ટે ચઢવાનો મોહ વધતો ગયો, અને ઈન્સાફ શિથિલ અને ખર્ચાળ બનતો ગયો.

**ત્રીજો મૈસોર વિગ્રહ ( ૧૭૯૦–૨).**—મેંગલોરના તહનામાથી અંગ્રેજોને નામોશી લાગી અને ટીપુ સુલ્તાનને અભિમાન આવ્યું હતું. હવે તેણે અમર્યાદ રાજ્યલોભ અને ભાવી મહત્તાનાં સ્વપ્નાં ઉપર બાજી ખેલવા માંડી. વળી કર્ણાટક બાલાઘાટ પ્રાન્ત ટીપુના અધિકારમાં હતો તે અંગ્રેજોએ નિઝામને અપાવવા વિચાર કર્યો. શિવાય, ત્રાવણકોરના રાજાએ ટીપુની આધીનતા છોડી અંગ્રેજોનો આશ્રય લીધો. કોચીન પણ ટીપુને આધીન હતું. કોચીન અને ત્રાવણકોરને ઝઘડો થતાં ટીપુએ પહેલાનો અને અંગ્રેજોએ બીજાનો પક્ષ લીધો. ટીપુએ ત્રાવણકોર પર હુમલો કીધો. કોર્નવાલિસે પેશ્વા અને નિઝામને પોતાના પક્ષમાં ખેંચ્યા અને તેઓ વચ્ચે એવો ઠરાવ થયો કે ટીપુના જે પ્રદેશો જીતાય તે સરખે ભાગે વહેંચી લેવા.

ટીપુ સુલતાન.

**મદ્રાસ** ફોજે **ટીપુ**ના મુલકમાં ધસારો કર્યો પરંતુ તેનો સજ્જડ પરાભવ થયો, એટલામાં **બંગાળ** અને **મુંબઈ**ની ફોજો આવી પહોંચી. **કોર્નવૉલિસે** પોતે સેનાધિપતિપદ લઈ **મૈસોર**પર હુમલો કર્યો, **બેંગલોર** લીધું, અને **ટીપુ**ની રાજધાની **સીરંગાપટમ**પર કૂચ કરી. **નિઝામે** ઉત્તર **મૈસોર**માં સારૂં કામ બજાવ્યું. **મરાઠાઓ ધારવાડ** પહોંચ્યા. **અરીકેરા** આગળ **કોર્નવાલિસે ટીપુ**ને હરાવ્યો. પરંતુ તેનો લાભ તે લઈ શકયો નહિ. ખોરાકી અને દારૂગોળો ઘટી જવાથી તેને **બેંગલોર** જવું પડ્યું. બાદ **મદ્રાસ**થી તાજાં સૈન્ય અને સાધન આવી પહોંચતાં તેણે લડત ચાલુ કરી અને **સીરંગાપટમ**પર કૂચ કરી. મિત્ર-મંડળનાં સંયુક્ત સૈન્યે જ્યારે રાજધાની આગળ દેખા દીધી ત્યારે **ટીપુ**ને લાગ્યું કે હવે લડવું વ્યર્થ છે. તેણે સુલેહ માટે માંગણી કરી. આ પહેલાં પણ તેણે એક બે વેળા સલાહ માટે કહેણ કહાવ્યાં હતાં, પરંતુ "**મૈસોરનો વાઘ**" સખત સકંજામાં સપડાએલો જોઈ **અંગ્રેજો**એ તેનાં કહેણ સ્વીકાર્યાં નહિ. છેલ્લી માંગણી વખતે **મરાઠાઓ**એ વચમાં પડી યુદ્ધ બંધ કરાવ્યું. **નાના ફડનવીસ** અહંકારી **ટીપુ**ને નમાવવા ઇચ્છતો હતો, નહિ કે નાબુદ કરવા.

**સીરંગાપટમ**ની સુલેહ મુજબ **ટીપુ**ને પોતાનું અર્ધું રાજ્ય આપી દેવું પડ્યું; નુકશાનીની મોટી રકમ આપવી પડી; તમામ કેદી છુટા કરવા પડ્યા; અને પોતાના બે પુત્રોને જામીન તરીખે કલકત્તા મોકલવા પડ્યા. **ટીપુ** પાસેથી મળેલા મુલકોમાંથી **અંગ્રેજો**ને ભાગે **મલબાર, કૂર્ગ, સાલેમ,** અને **મદુરા** આદિ ૪૦ લાખની ઉપજનો પ્રદેશ આવ્યો.

**સ્વદેશ ગમન.**—આ રીતે **અમેરિકા**માં ગુમાવેલી કીર્તિ **મૈસોર**માં કમાઈ લઈ, **કોર્નવૉલિસ** સાત વર્ષના અમલ પછી વડા **કાઉન્સિલર સર જૉન શોર**ને ચાર્જ સોંપી સ્વદેશ જવા ઉપડી ગયો.

## પ્રકરણ ૩૮ મું. મરાઠી પ્રકરણ.

**ખર્ડાની લડાઈ.**—૧૭૮૨માં **સાલબાઈ**ના કરાર થયા ત્યાંસુધીની મરાઠાઓની હકીકત આપણે જોઈ ગયા. બે વર્ષ પછી **નાના**એ ઉદ્ધત બનેલા **ટીપુ**ને દંડ દેવા સારૂ **મરાઠી** ફોજ મોકલી, તેને હરાવ્યો અને તેની પાસેથી થોડોક મુલક તથા ૪૫ લાખ રૂપિયા મેળવ્યા. **નિઝામઅલી** સામેનાં યુદ્ધમાં પણ **મરાઠાઓ** સફળ થયા. ઘણા વખતથી **નિઝામ** તરફથી **પેશ્વા**ને ખંડણી મળી ન હતી. **નાના**એ એ વિષે માંગણી કરી ત્યારે તેનું અપમાન કરવામાં

આવ્યું. **નિઝામે** અત્યારે **અંગ્રેજોનો** આશ્રય લીધેલો હોવાથી તેનાં દિલમાં એવો અહંકાર હતો કે **અંગ્રેજોની** સહાયથી **મરાઠાઓનો** પરાભવ કરવો સહેલ છે. **નિઝામનું** અભિમાન તોડવા **નાનાએ** સઘળા **મરાઠા** સરદારોને ચતુરાઈથી ભેગા કર્યા અને **પરશુરામ ભાઉની** સરદારી હેઠળ મોટી ફોજ રવાના કરી. **નાના** પોતે અને તરૂણ **પેશ્વા સવાઈમાધવરાવ** પણ ફોજ સાથે ગયા હતા. **ખર્ડા** મુકામે લડાઈ થઈ. **સર જૉન શોરે નિઝામને** મદદ કરવા ના પાડી. તે છેક હારી ગયો ( ૧૭૯૫ ). ૩૭ લાખની ઉપજનો મુલક તથા ભારે દંડ આપવા પડ્યાં અને તે ખંડીઆ રાજાની હાલતમાં આવી પડ્યો. મરાઠી સત્તા પાછી કીર્તિની ટોચે પહોંચી. સર્વ **મરાઠાઓએ** એકત્ર થઈ પેશ્વા હેઠળ રહી વિજય મેળવ્યાનો આ છેલ્લો પ્રસંગ હતો.

**સવાઈમાધવરાવનું ભેદભર્યું મરણ.**—હવે **નાનાને** એવી આશા હતી કે **માધવરાવ** સારી રીતે તૈયાર થઈ સઘળો કારભાર પોતાના હાથમાં લેશે. એવામાં તેને હતાશ થવાનો અને **મહારાષ્ટ્રને** ભાગ્યહીન થવાનો બનાવ બન્યો. **રાઘોબાને** ત્રણ પુત્રો હતા,—**અમૃતરાવ** ( દત્તક ), અને **બાજીરાવ** તથા **ચિમનાજી** ( ઔરસ ). **રાઘોબા** અને તેની દુષ્ટ પત્ની બન્ને ગુજરી ગયાં હતાં. તેમનો પુત્ર **બાજીરાવ** મહાપ્રપંચી, ખટપટી, અને મીઠા બોલો હોવાથી પોતાની કપટજાળમાં ધારે તેને ફસાવી શકતો. ગુપ્ત રીતે તેણે તરૂણ **પેશ્વાનાં** મગજમાં એવું ભેરવી દીધું કે **નાનાના** હાથમાં તું પણ અમારા જેવોજ કેદી છે. આ પરથી દિને દિને તે સુકાતો ગયો. **નાનાએ** તેને પેટના પુત્ર પેઠે ઉછેર્યો હતો. **નાનાએ** તેને બહુ બહુ સમજાવ્યું છતાં તેની ચિન્તા ઘટી નહિ. ૧૭૯૫માં દશેરાને દિને તે મહેલની અગાશી પરથી પડ્યો, અને નીચે ફુવારા સાથે અથડાવાથી તેની ખોપરી ફુટી ગઈ. થોડા સમયમાં મહા પીડા પામ્યા બાદ તેનો દેહાન્ત થયો.

તેના પછી મૂર્ખ **રાઘોબાનો** પુત્ર પ્રપંચી **બાજીરાવ, દોલતરાવ સિંધીઆની** સહાયથી ગાદીએ આવ્યો. **નાનાનો** અને તેની સાથે **મહારાષ્ટ્રનો** સૂર્ય આથમ્યો. ગાદીએ આવતાં વેંત **બાજીરાવે નાનાને** બંદીખાને નાંખ્યો. પાંત્રીશ વર્ષની **મરાઠી સામ્રાજ્યની** નિષ્કામ અને જીવતોડ સેવાનો કેવો અધમ બદલો !

**માધજી સિંધીઆ.**—**પેશ્વાની** જુતી ઉંચકવાનાં હલકાં કામ પરથી **રાણોજી સિંધીઆએ** પોતાની વફાદારી અને **પેશ્વાની** કૃપાવડે **માળવામાં**

મોટી જાગીર મેળવી ત્યાં સ્થાપના કરી. માધજી તેનો અનૌરસ પુત્ર હતો. પાણીપતના મેદાનમાંથી પગની ખોડ લઈ તે જીવતો ઘેર આવી શક્યો હતો. બાદ પિતાની ગાદીએ આવી તે જોત જોતામાં મરાઠા સરદારોમાં સૌથી મોટો



माधजी शिंदे.

બન્યો. મરાઠાની પુનરૂત્થાનના સમયમાં તેનું મહત્ત્વ વિશેષ છે. ૧૭૭૧માં શાહઆલમ બાદશાહે બ્રિટિશ રક્ષણ છોડી માધજીની મદદ માંગી. માધજીએ રોહિલખંડપર ફરી વળી, દિલ્હી કબજે કરી બાદશાહને ગાદીએ સ્થાપિત કરી મરાઠાનું નામ કાઢ્યું હતું. આપરથી જ હેસ્ટીંગ્સે બાદશાહની ખંડણી બંધ કરી હતી. દિલ્હીમાં કર્તાહર્તા માધજી બન્યો. આ સર્વ છતાં તેને પાકો મુત્સદ્દી કહી શકાય નહિ. પ્રથમ મરાઠા વિગ્રહ દરમ્યાન વોરન હેસ્ટીંગ્સે તેને મીઠા મીઠા શબ્દો વડે વશ કરી, મરાઠી સામ્રાજ્યમાંથી છુટો પાડી, સાલબાઈના કરાર કરાવ્યા હતા. વળી તેણે પોતાના રાજ્યમાં મોટી મોટી દિવાની તેમજ લશ્કરી પદવીઓ ગોરાઓથી ભરી દીધી હતી. પરંપરાથી ચાલતી આવતી મરાઠી યુદ્ધનીતિ ત્યાગી તેણે યુરોપી ઢબનું સૈન્ય*

---

* આ કાર્યમાં તેને કાઉન્ટ ડી બોઇન નામના સાહસિક પુરૂષની ઘણી મદદ હતી. ૨૭ વર્ષની વયે હિંદમાં આવી, તે મદ્રાસ ફોજમાં દાખલ થયો

બનાવ્યું હતું. સ્વાર્થ સાધવા તે **સામ્રાજ્યના** હિતને વિસારી દેતો. **હેસ્ટીંગ્સે** **માધજીનાં** રાજ્યવૃદ્ધિનાં કર્મો તરફ અખાડા કરેલા તે એટલા માટેજ કે તે સમયે એના જેવાની શત્રુતા વહોરવી ઉચિત ન હતી.

૧૭૮૮માં **ગુલામ કાદર** નામના બદમાશ **રોહિલાએ** **દિલ્હી** લુંટી, **બાદ-શાહને** આંધળો કર્યો, તથા **શાહજાદા** અને **શાહજાદીઓને** સખત માર માર્યો. તેને **મોગલોનો** ( કલ્પિત ) સંતાડેલો ખજાનો જોઈતો હતો. પાછળથી **સિંધીઆએ** આવી **ગુલામ કાદરને** તેનાં કુકર્મોની યોગ્ય સજા કરી દેહાંત દંડ દીધો.

ત્યારબાદ ( ૧૭૯૨માં ) **બાદશાહ** તરફથી **પેશ્વા** માટે વકીલ-ઈ-મુત્લકનો ઇલ્કાબ અને પોશાક લઈ તે **પુના** આવ્યો. અહીં તેને **નાના** સાથે અણબનાવ થયો હતો. **નાના** જેવા બ્રાહ્મણના હાથમાં તમામ રાજસત્તા રહે એ **માધ-જીને** ન ગમ્યું. **નાનાએ** તેને તેના **અંગ્રેજી** વલણ માટે ઠપકો આપી **સામ્રા-જ્યનું** હિત જોવા કહ્યું હતું. પાછળથી તે બેની વચ્ચે સમાધાન થયું હતું. ૧૭૯૪માં શકમંદ સંજોગો હેઠળ તેનું મરણ થતાં તેનો ભત્રીજો **દોલતરાવ** ગાદીએ આવ્યો. **હોલ્કર**, **રજપુતો**, **જાઠો**, **રોહિલાઓ** આદિ ઉપર અનેક વિજયો મેળવી તેણે પોતાનું રાજ્ય અને લાગવગ ખૂબ વિસ્તાર્યાં હતાં. તે બળ-વાન્, મહત્ત્વાકાંક્ષી અને દૂષીલો હતો. **પાણીપત** પછીની **મરાઠી** ઉન્નતિના ઈતિહાસમાં તે સૌથી મોટો **મરાઠી** સરદાર હતો.

**રાઘોબા.**—પહેલા **બાજીરાવનો** પુત્ર હતો. લશ્કરી કીર્તિ સંપાદન કરવાની આતુરતાને લીધે તેણે ઉછાંછળા થઈ **પંજાબપર** ચઢાઈ કરી અને **લાહોર** જીત્યું. પરંતુ તેનો વિજય તેના દેશજનોને બહુ મોંઘો થઈ પડ્યો. **પાણીપતની** વિનાશક લડાઈ તેની મૂર્ખાઈના પરિણામેજ થઈ. **મહાન**

---

હતો. ૧૭૮૦ માં બેલીની દુર્દશા થઈ ત્યારે તે સ્હેજ જ બચી ગયો. બાદ અંગ્રેજની નોકરી છોડી તેણે અનેક સ્થળે નશીબ અજમાવ્યા બાદ અંતે તે સિંધીઆની નોકરીમાં રહ્યો. તેણે પોતાના શેઠની સારી સેવા બજાવી અને ઉત્તર હિંદુસ્તાનમાં માધજીએ જે સ્થાપના કરી તેમાં ડીબોઈનની ઘણી સહાય હતી. પોતાના માલીકનું મરણ થયા બાદ તે હિંદ છોડી સ્વદેશ ( સેવોય ) ગયો. હિંદમાં પ્રામાણિકપણે તેણે ઘણું દ્રવ્ય પેદા કર્યું હતું અને તેમાંનું ઘણું ખરૂં તેણે સ્વદેશમાં ધર્માદામાં ખરચ્યું. ૧૮૩૦ માં તેનું મરણ થયું હતું.

**માધવરાવે** તેની પાસે સમજાવી પટાવી કામ લીધું. **નારાયણરાવના** ખુનમાં તેનો અને તેની સ્ત્રી બન્નેનો હાથ હતો. બાદ તે **પેશ્વા** તરીખે જાહેર થયો. પરંતુ **નાના ફડનવીસ** આદિ મંત્રીઓ આગળ તેનું કશું ચાલ્યું નહિ. કોઈએ એ ખુનીને ટેકો દીધો નહિ. તે નાસી **સુરત** પહોંચ્યો અને **અંગ્રેજો** સાથે કરાર કર્યા જેમાંથી **પ્રથમ મરાઠી વિગ્રહ** જન્મ્યો. **અંગ્રેજોની** મદદ છતાં તે ફાવ્યો નહિ. **સાલબાઇના** કરાર થતાં તેને વાનપ્રસ્થ અવસ્થા સ્વીકારવી પડી. બીજે વર્ષે ( ૧૭૮૩ ) તેનું મરણ થયું. તેની અનેક મૂર્ખાઈ, તેનાં અનેક પ્રપંચ, તેનાં અનેક પાપો વડે તેણે **મરાઠી સામ્રાજ્યના** કટ્ટા શત્રુની ગરજ સારી.

**મરાઠી** ઈતિહાસમાં વિશાળ દૃષ્ટિએ જોતાં બે મધ્યવર્તિ પુરૂષો નજરે ચઢે છે. પહેલો, **શિવાજી** એ રાજ્યને સ્થાપનાર તથા પગથીએ પગથીએ ચઢાવી સુદૃઢ બનાવનાર; બીજો, **રાઘોબા** તેને પાડનાર, અને તેના મૂળપર કુહાડા મારનાર. **પાણીપતનું** મૂળ કયાં ? **માધવરાવે સામ્રાજ્યની** દુરસ્તી કરવા માંડી ત્યારે આડખીલી કોની ? **નારાયણરાવનો** વધ કરનાર કોણ ? પરદેશી સાથે પ્રીત બાંધી પોતાના રાજ્યની નિર્બળતાઓ બતાવનાર કોણ ? **સુરતના** કરાર કરનાર કોણ ? **મરાઠા-અંગ્રેજ** વચ્ચે પચાશ વર્ષ દરમ્યાન થયેલા વિગ્રહોનું મૂળ કયાં ?—આ સર્વ પ્રશ્નોનો નિરાંતે વિચાર કરતાં **રાઘોબાએ મરાઠી સામ્રાજ્યપર** મારેલા કારી ઘાનો ખ્યાલ આવશે, તથા ઘણા **મરાઠાઓ** આજે એવા વિચાર દર્શાવે છે કે એ જન્મ્યો જ ન હોત તો બહુ સારૂં થાત, એ વિચારમાં રહેલું રહસ્ય સહેજે સમજાશે.

**નાના ફડનવીસ** ઉચ્ચ **બ્રાહ્મણ** કુળનો હોઈ **પાણીપતનાં** રણક્ષેત્રમાં મંત્રી તરીખે હાજર હતો. એ બનાવે તેના મનપર એવી સજ્જડ અને સચોટ છાપ પાડી હતી કે તેણે પોતાની સર્વ શક્તિ અને આખું જીવન **શિવાજીએ** સ્થાપેલા, **બાજીરાવે** વિસ્તારેલા, અને **પાણીપતે** છેદેલા **સામ્રાજ્યની** સેવા પાછળ ખરચવા સંકલ્પ કર્યો હતો. માણસપારખુ **માધવરાવે** તેની ચાલાકી જોઈ તેને મંત્રીપદ આપ્યું. ત્યારથી મરણ પર્યંત લગભગ ચાળીશ વર્ષસુધી તેણે અખંડ શ્રમ વેઠી, નિષ્કામ બુદ્ધિએ **સામ્રાજ્યની** ઉન્નતિ માટે ઉપાયો યોજ્યા. બહારના દુશ્મનો ઉપરાંત પોતાના જાતભાઈઓની શત્રુતા પણ તેને વહોરવી પડી હતી. **રાઘોબા**, તેનું કુટુંબ, અને **માધજી સિંધીઆ** સુદ્ધાં તેના શત્રુ બન્યા હતા. **સવાઈ માધવરાવની પેશ્વાગીરી** દરમ્યાન દિવાનપદે

રહી તેણે જે અદ્‌ભુત કુશળતા અને ચતુરાઈ દર્શાવ્યાં તે એવાં તો અનુપમ હતાં કે તત્કાલીન અંગ્રેજોએ પણ તેની પ્રશંસા કરી છે. તેનું જાસુસી ખાતું તે સમયે અલૌકિક ગણાતું. દેશના ખુણેખુણામાં બનતા બનાવોની ભરોસાદાર બાતમી તેને જોતજોતામાં મળતી.

રાજકળામાં પારંગત હોઈ તેણે **મરાઠી સામ્રાજ્યની** વિવિધ શાખાઓને **પેશ્વાઈ** ધજા હેઠળ એકત્ર કરવા ભગીરથ પ્રયાસો કર્યા હતા. પહેલા **મરાઠી વિગ્રહ** દરમ્યાન તથા **ખર્ડાની** લડાઇ વખતે તેણે એકતાનું બળ પ્રદર્શાવ્યું હતું. તેની નીતિનું પુરેપુરૂં પાલન થયું હોત તો **મહારાષ્ટ્રનો** ઈતિહાસ આજે ઓરજ હોત. તેના મરણ પછી **મરાઠી સામ્રાજ્યની** સાંકળની છેલ્લી કડી તુટી ગઈ, અને તે પુરેપુરૂં ફુટેલા ઘર જેવું બન્યું. “ તેનાં મરણ સાથે **મરાઠી સામ્રાજ્યનું** શાણપણ અને સમતા નાશ પામ્યાં. ” પ્રમાણિક, દયાળુ, અને ધર્મનિષ્ઠ હોવા સાથે તેનું ચારિત્ર્ય સાવ નિષ્કલંક હતું.

તે સમયમાં ગોરાઓની નસેનસ પારખનાર આખા **હિંદુસ્તાનમાં** તે એકલોજ હતો. એક **અંગ્રેજે** એને વિષે લખ્યું હતું કે “ **નાના** જેવા દેશીઓને મુકાબલે **હિંદી** કારભારમાં અમે કેવા વેંતીઆ જેવા લાગીએ છીએ ! ”

**અહલ્યાબાઈ હોલ્કર મલ્હારરાવ હોલ્કરની** પુત્રવધુ હોઈ, **ઇંદોરનું** રાજ્ય ૩૦ વર્ષ સુધી આદર્શ રીતિએ ચલાવી, તે પ્રજામાં અતિપ્રિય થઇ પડી હતી. પ્રજાને પુત્રપુત્રીવત્ પાળતી હોવાથી આજે પણ તે આખા **હિંદમાં** દેવી સમાન પૂજાય છે. પરદેશીઓની દરમ્યાનગીરી તેને પસંદ ન હતી. પ્રખ્યાત ઈતિહાસકાર **માલ્કમ** તેને વિષે લખે છે કે, “ રાજ્યની આંતરિક વ્યવસ્થામાં **અહલ્યાબાઈની** ફત્તેહ બીલકુલ અજબ હતી. **ઈંદોરને** તેણે ગામડામાંથી આબાદ શહેર બનાવેલું હોવાથી એ શહેરપર તેની મમતા વિશેષ હતી.......તેનાં જીવનનો મુખ્ય ઉદ્દેશ પોતાની આજુબાજુના નરનારીઓને આબાદ અને સુખી બનાવવાનો હતો. **માળવામાં** ભલા રાજ્યકર્તા તરીખે સૌ કોઈ તેનો દાખલો આપે છે.......તેની ઉદારતા તેના મુલકમાંજ હતી એમ ન હતું......ખેતરમાંનાં ઢોર, હવામાંનાં પંખીઓ, અને નદીમાંનાં જળચરો સૌ તેની દયાનો લાભ પામતાં.......ચિન્તા અને શ્રમથી ઘસાઈ જઇ તે ૬૦ વર્ષે મરણ પામી હતી......પુરાણાદિ શાસ્ત્ર–ગ્રન્થો તે સહેલાઈથી વાંચી અને સમજી શકતી.......દરરોજ ખુલ્લા દરબારમાં અમુક સમય બેસી તે


રજપુતો
મરાઠી
રાજ્યો
૧૭૯૫નું હિંદ
બ્રિટિશ રાજ્ય....
મરાઠી રાજ્ય....
રક્ષિત રાજ્ય....

જાતે ઘણુંખરૂં રાજકાજ પતાવતી......સ્ત્રી છતાં અભિમાનનો છાંટો નહિ, અને ધર્મચુસ્ત છતાં વિધર્મીઓ પ્રત્યે દ્વેષબુદ્ધિ નહિ; આ ચિત્ર અલૌકિક છે.......આજે તે સંત રૂપે, અવતાર તરીખે મનાય છે. ”

## પ્રકરણ ૩૯ મું. સર જૉન શોર

**સર જૉન શોર** પહેલાં કંપનીનો નોકર હતો છતાં અપવાદ રૂપે ગવર્નર–જનરલ નીમાયો હતો. તેણે રાજનૌકાના સુકાની તરીખે ઝાઝો દમ બતાવ્યો નહિ. વિલાયતથી આવેલા તટસ્થતા અખત્યાર કરવાના હુકમનું અક્ષરે અક્ષર પાલન કરવા તેણે પ્રયત્ન કર્યો હતો.

**તટસ્થતા**નો અર્થ એવો થાય છે કે સૌને સૌનું લાગ્યું સમાલવા દેવું; કોઈએ વચમાં પડવું નહિ. કંપનીના લાભાર્થે અને હિંદી રાજાઓના ભોગે મુલક પ્રાપ્તિની તમામ યોજનાઓમાંથી અળગા રહેવું એ તેનો મુખ્ય મુદ્દો હતો. વળી હિંદી રાજાઓ સાથે તહનામા કરવાં અને તેમાંથી ન જોઈતા હિંદી યુદ્ધોમાં ઉતરવું પડે એ બીના આ નીતિ મુજબ ખોટી ઠરાવેલી હતી. પરંતુ આ શાંત વર્તન જ્યાં સુધી હિંદી રાજ્યોની બળતુલા જળવાઈ રહે ત્યાંસુધીજ રાખવાનું હતું. ગવર્નર–જનરલને ખાસ દેખરેખ રાખવાની હતી કે કોઈ હિંદી રાજા બીજાઓને દબાવી શકે એટલો સત્તાવાન ન થઈ જાય, કેમકે નહિ તો તેની સત્તા કંપનીને સ્થાયિ ભય સમાન થઈ પડે.

**ટીકા.**—સામાન્ય બુદ્ધિએ જોતાં આ નીતિ ઉત્તમ લાગે છે, અને આરંભથીજ તેનો અમલ અખત્યાર કરવાની જરૂર હતી. **ચાલકમંડળે** વિલાયતથી પોકારી પોકારીને અનેક વાર કહાવેલું કે હિંદી રાજ્યો સાથે સારાસારી રાખો, બીનજરૂરી યુદ્ધોમાં પડો ના, અને રાજદ્વારી કરતાં વેપારી કાર્યો ઉપર વધારે લક્ષ આપો. પરંતુ હિંદમાંના નોકરો અહીંની લોભાવનારી સ્થિતિ જોઈ ઉપરોક્ત સૂચનાઓનો અનાદર કરતા અને પોતાનું કામ નિડરપણે આગળ વધારતા જતા. આમ કરવામાં **ચાલકમંડળ** પણ જોખમદાર હતું કેમકે ગવર્નર યુદ્ધમાં ફાવતા અને કંપનીને સારી પ્રાપ્તિ થતી તો **ચાલકો** તેમને અભિનંદન આપતા. પરંતુ જો યુદ્ધમાં નિષ્ફળતા પ્રાપ્ત થતી, અથવા નાણાં સ્થિતિ બગડતી તો તેઓ પોતાના નોકરોની સખત ઝાટકણી કાઢતા. **ક્લાઈવે** જે **મહારાજ્ય**નો પાયો નાંખ્યો અને **વોરન હેસ્ટીંગ્સે** જેને મજબુતી આપી તે **મહારાજ્ય** તટસ્થતા જાળવ્યાથી કદાપિ પ્રાપ્ત થઈ

શકત જ નહિ. વળી બ્રિટિશ પ્રધાનમંડળ, હિંદનું રાજ્ય પ્રાપ્ત થાય એમાં રાજી હતું કેમકે હિંદ વડે અમેરિકાની ખોટનો અવેજ સારી રીતે આવી રહે એમ હતું. વડો પ્રધાન પિટ લઘુ-રાજ્યવાદી ન હતો. પરંતુ આ જમાનો ફ્રેન્ચ વિપ્લવનો હતો, અને તેના છાંટા ઇંગ્લિંડને લાગવાનો ઘણો ડર હતો. તેથી પિટે પણ તટસ્થતાની નીતિ મંજુર રાખી હતી. પિટ ઇંડિયા એક્ટ એ દિશામાં પ્રથમ પગથીઆ રૂપ હતો. સાધારણ રીતે કોર્નવોલિસે એ નીતિ મુજબજ ચાલવું જોઈતું હતું. પરંતુ કંપનીનું હિત યુદ્ધ કરવામાં છે એમ લાગવાથી તેણે ટીપુ સાથે યુદ્ધ માંડ્યું.

**શોરની તટસ્થતા.**—શોર સાહેબના સમયમાં મરાઠાઓ અને નિઝામ વચ્ચે ઝઘડો થયો. નિઝામ-અંગ્રેજ વચ્ચે પરસ્પર સંકટ સમયે સહાય કરવાના કરાર થયા હતા, તેની હુંફથી નિઝામે મરાઠાઓ સામે ટક્કર ઝીલવા સંકલ્પ કર્યો. પરંતુ શોરે તટસ્થતા અખત્યાર કરી કંપનીના કરાર-બંધનનો ભંગ કર્યો, અને નિઝામને ખર્ડામાં સજડ કુટાવા દીધો (૧૭૯૫). આથી નિઝામની અંગ્રેજ પરની શ્રદ્ધા ઉઠી ગઈ. ઉપરોકત લડાઈમાં તેને ફ્રેન્ચ અમલદારોની સહાય લેવી પડી હતી.

ઉપલી બાબતમાં શોરે તટસ્થતા જાળવી ત્યારે એજ અરસામાં બનેલા અયોધ્યાવાળા બનાવમાં તેણે દરમ્યાનગીરી કરી. લગભગ દરેક ગવર્નરના અમલમાં અયોધ્યાનો પ્રશ્ન ઉભો થતો તમારા જોવામાં આવ્યો હશે. કોર્નવોલિસે અયોધ્યા-નવાબ ઉપર સહાયક સૈન્યના નામ હેઠળ અમુક બોજો નાંખ્યો હતો અને ભવિષ્યમાં કંપની તરફથી નવી વધુ માંગણી નહિ થાય એવી બાંહેધરી આપી હતી. આ સહાયક સૈન્યનો વાર્ષિક ખર્ચ ૫૦ લાખ આવતો હતો. નવાબે આ "ધોળો હાથી" દૂર કરવા વિષે વિનંતી કરેલી. સત્તા આગળ શાણપણ ચાલે નહિ, એ ન્યાય મુજબ તેણે કોર્નવોલિસના કહ્યા મુજબ ૫૦ લાખ નિયમસર ભર્યા. કોર્નવોલિસનું ગંભીર વચન તોડી શોર સાહેબે તેના પર બે નવી ઘોડેસ્વાર પલટનનો સાડા પાંચ લાખ જેટલો ખર્ચ લાદ્યો. આ વચનભંગ અને ગેરઈન્સાફથી નવાબ ઉશ્કેરાયો અને તેણે ચોખ્ખું કહાવ્યું કે હવે વધારાની એક કોડીએ આપવાનો નથી. શોર જાતે લખનૌ ગયો અને ડરના માર્યા બિચારા નવાબને વધારાનો ખર્ચ કબુલ કરવો પડ્યો. કહે છે કે આના આઘાતથી તે એકદમ માંદો પડ્યો અને જોતજોતામાં ઉપડી ગયો. આ અસફુદૌલા પછી તેનો અનૌરસ પુત્ર વઝીરઅલી

ગાદીએ આવ્યો, અને **શોરે** તેને કબુલ કર્યો. પાછળથી માલમ પડ્યું કે માજી નવાબના ભાઈ **સાદતઅલી**નો હક્ક વધારે છે. તેથી **વઝીરઅલી**ને પદભ્રષ્ટ કરી **શોર** સાહેબે **સાદતઅલી** સાથે નવા આકરા કરાર કરી તેને **નવાબી** આપી. કંપનીને **અલ્હાબાદ** તથા સહાયક ફોજ માટે દરસાલ ૭૫ લાખ આપવા એમ નક્કી થયું. બીજી અનેક કલમો આ તહનામામાં હતી, પરંતુ અયોધ્યાનાં સુરાજ્ય માટે જરાયે ઉલ્લેખ દેખાતો નથી.

**બંગાળી અમલદારોનો બળવો.**—હિંદમાં કેટલુંક સૈન્ય કંપનીનું અને કેટલુંક બ્રિટિશ સરકારનું હતું. **કોર્નવોલિસે** એ બન્નેને એક કરી દેવા સૂચના કરી હતી, પરંતુ (૧૮૫૮ સુધી) તેનો અમલ થયો નહિ. લશ્કરી અમલદારોની આવક ઉપર કાપ મુકેલા હોવાથી તેઓ અસંતુષ્ટ બન્યા અને ૧૭૯૫ માં બળવો કરવાની અણીપર હતા. ડબલ ભથ્થું અને નોકરીની લંબાઈને આધારે પગારનો વધારો એ તેમની મુખ્ય માંગણી હતી. **કલાઈવે** આવોજ અસંતોષ એક પખવાડીઆમાં દાબી દીધો હતો; ત્યારે **શોરે** પોતાની નિર્બળતાને લીધે આ બળવાખોરોને માંગ્યા કરતાંયે વધારે આપ્યું.

૧૭૯૮માં મુદત પુરી થતાં તે સ્વદેશ ગયો અને તેનું સ્થાન **માર્કિવસ** વેલેસ્લીને અપાયું.

---

# ખંડ ૬ ઠો. બ્રિટિશ કંપની યુગ

## પ્રકરણ ૪૦ મું. માર્ક્વિસ વેલેસ્લી

**પૂર્વચરિત્ર.**—માર્કિવસ વેલેસ્લી હિંદ આવ્યો ત્યારે તે ૩૮ વર્ષનો હતો. ચાર વર્ષસુધી તેણે અંકુશ-મંડળમાં કામ કરેલું અને હિંદી બાબતોનો ઉંડો અભ્યાસ કરેલો હોવાથી તેને હિંદ વિષે સારૂં જ્ઞાન હતું. હિંદ આવતાં પહેલાં હિંદી પ્રશ્નોનો ઉત્તમ રીતે અભ્યાસ કરવાની બાબતમાં (લોર્ડ કર્ઝન શિવાયના) બધા ગવર્નર-જનરલોમાં તે શ્રેષ્ઠ હતો. કોર્નવોલિસ સાથે તેને સારી ઓળખાણ હતી. વિલાયતથી નીકળતાં પહેલાં તેણે પિટ સાથે એક અઠવાડીઆ સુધી હિંદી પ્રશ્નો ચર્ચ્યા હતા.

**માર્કિસ વેલસ્લી.**

પિટની જેમ તે મહારાજ્યવાદી હતો. તેનો નાનો ભાઈ આર્થર વેલેસ્લી, જે પાછળથી ડ્યૂક આફ વેલિંગટનના નામથી પ્રખ્યાત બન્યો હતો તે આ સમયે મદ્રાસ ફોજમાં હતો.

**તત્કાલીન પરિસ્થિતિ.**—ફ્રાન્સમાં રાજ્યક્રાન્તિ (૧૬૮૯ પછી) થયાથી યુરોપમાં જ્યાં ત્યાં ઉલટાસુલટી થઈ ગઈ હતી. નેપોલિઅન ફ્રાન્સનો બાદશાહ થયો અને તેણે યુરોપના અનેક દેશોપર ચઢાઈઓ કરવા માંડી. ઈંગ્લંડને પણ ધા મારવાનો તેનો વિચાર હતો. તેનું ધારવું એવું હતું કે ઈંગ્લંડને ખરેખરો ફટકો હિંદનાં રણક્ષેત્રોમાં જ મારી શકાય એમ છે. છેલ્લાં પચાશ વર્ષમાં ઈંગ્લંડે કરેલો ફ્રાન્સનો પરાભવ તેનાં હૃદયમાં ખુબ સાલતો હતો. તેની ઉમેદ એવી હતી કે હિંદનાં મુખ્ય રાજ્યોને હાથપર લેવાં. આ સમયે હિંદમાં એકે એવું મોટું રાજ્ય ન હતું કે જેના દરબારમાં

ફ્રેન્ચ ન હોય. દરેક હિંદી રાજાએ પોતાનાં સૈન્ય કેળવવા ફ્રેન્ચ સરદારો રાખ્યા હતા. ઈંગ્લંડના કટ્ટા હરીફ ફ્રાન્સની લાગવગ જડમૂળથી કાઢવા વેલેસ્લીએ આરંભથીજ નિશ્ચય કર્યો હતો.

ટીપુ અને અંગ્રેજ વચ્ચેનું વેર ઘણું વધી ગયું હતું, અને તે ખુલ્લી રીતે ફ્રેન્ચની મદદ વડે અંગ્રેજો સાથે મુકાબલો કરવાના વિચારમાં હતો. વળી ખર્ડાની લડાઈ સમયે અંગ્રેજોએ કરારભંગ કરી નિઝામની લાગણી દુખવી હતી. તેણે આત્મરક્ષણ સારૂ ૧૪૦૦૦ની ફ્રેન્ચ પલટન તૈયાર કરાવી હતી. બીજો બાજીરાવ પેશ્વા બાયલો અને પ્રપંચી હતો અને મરાઠી સામ્રાજ્યમાં તેનું આગલા પેશ્વાઓ જેટલું માન ન હતું. રણશૂર સિંધીઆ પાસે યુરોપી તાલીમ પામેલું સુંદર સૈન્ય અને ફ્રેન્ચ સેનાપતિઓ હતા. દિલ્હી બાદશાહનો કારભાર સિંધીઆના હાથમાં હોઈ ત્યાં તેણે પેરોન નામના ફ્રેન્ચ સેનાપતિને ગોઠવ્યો હતો. વળી ટીપુને અફઘાન સુલ્તાન ઝમાનશાહ ( અહમદશાહ અબ્દાલીનો પૌત્ર ) સાથે મસલત ચાલતી હતી અને તે હિંદ પર ચઢાઈ લાવે છે એવી અફવા ઉડેલી. કલકત્તામાં કંપનીની તિજોરી ખાલી હતી. આવી આવી અનેક અડચણોથી ઘેરાયા છતાં જે પુરૂષે હિંદમાં પોતાના દેશનો પડતો પક્ષ સંભાળી, સર્વે શત્રુઓનો નાશ કરી, સ્વદેશની સાર્વભૌમતા સ્થાપી, તે પુરૂષના ધૈર્ય, ચાતુર્ય, હિમ્મત અને મુત્સદ્દીગીરીનાં જેટલાં વખાણ થાય તેટલાં ઓછાં. હિન્દી રાજ્યોના પરસ્પર સંબંધ ચોક્કસ નક્કી થએલા ન દેખાવાથી અંગ્રેજો તેમની સાથે જેવો પ્રસંગ તેવો વ્યવહાર રાખતા. સામ્રાજ્યવાદી વેલેસ્લીએ આ રિવાજ તોડી એવો નિશ્ચય કર્યો કે હિંદમાં ઈંગ્લંડને સર્વોપરી બનાવવું, ફ્રાન્સની જડ કાઢવી, અને સઘળા હિંદી રાજ્યોને આધીનતામાં આણવાં. આ નિશ્ચયનો પુરેપુરો અમલ કરવાથી ઈંગ્લંડમાં તેની વાહવાહ બોલાઈ.

**વેલેસ્લીની રાજનીતિ.**—અનુકૂળતા ખાતર તેણે દેશી રાજ્યોનાં ત્રણ પ્રકાર પાડ્યા. જે રાજા સ્નેહભાવથી પોતાના પક્ષમાં આણવા યોગ્ય હોય તેની સાથે સ્નેહસંબંધ બાંધી વેલેસ્લીએ તેમની સહાનુભૂતિ મેળવી. જેઓ વહેલા મોડા માથું ઉંચકે એવા હતા તેમનો એકદમ બંદોબસ્ત કરવા સારૂ તેણે જબરદસ્ત તૈયારી કરી. એ શિવાયના કેવળ નામમાત્રના રાજાઓને અંગ્રેજી રાજ્યમાં જોડી દેવા તેણે સંકલ્પ કર્યો. નિઝામ, ગાયકવાડ અને અયોધ્યાનો વઝીર પહેલા પ્રકારમાં; ટીપુ, સિંધીઆ, હોલ્કર આદિ બીજા

પ્રકારમાં; અને તાંજોર જેવાને ત્રીજા પ્રકારમાં તેણે મુકર્યાં. પરંતુ આટલું યાદ રાખવું કે તેણે આ બધા સામે એકદમ કાર્ય આરંભ્યું નહિ. એવો પ્રસંગ તેણે ઉભો થવા દીધો નહિ. એક પછી એક એમ અનેક રાજ્યોનો બંદોબસ્ત કર્યો.

સ્થિતિ બરાબર સમજી, તે વિષે તરત નિશ્ચય કરી, તેનો એકદમ અમલ કરવો એ ગુણ વેલેસ્લીમાં ખાસ હતો. વળી પોતાના હાથ હેઠળના પુરૂષોની લાયકાત પિછાની, તેમનાપર ભરોસો રાખી તે તેમને સંપૂર્ણ અધિકાર સોંપતો. તેના સદ્ભાગ્યે એલ્ફીન્સ્ટન, માલ્કમ, આર્થર વેલેસ્લી જેવા અનેક ધુરંધર પુરૂષો તેના હાથ હેઠળ હતા.

સહાયક પદ્ધતિની અસલ યોજના વેલેસ્લીએ ઘડી ન હતી. કલાઇવ અને હેસ્ટીંગ્સે અમુક અમુક પ્રસંગોએ એનો ઉપયોગ કર્યો હતો, છતાં તે વેલેસ્લી સાથે ખાસ સંબંધ ધરાવે છે તેનું કારણ એ છે કે તેણે એ યોજનાને પરિપૂર્ણ કરી ખૂબ ઉપયોગમાં લીધી. યુરોપી તાલીમથી હિંદી સૈનિકો ગોરાઓ જેટલાજ ઉપયોગી નીવડે છે એ વાત ઘણા વખતથી પ્રસિદ્ધ થઈ હતી. અરાઢમી સદીમાં મોગલાઈની પડતી દરમ્યાન ઉભાં થએલાં અનેક રાજ્યોને માંહોમાંહે ઝઘડા ચાલ્યા કરતા. આથી દરેકને સારી ફોજની જરૂરત હતી. કલાઇવના સમયથી ભાડુતી ફોજ તૈયાર કરવાનો ચાલ દાખલ થયો હતો. બાદ હેસ્ટીંગ્સે પોતાની ફોજ ખર્ચ લઈ હિંદી રાજાઓની મદદે મોકલવાનો રિવાજ ચાલુ કર્યો. વેલેસ્લીએ આ રિવાજને પદ્ધતિસરનો બનાવ્યો, અમુક શરતો નક્કી કરી, અને બધાં રાજ્યોમાં એ દાખલ કરવા તજવીજ ચલાવી.

## સહાયક પદ્ધતિનાં મુખ્ય લક્ષણો.

( ક ) દેશી રાજ્યે અંગ્રેજની સહાયક સેના પોતાની મદદ માટે રાખવી.

( ખ ) તેણે અંગ્રેજની સર્વોપરીતા સ્વીકારવી.

( ગ ) એકમેકમાં દેશી રાજ્યોએ યુદ્ધ કે સુલેહ કરવાં નહિ; તેમની તકરારોનો નિકાલ અંગ્રેજો કરી આપે.

( ઘ ) ફ્રેન્ચ જેવા, અંગ્રેજના યુરોપી શત્રુઓને હિંદી રાજાઓ નોકરીમાં ન રાખે, અને તેમની સાથે કોઈ પણ જાતનો સંબંધ ન રાખે.

( ચ ) સહાયક સેનાના ખર્ચ બદલ તેટલી ઉપજનો મુલક રાજા અંગ્રેજને આપે.

(૭) અંગ્રેજોને જ્યાં અને જ્યારે જરૂર પડે ત્યારે આ ફોજ તેઓ પોતાના ઉપયોગમાં લઈ શકે.

આને અંગ્રેજીમાં ' સબ્સિડિઅરી સિસ્ટમ ' કહે છે. એથી અંગ્રેજોને અનેક લાભ થયા. ફોજનો ખર્ચ બારોબાર નીકળવા લાગ્યો, તેનું સંખ્યા બળ ખૂબ વધ્યું, તેના પર અંગ્રેજ સેનાપતિઓ રહેતા અને તેમનો પગાર અંગ્રેજ તરફથી મળતો. આવી ફોજથી વેલેસ્લી અને તેના અનુગામીઓએ અંગ્રેજી રાજ્યની સીમા એકદમ વિસ્તારી દીધી. આ યોજનાની ખુબી એ હતી કે દેશી રાજ્યો ખર્ચ કરે અને પરાધીન બને, તથા અંગ્રેજ ફોજ વિના ખર્ચે વધે, તેમનો મુલક વધે, લાગવગ વધે, અને વળી વધારે અંગ્રેજો પોષાય. એકને આટલી લાભકારક અને બીજાને આટલી ભયકારક એવી યોજના જગતના ઈતિહાસમાં બીજે કોઈ સ્થળે મળવી મુશ્કેલ છે.

**તેનો અમલ: હૈદરાબાદ.**—વેલેસ્લીએ પોતાની યોજના પ્રથમ નિઝામપર અજમાવી. અત્યાર પહેલાં નિઝામે દશ હજાર સહાયક ફોજ માટે એક મોટો મુલક આપ્યો હતો. પરંતુ ખર્ડાની લડાઈ વખતે શોરની તટસ્થતાથી તેની અંગ્રેજ પરની શ્રદ્ધા ઉઠી ગઈ હતી. ત્યારબાદ રેમન્ડ નામના કાબેલ ફ્રેન્ચ સેનાપતિ પાસે તેણે એક ફોજ તૈયાર કરાવી. વેલેસ્લીએ નિઝામના વજીરને પોતાના પક્ષમાં લઈ, નિઝામને ડરાવવા સારૂ એક સૈન્ય મોકલી તેની ફ્રેન્ચ ફોજને રજા અપાવી. આ કાર્ય તેણે એવી ખુબીથી પાર ઉતાર્યું કે એક પણ જાનનાં બલિદાન વિના ચૌદ હજારની ફોજ જોતજોતામાં વિખરાઈ ગઈ. નિઝામ પાસે સહાયક પદ્ધતિની તમામ શરતો કબુલાવી લીધી (૧૭૯૮), અને સહાયક ફોજના નિભાવ પેટે તેને બેલારી અને કડાપ્પા જીલ્લા અંગ્રેજને આપવા પડ્યા (૧૮૦૦).

**ચોથો મૈસોર વિગ્રહ.**—હવે આવ્યો મૈસોરનો વારો. ટીપુ સુલ્તાન ગુમાવેલી પ્રતિષ્ઠા પાછી મેળવવા, ગુમાવેલા પ્રદેશ પાછા જીતી લેવા, અને મોટી મુસલમાની સલ્તનત સ્થાપવા ઇંતેજાર હતો. તેની ફ્રાન્સ તથા અફઘાનીસ્તાન સાથે ગુપ્ત મસલત ચાલતી હતી. આ જમાનો નેપોલિઅનનો હોઈ અંગ્રેજ ફ્રેન્ચને કટ્ટી શત્રુતા હતી. વેલેસ્લીનો વિચાર એવો હતો કે સહાયક યોજના વડે હિંદની એકેએક સત્તાનું સંગઠન કરી લેવું. નિઝામે એ યોજના સ્વીકારી; પેશ્વા પણ તેમ કરવા લગભગ તૈયાર હતો. પરંતુ ટીપુએ એ વાત સ્વીકારી નહિ. વેલેસ્લી કાંઈ કાચો ન હતો. તેણે ટીપુની યુક્તિઓ

સેવાય, સુદઢ થાય ત્યાર પહેલાં લાગ સાધી પોતેજ જબરી તૈયારી કરી યુદ્ધ જાહેર કર્યું. સેનાપતિ હૅરીસ મદ્રાસથી, અને સ્ટુઅર્ટ મલબારથી નીકળ્યો. આ બન્ને મૈસોર પર હુમલો કરે અને ત્યારપછી એકત્ર થાય એવી યોજના હતી. ટીપુએ તેમનો ભેટો થતો અટકાવવા તજવીજ કરી. પ્રથમ સ્ટુઅર્ટ-પર હુમલો કર્યો પણ તેમાં તે નિષ્ફળ ગયો. વળી સદાસીર આગળ તેની હાર થતાં તે મદ્રાસવાળી ફોજ પર ધસ્યો, પરંતુ અહીંયે માલવલીમાં તેની હાર થઈ. બાદ તે હઠી સીરંગાપટમ ગયો. તરતજ હૅરીસ અને સ્ટુઅર્ટનાં સંયુકત સૈન્યે એ રાજનગરને ઘેરો ઘાલ્યો. થોડા દિવસમાં અંગ્રેજોની ખોરાકી ઘટી અને એકદમ પુરજોશથી હુમલો કર્યા શિવાય બીજો ઇલાજ ન રહ્યો. આ દશામાં જનરલ બેયર્ડ નામના વીર અંગ્રેજે યુદ્ધની ગર્જના કરી ધસારો કર્યો, અને ફક્ત સાત મિનિટની ભયંકર કાપાકાપી બાદ તે બ્રિટિશ વાવટો લઈ કિલ્લાની ટોચે જઈ પેહોંચ્યો. એક કલાકમાં તમામ ખેલ ખતમ થઈ ગયો. વેલેસ્લી રાજમહેલમાં દાખલ થયો પરંતુ ટીપુ તેની નજરે પડ્યો નહિ. કિલ્લાના તુટેલા ભાગમાં શૌર્યથી લડતાં લડતાં તે જખમી થઈ મરણ પામ્યો* હતો. આ રીતે ફક્ત બે મહિનામાં મૈસોર વિગ્રહ વાયુવેગે પુરો થયો. 'મૈસોરનો વાઘ' હાર્યો, હણાયો અને તેનું રાજ્ય લેવાયું. અંગ્રેજ ફોજે રાજધાનીમાં લુંટ ચલાવી.

---

* મરણ સમયે ટીપુની ઉમ્મર પચાશેક વર્ષની હશે. ધુની પુરૂષ હોઈ તે પોતાની ધુન મુજબ રાજ્યમાં ફેરફાર કરતો. નવો શક, નવાં વજન અને માપ, વિચિત્ર સિક્કા વિગેરે તેણે ચાલુ કર્યાં હતાં. તેનાં મનમાં એવો ભ્રમ હતો કે હું સૌથી ડાહ્યો છું અને મને બધું જ્ઞાન છે. રાજકાજમાં તે સખત શ્રમ લેતો અને દિવાની તેમજ લશ્કરી તુમારો પર પોતાને હાથે ફારસી ભાષામાં શેરાઓ કરતો. ફારસી, કાનડી, અને ઉર્દુ તે ઉત્તમ રીતે બોલી જાણતો. તેનું પુસ્તકાલય સુંદર હતું. ધર્મચુસ્ત મુસલમાન છતાં ભયને સમયે હિંદુ ઢબની પ્રાર્થના કરાવતાં, અથવા હિંદુ મંદિરોને ભેટ મોકલતાં આચકો ખાતો નહિ. કેદીઓ પ્રત્યે તેનું વર્તન ધુની અને નિર્દય હતું. રૈયતપર તેનો ખાસ જુલમ થયો લાગતો નથી. તેના રાજ્યમાં ખેતી ઠીક ચાલતી. જાતે બહાદુર હતો છતાં સેનાપતિ તરીખે તેને ઝાઝું માન અપાય એમ નથી. તેના ધર્મચુસ્તપણાને લીધે તેની મુસલમાન પ્રજા તેના અપરાધો સામે દુર્લક્ષ કરી તેને ઇસ્લામના ગાઝી તરીખે ગણતી.

## હૈદર અને ટીપુનો મુકાબલો

| | |
|---|---|
| ૧. હૈદરે છેક હલકી હાલતમાંથી આપબળે ચઢી, રાજ્ય સ્થાપ્યું હતું. | ૧. ટીપુને આરંભથીજ પિતાનું મેળવેલું રાજ્ય મળ્યું હતું, પણ તેણે તે ગુમાવ્યું. |
| ૨. હૈદર નિરક્ષર હોઈ તેને વાંચતાં લખતાં આવડતું ન હતું. | ૨. ટીપુ ભણેલો ગણેલો વિદ્વાન હતો. |
| ૩. હૈદરમાં ધર્મસહિષ્ણુતા હતી. ધર્મવિષે તે બેપરવા હતો. | ૩. ટીપુ ધર્મચુસ્ત હોઈ તેની ઉમેદ ઇસ્લામ ધર્મ ફેલાવવાની હતી. |
| ૪. રાજ્યકર્તા તરીખે હૈદરમાં શાણપણ અને દીર્ઘદૃષ્ટિ હતાં. | ૪. ટીપુમાં રાજ્યકર્તાના ગુણો ન હતા. |

ટીપુના વંશજોનો ગાદીહક્ક રદ કરી, જે હિંદુવંશને હૈદરઅલીએ પદભ્રષ્ટ કર્યો હતો તેના એક બાળકને મૈસોરની ગાદી સોંપાઈ. અંગ્રેજોએ કાનડા અને કોઇમ્બિતોર જીલ્લા લીધા. નિઝામને ૩૦ લાખની ઉપજનો મુલક મળ્યો. ટીપુની બેગમને ૯ લાખનું સાલીઆણું આપી વેલોરમાં રાખવામાં આવી. ટીપુનો ચાલાક દિવાન પૂર્ણૈયા નવા રાજાનો દિવાન થયો. નવા રાજા સાથે એવી શરતો થઈ કે (૧) આ રાજ્ય બક્ષીસ રૂપે અપાય છે અને (૨) રાજાએ સહાયક ફોજ બદલ ૩૦ લાખ રૂપિઆ આપવા. સઘળો કારભાર પૂર્ણૈયાના હાથમાં આવ્યો. તેણે દિવાની તેમજ લશ્કરી પદવીએ દેશીઓને નીમી, અંગ્રેજ રેસિડન્ટની દેખરેખ હેઠળ સુંદર કામ કરી બતાવ્યું. ૧૮૧૧માં રાજા ઉમ્મરલાયક થતાં તેને રાજ્ય સોંપાયું, પરંતુ તે જુલ્મી નીવડ્યો. ૧૮૩૦માં તેની પ્રજાએ બળવો કર્યો. અંગ્રેજ સૈન્યે બળવો બેસાડી મૈસોર રાજ્ય પોતાના હસ્તક લીધું (૧૮૩૧). પચાશ વર્ષસુધી ગવર્નર-જનરલે અંગ્રેજ અમલદારો નીમી મૈસોરનો વહીવટ ચલાવ્યો. ત્યારબાદ માજી રાજાના દત્તક પુત્ર ચામ રાજેન્દ્ર વોડિયારને મૈસોરની ગાદી પાછી સોંપાઈ (૧૮૮૧). આ પુરૂષને સારી જાતની કેળવણી અપાઈ હતી. તેણે પોતાના હોશિયાર દિવાનોની સહાયથી ઉત્તમ રાજ્ય ચલાવ્યું. ૧૮૯૪ માં તેનું મરણ થતાં તેનો બાળપુત્ર ગાદીએ આવ્યો તેજ આજના મૈસોરના મહારાજા. આજે મૈસોર ઉત્તમ રાજ્યોમાં લેખાય છે.

મૈસોરના વિજયથી વેલેસ્લીને ઈંગ્લંડમાં પુષ્કળ માન મળ્યું. તેને માર્કિવસનો ઇલ્કાબ તથા ૫૦૦૦ પાઉન્ડન સાલીઆણું મળ્યું. ટીપુનો

સંપૂર્ણ પરાભવ થવાથી **નેપોલિઅનની પૌર્વાત્ય સામ્રાજ્યની** યોજનાનો અંત આવ્યો. ૧૭૯૮માં **નેલ્સને** પણ **નાઇલની** લડાઈમાં **નેપોલિઅનને** હરાવી તેની મહત્ત્વાકાંક્ષા પર સખત ફટકો માર્યો હતો.

**અયોધ્યાના વજીર સાદતઅલીને** પોતાની ફોજ કમી કરી સહાયક ફોજ વધારવી પડી. તેના ખર્ચ બદલ તેને આશરે દોઢ કરોડની આમદાનીનો મુલક ( રોહિલખંડ, અને ગંગા–જમનાનો દોઆબ ) આપવો પડ્યો. આ રીતે **અયોધ્યાની** હાલત પણ **મૈસોર** જેવી થઈ.

**વસાઈનું તહનામું ૧૮૦૨.**—સાતમા અને છેલ્લા **પેશ્વા બીજા બાજી-રાવે વસાઈનું તહનામું** કર્યું, એ **મહારાષ્ટ્રના** ઉત્તર ઈતિહાસમાં સૌથી મોટો બનાવ છે. ૧૭૭૩ માં મૂર્ખ **રાઘોબાના** પાપે **મરાઠાઓમાં** ભેદ પડી તેઓ **અંગ્રેજોના** સંબંધમાં શી રીતે આવ્યા હતા તે તમે આગળ વાંચી ગયા. ત્યારબાદ લગભગ પચીશ વર્ષે એજ **રાઘોબાના** પુત્રના પ્રપંચી સ્વભાવને લીધે થએલા કુસંપનું તેથી યે માઠું પરિણામ આવ્યું. પિતાએ પોતાનાં **સામ્રાજ્યની** નિર્બળતાનું દર્શન કરાવ્યું; પુત્રે **સામ્રાજ્યનું** સ્વાતંત્ર્ય સમર્પણ કર્યું.

**દોલતરાવ સિંધીઆ બાજીરાવની** મદદમાં છે એ જાણી **નાનાએ** પોતે **બાજીરાવને** ગાદીએ બેસાડ્યો. બહારથી બન્નેનું સમાધાન થયું લાગ્યું. પરંતુ **નાના** પ્રત્યે દ્વેષબુદ્ધિ અને અણવિશ્વાસ એ તો તેને માતપિતા તરફથી વારસામાં મળ્યાં હતાં. તરત તેણે **નાનાને** પકડી બંદીખાને નાંખ્યો. **નાના** જેવો રાજ્યભક્ત જાહેર જીવનમાંથી દૂર થવાથી **મરાઠી સામ્રાજ્યની** ઘડીઓ ગણાવા લાગી. અત્યારસુધી તેણે જેમતેમ મહા પરિશ્રમ વેઠી **સામ્રાજ્યની** એકતા જાળવી હતી. પરંતુ હવે **સામ્રાજ્યના** વિવિધ અંગોને પરસ્પર બાંધનારી ગાંઠ છેક શિથિલ થઈ ગઈ. પરિણામે એટલું બધું અંધેર ચાલ્યું કે **સિંધીઆની** સલાહ અનુસાર **બાજીરાવે નાનાને** છુટો કરી પાછી મુખ્ય પ્રધાનની પદવી આપી. પરંતુ તેની કેદ દરમ્યાન જે આંતરિક ઝઘડા જંગલના દવની જેમ ચોમેર ફેલાઈ ગયા તેમને કાબુમાં લાવવા અશક્ય હતા. ૧૮૦૦ માં **નાનાનું** મરણ થયું. **અહલ્યાબાઇના** મરણ પછી ઈંદોરમાં **જશવંતરાવ હોલ્કર** ગાદીએ આવ્યો હતો (૧૭૯૫). તેમે **દોલતરાવ સિંધીઆ** સાથે લડાઈ જાગી. **પેશ્વાએ સિંધીઆનો** પક્ષ લીધો તેથી **હોલ્કરે પેશ્વાને**

હરાવી પુના લુંટ્યું, ત્યારે ડરપોક બાજીરાવ વસાઈ નાઠો; ત્યાં અંગ્રેજોનો આશ્રય લઈ તેણે વસાઈના કરાર કર્યા (૧૮૦૨). વેલેસ્લી ઘણા વખતથી આવા લાગની રાહજ જોતો હતો. પરિણામે બાજીરાવનો ડર અને વેલેસ્લીનો પ્રસંગ એવી ઘટના બની.

**વસાઈના કરારો** આ મુજબ છે. અંગ્રેજો બાજીરાવ માટે દશ હજારની ફોજ રાખે અને તેના ખર્ચ પેટે બાજીરાવ ૨૬ લાખની ઉપજવાળો દેશ આપે. અંગ્રેજોના યુરોપી શત્રુઓને પેશ્વા આશ્રય ન આપે. દેશી રાજ્યો સાથે તકરારનો પ્રસંગ આવે તો પેશ્વાએ અંગ્રેજના હુકમ વિના યુદ્ધ કે સુલેહ કરવી નહિ. પેશ્વાએ સુરતપરનો દાવો ઉઠાવી લેવો, તથા ગાયકવાડ અને નિઝામ સાથે તકરારના પ્રસંગ ઉભા થાય તો બ્રિટિશને મધ્યસ્થ તરીખે કબુલ રાખવા. બ્રિટિશનું સર્વોપરીપણું સ્વીકારવું. આવાં બંધનો વડે બંધાઈ પેશ્વાએ પોતાને હાથે પોતાના પગ પર, પોતાના રાજ્યપર, પોતાના માંડલિકો પર કુહાડો માર્યો.

**વસાઈનું પરિણામ.**—આર્થર વેલેસ્લીએ બાજીરાવને પુનાની ગાદીએ પાછો સ્થાપ્યો. પરંતુ પેશ્વાનો આ લાભ રાષ્ટ્રને હાનિ સમાન હતો. બાહ્ય સ્વરૂપ જોતાં એ તહનામામાં કંપની, પેશ્વા, અને તેમના મિત્રોના પરસ્પર રક્ષણની યોજના છે. વાસ્તવિક રીતે વસાઈના તહનામાપર સહી આપી પેશ્વાએ રક્ષણના બદલામાં સ્વાતંત્ર્યનો ભોગ આપ્યો. આ તહનામું કરતી વેળા બીજા મરાઠા સરદારોને પુછાયું ન હોવાથી તેઓ તેની વિરૂદ્ધ થયા. પરિણામે અંગ્રેજ–મરાઠા વચ્ચે લાંબા વખત સુધી યુદ્ધ ચાલ્યાં. બીજો, ત્રીજો અને ચોથો મરાઠી વિગ્રહ એ સૌ વસાઈનાં તહનામાનાં ફળ હતાં. આ રીતે અંગ્રેજોના અંતિમ વિજય માટે, અને પેશ્વાની પદભ્રષ્ટતા માટે માર્ગ તૈયાર કરનાર વસાઈએ મરાઠી સામ્રાજ્યનું ભાગ્ય સીવી દીધું.

**બીજો મરાઠી વિગ્રહ.**—પેશ્વાએ વસાઈમાં સહી કર્યાથી વેલેસ્લી એમ ધારતો હતો કે બીજાં મરાઠી રાજ્યો હવે સહાયક યોજનામાં દાખલ થશે. પરંતુ આ તેની ધારણા વધારે પડતી હતી. બાજીરાવે કરેલા કરાર બીજા મરાઠી રાજાઓને નાપસંદ પડે એ સ્વાભાવિક હતું. વળી જ્યારે તેઓ સમજ્યા કે પેશ્વા પ્રત્યેનું વર્તન અંગ્રેજોની સામાન્ય નીતિનું એક અંગ હતું, અને તેમનું પોતાનું સ્વાતંત્ર્ય જોખમમાં હતું, તથા જે દુર્દશા બાજીરાવે પોતાનાં શિરપર પોતાને હાથે આણી હતી તેજ દુર્દશા એક દિવસે તેમની


ઇંદોર
વડોદરા
નર્મદા નદી
ભરૂચ
સાતપુડા પર્વત
તાપી નદી
સુરત
અરગાંવ
ખાન દેશ
દમણ
અસઇ
ગોદાવરી નદી
ઔરંગાબાદ
વસઈ
મુંબઈ
વડગાંવ
અહમદનગર
ખડકી
પુના
ભીમા નદી
સતારા
સોલાપુર
કૃષ્ણા નદી
વિજયદુર્ગ
ગોવા
ધારવાડ

મરાઠી વિગ્રહો

સૌની થવાની, ત્યારે તેઓ ક્રોધથી રાતાપીળા થઇ ગયા. વળી પેશ્વાએ સહી કરતાં તો કરી પણ હવે તેને પોતાને પસ્તાવો થવા લાગ્યો. તેણે પોતાના સર્વે માંડલિકોની મદદ માંગી. ભોંસલે અને સિંધીઆએ અંગ્રેજો સાથે મુકાબલો કરવા નિશ્ચય કર્યો. ગાયકવાડ અને હોલ્કર તટસ્થ રહ્યા એ નવાઈ જેવું લાગે છે.

યુદ્ધ થોડુંક દક્ષિણ અને થોડુંક ઉત્તરમાં ચાલ્યું. દક્ષિણ સૈન્યની સરદારી આર્થર વેલેસ્લીને સોંપાઈ હતી. તેણે અહમદનગર કબજે કર્યું અને દુશ્મન સામે પોતાનું બળ એકાગ્ર કરવા તેણે નિઝામ રાજ્યનો ખાનદેશ સાથે સાંધનારો એક સાંકડો પહાડી માર્ગ કબજે કર્યો. ત્યાર પછી મેદાનમાં પડી તેણે સિંધીઆને અસાઈની લડાઈમાં હરાવ્યો; ભોંસલેને આર્ગામ આગળ હરાવી ગવિલગઢ સર કર્યો. ત્યાર પછી ભોંસલેએ દેવગામમાં સુલેહ કરી, તથા કટક પ્રાન્ત આપ્યો. દેવગામનું તહનામું વસાઈની બીજી આવૃત્તિ સમાન હતું. તેથી ભોંસલેનું સ્વાતંત્ર્ય ગયું ( ૧૮૦૩ ).

આ અરસામાં ઉત્તરમાં લેકે અલીગઢ સર કયુ, પેરોનવાળી સિંધીઆની ફોજને હરાવી, દિલ્હી અને આગ્રા જીત્યાં, મોગલ બાદશાહને પોતાના અધિકાર હેઠળ લીધો, અને સિંધીઆના અજેય ગણાતા સૈન્યને લાસ્વારી આગળ સખત હાર આપી. બાદ સિંધીઆને અંજનગામ આગળ સુલેહ કરી ભરૂચ તથા ગંગા-જમના વચ્ચેનો દોઆબ આપવો પડ્યો, તથા સહાયક યોજના સ્વીકારવી પડી. અંજનગામની સુલેહ વસાઈની ત્રીજી આવૃત્તિ હતી ( ૧૮૦૩ ).

**ત્રીજો મરાઠી વિગ્રહ.**—બીજે વર્ષે હોલ્કર સાથે યુદ્ધ થયું તેને કેટલાક લેખકો બીજા વિગ્રહમાં જ ગણી લે છે. પણ એને અલાહેદું ગણવું વધારે ઠીક છે કેમકે ભોંસલે અને સિંધીઆ લડતા હતા ત્યારે હોલ્કર તટસ્થ રહ્યો હતો.

બીજા મરાઠી વિગ્રહ દરમ્યાન હોલ્કરે રજપુતાનામાં ચોથ ઉઘરાવી હતી. આ રજપુત રાજ્યો અંગ્રેજ રક્ષણ હેઠળ આવેલાં હોઈ વેલેસ્લીએ હોલ્કર સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. પરંતુ ઉત્તરમાં હોલ્કરે આકરી માંગણી કરવાથી લડાઈ ચાલુ થઈ.

આર્થર વેલેસ્લીની સુંદર લશ્કરી વ્યવસ્થા છતાં આરંભમાં હોલ્કરનો જય થયો. તેની ગોઠવણ એવી હતી કે વેલેસ્લી જાતે દક્ષિણમાંથી આગળ

ધપે, કર્નલ મરે ગુજરાતમાંથી આવે, અને લેક (ઉત્તર) હિંદુસ્તાનમાં મારો ચલાવે. પરંતુ છેલ્લા બે સેનાપતિઓ છેક નિષ્ફળ નીવડ્યા. મુકુન્દ્રા આગળ જશવંતરાવ હોલ્કરે લેકની ત્રણ પલટનોનો ખુડદો કરી નાંખ્યો. પછી હોલ્કરને ભરતપુરના જાટ રાજાની મદદ મળી. આ નવા મિત્ર સહિત હોલ્કરે દિલ્હીપર હલ્લો કર્યો, પણ તે ફાવ્યો નહિ. અહીંથી તેનું ભાગ્યચક્ર પલટાયું. તરતમાંજ લેકે તેને દીગ અને ફરૂકાબાદ આગળ હરાવ્યો. આ ફત્તેહથી ફુલાઈ લેક ભરતપુર પર ભીડ્યો. આ અભેદ્ય કિલ્લો સર કરવા તેણે ઉપરાઉપરી ચાર વાર મહેનત કરી, ૩૦૦૦ ઉપર આદમી ગુમાવ્યા, પણ એ સર્વ ફોકટ ગયું. અંગ્રેજોના સદ્ભાગ્યે ત્યાંનો રાજા યુદ્ધથી કંટાળેલો હોઈ તેણે સુલેહ કરી.

હવે હોલ્કર એકલો પડી ગયો અને બેશક તેના હાલ પણ બીજા મરાઠી રાજાઓ જેવા થાત, પરંતુ એટલામાં વેલેસ્લીને એકાએક સ્વદેશ જવાનો હુકમ આવ્યો, એટલે તે હાલ તરત બચી ગયો.

ગાયકવાડે અનિવાર્ય વસ્તુને નમન કરી જરાયે ગડબડ કર્યા વિના પોતાનું સ્વાતંત્ર્ય અર્પણ કર્યું અને અંગ્રેજોને ગુજરાતનો વિશાળ ભાગ આપ્યો.

**જપ્ત થએલાં રાજ્યો** સહાયક રાજ્યો બનાવ્યાથી વેલેસ્લી તૃપ્ત થયો નહિ. બીજે માર્ગે પણ તેણે કંપનીનું રાજ્ય વધાર્યું. તેની ગવર્નરી દરમ્યાન તાંજોર અને કર્ણાટકની નામની સત્તા પણ છીનવી લેવાઈ. તાંજોર રાજ્ય મહાન્ શિવાજીના ભાઈ વેંકોજીએ સ્થાપ્યું હતું. વસ્તુતઃ એ સ્વતંત્ર હતું; તથાપિ કર્ણાટકનો નવાબ મહમદઅલી મોગલાઈના અધિકારી તરીખે તેના પર પોતાનો હક્ક દર્શાવતો હતો. તાંજોરનો રાજા તેને કર ભરી સંતુષ્ટ રાખતો હતો. તાંજોરપર ચઢાઈ કરવા સારૂ મદ્રાસ સરકારે નવાબને અનેક વાર સહાય કરી હતી. ૧૭૭૧માં મદ્રાસવાળાએ એ રાજ્ય લઈ લીધું પરંતુ વિલાયતના હુકમ આવતાં ૧૭૭૬માં પાછું આપી દીધું. અને રાજા સાથે એવી શરત કરી કે તેણે સહાયક ફોજ રાખવી. આ રાજા ગુજરી જતાં અંગ્રેજોએ તેના દત્તક પુત્રનો હક્ક રદ કરી તેના ભાઈને ગાદી સોંપી. બાર વર્ષ પછી કાકાને ગાદીપરથી ઉઠાડી ભત્રીજાનો દત્તક હક્ક વ્યાજબી ઠેરવી વેલેસ્લીએ તેને પેન્શન આપ્યું અને તાંજોરનું રાજ્ય ખાલસા કર્યું (૧૭૯૯).

**કર્ણાટકનો નવાબ મહમદઅલી અંગ્રેજોનો** અસલ દોસ્ત હતો. ૧૭૯૫ માં તેનું મરણ થતાં તેનો પુત્ર **નવાબ** બન્યો. આ સમય સુધીમાં કર્ણાટકનું કરજ ઘણું વધી ગયું હતું. વળી દ્વિમુખી પદ્ધતિને લીધે કર્ણાટકી પ્રજાનાં દુઃખ અપાર હતાં. ઉપરાંત **નવાબને ટીપુ** સાથે ગુપ્ત મસલત ચાલતી હતી એવી બાતમી મળી. આ સઘળા સંજોગો ધ્યાનમાં લઈ ૧૮૦૧માં **નવાબનું** મરણ થતાં તેના વારસને વેલેસ્લીએ પેન્શન આપ્યું અને કર્ણાટકનું રાજ્ય જપ્ત કર્યું. એજ રીતે અને એવાંજ કારણોને લીધે સુરતનું નાનું રાજ્ય પણ જપ્ત થયું ( ૧૭૯૯ ).

**સહાયક પદ્ધતિની ફત્તેહ.**—હિંદમાં બ્રિટિશ સર્વોપરીપણું સ્થાપવામાં સહાયક નીતિ ઘણી ફત્તેહમંદ* નીવડી. અહીં એ યોજનાથી **અંગ્રેજોને** વિશાળ મુલકો મળવા ઉપરાંત જપ્ત થએલાં તેમજ રક્ષણ હેઠળ આવેલાં

| ***૧૭૯૮માં વેલેસ્લી આવ્યો ત્યારે અંગ્રેજનો મુલક—** | **૧૮૦૫ માં વેલેસ્લી ગયે ત્યારે અંગ્રેજનો મુલક—** |
|---|---|
| પશ્ચિમ કિનારે મુંબાઈ અને સાલ્સેટ; | પશ્ચિમ કિનારે ભરૂચ, સુરત, મુંબાઈ અને સાલ્સેટ. |
| દક્ષિણમાં મદ્રાસ, ચિંગલપટ, મલબાર, સાલેમ અને મદુરા. | દક્ષિણમાં મદ્રાસ, ચિંગલપટ, સાલેમ, મદુરા, બેલારી, કડાપ્પા, મલબાર, કાનડા, કોઇમ્બિતુર, તાંજોર અને કર્ણાટક. |
| ઉત્તર-પૂર્વમાં ઉત્તર સરકાર, બંગાળા, બિહાર, ઓરિસ્સા અને બનારસ. | ઉત્તર-પૂર્વમાં ઉત્તર સરકાર, કટક, ઓરિસ્સા, બિહાર, બંગાળા, આગ્રા, દિલ્હી, રોહિલખંડ અને દોઆબ. |
| ઉપરાંત તાંજોર, હૈદરાબાદ અયોધ્યા, અને કર્ણાટકનાં મિત્ર રાજ્યો હતાં. મૈસોરનાં તથા મરાઠાઓનાં રાજ્યો સ્વતંત્ર હતાં. | ઉપરાંત રજપુતાના, મરાઠી રાજ્યો, હૈદરાબાદ, મૈસોર અને અયોધ્યા એ સા સહાયક યોજનામાં સામેલ થયાં હતાં. |

વિવિધ રાજ્યોની પ્રજાનું અનેક રીતે કલ્યાણ થયું. એથી જે ફેરફાર થયા તે સારા માટેજ થયા. આ સાધ્ય સાધવામાં જે સાધનો વપરાયાં અને જે વિષે અંગ્રેજો તેમજ હિંદીઓ સખત ટીકા કરે છે તે દોષરહિત ન હતાં. વેલેસ્લી પોતે એમ સમજતો હતો કે મારી યોજનામાં ઈંગ્લંડનું તેમજ હિંદનું શ્રેય સમાએલું છે. પોતાના અભિપ્રાય પર તેને એવી સજ્જડ શ્રદ્ધા હતી કે તેણે સાધનોનાં સારા–નરસાપણાં વિષે અથવા દશ હજાર માઈલ દૂર વસતા માલીકોના હુકમો વિષે ઝાઝી પરવા કરી નહિ. ફકત પાંચ વર્ષની ટુંક મુદતમાં તેણે હિંદની રાજકીય હાલતમાં જબરૂં પરિવર્તન આણ્યું અને પોતાના માલીકોને સત્તાના શિખરે સ્થાપ્યા.

**ઈરાન ગએલા વકીલો.**—અફઘાનીસ્તાનના ઝમાનશાહ સાથે ટીપુને પત્રવ્યવહાર ચાલેલો અને તે હિંદપર ચઢાઈ લાવે છે એવી અફવા ઉડી હતી. વેલેસ્લીએ આ અફવાનો પુરેપુરો લાભ લીધો. બીજી એક અફવા એવી હતી કે નેપોલિઅને ઈજીપ્તમાં છાવણી નાંખેલી હોઈ તે ઈરાન સાથે દોસ્તી બાંધી હિંદપર સ્વારી લાવવા ઇચ્છે છે. ઝમાનશાહ અને ફ્રેન્ચ બન્નેને શેહ પહોંચાડવા સારૂ વેલેસ્લીએ સર જોન માલ્કમ નામના અતિ ચતુર મુત્સદ્દીને ઈરાન મોકલ્યો. ત્યાં એવા કરાર થયા કે શાહે તમામ ફ્રેન્ચોને ઈરાનમાંથી કાઢી મુકવા અને ભારતપર ચઢાઈ કરે તો તેમને અટકાવવા; ઈરાનના વેપારનો પરવાનો ઈંગ્લંડને આપવો. બદલામાં ઝમાનશાહ સામે તેને સહાય કરવા અંગ્રેજો બંધાયા.

**વેલેસ્લીને બોલાવી લીધો.**—વેલેસ્લીની 'આગળ ધસો' વાળી નીતિ ઈંગ્લંડમાંના અધિકારીઓને ભયકર્તા લાગી હતી. વળી તેણે બીજા અમલદારોના હક્ક ડુબાવી પોતાના ભાઈ હેન્રી વેલેસ્લીને એકદમ ઉંચી પદવીએ ચઢાવ્યો તે વાત વિલાયતમાં ખુબ ચર્ચાઈ હતી અને વેલેસ્લીપર અનેક આક્ષેપો થયા હતા. પરિણામે તેણે ૧૮૦૨માં રાજીનામું આપ્યું પરંતુ તે મંજુર ન થયું અને એક વર્ષ નીભાવવા તેને વિનંતિ કરવામાં આવી. બાદ જ્યારે મરાઠી વિગ્રહો શરૂ થયા ત્યારે ઈંગ્લંડમાં વેલેસ્લી સામે હોહા થઈ રહી. તે સમયે ઈંગ્લંડને નેપોલિઅનનો બહુ ડર હતો અને અંગ્રેજ સરકારને એમ લાગ્યું કે વેલેસ્લી ઈંગ્લંડના શત્રુઓમાં નાહક વૃદ્ધિ કરે છે. આ પરથી તેને બોલાવી લઈ પિટે લોર્ડ કોર્નવોલિસને બીજીવાર હિંદ મોકલ્યો.

**વેલેસ્લીનું કાર્ય.**—હિંદી ગવર્નર–જનરલોમાં વેલેસ્લી બેશક અગ્રપંક્તિમાં, વોરન હેસ્ટીંગ્સ, માર્કિવસ હેસ્ટીંગ્સ, અને લોર્ડ ડેલહાઉસીની હારે, મુકાવા લાયક છે. તે મહા સમર્થ રાજનીતિજ્ઞ હતો. તેની નીતિના મુખ્ય ઉદ્દેશ બે હતા. હિંદુસ્તાનના એકેએક ભાગ પર બ્રિટનની સર્વોપરીતા સ્થાપવી, અને નેપોલિઅનની જગદ્વ્યાપી તૃષ્ણાનો હિંદી બળ વડે વિરોધ કરવો. ટીપુની પાયમાલી, વસાઈના કરાર, મરાઠી વિગ્રહો, ઉપરાઉપરી રાજ્યોની જપ્તી એ સૌ મોટાં કામોમાં આજ બે ઉદ્દેશ સમાએલા હતા. તેને જો વધારે મુદત મળી હોત તો વિશાળ ભૂમિ-તૃષ્ણાની મહાન યુક્તિ તેણે જરૂર પાર પાડી હોત, અને જે કાર્ય ભવિષ્યમાં કાળક્રમે થવાનું હતું તે તેણે એકદમ પૂર્ણ કર્યું હોત. તે પક્કો સામ્રાજ્યવાદી હતો.

ઇંગ્લંડમાં તેના પર ગંભીર તોહોમત મુકવાની તજવીજ ચાલી હતી, પરંતુ તે સફળ થઈ નહિ. ત્રીશ વર્ષ પછી તેની કર્તૃત્વ શક્તિની કદર કરી કંપનીએ તેને બે લાખ રૂપિયાનું ઈનામ આપ્યું અને ઇંડિયા હાઉસમાં તેનું બાવલું મુકયું. ૧૮૪૨માં ૮૨ વર્ષની વયે ઇંગ્લંડના આ મહાન નરનું મરણ થયું.

યુદ્ધોની ધામધુમમાં આપણે વેલેસ્લીએ દાખલ કરેલા સુધારા ભુલવા જોઈએ નહિ. હિંદમાં નોકરી કરવા આવનારા યુરોપીઅનોના છોકરાઓ માટે તેણે કલકત્તામાં કોલેજ સ્થાપી, પરંતુ તે બહુ ખર્ચાળ લાગવાથી ચાલકોએ હેલિબરીમાં કોલેજ ખોલી એવો ઠરાવ કર્યો કે હિંદમાં નોકરી કરવા જનારે ત્યાં શીખવું. કોર્નવોલિસે સ્થાપેલી સદર દિવાની અદાલતમાં બંધ બારણે કામ ચાલતું એ સ્થિતિ તેણે બંધ કરી. કંપનીના નોકરો હિંદી રાજાઓને અનહદ વ્યાજે નાણાં ધીરતા એ રિવાજ તેણે બંધ કર્યો. યુદ્ધોના લખલુટ ખર્ચ છતાં તેણે કંપનીની શાખ વધારી હતી. ગંગા નદીમાં બાળકોનો ભોગ આપવાનો ચાલ તેણે અટકાવ્યો તથા સતીના રિવાજ વિષે તપાસ ચલાવી હતી.

## પ્રકરણ ૪૧ મું. આઠ વર્ષની હકીકત.

**લોર્ડ કોર્નવોલિસની નીમણુંક.**—વેલેસ્લીની હિમ્મત ભરી નીતિથી કંપનીના ભાગીદારોમાં ભારે અસંતોષ ફેલાયો હતો. પુરેપુરો સામ્રાજ્યવાદી હોઈ તેનાં મગજમાં ઇંગ્લંડના ભાવી મહત્ત્વની કલ્પનાઓ હતી;

ત્યારે કંપનીના ભાગીદારોને તેમનાં વાર્ષિક વ્યાજની જ પરવા હતી. તેઓ તો વેલેસ્લીનો લખલુટ ખર્ચ જોઈ આભા બની ગયા હતા. તેને બોલાવી લેવા તેઓએ એવા આગ્રહપૂર્વક પોકાર કર્યા કે આખરે તેઓ ફાવ્યા. કોર્ન-વોલિસ પાછો ગવર્નર–જનરલ નીમાયો અને હિંદી નીતિમાં પાછો ફેરફાર થયો. તે તટસ્થતા જાળવવાના સખત હુકમ લઈ આવ્યો હતો. અત્યાર પહેલાં **સર જૉન શોરે** તટસ્થતા અખત્યાર કરી તેથી અંગ્રેજોનું કેટલું અહિત થયું હતું તે વિષે ચર્ચા થઈ ગઈ છે. હવે પાછા સંજોગો એવા ઉભા થયા કે અંગ્રેજોને એજ નીતિ અનુસરવી પડી.

**કોર્નવોલિસનું મરણ.**—વેલેસ્લીનાં નિરંતર યુદ્ધોને લીધે કંપનીની નાણાં સ્થિતિ છેક તંગ બની હતી. ૧૭૯૩ માં એવો ઠરાવ થયો હતો કે હિંદી સરકારે દરસાલ ઓછામાં ઓછા દશ લાખ પાઉન્ડ ઈંગ્લંડ મોકલવા. વેલે-સ્લીના આઠ વર્ષના અમલ દરમ્યાન તે આ રકમ મોકલી શકયો ન હતો. ઘણા ઈંગ્લંડવાળાઓનું માનવું એવું હતું કે કંપનીના અમલદારોને હિંદમાં રાજ્ય સ્થાપવું હોય તો ભલે સ્થાપે, પરંતુ તે માટે ઈંગ્લંડને એક પાઈનો પણ ખર્ચ થવો જોઈએ નહિ. આવી પરિસ્થિતિ હોવાથી કોર્નવોલિસે આવ-તાંની સાથે હોલ્કર સાથે ચાલતું યુદ્ધ એકદમ અટકાવવા હુકમ મોકલ્યા. સેનાધિપતિ લેકે બહુ યે કહાવ્યું કે થોડો વખત થોભો, દુશ્મન હારવાની અણીપર છે. છતાં કોર્નવોલિસ મક્કમ રહ્યો. તહનામું કરવા તે જતો હતો એવામાં માર્ગમાં ગાઝીપુર મુકામે તેનું મરણ થયું (૧૮૦૫).

**સર જ્યોર્જ બાર્લો**, કાઉન્સિલનો વડો સભ્ય હોઈ કામચલાઉ ગવ-ર્નર-જનરલ બન્યો. તે પણ કોર્નવોલિસને પગલે પગલે ચાલ્યો. લેકના વાંધા છતાં તેણે હોલ્કર સાથે સંધી કરી. વળી મરાઠી વિગ્રહો દરમ્યાન રજપુતોએ કરેલી સેવા તે ભુલી ગયો, અને કરારનાં બંધનો છતાં તેણે હોલ્કર સાથે એવી શરત કરી કે અમારે રજપુતાનામાં મરાઠાઓ સામે ખડા થવું નહિ. આ રીતે તેણે રજપુતાનાને મરાઠાઓને હાથે છુંદાવા દીધું. બાર્લોને યુદ્ધનીતિ પાલવે એવી ન હતી. તથાપિ તેણે દેશી રાજ્યો સાથે જે વર્તન ચલાવ્યું તે નીચ, હલકું, અપ્રમાણિક, અને અકીર્તિકર હતું, એ વિષે **સર જૉન માલ્કમ** કહે છે કે “ તેની નીતિ મુજબ, પાડોશીઓના ટંટા અને વિગ્રહ પોતાની નિર્ભયતાના મુખ્ય ઈલાજ રૂપ હતા. આવા વિગ્રહો સીધી રીતે જગાવવા, નહિ તો બીજાં માંડલિક રાજ્યો સાથે એવા રાજદ્વારી

સંબંધ ગોઠવવા કે જેથી ઉપર કહેલાં જેવાં યુદ્ધો ચાલુ રહે—આવું એ નીતિનું કાર્ય છે.”

**વેલોરનો બળવો.**—મદ્રાસના લશ્કરી સિપાઈઓને તેમની અસલ પાઘડી બદલી યુરોપીઅન ‘ હેટ ’ જેવી દેખાતી ટોપીઓ પહેરવાનો હુકમ અપાયો. વળી બીજો હુકમ એ હતો કે તેમણે ટીલાં ચાંલ્લા કરવાં નહિ, દાઢી અમુક રીતે ઉતરાવવી, મુછ અમુક કદની જ રાખવી, અને કાનમાં કડીઓ પહેરવી નહિ. સેનાધિપતિએ આ હુકમ માટે મદ્રાસના ગવર્નર લોર્ડ વિલિયમ બેન્ટીંકની મંજુરી મેળવી હતી. તેનો વિચાર સિપાઈઓનો દેખાવ સુધારવાનો હતો, પરંતુ એ સમયે મદ્રાસ ઈલાકામાં ખ્રિસ્તી પાદરીઓના ધર્મપ્રચારના પ્રયાસોને પરિણામે નીપજેલાં વાતાવરણને લીધે સૈનિકોને એમ લાગ્યું કે સરકાર અમને વટલાવી ખ્રિસ્તી બનાવવા ઈચ્છે છે.

આ પરથી તેઓએ એક દિવસે સવારના પહોરમાં બળવો જગાવ્યો અને ગોરાઓ ઉપર ગોળીબાર ચલાવી સો એક જણાને ઠાર માર્યા. આ વાત આર્કટ પહોંચતાં ત્યાંથી કર્નલ ગિલેસ્પી ફોજ સહિત આવ્યો અને તેણે બળવો શાંત પાડ્યો. સુમારે ચારસો બળવાખોર સિપાઈઓ માર્યા ગયા.

વેલોરમાં તરતજ શાંતિ થઈ. મુખ્ય આગેવાનોને સજા થઈ, બીજાઓને બરતરફ કરવામાં આવ્યા, અને ટીપુ સુલ્તાનના વંશજોનો આ બળવામાં હાથ છે એવો શક જવાથી તેમને કેદ કરી કલકત્તા મોકલ્યા. પાછળથી બંગાળા સરકારે તપાસ કરી તેમને નિર્દોષ ઠેરવ્યા હતા, ઈંગ્લંડમાં આ બળવાના સમાચાર પહોંચતાં ત્યાં હાહાકાર થઈ રહ્યો અને સૌ કોઈ પાદરીઓનો દોષ કાઢવા લાગ્યા. ચાલક મંડળે મદ્રાસના ગવર્નર અને સેનાધિપતિને બરતરફ કર્યા, તથા બાર્લોને મદ્રાસનો ગવર્નર નીમી, ગવર્નર-જનરલ તરીખે લોર્ડ મિન્ટોને મોકલ્યો (૧૮૦૭).

**લોર્ડ મિન્ટો** પણ તટસ્થ રહેવાની સૂચના સાથે આવ્યો હતો. પરંતુ હિંદમાં પગ મુકતાંજ તેને માલમ પડ્યું કે અંગ્રેજ પ્રતિષ્ઠા ધીમે ધીમે કમી થતી જાય છે. હિંદમાં અંગ્રેજોનો લશ્કરી પ્રભાવ હલકો પડ્યો હતો, તેમની તિજોરી ખાલી હતી, અને તેમની શાખ ઘણી ઘટી ગઈ હતી. આ સ્થિતિ નિહાળી તેણે તટસ્થતા વિષે બહુ કાળજી રાખી નહિ. યુરોપમાં પણ સમય કટોકટીનો હતો. હજુ નેપોલિઅનનો ડર મટ્યો ન હતો. મિન્ટોનાં આગમનના અરસામાં એવો ભય હતો કે ફ્રાન્સ અને રશિયાનો સંયુક્ત હુમલો

કદાચ હિંદપર આવે. આવી તોફાની હવામાં તે હિંદી રાજનૌકા સલામતીથી હંકારી શક્યો એ તેની શક્તિ અને બુદ્ધિનો સચોટ પુરાવો છે.

**બુંદેલખંડ.**—**મિન્ટો**એ લગામ હાથ લીધા પછી **બુંદેલખંડ** અને **મધ્ય** હિંદમાં ખરાબમાં ખરાબ અરાજકતા ભયંકર હદ સુધી ચાલતી હતી. લુંટારાઓની વ્યવસ્થિત ટોળીઓ રાંક પ્રજાને ફાવે તેમ રંજાડતી હતી. **હોલ્કર** અને **સિંધીઆ** બળવાન હતા ત્યાં સુધી તેઓએ આ પ્રદેશોમાં વ્યવસ્થા જાળવી હતી. પરંતુ અત્યારે તેમનાં બળ છેદાએલાં હોઈ તેઓ લુંટારાઓનાં ટોળેટોળાંનો અટકાવ કરવા અસમર્થ હતા. આ સ્થિતિમાં ઉદેપુર, **જોધપુર** અને **જેપુરના** રાજ્યોએ આગલા કરાર મુજબ **અંગ્રેજો**ની મદદ માંગી. **મિન્ટો**એ ના પાડી. પરંતુ **બુંદેલખંડ**ની બાબતમાં તેને વચમાં પડવું પડ્યું કેમકે એ બ્રિટિશ સરહદને લાગેલું હોઈ ત્યાંની અશાંતિ પોતાને ભયરૂપ હતી. પાંચ વર્ષસુધી તેણે આ લુંટારાઓ–પિંઢારાઓની–પૂંઠ લીધી, **અજયગઢ** અને **કાલંજર**ના કિલ્લા સર કર્યા, તથા **બુંદેલખંડ**માં તેમનો ત્રાસ ઓછો કર્યો. તથાપિ તેઓ આખા **મધ્ય** હિંદમાં મરજી મુજબ ઘુમતા અને ફાવે તેટલો ત્રાસ વર્તાવતા.

**ત્રાવણકોર**માં સહાયક ફોજના ઘણા વખતથી ચઢેલા પગાર મેળવવા, અને ત્યાં ચાલતું અંધેર દૂર કરવા રેસિડન્ટે ચાંપતા ઉપાયો લીધા. આથી કોપાયમાન બનેલા ત્યાંના દિવાને **અંગ્રેજો**ને રાજ્યમાંથી કાઢવાનો બેવકુફ પ્રયાસ કર્યો. ત્યાંની પ્રજાએ બળવો કર્યો અને ૩૨ ગોરા સૈનિકો માર્યા ગયા. પરંતુ બળવો થોડા સમયમાં શાંત પાડવામાં આવ્યો. દિવાને આપઘાત કર્યો અને તેના ભાઈને સખત સજા થઈ.

**મિન્ટોની પરરાજ્યનીતિ** ખાસ લક્ષમાં રાખવા જેવી છે. **વેલેસ્લી**એ દોરેલી માર્ગરેખા મુજબ તે આગળ વધ્યો. **વેલેસ્લી**ના સમયમાં **ઝમાનશાહ**ને હિંદપર સ્વારી લાવવાની સુંદર તક હતી, પરંતુ **માલ્કમ** મારફતે ઈરાન સાથે કોલકરાર થયા તેથી **ઝમાનશાહ**ની શક્તિ અદ્‌ભુત રીતે પાંગળી બની હતી. **નેપોલિઅન**ની સ્વારી અટકાવવા માટે પણ બંદોબસ્ત થયો હતો. પછી **નાઈલ**ની લડાઈથી **બોનાપાર્ટ**ની યોજનાઓને જબરો ધોકો લાગ્યો અને **ટ્રાફલગરે** તેની જલમાર્ગે આવવાની આશા નાબુદ કરી. ત્યારબાદ હિંદમાંના **અંગ્રેજો**ને એવો ભય હતો કે કદાચ **ફ્રેન્ચો** ભૂમિમાર્ગે ઈરાન **અફઘાનીસ્તાન**માં થઈ આવશે. પ્રથમ આ **ફ્રાન્સ**રૂપી હાઉ અને પાછ-

ાથી રશિયારૂપી હાઉ અંગ્રેજોને સ્થાયિ ભય અને ત્રાસનાં કારણુ થઈ પડ્યાં
ıતાં. મિન્ટો હિંદ આવ્યો ત્યારે ઈરાન રશિયા સામે યુદ્ધમાં સંડોવાયું હતું.
ાાહે અંગ્રેજની મદદ માંગી, પરંતુ મિન્ટોએ ના પાડવાથી તેણે નેપોલિ-
મનને કહાવ્યું. ફ્રાન્સના વકીલો ઈરાન આવ્યા અને બધી બાબતની તૈયા-
ીઓ ચાલી રહી હતી એવામાં ફ્રાન્સ રશિયા વચ્ચે ટિલ્સિટની સંધી થતાં
મે વાત અટકી પડી. આ પ્રસંગનો લાભ લઈ મિન્ટોએ અનુભવી માલ્કમને
ıરાન મોકલ્યો. પરંતુ આ સમયે તે ફાવ્યો નહિ કેમકે ઈંગ્લંડથી પણ એક
ıકીલ આવ્યો હતો. આ બન્ને વકીલો એકજ ઉદ્દેશથી આવેલા છતાં તેઓ
યાં વઢી પડ્યા. માલ્કમ એમને એમ કલકત્તા પાછો આવ્યો. આ રમુજી
મેલનો અંત દુઃખદ આવ્યો કેમકે બન્ને વકીલોનો ખર્ચ હિંદને શિરે
પોંચ્યો.

**પંજાબ સાથે કરાર.**—અરાઢમી સદીમાં સીખ જાતિપર મુસલમાનોનાં
આક્રમણ થવાથી તેઓએ કોમી સંગઠન કરી ખાલસા સૈન્ય સ્થાપ્યું તે
આપણે જોઈ ગયા. અહમદશાહ અબ્દાલીની સ્વારી પછી સીખોએ
જમના અને રાવલપીંડી વચ્ચેનો પ્રદેશ કબજે કર્યો હતો. મરાઠાઓએ



रणजीत सिंह

તેમની પ્રગતિ કાંઈક શિથિલ બનાવી હતી, પણ મરાઠાની સત્તા ઉત્તરમાં તુટી (૧૮૦૩) ત્યારથી કેટલાક **સીખ** સરદારોએ **અંગ્રેજ** સાથે મૈત્રી બાંધી.

**રણજીતસિંહ.**—આ સમયે **સીખો**માં બાર પેટા વિભાગ '**મિસલ**' હતા, તેમાંનો એક બળવાન **રણજીત સિંહની** સરદારી હેઠળ હતો. તેણે ૧૯ વર્ષની ઉમ્મરે **ઝમાનશાહ**ને તેની **પંજાબ**ની સ્વારીમાં મદદ કરી હતી. બદલામાં **ઝમાનશાહે** તેને **લાહોર**નો **સુબેદાર** બનાવ્યો હતો. ક્રમે ક્રમે **પંજાબ**માં પોતાની સત્તા સુદૃઢ કરી તેણે **જમના–સતલજ** વચ્ચેનાં **સીખ** રાજ્યો પર સત્તા જમાવવાનો વિચાર કર્યો. આ **રણજીત**ની મૂર્ખતા હતી. તેણે આ રાજ્યોને કળે કળે એકત્ર કરી સંયુક્ત **સીખ સામ્રાજ્ય** સ્થાપવું જોઈતું હતું. તે માટે તેની પાસે પુરતાં સાધનો હતાં. પરંતુ તેની સ્વારીને લીધે **સીખ** રાજ્યોએ **બ્રિટિશ**ની મદદ માંગી. **મિન્ટો**ને ભય લાગ્યો કે **રણજીત** તેમનો મુલક સંપાદન કરે તો તેના જેવો પરાક્રમી પાડોશી કોઈ દિવસ **અંગ્રેજો**ને ભારે થઈ પડે. આ પરથી **મિન્ટો**એ **સરહિંદ**વાળા **સીખો**ને પોતાની પાંખમાં લેવા નિશ્ચય કર્યો. આ ઉદ્દેશથી તેણે **લોર્ડ મેટકાફ**ને વિષ્ટિ માટે **પંજાબ** મોકલ્યો. ગવર્નર-જનરલના આ વકીલે બક્ષીસ અને નજરાણું મોકલ્યા પછી, પોતાની ચાલાકી અને મીઠી વાણી વડે **રણજીત**ને વશ કરી **અમૃતસર**ના કરાર કરાવ્યા (૧૮૦૯). **જમના–સતલજ** વચ્ચેનાં **સીખ** રાજ્યો **બ્રિટિશ** રક્ષણ હેઠળ આવ્યાં અને **રણજીતે** એ પ્રદેશપરથી પોતાના હક્ક દાવા ઉઠાવી લીધા. બદલામાં **સતલજ**ની પશ્ચિમ અને ઉત્તરના પ્રદેશોમાં તે ચઢાઈ કરે તો **અંગ્રેજો**એ વચમાં આવવું નહિ એમ નક્કી થયું. આથી **મેટકાફે** એક કામમાં બે કામ કીધાં કેમકે **રણજીત** સાથે કરાર થયાથી **અફઘાનીસ્તાન** પર એક પ્રકારનો દાબ બેઠો.

**કાબુલ** તરફ **એલ્ફીન્સ્ટન** વકીલ તરીખે ગયો હતો. પરંતુ આથી કશું રાજકીય પરિણામ આવ્યું નહિ. વકીલે પોતાનો ઘણોખરો સમય **અફઘાનીસ્તાન**ની જાણવાજોગ બાતમી મેળવવામાં ગાળ્યો. **પેશાવર**થી આગળ તે જઈ શક્યો નહિ, કેમકે ત્યાં **આત્મવિગ્રહ** ચાલતો હતો.

**જાવાપર ચઢાઈ.**—**મિન્ટો**ના અમલમાં **ઇંગ્લંડ–ફ્રાન્સ** વચ્ચે યુદ્ધ ચાલુ હતું. આનો લાભ લઈ **અંગ્રેજો**એ સંસ્થાન વધારવા તજવીજ કરી. **હિંદી મહાસાગર**માં આવેલા **મોરીશીઅસ** આદિ કેટલાક બેટ **ફ્રેન્ચ**ના હતા તે જીત-

વામાં મિન્ટોએ ઈંગ્લંડ સરકારને પુરેપુરી સહાય કરી. વળી તે જાતે જાવાપર સ્વારી લઈ ગયો હતો. શત્રુ બળ જબરૂં હોવાથી આ સ્વારીમાં ઘણી સાવચેતી અને વ્યવસ્થાની જરૂરત હતી. આ સ્વારીપરથી પાછા ફરતાં તેને એકાએક હુકમ મળ્યા કે તમને ખસેડી માર્કિવસ હેસ્ટીંગ્સને ગવર્નર–જનરલપદ અપાયું છે.

**મદ્રાસમાં બળવો.**—નાણાં ભીડને પહોંચી વળવા દરેક ખાતામાં કાપકુપ થઈ હતી. લશ્કરી અધિકારીઓનું તંબુ એલાવન્સ મિન્ટોએ બંધ કર્યું. આ પરથી તેઓએ મછલીપટમ, સીરંગાપટમ, હૈદરાબાદ વિગેરે સ્થળાએ બળવો કર્યો ( ૧૮૦૯ ). પરંતુ આ સમયે મિન્ટોએ ચાલાકી વાપરી માલ્કમ જેવા કાબેલ પુરૂષોને મોકલી બળવાખોરોનું સમાધાન કર્યું. તેમનાં વર્તનથી સ્વદેશને કેટલું નુકશાન થશે એ સારી રીતે સમજાવવાથી તેઓ પાછા પોતાને કામે ચઢ્યા. બળવો સમાવવાની આ જ ખરી રીત હતી.

**દિવાની વહીવટ.**—હવે બ્રિટિશ સત્તાની ઠીક જમાવટ થએલી હોવાથી તેની વસુલ પુષ્કળ અને નિર્ભય બની હતી. મિન્ટોના અમલમાં યુદ્ધોનું જોર બહુ નહિ હોવાથી, તે નવા પ્રદેશોની વ્યવસ્થા તરફ નજર નાંખી શકયો. તેના સમયમાં જ મન્રો નામના અતિ બુદ્ધિશાળી અમલદારે રૈયતવારી પદ્ધતિ મદ્રાસ ઈલાકામાં કાયમ કરાવી. આર્થિક દ્દષ્ટિએ મિન્ટોનો અમલ ઘણો સફળ હતો. બે વર્ષમાં તો પહેલાં જે ખોટ પડતી તે મટાડી તેણે નફો દેખાડી દીધો. આ ઉપરાંત તેણે દેશી સાહિત્યને ઉત્તેજન દીધું હતું. શિવાય, ખ્રિસ્તી પાદરીઓ હિંદીઓને ખ્રિસ્તી બનાવવા જે પ્રયાસો કરતા હતા તેની સામે થવામાં મિન્ટોએ બનતી તજવીજ કરી. તે માટે તેને ધન્યવાદ ઘટે છે.

**૧૮૧૩ ની સનદ.**—૧૭૯૩ વાળા કંપનીના પટાની મુદત ખલાસ થતાં ૧૮૧૩ માં પાર્લમેન્ટે તેને નવી વીશ વર્ષની સનદ આપી. તેમાં એવી કલમો હતી કે હિંદનું રાજ્ય કંપનીના કબજામાં રહે પણ તે પર ઈંગ્લિંડ સરકારનો સર્વોપરી અધિકાર ગણાય; હિંદ સાથે હર કોઈ અંગ્રેજ વેપારી વેપાર કરી શકે; કંપનીનો ઈજારો ફક્ત ચીન સાથેના વેપાર માટે જ કાયમ રહે; ધર્મપ્રચાર માટે હિંદ આવતા પાદરીઓને ઉત્તેજન આપવું, અને કંપની સરકારે હિંદમાં હિંદને ખર્ચે ખ્રિસ્તી ધર્મખાતું ખોલવું.

**આ કાયદાનાં પરિણામ.**—અત્યાર સુધી કંપનીનો વેપાર ઘણોખરો, હિંદી માલ યુરોપ લઈ જવાનો હતો. હવે ૧૮૧૩થી નિરંકુશ વેપારના મોટા નામ હેઠળ વિલાયતનો માલ હિંદમાં સરકારની સહાયવડે આવવા લાગ્યો. આ સમયે ઇંગ્લંડની સ્થિતિ એવી હતી કે તેને હિંદમાં પોતાનો માલ વેચ્યા વિના આરો ન હતો. નેપોલિઅને આખા યુરોપને જાણે પોતાની હથેલીમાં લીધું હતું. એકલું ઇંગ્લંડ તેના પંજા બહાર હતું અને તે નેપોલિઅનનો અંત આણવા પાણીની પેઠે નાણાં વેરી રહ્યું હતું. વળી ઇંગ્લિંડનો મુખ્ય આધાર વેપારપર હતો અને નેપોલિઅને યુરોપનાં તમામ બંદરોને નાકેબંધી કરેલી હોવાથી ઇંગ્લિશ માલ યુરોપી બજારમાં ખપતો ન હતો. આ અણીને સમયે હિંદુસ્તાને નવા બજારની ગરજ સારી. પરિણામે ૧૯મી સદી પહેલાં જે હિંદ હુન્નરોમાં શિરોમણી ગણાતું તે ત્યારપછી છેક અધોગતિએ પહોંચ્યું. અંગ્રેજી માલ અહીં આવે તેની જકાત કંપનીને ઘટાડવી પડી; અને અહીંથી ઇંગ્લંડ જતા માલની દશા બહુ માઠી થઈ. વિલ્સન સાહેબના શબ્દોમાં—"૧૮૧૩ સુધી હિંદનું કાપડ ઇંગ્લિંડમાં બનેલા તેવાજ કાપડ કરતાં બ્રિટિશ બજારમાં પચાશ સાઠ ટકા ઓછે વેચાતું. આથી ઇંગ્લિશ હુન્નરોનું રક્ષણ કરવા સારૂ હિંદી માલ પર ૭૦ અને ૮૦ ટકા જેટલી જકાત નંખાઈ. સરકારે જો આવી સહાય ન કરી હોત તો પેઝલી અને મેન્ચેસ્ટરની મીલો આરંભમાં જ અટકત અને વરાળબળનો લાભ છતાં ભાગ્યેજ પાછી ચાલુ કરી શકાત. હિંદી હુન્નરોના ભોગે તેમનો ઉદય થયો. હિંદ જો સ્વતંત્ર હોત તો તેણે બ્રિટિશ માલપર સામી જકાત નાંખી હોત."

## પ્રકરણ ૪૨ મું. માર્કિવસ હેસ્ટીંગ્સ.

**તટસ્થતાવાળી નીતિનો** માર્કિવસ હેસ્ટીંગ્સના આગમનથી ચોક્કસ ત્યાગ કરવામાં આવ્યો. અહીં એ નીતિ વિષે થોડુંક વિવેચન કરી લેવું અનુકૂળ છે.

**તટસ્થતાવાળી નીતિના મુખ્ય ઉદ્દેશ** એ છે કે મુલક વૃદ્ધિની યોજનાઓનો ત્યાગ કરવો, હિંદી રાજ્યોની બાબતોમાં માથું મારવું નહિ, અને તેમની વચ્ચેની બળતુલા બરાબર જળવાઈ રહે એ જોઈ સંતોષ માનવો.

પિટ ઇંડિયા બિલમાં તે દાખલ થએલી હોવાથી કોર્નવોલિસ અને શોરે લગભગ ૧૨ વર્ષ સુધી ( ૧૭૮૬–૯૮ ) તેનો અમલ કર્યો. વેલેસ્લીના સ્વદેશ ગમન પછીનાં આઠ વર્ષ દરમ્યાન તે પાછી અમલમાં મુકાઈ હતી.

**તટસ્થતા નિષ્ફળ** નીવડી એમાં નવાઈ નથી. તેના ઉદ્દેશોમાં જ પરસ્પર વિરોધ છે. હિંદી રાજ્યોની બળતુલા જાળવવી હોય તો સાધારણ રીતે યુદ્ધ કર્યા વિના એ કાર્ય થાય એમ ન હતું. જો બળતુલા જાળવવાનો નિયમ છોડી દે, તો વહેલો મોડો એકાદ હિંદી રાજા પાડોશી રાજ્યોને ભોગે બળ વધારી, તેમને દબાવી દઈ એવો પ્રબળ બને કે તેનું બળ અંગ્રેજોને હમ્મેશના ડરનું કારણ થઈ પડે.

કોર્નવોલિસ તટસ્થતાની પ્રતિજ્ઞા સાથે આવ્યો હતો, પરંતુ હિંદી રાજ્યોની બળતુલા જાળવવા જતાં તેને તટસ્થતાને વગળે મુકી ત્રીજો મૈસોર વિગ્રહ કરવો પડ્યો હતો. તેના અનુગામી **શોર** સાહેબે બળતુલા વિષે ઝાઝી કાળજી કરી નહિ. પરિણામે **મરાઠાઓએ** એકત્ર થઈ **ખર્ડા** આગળ **નિઝામને** પીટ્યો. આ વિજયથી તેઓ પોતાની ગએલી પ્રતિષ્ઠા પાછી મેળવી શક્યા. ઉપરાંત **ટીપુ શોરની** તટસ્થતાનો લાભ લેવામાં પાછો પડે એવો ન હતો. તેણે **અંગ્રેજોને હિંદમાંથી** કાઢવા **ફ્રેન્ચો** સાથે મસલત કરવા માંડી. વળી **શોરના** તટસ્થ રહેવાના નિશ્ચયને લીધે અનેક રાજ્યોમાં માંહોમાંહેના વિગ્રહ ચાલ્યા અને દેશમાં ખળભળાટ અને અશાંતિ સાધારણ થઈ પડ્યાં.

**તટસ્થતાને તિલાંજલી.**—સાત આઠ વર્ષના આંતરા પછી ૧૮૦૫માં પાછું તટસ્થતાનું પાલન થતાં ઘણું નુકશાન નીપજ્યું. **બાર્લોએ સિંધીઆ-હોલ્કર** સાથે સંધી કરી અને તેને પરિણામે તેઓ રજપુતાના પર ફરી વળ્યા. તેના પછી આવનારને તટસ્થ રહેવાના હુકમ મળ્યા હતા, છતાં કંપનીનાં હિતને નુકશાન કરનારા અનેક પ્રસંગોએ **મિન્ટોએ** તટસ્થતા વગળે મુકી હતી. તથાપિ તેની ગવર્નરી દરમ્યાન એ નીતિનો સત્તાવાર ઈન્કાર થયો ન હતો. હજુ કંપની એ નીતિનો જ દેખાવ કરતી હતી. પરંતુ **માર્કિવસ હેસ્ટીંગ્સ** ગવર્નર-જનરલ નીમાતાં એ નીતિને સદાને માટે તિલાંજલી મળી; અને વેલેસ્લીના સિદ્ધાન્તોનો પૂરજોશથી અમલ થયો.

**માર્ક્વિસ હેસ્ટીંગ્સનું પૂર્વ વૃત્તાન્ત.**—માર્કિવસ હેસ્ટીંગ્સે આરંભનું જીવન લશ્કરમાં ગાળ્યું હતું. ખર્ચાળપણા માટે તે કુખ્યાત હતો, તેણે

પોતાની બાપીકી મિલ્કત સઘળી ઉડાવી દીધી હતી. તે પાટવીકુંવર (પાછળથી ચોથો જયોર્જ)નો દિલોજાન દોસ્ત હતો, અને તેની મારફતેજ તેને આ મોટી પદવી મળી હતી. આ સમયે તે ૫૯ વર્ષનો હતો. તેનાં પૂર્વચરિત્ર-પરથી કોઈને એવો ખ્યાલ ન હતો કે દશ દશ વર્ષ સુધી દિ-વાની તેમજ લશ્કરી વહીવટનું ઉપરીપણું તે ફત્તેહમંદીથી કરી શકશે. તથાપિ તેણે અહીં ઘણું સખત કામ કરી બતાવ્યું. હવાફેર માટે તે કદી ટેકરીઓપર ગયો ન હતો. હમ્મેશાં સવારના ચાર વાગે તે પોતાને કામે લાગી જતો. તેની સવા નવ વર્ષની કારકીર્દિમાં ૨૮ લડાઈઓ લડાઈ, ૧૨૮ કિલ્લાઓ લેવાયા, અને ૧૯ તહનામાં થયાં, એ તેની અથાગ કાર્યશક્તિનું ભાન કરાવે છે. તેનાં આગમન પહેલાંનાં આઠ વર્ષના કારભારને પરિણામે " સાત સાત ઝઘડાનાં બીજ વવાયાં હતાં."


मार्क्विस हेस्टिंग्स

**નેપાલ વિગ્રહ.**—હિમાલયના દક્ષિણ ઢાળ પર નેપાલ નામનો ફળદ્રુપ પ્રદેશ છે. ત્યાંનાં પ્રાચીન રાજ્યોને પાયમાલ કરી ગુરખા નામના પહાડી લોકોએ ૧૭૬૮ માં એક મોટું રાજ્ય સ્થાપ્યું હતું. તેમનું લશ્કરી બળ સારૂં હતું. તેઓ પોતાનું રાજ્ય દક્ષિણ દિશામાં વધારતા જતા હતા. તેમનાં આક્ર-મણો બંધ કરાવવા સારૂ બાર્લો અને મિન્ટોએ અનેક વખત લખાપટ્ટી કરી હતી, પરંતુ તેમાં કશું વળ્યું નહિ. ૧૭૧૯ થી ૧૮૧૩ સુધીના લગભગ સો વર્ષમાં તેઓએ લગભગ બસો ગામો જીત્યાં હતાં. વેલેસ્લીના સમયમાં અયો-ધ્યાનો ગોરખપુર જીલ્લો અંગ્રેજોને મળ્યો હતો તેથી ગુરખા અને અંગ્રે-જની સીમા એકમેકને લાગેલી હતી. મિન્ટો જાવાની સ્વારીએ ગયો હતો તે સમયે તેઓએ હદ કરી હતી. તેઓ અયોધ્યા રાજ્યનો મોટો ભાગ બથાવી બેઠા. ભુતબલ અને શિવરાજ જીલ્લા તેઓએ સર કર્યા. હેસ્ટીંગ્સ નીમાયો

કે તરત તેણે બ્રિટિશ મુલકની તસુ યે તસુ જમીન એકદમ સોંપી દેવા સારૂ ગુરખાઓને આગ્રહપૂર્વક કહાવ્યું, અને ફોજ મોકલી ભુતબલ લઈ લીધું. નેપાલ દરબારે યુદ્ધનો નિશ્ચય કર્યો. ગુરખા ફોજે ભુતબલ પર ચઢી જઈ ત્યાંના અંગ્રેજ હાકેમ તથા બીજા ૧૮ જણાને ઠાર માર્યા. આ સાંભળી હેસ્ટીંગ્સે પ્રચંડ તૈયારી કરી ( ૧૮૧૪ ).

બ્રિટિશ સૈન્યના ચાર ભાગ પાડી દરેકે વિવિધ સ્થળેથી નેપાલપર ચઢાઈ કરવી એવા હુકમ નીકળ્યા. એક પલટન સતલજથી નીકળી નેપાલની પશ્ચિમે આવી; બીજી પૂર્વ દિશાએથી ખટમંડુ રાજધાનીપર ગઈ; અને બાકીની બે દક્ષિણ દિશાના જુદા જુદા સ્થળેથી ઉપડી. આમાંની ત્રણ પલટન હારી ગઈ, પરંતુ પશ્ચિમ તરફથી આવતી જનરલ ઓકટરલોનીવાળી ટુકડીએ અંગ્રેજનું નામ રાખ્યું, અને લડતનો ફત્તેહમંદ અંત આણ્યો. અસંખ્ય વિઘ્નો છતાં ગુરખાના ફૂટેલા માંડલિકોની મદદથી તે સીધા પહાડોપર અને ભયંકર ખીણોમાં થઈ આગળ વધ્યો. કિલ્લાપર કિલ્લા લઇ અંતે તે માલવનના મજબુત ગઢ આગળ પહોંચ્યો. ત્યાંના સરદાર અમરસિંહને હારી ખટમંડુ જવું પડ્યું. પછી બન્ને પક્ષે સુલેહની તજવીજ કરવા માંડી, પરંતુ નેપાલ દરબારમાં અમરસિંહે એવો અભિપ્રાય આપ્યો કે અત્યારે સુલેહ કરવામાં નુકસાન છે. યુદ્ધ પાછું ચાલુ થયું. ઓકટરલોની ખટમંડુ તરફ ધસ્યો. મકવાનપુર આગળ ગુરખાઓની હાર* થવાથી તેમણે સિગૌલી મુકામે સંધી કરી.

---

* નેપાલ વિગ્રહમાં બ્રિટિશનો જય થયો તેનાં કારણ એ હતાં કે ગુરખાઓના પ્રમાણમાં અંગ્રેજનાં સૈન્ય અને સંપત્તિ પુષ્કળ હતાં; ગુરખાઓમાં વ્યવસ્થાની ખામી હોવા ઉપરાંત તેમનાં શસ્ત્રો પણ જેવાં તેવાં હતાં. વળી તેઓના કેટલાક માંડલિકો ફુટી શત્રુપક્ષને સહાય દેતા હતા. છતાં તેઓએ અનેક પરાક્રમ કરી બતાવ્યાં હતાં. અહીં એકજ દૃષ્ટાંત આપી સંતોષ માનીશું.

દેરાદુનથી થોડેક દૂર કલંગા નામનો કિલ્લો હતો. બ્રિટિશ ફોજ ત્યાં ધસી આવે છે એ સાંભળી અમરસિંહનો ભત્રીજો બલભદ્રસિંહ ૩૦૦ આદમી સાથે એનું રક્ષણ કરવા સજજ થયો. કર્નલ મોબીએ તેને કહાવ્યું કે તાબે થાઓ. પરંતુ સ્વાભિમાની બલભદ્રે એ વાત તુચ્છકારી કાઢી. બીજે દિવસે મોબીએ તોપોનો

**પરિણામ.**—**નેપાલે** દક્ષિણના તકરારી પ્રદેશપરનો, અને **અંગ્રેજોએ** **તરાઈ** પ્રદેશ પરનો હક્ક ઉઠાવી લીધો. **અંગ્રેજ** રેસિડન્ટ **નેપાલમાં** રહેવા લાગ્યો; એ શરત **ગુરખાઓને** ઘણી આકરી લાગી હતી. મુલક ગયો તેના કરતાં રેસિડન્ટ રાખવો પડ્યો એ દુઃખ તેમને ઘણું લાગ્યું. આ શિવાય **અંગ્રેજોને** અનેક લાભ થયા. **નેપાલ** વિગ્રહથી જે પહાડી પ્રદેશ પ્રાપ્ત થયો તેનાં હવાપાણી **અંગ્રેજો** માટે અનુકૂળ હતાં. **સિમલા, મસુરી, નૈનીતાલ** વિગેરે પ્રખ્યાત સ્થળો એ પ્રદેશમાં જ આવેલાં છે. વળી હવેથી **ગુરખાઓ** **અંગ્રેજ** સૈન્યમાં જોડાવા લાગ્યા અને તેમણે અનેક પ્રસંગોએ **અંગ્રેજોની** અપૂર્વ સેવા બજાવી છે.

**અરાજકતા.**—**મિન્ટોના** સમયમાં આપણે જોઈ ગયા કે **બુંદેલખંડ** અને **મધ્ય હિંદ**પર લુંટારાઓ વ્યવસ્થિત આક્રમણો કરતા હતા. તેમની સામે જોઈએ તેવા જલદ ઈલાજો ન લેવાયાથી તેમનું બળ ઘણું વધી પડ્યું. આ સમયે તેમની સંખ્યા નહિ નહિ તો પચાશ હજાર જેટલી હશે. તેઓ **પિંઢારા** કહેવાતા. તેઓમાં કેટલાક **હિંદુ** અને કેટલાક **મુસલમાન** હતા. અસલ તેઓ **મરાઠી** રાજ્યોનાં સૈન્યોમાં હતા. અરાઢમી સદી દરમ્યાન ચાલેલી અંધાધુંધીનો લાભ લઈ આ લોકો **મધ્ય હિંદુસ્તાનમાં** લુંટફાટનો ધંધો લઈ બેઠા હતા. **મધ્ય હિંદ** તેમનું ઘર હતું છતાં તેમના દરોડા **ગુજરાતથી ગંજમ**

---

મારો ચલાવ્યો, પરંતુ તેના સર્વ પ્રયાસો વ્યર્થ ગયા, અને તેણે ગિલેસ્પીને પોતાની મદદે બોલાવ્યો. બે ત્રણ દિવસમાં ચાર અંગ્રેજ ટુકડીઓએ કલંગાગઢને ચારે બાજુથી ઘેરી લીધો. બ્રિટિશ તોપોનો જવાબ ગુરખાની બંદુકોએ વાળ્યો. બલભદ્રના શૂરા ત્રણસો ઉપર ગોળાનો વરસાદ વરસ્યો છતાં તેઓ જરાયે ડગ્યા નહિ. દિવાલો ચઢવા જતાં ગિલેસ્પી જાતે મરણ પામ્યો. હવે મોખી પાછો હઠ્યો અને દિલ્હીથી મોટી તોપો મંગાવી. મહિના પછી આ તોપો આવી પહોંચી. દરમ્યાન કિલ્લાવાળાઓને પાણીની તંગી પડવા લાગી. જ્યાં અંગ્રેજ છાવણી હતી ત્યાં પાણીના ધોધ હતા. એ શિવાય બીજે કોઈ ઠેકાણે પાણી મળે એમ ન હતું. અંગ્રેજ તોપોનો મારો ઘણો સખત ચાલતો હતો, ગુરખાઓ ટપોટપ મરતા હતા, બાળબચ્ચાં પાણી પાણી પોકારતાં હતાં, તેમના જેવા તેવા કિલ્લામાં અનેક સ્થળે ગાબડાં પડ્યાં હતાં, તેમની તરસ અસહ્ય થઈ પડી હતી, ત્રણસોના અત્યારે સીત્તેર થઈ ગયા હતા. આ સ્થિતિમાં

સુધી સર્વત્ર થતા. અત્યાર સુધી તેઓ બ્રિટિશ હદમાં જતા નહિ, પણ હવે તેઓએ એ મર્યાદા વટાવી અને સર્વ સ્થળે ઘોર જુલમ ચલાવવા લાગ્યા. તેમની વૃત્તિ આસુરી અને અમાનુષી હોઈ તેમનાં કૃત્યો અતિ ભયંકર હતાં. આજે એ કથા વાંચતાં આપણને કમકમાટ ઉપજે છે. **માર્કિવસ હેસ્ટીંગ્સે** પિંઢારાઓને નાબુદ કરવાનું પણ લીધું.

**પિંઢારા વિગ્રહ.**—પોતાના તમામ સૈનિકોને દરેક સ્થળેથી બોલાવી તેણે તેમને એવી ખુબીથી ચક્રાકારે ગોઠવી દીધા કે આસ્તે આસ્તે પિંઢારાઓ તમામ બાજુએથી ઘેરાઈ જાય. ચક્રાકારે ગોઠવાયા પછી **અંગ્રેજ** સૈન્યો કેન્દ્ર તરફ જતાં ગયાં, ચક્ર નાનું નાનું બનતું ગયું અને શત્રુનું ક્ષેત્ર છેક કમી થઈ ગયું. આ વિષે **સર જોન** કે લખે છે કે “ વાંચક પોતાની નજર આગળ હિંદનો નકશો મુકી કૃષ્ણા અને ગંગા વચ્ચે આવેલા વિશાળ મુલક વિચારે; દક્ષિણ-પશ્ચિમમાં પુનાથી તે ઉત્તર-પૂર્વમાં કાનપુર સુધી નજર નાંખે; મુખ્ય દેશી રાજ્યોનાં સ્થાનકો જોઈ લે; અને ( ઉત્તર ) હિંદુસ્તાન તથા દક્ષિણને વીંટી વળતાં અને પિંઢારાના ટોળાંઓને તેમજ મુખ્ય દેશી રાજ્યોને ઘેરી લેતાં સુંદર ( **અંગ્રેજ** ) સૈન્યો, ત્રણે ઇલાકાની ખાસ ચુનંદી ફોજોનો વિચાર કરી લે. માનો કે આ એક અતિશય મોટા પ્રમાણના શિકારની ગોઠવણ હતી. દેશી રાજાઓ જો આ પ્રચંડ તૈયારી અને હીલચાલથી ગભરાયા હોય તો

---

તેઓ શરણે જઈ શકત, અને તેમની બહાદુરીથી ચકિત થએલા ઉદાર શત્રુ-ઓએ તેમને ખુશીથી આશ્રય આપ્યો હોત. તથાપિ કિલ્લામાંના વીરોને પરાજય કરતાં મરણ વધારે પસંદ હતું.

અંગ્રેજ તોપોનો અખંડ મારો ચાલુ રહ્યો; ગોળાપર ગોળા છુટતા હતા. એવામાં ઓચિંતા એક દિવસે કિલ્લાના દરવાજા ખુલી ગયા અને પેલા સીત્તેર શુરવીરો નાગી તરવારો સાથે પૂરજોશથી ધસી આવ્યા. બહાદુર બલભદ્ર હસતે મુખે તેમને મોખરે હતો. આશ્ચર્યમાં ગરક થએલા અંગ્રેજો આ ચાલમાં રહેલી ચતુરાઈ વિચારે વિચારે એટલામાં તો આ શૂરા સીત્તેર તેમની હરોળ છેદી જોતજોતામાં બહાર નીકળી ગયા અને નાલાપાણીના ધોધ આગળ ધરાઈ ધરાઈને પાણી પીધા પછી તેઓ પહાડોમાં અણી શુદ્ધ હાલતમાં અદૃશ્ય થઈ ગયા. આજે એ સ્થળે દેરાદુનના નિર્જન વનમાં બહાદુર બલ-ભદ્રનું એક સ્મારક છે.

તેમાં નવાઈ નથી......તેઓને ભય સામે તૈયાર થવાનો આપણો જેટલોજ અધિકાર હતો." મરાઠી રાજ્યો ગભરાયાં હતાં અને તેઓએ યુદ્ધની તૈયારીઓ કરવા માંડી એની હકીકત હમણાં તમારા વાંચવામાં આવશે.

ઉપર વર્ણવેલી ચાલથી પિંઢારાઓ છેક ઘેરાઈ હતાશ થઈ ગયા. કેટલીક ટોળીઓએ ઘેરો તોડવા ફાંફાં માર્યાં પણ તેઓને સખત માર ખાઈ પાછા હઠવું પડ્યું; કેટલાક જંગલોમાં નાસી ગયા અને કુતરાને મોતે મુઆ; કેટલાક આજુબાજુનાં ગામોમાં ગયા પરંતુ ત્યાં લોકોએ તેમના પૂર્વના અત્યાચારો સંભારી સંભારી તેમને જરાયે દયા આણ્યા વિના મારી નાંખ્યા. પરિણામે ચાર વર્ષમાં ( ૧૮૧૫-૯ ) તેમની જડ ગઈ. તેમના સરદારો પૈકી **ચિતુ** જંગલમાં નાસી ગયો ત્યાં તેને વાઘે ફાડી ખાધો; **બશીર મહમદે** આપઘાત કર્યો; **અમીરખાં** અને કરીમખાં તાબે થયા અને બન્નેને **અંગ્રેજોએ** જાગીર આપી. **ટોંક** અને ગોરખપુરમાં હજુ તેમનાં વંશજો એ જાગીરો ભોગવે છે.

**ચોથો મરાઠી વિગ્રહ.**—વેલેસ્લીના સ્વદેશગમન પછી **મરાઠાઓએ** પોતાની હાલત સુધારવા પ્રયત્ન કરવા માંડ્યા હતા. બ્હીકણ અને કપટી **બાજીરાવને અંગ્રેજોનો** અણવિશ્વાસ હતો. આ સમયે **ગાયકવાડ** અને **બાજીરાવને** ખંડણી વિષે તકરાર ચાલી. **ગાયકવાડે અંગ્રેજોનું** સર્વોપરીપણું સ્વીકારેલું હોવાથી તેમને આ ઝઘડામાં પડવું પડ્યું. હિસાબની પતાવટ માટે **ગંગાધર શાસ્ત્રી ગાયકવાડના** વકીલ તરીખે **પુના** ગયો. તેની સલામતીની જોખમદારી **અંગ્રેજોએ** પોતાને માથે લીધી હતી. **પેશ્વાને** આ પુરૂષ તરફ અણગમો હોવાથી તેણે આરંભથીજ બીજા વકીલને મોકલવા લખ્યું હતું. છતાં **ગંગાધર શાસ્ત્રીજ** આવ્યો. દક્ષિણમાં એકાએક તેનું ખુન થયું. **બાજીરાવના** પ્રપંચી મંત્રી **ત્રિંબકજી ડેંગલે** ઉપર વહેમ ગયો. **અંગ્રેજોના** આગ્રહને લીધે **બાજીરાવે** તેને તેમને સ્વાધીન કર્યો. પરંતુ **થાણાની** જેલમાંથી તે નાસી જતાં **અંગ્રેજો** વહેમાયા કે **બાજીરાવેજ** તેને નસાડ્યો હશે. **પુનાના** રેસિડન્ટ **એલ્ફીન્સ્ટને** કહાવ્યું કે **ત્રિંબકજીને** પકડી અમારી પાસે મોકલો. આટલું કહાવી તેણે **સિંહગઢ** અને **પુરંધર** લીધા, અને **ગાયકવાડ**વાળો ફેંસલો **પેશ્વાની** વિરૂદ્ધ આપ્યો. આથી **બાજીરાવે** પોતે તૈયારી કરી અને **સિંધીઆ, હોલ્કર,** અને **ભોંસલેને** ગુપ્ત કહેણ કહાવ્યાં. તેઓ ભેગા થાય ત્યાર પહેલાં એકેએકને ઘા મારી લેવાની યોજના **અંગ્રેજોએ** ઘડી.

૧૮૧૭ માં **પેશ્વાના** પરાક્રમી સેનાપતિ **બાપુ ગોખલેની** સરદારી હેઠળ **મરાઠી** ફોજ **ખડકી** તરફ ઉપડી. **ખડકીમાં** તેની હાર થઈ. **અંગ્રેજોએ** **પુના** સર કર્યું. **બાજીરાવ** **સતારાના** રાજાને પોતાની સાથે લઈ નાઠો. બીજે વર્ષે **બાપુ ગોખલેનો** બીજો પરાભવ **કોરેગાંવ** આગળ થયો. પછી **આષ્ટીની** લડાઈમાં તે બહાદુર સેનાપતિનું મરણ થયું. **બાજીરાવ** **વરાડ** તરફ પલાયન કરતો હતો એટલામાં **માલ્કમની** ફોજે **નર્બદા** કિનારે તેને પકડ્યો.

દરમ્યાન **પેશ્વાનો** પક્ષ લઈ લડનારાં બીજાં **મરાઠી** રાજ્યોના શા હાલ થયા તે જોઇએ. **આપાસાહેબ ભોંસલે** **નાગપુર** આગળ, અને **હોલ્કર** **માહિદપુર** નજીક હાર્યા. આ પરાજયોથી તથા **લોર્ડ હેસ્ટીંગ્સના** આગમનથી ડરી ગએલો **સિંધીઆ** શાંત રહ્યો.

હવે છેવટનું તહનામું થયું તે **વસાઈના** **તહનામાની** છેલ્લી આવૃત્તિ સમાન હતું. ફેર એટલોજ કે પૂર્વે થએલા કરારના ભંગ કરનારાઓને વિશેષ સજા થઈ. **પેશ્વાને** પદભ્રષ્ટ કરી તેનું રાજ્ય ખાલસા કરવામાં આવ્યું. **બાજીરાવને** આઠ લાખનું સાલીઆણું નક્કી કરી **કાનપુર** નજીક રાખવામાં આવ્યો. **નાગપુરમાં** **ભોંસલે** કુળના એક પુરૂષની સ્થાપના કરી. તે, **હોલ્કર**, અને **સિંધીઆ**, **બ્રિટિશને** સર્વોપરી ગણવા બંધાયા. આ રીતે ( ૧૮૧૮માં ) **મરાઠી સામ્રાજ્યની** જીંદગી સમાપ્ત થઈ. નવા જીતેલા પ્રદેશોમાં શાંતિ અને વ્યવસ્થા આણવાનું કામ **એલ્ફીન્સ્ટન**, **મન્રો**, **માલ્કમ**, અને **મેટકાફ** જેવા બાહોશ અમલદારોને હાથે થયું.

**રાઘોબા** જન્મ્યો તે દિવસ ખરેખર મહારાષ્ટ્ર માટે ખરાબ હતો; તેનો પુત્ર **બાજીરાવ** જન્મ્યો એ દિવસ તેથીયે ખરાબ હતો; અને જે દિવસે તે ગાદીએ આવ્યો તે સૌથી ખરાબ હતો. **શિવાજીના** **મરાઠી સામ્રાજ્યનો** વિનાશ કરવામાં **રાઘોબા** અને તેના કુટુંબે આગળ પડતો ભાગ લીધો હતો. **મરાઠી સામ્રાજ્યનો** ઇતિહાસ એટલે **શિવાજી** અને **રાઘોબાનાં** ચરિત્ર. એકે તેને સ્થાપ્યું, પોષ્યું, તાર્યું; બીજાએ તેને ઘા માર્યા, ઝેર દીધું, પાયમાલ કર્યું.

**માર્કિવસ હેસ્ટીંગ્સનું કાર્ય**.—**હેસ્ટીંગ્સે** **હિંદમાં** પગ મુકયો ત્યારે **કંપનીના** મુલકોને અનેક શત્રુઓનો ડર હતો. તોફાની **ગુરખાઓ** **અયોધ્યાના** ઉત્તર પ્રદેશમાં ધુસ્યા હતા; **મરાઠાઓ** **બ્રિટિશ** ઝુંસરી ફેંકી દેવા પોતાનાં બળ એકત્રિત કરવા મથતા હતા; **પિંઢારાઓ** **મધ્ય હિંદમાં** સિતમ ગુજારતા હતા. આ રીતે દેશ આખો અશાંત હાલતમાં હતો.

પરંતુ હેસ્ટીંગ્સના આગમનની સાથે રાજકીય ક્ષિતિજ પર ઝઝુમી રહેલાં કાળાં વાદળ ઉંચકાયાં, વિખરાયાં. ગુરખાઓ હાર્યા, મરાઠી દળ છુંદાયાં, અને પિંઢારા નાબુદ થયા. ટુંકમાં બ્રિટિશ સર્વોપરીપણાની આડે આવે એવાં રાજ્યો જીતાયાં. વેલેસ્લીનું બાકી રહેલું દઢીકરણનું કામ હેસ્ટીંગ્સે પુરૂં કર્યું. હિંદમાં અંગ્રેજોને ગોરી પ્રજાની સ્પર્ધાની છાયા પણ રહી નહિ, અને દેશી રાજ્યોની પરાધીનતા ચોક્કસપણે નિર્માણ થઈ. હિંદનો આખો દરિયા કિનારો તેમજ હિમાલયની તળેટીવાળો સુંદર પ્રદેશ બ્રિટિશના હાથમાં આવી ચુકયો હતો. ફક્ત બે બાજુએ ભય અને અસ્થિરતા હતાં—અગ્નિ અને વાયવ્ય. તેની વાત આગળ આવશે.

**પામર કંપની.**—નિઝામ હૈદરાબાદમાં રહેલી અંગ્રેજ ફોજના પગાર, અને દિવાન ચંદુલાલના ગેરકારભારને લીધે નિઝામ દિને દિને દેવામાં ડુબતો હતો. પામર કંપની નામની એક ઈંગ્લિશ શરાફી પેઢી તેની તમામ જરૂરતો પુરી પાડવા અને ગમે તેટલું નાણું ધીરવા તૈયાર રહેતી. આ પદ્ધતિ નિઝામને અનુકૂળ લાગવાથી તેણે નાણાં ઉપાડ ઉપાડ કર્યાં. છેવટે દેવું એટલું બધું વધી ગયું કે તે ફિટાડવું અશકય થઈ પડ્યું. પરિણામે એ કંપનીના ભાગીદારોએ નિઝામ દરબારમાં વધારા પડતી લાગવગ જમાવી. આ સ્થિતિ જોઈ હૈદરાબાદના રેસિડન્ટ મેટકાફે ગવર્નર-જનરલને વચમાં પડી આ કલંકમય પરિસ્થિતિ ટાળવા અરજ કરી. લોર્ડ હેસ્ટીંગ્સે પામર કંપની નવી લોન આપે એ વિષેની મના કરી, તથા ઉત્તર સરકાર એકદમ વેચી નાંખવા હુકમ કર્યો. આ વેચાણમાંથી નિઝામનું દેવું ચુકવાયું, અને ટુંક સમયમાં પામર કંપની ભાંગી પડી.

આ બનાવથી હેસ્ટીંગ્સની આબરૂને બટ્ટો લાગ્યો. જે જે લોન પામર કંપનીએ નિઝામને આપેલી તેની પરવાનગી કલકત્તા કાઉન્સિલે હેસ્ટીંગ્સના વિશિષ્ટ મતના બળે જ આપી હતી. વળી એ પેઢીનો એક મુખ્ય ભાગીદાર તેનો નજીકનો સગો હતો. પર્યંતે ( ૧૮૨૩ માં ) હેસ્ટીંગ્સે રાજીનામું આપ્યું અને તેને સ્થાને લોર્ડ આમ્હર્સ્ટ નીમાયો.

## પ્રકરણ ૪૩ મું. મરાઠી સામ્રાજ્યનો અંત.

આ સ્થળે સહેજ વિરામ લઈ મરાઠી સામ્રાજ્યના વિનાશ વિષે વિવેચન કરી લેવું ઠીક છે. શિવાજીએ યોજેલી અને સ્થાપેલી સંસ્થાઓ ૧૫૦ વર્ષ

સુધી **પેશ્વાઈ**ને તેમજ અન્ય **મરાઠી માં**ડલિકોને સહેજ સાજ ફેરફાર સાથે ઉપયોગી થઈ પડી હતી એ વસ્તુ **શિવાજી**ની મહત્તા દર્શાવે છે.

**મરાઠી સૈન્ય.**—પાયદળ **મ**રાઠી બળનું મૂળ હોઈ તેની વ્યવસ્થા સુંદર હતી. તેઓ તીર અને બંદુક વાપરતા પણ તેમનું માનીતું શસ્ત્ર તો ભાલો જ. શિવાય તેઓ તરવાર અને ઢાલ પણ રાખતા. પરંતુ દેશ અને પ્રજાની પ્રકૃતિને વધારે અનુકુળ હયદળ હતું. સ્વારોના અંગપર શસ્ત્રનો કે કપડાંનો ઝાઝો ભાર ન રહેતો. તેમના નાના, ચપળ, અને ચાલાક ઘોડા દિવસના એંશી એંશી માઇલ જતા. ખભે અન્નસામગ્રી ભરેલી કોથળી નાંખી દરેક સૈનિક નીકળી પડતો. રસ્તામાં દાણો ઘટી પડતાં તેઓ લુંટથી અથવા ખરીદી વડે બીજો દાણો મેળવી લેતા. સૈનિકને **સ**રકાર તરફથી સારા પગાર મળતા. વર્ષા ઋતુમાં સ્વારો કિલ્લાઓમાં રહેતા અને પાયદળવાળા પોતપોતાને ઘેર જઈ ખેતી કરતા. મેદાનપરની વ્યવસ્થિત લડાઈઓ બનતા સુધી ન લડવી એવો તેમનો નિયમ હતો. શત્રુનું બહુ દબાણ થતાં તેઓ આજુબાજુના કિલ્લાઓમાં ભરાઈ જતા અને લાગ આવતાં શત્રુસૈન્ય પર તુટી પડતા, તથા અન્નસામગ્રી અને ખજાનો ઉઠાવી જતા.

**રાજ્યપદ્ધતિ.**—દરેક પ્રાન્તમાં એકાદો કિલ્લો કેન્દ્ર રૂપે ગણાતો. રાજ્યમાં પ્રાન્તો પાડેલા તે દરેકમાં એક બે કિલ્લા અને તેની આસપાસના મુલક સમાય. **મ**હારાષ્ટ્રની ભૌગોલિક રચનાને લીધે જાનમાલની સલામતી માટે કિલ્લા ઉત્તમ સાધન હતા. પ્રાન્તનો મુખ્ય અધિકારી કિલ્લામાં જ રહેતો. મેદાનોમાં આવેલાં ગામોમાં **ગ્રામ્ય પદ્ધતિ** ચાલતી. ઘણાખરા ખેડુતોની જમીનો બાપદાદાથી ઉતરી આવેલી હતી. તેઓ મહેસુલ ભરતા તો તેમને કોઈ છેડી શકતું નહિ. દરેક ગામમાં એક **પટેલ** રહેતો તે ખેતી, ગુન્હા, અને મહેસુલ ઉઘરાત ઉપર દેખરેખ રાખતો. ઘણાં ગામોનાં જુથ પાડી તે પર એક **દેશાધિકારી** મુકાતો. મહેસુલની બાબતમાં ખેડુતોને ગેર ઈન્સાફ ન થાય એ માટે તમામ જમીનોને **સ**રકારી દફતરમાં સંભાળપૂર્વક નોંધવામાં આવતી.

આખા રાજ્યની વ્યવસ્થા **રા**જાના નીમેલા **અષ્ટપ્રધાન**ના હાથમાં હતી. (૧) **પેશ્વા** દિવાની તેમજ લશ્કરી ખાતાંપર સામાન્ય દેખરેખ રાખતો. (૨) **સેનાપતિ** લશ્કરી ખાતાંનો ઉપરી હતો. (૩) **પંત અમાત્ય** આખા રાજ્યના હિસાબ પર દેખરેખ રાખતો. (૪) **પંત સચિવ** દફતર ખાતાંનો ઉપરી હતો. (૫) **મંત્રી** ખાનગી ખાતાંનો વડો હતો. (૬) **સુમંત**

પરરાજ્ય ખાતું સમાલતો. (૭) **ન્યાયશાસ્ત્રી** રાજાને શાસ્ત્રાર્થ સમજાવતો અને ન્યાયખાતાંપર દેખરેખ રાખતો. (૮) **ન્યાયાધીશ** પ્રાંતો તરફથી આવતી અપીલો ચુકવતો.

આ સર્વ પદવીઓ યોગ્યતા પ્રમાણે આપવી એવો **શિવાજી**નો નિયમ હતો. પદવીઓ પરંપરા ઉતરે એ સિદ્ધાન્ત તેણે સ્વીકાર્યો ન હતો. વળી તેણે **બ્રાહ્મણ, પરભુ,** અને **મરાઠા**ઓનું સમતોલપણું જાળવ્યું હતું. પાછળથી **પેશ્વા**ની સત્તા વધી ગઈ. **પેશ્વાઈ** વંશપરંપરાની બની એ એક રીતે ઈચ્છવા જોગ ફેરફાર ન હતો. **માધવરાવ** સુધી થએલા **પેશ્વા**ઓ લાયક હતા અને તેમની વિરૂદ્ધ કશું કહેવાય એમ નથી; પરંતુ ત્યારપછી આવનારા પુરૂષોને બદલે લાયકાતથી **પેશ્વા**પદ પુરાયાં હોત તો **મરાઠી સામ્રાજ્ય**નું શ્રેય થવા ઘણો સંભવ હતો. **શિવાજી**ની પદ્ધતિમાં જ્યાં જ્યાં ફેરફાર થયા ત્યાં ત્યાં ઓછું વત્તું અહિત થયું હતું.

**મહેસુલ પદ્ધતિ.**—દરસાલ પાકની સ્થિતિ નિહાળી આકારણી થતી. સાધારણ રીતે પાકનો $\frac{2}{5}$ ભાગ **સરકાર** ધારો ગણાતો. જાગીર પદ્ધતિ **શિવાજી**ને નાપસંદ હતી, કેમકે તેમાં જાગીરો વંશપરંપરાની બની જતી અને બીજું, જાગીરદારના હાથ હેઠળના સૈનિકોને **રાજા** સાથે ઘણો ઓછો સંબંધ રહેતો. વળી મહેસુલ ઉઘરાત માટે **મોગલો** ઈજારા આપતા તે રીત **શિવાજી**ને પસંદ ન હતી. તે મુખ્યત્વે **બ્રાહ્મણો**ને ઉઘરાત માટે નીમતો અને તેઓ તમામ **સરકારી** તિજોરીમાં જમા કરાવતા.

આ ઉપરાંત પાડોશનાં રાજ્યોપાસે, **મરાઠી** સર્વોપરીતાના ચિહ્ન તરીખે તેઓ **ચોથ,** વસુલનો ચોથો ભાગ, અને **સરદેશમુખી,** વસુલનો બીજો દશમો ભાગ, ઉઘરાવતા. આ આવક **સરકારી** તિજોરીમાં જમા થતી. શરૂઆતમાં **ઔરંગઝેબે શિવાજીને ચોથ**નો પરવાનો આપેલો તે બદલ તે એ દેશનું રક્ષણ કરવા બંધાયો હતો. પરંતુ પાછળથી રક્ષણનો લાભ આપ્યા વિના **મરાઠા**ઓ કેવળ બળને જોરે **ચોથ** ઉઘરાવતા.

સાધારણ રીતે યુદ્ધમાંથી મેળવેલી લુંટમાંથી **શિવાજી** સૈનિકો અને અમલદારોને પગાર અને ઈનામ આપતો. આ પદ્ધતિ **પેશ્વા**ઓએ છોડી દીધી અને ગામો તથા જાગીરો આપવાનો રિવાજ દાખલ કર્યો. **શિવાજી**ની શાણી સંસ્થાઓને **પેશ્વા**ઓ ઠેઠ સુધી વળગી રહ્યા હોત તો તેમનાં **સામ્રાજ્ય**ની એકતા જળવાઈ રહેત અને જે સ્વતંત્ર પેટા રાજ્યો ઉભાં થયાં તે થાત નહિ.

**મરાઠાઓની પડતી અને વિનાશનાં કારણો.**—શિવાજીના વંશજો નમાલા હોઈ પેશ્વાઓએ તેમને દાબી દીધા. પેશ્વાઈ દરમ્યાન બેશક મરાઠાઓ ઘણા બળવાન બન્યા, પરંતુ તેમની રાજ્ય-વ્યવસ્થામાં વિનાશનાં તત્ત્વો હતાં. જે પ્રકારે પેશ્વાએ શિવાજી કુળને દાબી દીધું, તેજ પ્રકારે અન્ય મરાઠા સરદારોએ પેશ્વાને તેમજ એકમેકને દાબી દેવા તજવીજ કરી હતી. પરિણામે મરાઠી સામ્રાજ્ય અતિ શિથિલ ગાંઠોથી ગંઠાએલા નાનાં રાજ્યોના સમુહ રૂપ બન્યું. પાણીપતના પરાજયે મહારાષ્ટ્રપર સખત ફટકો માર્યો. તેમાં થએલી ખોટ તેઓ પુરી કરી શક્યા નહિ. માધજી સિંધીઆએ પરિસ્થિતિનો લાભ લઈ પોતાનું રાજ્ય ઘણું વધારી દીધું અને તે નવ્વાણુ વસા સ્વતંત્ર બન્યો. તેણે યુરોપી ઢબની યુદ્ધનીતિ અખત્યાર કરી અને મોટી મોટી પદવીઓએ યુરોપી અમલદારો નીમ્યા એ તેની બહુ મોટી ભુલ હતી. તેનું અંધ અનુકરણ બીજાં રાજ્યોએ કર્યું અને તેમની શી દશા થઈ તે આપણે જોઈ ગયા. વોરન હેસ્ટીંગ્સે પોતાની કાઉન્સિલમાં એ વિષે એક વેળા એવો અભિપ્રાય આપ્યો હતો કે " માધજી સિંધીઆ ભલે યુરોપી ઢબની તાલીમ દાખલ કરે. આપણે તેથી જરાયે ગભરાવાનું કારણ નથી. એ ઢબજ તેને ઠેકાણે કરશે." પાણીપત પછીનાં વર્ષોમાં એક બાજુએ માધવરાવ અને નાના ફડનવીસ જેવા પુરૂષો ભગીરથ પ્રયાસો કરી સામ્રાજ્યને પાછું સદ્ધર બનાવતા હતા ત્યારે એ જ પ્રજાના અનેક મોટા ગણાતા મનુષ્યો તેમની મૂર્ખાઈથી જાણેઅજાણે તેના પર ઘા મારતા હતા. છેલ્લાં બાજીરાવે હદ વાળી. બાપે સુરતના કરાર કરી સામ્રાજ્યમાં ભેદ દાખલ કર્યો, તો દીકરાએ વસાઈના કરાર કરી રાજ્યપર જીવલેણ ફટકો માર્યો.

## પ્રકરણ ૪૪ મું. રાજસ્થાનની કથા.

**બાબર** પાણીપતના વિજય પછી રજપુતાના જીતવા ગયો હતો, ત્યારે ચિતોડના રાણા સંગે હિંદુઓની આગેવાની લીધી. પોતાના ઝુંડા હેઠળ તેણે રાજસ્થાનનું નૂર ભેગું કર્યું. પ્રચંડ સૈન્યને મોખરે રહી તે આગ્રા તરફ ધસ્યો, પરંતુ સિક્રી આગળ તેની હાર થઈ ( ૧૫૨૭ ). સામ્રાજ્ય માટે રજપુતોએ લડેલી લડાઈઓમાં સિક્રી છેલ્લી હતી. ત્યારબાદ ચંદેરીગઢ લેવાયો અને રજપુતાનાનું સ્વાતંત્ર્ય છેક નાશ પામ્યું. પરાક્રમી સંગના અનુગામીએ મોગલ વિજેતાને શિર નમાવ્યું.

**હુમાયુન**ની પડતી પછી રજપુતાના સ્વતંત્ર બન્યું અને **શેરશાહે** તેને જીતવા સબળ પ્રયાસ કર્યા તથાપિ તે બહુ ફાવ્યો નહિ.

**અકબર**નાં રાજ્યમાં રજપુતાના પાછું જીતાયું. **રાણો** ઉદયસિંહ શૌર્ય-હીન નીવડ્યો. **અકબરે ચિતોડ**પર ચઢાઈ કરી ત્યારે ઉદયસિંહ શહેર છોડી **અરવલ્લી**ના દુર્ગમ ડુંગરો તરફ ચાલી ગયો. તેના જવા છતાં સેનાપતી **જય-મલે ચિતોડ**નો વીરતાપૂર્વક બચાવ કર્યો અને ચાર ચાર મહિનાના ઘેરા પછી જ તે શહેર પડ્યું. **ચિતોડ**-પતને રજપુતાનાનું ભાગ્ય સીવી લીધું. થોડી ઘણી રજપુત ટુકડીઓ તાબે ન થતાં આજુબાજુ આવેલા **અરવલ્લી**ના દુર્ગમ ડુંગરોમાં ચાલી ગઈ, છતાં ઘણાખરા રજપુત **રાજાઓએ અકબર**ની સર્વો-પરીતા સ્વીકારી. રજપુતાના **મોગલ સામ્રાજ્ય**નું અંગ બન્યું. **મોગલો** સાથે સંબંધ ન રાખનારા રજપુતોમાં **મેવાડ** અથવા ઉદેપુરવાળા ખાસ નોંધવા લાયક છે. પલાયન કરી જનાર ઉદયસિંહના પુત્ર **રાણા પ્રતાપે** પોતાની અપૂર્વ બહાદુરીથી પિતાની નામોશી ઢાંકી દીધી. ૧૫૭૬માં **હુલદીઘાટ** નજીક **અકબર**ના સેનાપતિ **માનસિંહે પ્રતાપ**ને હાર ખવડાવી. છતાં **મોગ-લ**ને તાબે થવું તુચ્છ ગણતો હોવાથી તે ડુંગરામાં ચાલી ગયો. પોતાને થએલા નુકશાનની દુરસ્તી અને સૈન્યની પુનર્વ્યવસ્થા કર્યા બાદ તે પોતાનાં પહાડી રહેઠાણમાંથી પાછો બહાર નીકળ્યો. વારંવાર તેણે **મોગલો**પર હુમલા કર્યા. લાંબા સમય સુધી અનેક સંકટો અને હારો ધૈર્યથી વેઠી, ત્યારબાદ આખરે દૈવ તેને પ્રસન્ન થયું. તે પોતાનાં રાજ્યનો ઘણોખરો ભાગ મેળવી શકયો, પરંતુ તે ભોગવવા જીવ્યો નહિ. ૧૫૯૭ માં તેનું મરણ થયું.

**જહાંગીર.**—**મોગલો**નો વિરોધ કરવામાં **મેવાડ**ના રજપુતો કદી ડગ્યા નહિ અને ઉદેપુરસાથે જે અકીર્તિકર યુદ્ધ **મોગલો** ચલાવતા હતા તે નિરંતર ચાલ્યા કર્યું. છેવટે **શાહજહાને** એ ઝઘડાનો ફત્તેહમંદ અંત આણ્યો. તેણે બહાદુર **મેવાડીઓ**ને પજવી પજવી દુઃખને અંતે ઉતાર્યા અને આખરે **રાણો અમરસિંહ મોગલ**ને તાબે થયો.

**રજપુતો મોગલાઈના મિત્રો.**—**અકબરે** રજપુતોને સતાવવાને બદલે મિત્રો બનાવ્યા, અને **હિંદુ મુસલમાન** વચ્ચે લગ્નસંબંધ કરાવી મિત્રાચારીની ગાંઠ દઢ કરી. વળી **હિંદુ** રાણીના સંબંધીઓને **બાદશાહી** કુટુમ્બના પુરૂષો ગણવાનો રિવાજ તેણે ચાલુ કર્યો. તેણે રજપુત **સરદારો**ને મોટી મોટી જગ્યાઓ આપી, અને ઉત્તમ સુધારા દાખલ કરી, જુલમમાંથી

બચાવી સામાન્ય પ્રજાનું રક્ષણ કર્યું. પરિણામે રજપુતોએ નમુનેદાર નિમક-હલાલીથી તેની સેવા ઉઠાવી, અને ધીમે ધીમે સામ્રાજ્યનાં સંરક્ષણાર્થે હિંદુઓ અને મુસલમાનો સાથે સાથે ઉભા રહી લડે એ સામાન્ય વસ્તુ થઈ પડી.

**રજપુતોની શત્રુતા.**—**અકબર**ની ઉદાર રાજનીતિને લીધે રજપુતો સાચા મિત્રો અને વફાદાર રૈયત બન્યા હતા. **ઔરંગઝેબે** પોતાની સંકુચિત નીતિવડે તેમને કટ્ટા શત્રુ બનાવ્યા. **અકબર**નો હિંદુ-મુસલમાન લગ્નનો રિવાજ બંધ કરાવ્યો. લશ્કરી તેમજ દિવાની ખાતાંઓની સર્વે જગ્યાપરથી રજપુતોને કાઢ્યા, તથા તેમનાપર ધિક્કારપાત્ર જજીયાવેરો નાંખ્યો. વળી દાઝયા પર ડામ દેવા **ઔરંગઝેબે** **મારવાડ**ના જશવંતસિંહના પુત્રોને પકડવા તજવીજ કરી. આ નીચ પ્રયાસ નિષ્ફળ ગયો અને **મેવાડ** તથા **માર**વાડના રજપુતોએ તે કુંવરોની વહારે ધાવા વચન આપ્યું. આ રીતે રજપુત યુદ્ધ શરૂ થયું ( ૧૬૭૯ ). **ઔરંગઝેબે** પૂરજોશથી લડત ચલાવી પણ તેને ટકાઉ જીત મળી નહિ. રજપુતો કદી તાબે થયા નહિ. જો કદાચ તેમનું પાસું નબળું જણાતું તો તેઓ ડુંગરાઓમાં નાસી જતા, અને લાગ જોઈ પાછા ત્યાંથી નીકળતા. આ રીતે તેઓ અનેકવાર **બા**દશાહી સૈન્યને સખત માર મારી જતા. પરંતુ આ બધાં કરતાં રજપુતોનો ટેકો ગયો અને રજપુત સરદારોની શત્રુતા થઈ એ **ઔરંગઝેબ**ને મોટામાં મોટું નુકશાન હતું. અને એ નુકશાન **મોગલ સામ્રાજ્ય**ને મહાઘાતક નીવડ્યું.

**અરાઢમી સદીનું રજપુતાના.**—**ઔરંગઝેબ**નાં મરણપછી **મોગલા**ઈની પડતી શરૂ થઈ. **ઔરંગઝેબે** કરેલાં અપમાનો અને નુકશાનોથી હેરાન હેરાન થઈ રહેલા રજપુતોએ **મોગલો**ની નિર્બળતાનો લાભ લઈ પોતાનું સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું. તે સમયે ત્રણ મોટાં રાજ્યો હતાં—ઉદેપુર, **માર**વાડ, અને જેપુર. આ ત્રણેએ **બહાદુરશાહ** પાસેથી પોતાનું સ્વાતંત્ર્ય કબુલ કરાવ્યું. આઠ વર્ષ પછી **અજમેર** પણ સ્વતંત્ર બન્યું ( ૧૭૨૦ ).

પરંતુ આ રીતે **મોગલ** ઝુંસરીમાંથી છુટ્યા પછી, માંહોમાંહેના કુસંપ અને **મરાઠા**ઓની સતાવણીને લીધે રજપુત સ્વાતંત્ર્ય પાછું ગયું. **મોગલ**નું સ્થાન **મરાઠા**એ લીધું. રજપુતાનામાં **ચોથ** ઉઘરાવાઈ. તેઓએ દેશને વ્યવસ્થિત કરવાની તસ્દી લીધી નહિ. દર વર્ષે **ચોથ**રૂપી જે ફાળો આવતો તે લઈ તેઓ

સંતોષ માનતા. આથી જ્યારે **અહમદશાહ અબ્દાલી** અને **મરાઠાઓ** વચ્ચે **પાણીપત**નાં મેદાનમાં મુકાબલો થયો ત્યારે રજપુતો તે પ્રસંગનો લાભ લઈ **મરાઠી સામ્રાજ્ય**માંથી છટકવા ચુકયા નહિ.

બાદ જ્યારે **મરાઠી** પ્રતિષ્ઠા પાછી જામવા લાગી ત્યારે અનેક **મરાઠા સર-દારો**એ રજપુતાનામાં **ચોથ**નો રિવાજ પાછો ચાલુ કર્યો. પરિણામે એકે એકે રજપુત રાજાઓ **અંગ્રેજો**ના આશ્રય હેઠળ ગયા. આજે પણ તેઓ **અંગ્રેજ** રાજ્યની શીતળ છાયા હેઠળ છે. કર્નલ **ટોડ** નામનો **અંગ્રેજ** વિદ્વાન રજપુતાનામાં રેસિડન્ટ તરીખે ઘણો વખત રહ્યો હતો. તેણે **રાજ-સ્થાન**નો સવિસ્તર ઈતિહાસ લખ્યો છે.

## પ્રકરણ ૪૫ મું. લોર્ડ આમ્હર્સ્ટ.

**બ્રિટિશ સત્તાનાં રૂપાન્તર.—માર્કિવસ હેસ્ટીંગ્સ**ના ગયા પછી ૭ સાત મહિને **લોર્ડ આમ્હર્સ્ટે** આવી ચાર્જ લીધો. આ સમયે ચોમેર શાંતિ હતી. માજી રાજ્યમાં **મરાઠાઓ**નું ઘણુંખરૂં રાજ્ય **અંગ્રેજ**ના હાથમાં આવી ચુકયું હતું. **હિંદ**નો મોટો ભાગ **અંગ્રેજ** છત્ર હેઠળ આવ્યો હતો. આ સત્તા કયા ક્રમથી પ્રાપ્ત થઈ તે વિચારતાં માલમ પડે છે કે ૧૭૪૪–૭૪ સુધીનાં ત્રીશ વર્ષ દરમ્યાન **બ્રિટિશ** સત્તા મુખ્ય **હિંદી** રાજ્યો કરતાં હલકી હતી. **વૉરન હેસ્ટીંગ્સ**ના સમયથી ( ૧૭૭૪–૧૮૦૪ ) એ સત્તા મુખ્ય **હિંદી** રાજ્યોની બરાબરી કરતી થઈ. અંતે **વેલેસ્લી**ના સમયથી એ સર્વોપરી બની.

**બર્મા.—બંગાળા**ની પૂર્વે આવેલા મોટા દેશને **બર્મા** (બ્રહ્મદેશ) કહે છે. તેમાં ઈરાવતી નામની નદી વહે છે. એના કાંઠાનો પ્રદેશ ઘણો ઉપજાઉ છે. **બર્મી** લોકો **હિંદુ–ચીન**ની જાતીના હોઇ **બૌદ્ધ** ધર્મ પાળે છે. તેમનામાં નાત-જાતનો ભેદ કે બાલવિવાહ કે પડદાના અનિષ્ટ રિવાજ નથી. એક ધર્મ અને એક જાતિને લીધે તેઓમાં સંપ પુષ્કળ હતો. ત્યાં **આવા** અને **પેગુ**નાં રાજ્યો મુખ્ય ગણાતાં અને તેઓ વચ્ચે અનેક યુદ્ધ થએલાં. વળી **શ્યામ** અને **ચીન** દેશની સ્વારીઓ પણ ત્યાં આવતી. અરાઢમી સદીના મધ્યમાં **બર્મા**માં **આલોમ્પરા** નામનો એક બળવાન રાજા થયો તેણે આખા દેશને કબજે કર્યો હતો.

**પહેલો બર્મી વિગ્રહ–કારણો.**—બન્ને પક્ષોની પરસ્પરની સ્પર્ધા એ આ યુદ્ધનું ખરૂં કારણ હતું. **બર્મીઓએ આરાકાન, આસામ,** અને **મણી-**

પુર જીત્યાં. આથી **બર્મી** રાજ્ય **બ્રિટિશની** પૂર્વસીમાની છેક નજીક આવી લાગ્યું. આ નજીકતામાં અનેક અગવડો ઉભી થતી. ઘણા **આરાકાનીઓ** **બ્રિટિશ** મુલકમાં આવી આશ્રય લેવા લાગ્યા. **બર્મી રાજાએ** કહાવ્યું કે એ નાસી આવેલા લોકોને* મારે સ્વાધીન કરો. આ વિનંતી માન્ય ન થતાં તે ખૂબ કોપાયમાન થયો. કંપનીના સૈનિકો અને **બર્મીઓ** વચ્ચે અનેક સમયે ઝપાઝપી ઉડતી. **શાહપુરી** બેટ **બર્મીઓએ** પોતાનો ગણી કબજે કર્યો, અને ત્યાંની **અંગ્રેજી** ફોજને મારી હઠાવી. આ પરથી **અંગ્રેજોએ** પાછી ફોજ મોકલી એ બેટ સર કર્યો, અને **બર્મી** દરબારને કાગળ લખ્યો. આ પરથી રાજાએ યુદ્ધની તૈયારી કરી અને સેનાધિપતિ **મહાબંદુલાને** એવો હુકમ મોકલ્યો કે **બ્રિટિશને બંગાળામાંથી** હાંકી કાઢો અને આ સાથે મોકલેલી સોનાની સાંકળે ગવર્નર-જનરલને બાંધી લાવી દરબારમાં રજુ કરો. **લોર્ડ આમ્હર્સ્ટે** પણ તૈયારી કરી યુદ્ધ જાહેર કર્યું (૧૮૨૪).

**બનાવો.**—ત્રણ **અંગ્રેજ** સૈન્યોએ જુદી જુદી દિશાએથી **બર્માપર** હુમલા કર્યા. **મદ્રાસ** સૈન્ય જલમાર્ગે **રંગુન** ગયું. **બંગાળાની** હદપર **નોર્થ**નની ફોજ હતી તેને **મહાબંદુલાએ** હાર આપી. પૂર્વ દિશાએ **આસામમાં** થઈ

---

* મોગલો પોતાનું રાજ્ય બંગાળાની પૂર્વે કદી લઈ ગયા ન હતા. ચિતાગાંવ બંગાળામાં ગણાતું. એ શિવાય બ્રહ્મપુત્રા સામ્રાજ્યની પૂર્વસીમા ગણાતી. ચિતાગાંવની દક્ષિણે આરાકાન અને પેગુનાં રાજ્યો હતાં. આ રાજ્યો તથા આસામ, તેનાસરીમ, અને ઇરાવતીનો આખો પ્રદેશ અરાઢમી સદી દરમ્યાન બર્મીઓએ સર કર્યો હતો. સર જોન શોરના સમયમાં આરાકાનમાંથી કેટલાક લોકો નાસી ચિતાગાંવમાં વસ્યા હતા. તેઓ તોફાની હોવાથી બર્મી ફોજે તેમની પૂંઠ પકડી અને શોર સાહેબે તે લોકોને સોંપી દીધા. થોડા વખત પછી હજારો આરાકાનીઓ બ્રિટિશ મુલકમાં આવી વસ્યા. તત્કાલીન ગવર્નર-જનરલ વેલેસ્લીએ તેમને બર્મા સરકારને સોંપ્યા નહિ, પરંતુ સમાધાન માટે અંગ્રેજ વકીલો મોકલ્યા. એ નાસી આવેલા લોકો પણ સલખણા ન હતા. તેઓ વખતો વખત આરાકાનમાં ઘુસી જઈ ધાડ પાડતા અને લુંટફાટ કરી બ્રિટિશ હદમાં નાસી આવતા. તેમને સોંપી દેવા વિષે બર્મા સરકારે ઉપરા ઉપરી માંગણી કરી પણ કલકત્તાવાળાઓએ એ વિષે ઝાઝી પરવા કરી ન હતી.

એક સૈન્ય ગયું, પરંતુ એ માર્ગ રોગભર્યાં જંગલો અને અજાણ્યા તથા કુપરા પહાડોમાં થઈ જતો હોવાથી તેને પાછા આવવું પડ્યું. આમથી મદ્રાસની ફોજે રંગુન કબજે કરી ત્યાં છાવણી નાંખી. ત્યાંથી ૪૦ માઈલપર આવેલા ડોનાબુમાં મહાબંદુલા આવ્યો હતો, તેનાપર મદ્રાસ ફોજે હુમલો કર્યો, પરંતુ હાર ખાઈ તેને પાછા હઠવું પડ્યું. એવામાં અંગ્રેજોના સદ્ભાગ્યે મહાબંદુલાને અચાનક ગોળી લાગતાં તે મરણ પામ્યો. સેનાપતિનું મરણ થતાં સૈનિકો ભયભીત બની નાઠા. ત્યાર પછી તરતમાંજ પ્રોમ શહેર લેવાયું. વળી પેગનમાં બર્મીઓ હાર્યા. આથી બર્મી રાજાએ નિરૂપાયે (૧૮૨૬) સુલેહ કરી.

યેન્દાબુ મુકામે સંધી થઈ. આરાકાન, તેનાસરીમ, અને આસામ અંગ્રેજોને મળ્યાં. બર્મી રાજાએ એક કરોડ રૂપિયા નુકશાનીના આપ્યા, તથા બ્રિટિશ વકીલને પોતાના દરબારમાં રાખ્યો.

**જાટ લોક.**—જાટ લોકોએ ભરતપુરનું રાજ્ય સ્થાપ્યું હતુ. અરાઢમી સદીમાં સુરજમલ નામનો પરાક્રમી જાટ રાજા થયો હતો. તેણે ચારેક કિલ્લા બંધાવ્યા હતા. માટીના છતાં તે એવા તો મજબુત હતા કે ભલભલી તોપો તેનાપર અસર કરી શકતી નહિ. ભરતપુર અને દિગના કિલ્લા આમાં જ આવી જાય છે. મીરકાસમની નોકરીમાં રહી જે સમરૂએ પટનામાં અંગ્રેજ કેદીઓની કતલ કરેલી તે પાછળથી સુરજમલની નોકરીમાં રહ્યો હતો. તેની સહાયથી સુરજમલ અતિ બળવાન બન્યો હતો. સુરજમલ પછી તેનો પુત્ર રણજીતસિંહ બાપના જેવોજ બળવાન અને પરાક્રમી નીકળ્યો હતો. ૧૮૦૩માં સિંધીઆ સામે યુદ્ધ ચાલતું હતું ત્યારે ભરતપુર રાજ્યના ૫૦૦૦ જાટો અંગ્રેજની મદદે ગયા હતા. આ ઉપકારના બદલામાં ભરતપુર સિંધીઆની તાબેદારીમાંથી છુટ્યું. પાછળથી હોલ્કર સામેના યુદ્ધ સમયે ભરતપુરે હોલ્કરને આશ્રય આપ્યો. અંગ્રેજ સેનાપતિ લેકે ભરતપુર અને દિગના કિલ્લાપર ઘેરા ઘાલ્યા હતા. દિગગઢ તો લેવાયો પરંતુ ભરતપુરે લેકને થકવી નિરાશ બનાવ્યો. ત્યારબાદ સુલેહ થઈ હતી.

**ભરતપુર પર હુમલો.**—૧૮૨૫માં ભરતપુરનો રણજીતસિંહ ગુજરી ગયો. તેના ભાઈ દુર્જનસાલે તેના બાળપુત્ર બળવંતસિંહને બંદીખાને નાંખી ગાદી છીનવી લીધી. આ સમયે નેપાલમાં પ્રખ્યાત બનેલો ઓક્ટરલોની ત્યાં રેસિડન્ટ હતો. વૃદ્ધ અને અનુભવી ઓક્ટરલોનીને લાગ્યું કે આ

ચાલ ચાલવા દેવામાં આવે તો બીજાં રાજ્યોમાં પણ એવાં કાર્યો થશે, હરેક સ્થળે અને દરેક સમયે ગાદી ખાલી પડતાં આરોહણમાટે અપાર ઝઘડા થશે, આવા ઝઘડાઓમાંથી આંતરિક કલહો પેદા થશે, અને એ પ્રમાણે આડકતરી રીતે બ્રિટિશ સર્વોપરીતાને ધોકો લાગશે.

આથી ઑક્ટરલોનીએ જબરો લશ્કરી દેખાવ કરી ગાદી બથાવી પાડનારને ધમકી આપી કે તમે બાળરાજાના હક્ક ડુબાવવાના પ્રયાસ ચાલુ રાખશો તો તમને એકદમ સજા કરવા માટે ઉપાય કરાશે. આ ધમકીથી દુર્જનસાલ ઠેકાણે આવી જાત, પરંતુ આમ્હર્સ્ટે ભરતપુરની તકરારમાં ઉતરવા ના પાડી. લશ્કરી ગોઠવણુ બંધ રખાવી તેણે ઑક્ટરલોનીને સખત ઠપકો દીધો. આ અપમાન સહન ન થવાથી ઑક્ટરલોનીએ રાજીનામું આપ્યું, અને બે મહિના બાદ તેનું મરણ થયું. આ બાજુ દુર્જનસાલનું કામ વધતું ચાલ્યું. આમ્હર્સ્ટને હવે પોતાની ભુલ સમજાઈ, અને તેણે ભરતપુર તરફ અંગ્રેજ સેના રવાના કરી.

ભરતપુર પર ઘેરો નંખાયા. જાટ લોકોએ વીરતાપૂર્વક બચાવ કર્યો. અંગ્રેજોના બહુ બહુ પ્રયાસો છતાં તેની દિવાલો તુટી નહિ. છેવટે સેનાધિપતિ લોર્ડ કોમ્બર્મીયરે ગંજાવર સુરંગ ફોડી અભેદ્ય ભરતપુરને ભેદ્યો. જે કાર્ય લેક નહિ કરી શકેલો તે કોમ્બર્મીયરે કર્યું અને અંગ્રેજોની લશ્કરી કીર્તિ ચોમેર ફેલાઈ (૧૮૨૬). દુર્જનસાલને કેદ કરી બાળરાજાને ગાદી અપાઈ અને રાજ્યમાં શાંતિ સ્થપાઈ.

**બરાકપુરનો બળવો.**—૧૮૨૪માં બર્મી વિગ્રહની તૈયારી દરમ્યાન એક કમનશીબ બનાવ બન્યો હતો. ૪૭ મી દેશી પલટને સરકારના હુકમનો અનાદર કરી બર્મા જવા ના પાડી. આ સિપાઈઓનાં અનેક નાનાં દુઃખો ઉપરાંત તેમને એક બે મોટી અડચણો હતી. દરિયામાર્ગે બર્મા જવામાં તેઓને ધર્મનો બાધ હતો. તે સમયનો હિંદુ સમાજ પરદેશગમન કરનારાને સંઘરતો નહિ, અને જમીનમાર્ગે જવા માટે આ સિપાઈઓ પાસે સાધનો ન હતાં. આ મુશ્કેલીઓ વિષે તેમણે અધિકારીઓને સમજુત આપી હતી. તથાપિ સૈનિકથી હુકમનો અનાદર થઈ શકે જ નહિ એ લશ્કરી નિયમને આધારે આખી પલટનને ઘેરી તેનાપર ગોરાં સૈન્ય પાસે તોપના ગોળા છોડાવ્યા. ઘણાની કતલ થઈ ગઈ. વળી કતલમાંથી બચેલાઓની લશ્કરી

તપાસ ચાલી અને તેમને પણ ફાંસીની સજા થઈ. અંગ્રેજ સૈન્યમાંથી ૪૭ મી પલટનનું નામ રદ થયું. જો અધિકારીઓ શાણા હોત તો આ દુઃખદ બનાવ બનત નહિ. સૈનિકે કદી હુકમનો અનાદર કરવો નહિ એ વાત સાચી, પણ સાથે આધકારીએ હુકમ આપતાં પહેલાં તેના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે પુરેપુરો વિચાર કરવો જોઈએ, એ વાત શું ઓછી સાચી છે ? માલ્કમ કે ઑકટર્લોની જેવો અધિકારી હોત તો તેણે સમજાવટથી તેમની પાસેથી ધાર્યા કરતાં યે વધારે કામ લીધું હોત.

## પ્રકરણ ૪૬ મું. લોર્ડ વિલિયમ બેન્ટીન્ક.

આમ્હર્સ્ટની મુદત પુરી થતાં તે ૧૮૨૮ માં વિલાયત ગયો અને તેને સ્થાને લોર્ડ વિલિયમ બેન્ટીન્ક નીમાયો. વેલોરના બળવા સમયે તેને મદ્રાસનું ગવર્નરપદ છોડવું પડેલું એ તમે વાંચી ગયા. વેલેસ્લી અને માર્કિવસ હેસ્ટીંગ્સ જેટલા રાજ્યવૃદ્ધિમાટે પ્રખ્યાત છે તેટલો બેન્ટીન્ક રાજ્યવ્યવસ્થા સારૂ વિખ્યાત છે. શાંતિ સ્થાપવાનું કામ, મુલક જીતવા જેવુંજ, બલ્કે તેથી વધારે કઠણ છે; અને આમાં બેન્ટીન્કે પોતાની દક્ષતા સિદ્ધ કરી છે.



लॉर्ड विलियम बेन्टीन्क

અત્યારે સિંધ અને પંજાબ બાદ કરતાં બાકીનાં સઘળાં હિંદી રાજ્યો બ્રિટિશનાં માંડલિક બન્યાં હતાં, અને કંપની તેમને બહારના તેમજ અંદરના શત્રુઓથી રક્ષવા બંધાએલી હતી. આ સ્થિતિમાં તટસ્થતાના ઉપાસકો એવું કહેવા લાગ્યા કે માંડલિક રાજ્યો માંહોમાંહે લડે તો જ કંપનીએ વચમાં પડવું. તેમના આંતરિક વહીવટમાં કંપનીએ માથું મારવું નહિ. આ નિયમ જો અમલમાં મુકાયો હોત તો તેથી મહા હાની થાત. જો પ્રજા બળવો ઉઠાવે તો કંપની રાજાનું રક્ષણ કરવા બંધાએલી હતી; ત્યારે શું રાજાના જુલમ

સામે પ્રજાને રક્ષવાની કંપની સરકારની ફરજ ન હતી? આ પ્રશ્ન બેન્ટીન્કના સમયમાં ઉભો થયો હતો.

**સામાજિક સુધારો.**—સમાજ-સુધારણામાં બેન્ટીન્કનું સૌથી મોટું કાર્ય સતીનો ચાલ અટકાવવાનું હતું. સદીઓ થયાં હિંદુ વિધવાઓને સતી થવાનો, એટલે ધણી પાછળ બળી મરવાનો ચાલ ચાલતો હતો. સતીઓના



राजा राममोहन राय

ચોક્કસ આંકડા મળે એમ નથી. પરંતુ ચૌદમી અને સોળમી સદી વચ્ચે તેમની સંખ્યા હજારોએ પહોંચી હશે. આ અનિષ્ટ રિવાજ બંધ કરવાની અભિલાષા બેન્ટીન્ક પહેલાં ઘણા હાકેમોને થએલી. અકબરે એ વિષે કાયદા

કર્યાં હતા. ફ્રેન્ચ, ડચ અને પોર્ટુગીઝ લોકોએ પોતાની હદમાં એ ચાલ બંધ કરાવ્યો હતો. અંગ્રેજોએ પહેલાં એમ ઠરાવેલું કે વિધવા નારાજ હોય તો તેને સતી થવા દેવી નહિ. પરંતુ વિધવાની ખુશી-નાખુશી જાણવાનું કામ અતિ કઠણ જણાયાથી બેન્ટીન્કે એ વિષે તપાસ ચલાવી; બંગાળી સૈન્યની ભાવના જાણવા ઉપાયો યોજ્યા અને જ્યારે એમ માલમ પડ્યું કે સૈન્યમાં એ કારણે બળવો થાય એમ નથી ત્યારે તેણે બીજાઓના અભિપ્રાય ભેગા કર્યાં. નિઝામનાં ન્યાયખાતાએ એકમતે એવો અભિપ્રાય આપ્યો કે એ રિવાજ બંધ કરી શકાય એમ છે અને બંધ થવોજ જોઇએ. વળી પ્રખ્યાત બંગાળી, રાજા રામમોહન રાયે તેને પુષ્કળ સહાય કરી. પર્યંતે (૧૮૨૯) તેણે એવો કાયદો કર્યો કે સતી થવામાં ભાગ લેનારને અને મદદ કરનારને ખુની ગણી સજા કરવામાં આવશે. આ સામે અજ્ઞાન લોકોએ અરજીઓ મોકલેલી અને ઠેઠ પ્રીવી કાઉન્સિલ સુધી પહોંચેલા, પરંતુ તેમનું કાંઈ વળ્યું નહિ. આસ્તે આસ્તે લોકોનો ઉભરો શમી ગયો અને એ ખરાબ ચાલ બંધ થયો.

**ઠગોનું નિકંદન.**—આ સમયમાં ઠગો તરફનો રૈયતને મહા મોટો ઉપદ્રવ હતો. તેઓ ખુન અને લુંટનો ધંધોજ લઈ બેઠા હતા, અને માંહોમાંહે તેઓએ ગુપ્ત મંડળો સ્થાપ્યાં હતાં. તેમનો સાધારણ રિવાજ એવો હતો કે એક બે ઠગ નિર્દોષ વેપારીનો વેશ ધારણ કરી મુસાફરોના સંઘમાં ભળી જતા. દિવસોના દિવસો સુધી તેઓ પોતાના શિકારના સાથમાં મુસાફરી કરતા, ઉપકારવૃત્તિ અને આનંદીપણાના ડોળથી તેઓ મુસાફરોનાં મન વશ કરી લેતા. આ રીતે બાજી ગોઠવાતી અને આખરે જ્યારે મુસાફરો પોતાને પુરેપુરા નિર્ભય માનતા, ત્યારે ઠગો પોતાનું સાચું સ્વરૂપ પ્રગટ કરી તેમને ફાંસો ઘાલી મારી નાંખતા. પછી અંગ ઉપરનું જરઝવેરાત ઉતારી લઈ તેઓ શબને દાટી દેતા. લોકો પણ જાણતા છતાં ડરના માર્યાં તેમનો પત્તો આપતા નહિ. આ રીતે ઠગોને હાથે કેટલાં ખુન થયાં હશે તેનો સત્તાવાર હિસાબ નથી. એક ઠગે કરેલા આત્મનિવેદનમાં તેણે કબુલ કર્યું હતું કે મેં ૭૧૯ ખુનમાં ભાગ લીધો છે ! આ પરથી તેમનાં કુકર્મોની પ્રચંડતાનો કાંઈક ખ્યાલ આવે છે.

બેન્ટીન્કે ઠગોનું નિકંદન કરવાનું કામ મેજર સ્લીમનને સોંપ્યું. એ કાર્ય કરતાં સાત વર્ષ વીતી ગયાં. ૧૮૩૧–૭ સુધીમાં ત્રણ હજારથી વધુ

ઠગો પકડાયા. હજારેકને દેહાંત સજા થઈ; બાકીનાઓએ ગુન્હા કબુલ કર્યાં અને પસ્તાવો કર્યો તેમને ક્ષમા આપી ખેતીવાડીમાં પરોવ્યા.

સતીની બંધી, અને ઠગોનું નિકંદન એ શિવાય બેન્ટીન્કે સિપાઈઓની અમુક નોકરી પછી તેમના પગાર વધારવા, અને તેમને ફટકા મારવાની સજા બંધ કરવી એવા નિયમ કરી સિપાઈઓનો સામાજિક મોભ્ભો વધાર્યો.

**વહીવટી સુધારા.**—આમ્હર્સ્ટના અમલમાં બર્મી વિગ્રહના અપાર ખર્ચને લીધે તિજોરી ખાલી હતી. વસુલ કરતાં ખર્ચ દરસાલ એક કરોડ જેટલો વધારે થતો. આ સ્થિતિ સુધારવા બેન્ટીન્કે અનેક ઇલાજો યોજ્યા. પહેલાં તો તેણે એવો નિયમ કર્યો કે હિંદીઓને મોટી સરકારી નોકરીમાં દાખલ કરવા. આથી દરેક સરકારી પદવીએ અંગ્રેજોને રોકવામાં પુષ્કળ ખર્ચ થતો હતો તે ઘટ્યો. વળી હિંદુસ્તાનના વહીવટમાં હિંદીઓ ન રોકાય એ અન્યાય કેટલેક અંશે દૂર થવાથી હિંદીઓ રાજી થયા, અને બ્રિટિશ રાજ્યની સુસ્થાપનામાં આ હિંદી નોકરોનો સહકાર અતિ ઉપયોગી થઈ પડ્યો.

દિવાની તેમજ લશ્કરી અધિકારીઓનાં ભથ્થાં તેણે ઓછાં કર્યાં. વળી મોગલાઈમાં કેટલીક જમીનો ઈનામમાં અપાએલી તેની મહેસુલ માફ ગણાતી. આવી ઈનામી જમીનો બેન્ટીન્કે ઓછી કરી. વાયવ્ય પ્રાન્તમાં સ્થાયિ જમાબંધી નહિં દાખલ કરતાં તેણે નવી જમાબંધી કરી તેની મુદત સાધારણ રીતે ૩૦ વર્ષની રાખી. વળી એના કન્ટ્રાકટ ગામડાંના જમીનદારો સાથે કરાયા. મદ્રાસમાં મન્રોએ રૈયતવારી પદ્ધતિ દાખલ કરાવી હતી તેથી ત્યાં રૈયત સીધી સરકારને મહેસુલ ભરતી.



સર ટૉમસ મન્રો

આ ઉપરાંત અફીણની આવક પણ તેણે વધારી. તેથી કંપનીની નાણાં સ્થિતિ સદ્ધર બની. તે આવ્યો ત્યારે

ઉધાર પાસું ભારે હતું તેને સ્થાને અત્યારે તે દોઢ કરોડ જમે બાજુપર આણી શકયો.

**કેળવણીની સુધારણા.**—હિંદીઓને સરકારી નોકરીમાં લેવા એ નક્કી થયું એટલે તેમને તે માટે યોગ્ય કેળવણી આપ્યા વિના છુટકો ન હતો. ૧૮૧૩ સુધી કંપની સરકારે એ બાબતમાં કશું કર્યું ન હતું. ૧૮૧૩થી દરસાલ કેળવણી માટે એક લાખ રૂપિયા જુદા કઢાવા લાગ્યા. તેમાંથી કેટલીક સંસ્કૃત પાઠશાળા તથા અરબી મદ્રેસાઓને મદદ મળતી. બેન્ટીન્કને લાગ્યું કે સંસ્કૃત કે અરબી હિંદની માતૃભાષા નથી; લોકોની ભાષા નિરનિરાળી છે, અને રાજ્યની ભાષા અંગ્રેજી છે. આ પરથી તેણે કેટલીક સરકારી શાળાઓ ખોલી તેમાં અંગ્રેજી શિક્ષણ ચાલુ કર્યું.

આ પ્રસંગે પૌર્વાત્ય પક્ષ એટલે સંસ્કૃત અરબીની હિમાયત કરનારાઓ, અને પાશ્ચાત્ય પક્ષ એટલે અંગ્રેજીવાળાઓ વચ્ચે તીવ્ર વાગ્યુદ્ધ ચાલ્યાં હતાં. અંતે મેકોલેની સુંદર દલીલોને લીધે અંગ્રેજીવાળા ફાવ્યા અને એમ નક્કી થયું કે સરકારી સ્કુલો અને કોલેજોમાં અંગ્રેજી મારફતે શિક્ષણ આપવું. આના પરિણામે આજે અંગ્રેજી ભાષા રાજા પ્રજા વચ્ચે તેમજ સઘળા હિંદીઓ વચ્ચે એકતાનું કારણ થઈ પડી છે. અંગ્રેજી ભણેલા હિંદુઓ મુસલમાનો, પારસીઓ, તેમજ તામીલો, મરાઠાઓ, ગુજરાતીઓ, બંગાળીઓ, પંજાબીઓ અને બીજા હિંદીએ છુટથી વિચારની આપ-લે કરી શકે છે.

પરંતુ આનું એક માઠું પરિણામ એ આવ્યું છે કે માતૃભાષાને પુષ્કળ હાની થઈ છે. પરદેશી ભાષા મારફતે અપાતું શિક્ષણ અનેક રીતે હાનીકારક છે. ખર્ચાળ હોવા ઉપરાંત તેમાં સમય અને પરિશ્રમનો દુરૂપયોગ થાય છે. માતૃભાષાદ્વારા અપાતી કેળવણી વિશેષ અને સંગીન હોવા સાથે એથી માતૃભાષા સારી રીતે ખીલી શકે છે. અત્યારે લગભગ સો વર્ષના અનુભવ પછી અંગ્રેજ તેમજ હિંદી વિદ્વાનો, ઉપર કહેલી વાતોનું મહત્વ સમજ્યા છે.

**મૈસોર, કૂર્ગ, અને કછારના જોડાણ.**—બેન્ટીન્કનો અમલ વિગ્રહથી મુક્ત હતો તે પરથી એમ ન સમજવું કે તે તટસ્થતાનો ઉપાસક હતો. હિંદી રાજાઓની બાબતમાં તેણે હાથ નાખ્યો હતો. ટીપુનાં નિકંદન પછી

મૈસોરનું રાજ્ય અસલ હિંદુવંશી કૃષ્ણરાજને સોંપાયું હતું. તે સગીર હોવાથી તેના દિવાન પૂર્ણૈયાએ સઘળો કારભાર સારી રીતે ચલાવ્યો હતો. ૧૮૧૧ માં રાજાએ રાજકાજ પોતાના હાથમાં લીધું. કમનશીબે તે દુરાચારી નીકળવાથી બેન્ટીન્કે એમ ઠરાવ્યું કે તેને સાડાત્રણ લાખનું પેન્શન આપી રાજ્ય પ્રબંધ અંગ્રેજ સરકારે રેસિડન્ટ મારફતે કરવો.

મૈસોર અને મલબાર વચ્ચે કૂર્ગ નામનો પહાડી પ્રદેશ આવેલો છે. તેનો કેટલોક ભાગ અત્યંત ફળદાઈ છે. ત્યાંના લોકો મજબૂત છે. સોળમી સદીમાં વિજયનગર રાજ્ય અસ્તવ્યસ્ત થયું ત્યાર પછી કૂર્ગમાં વીરરાજ નામના વંશની સ્થાપના થઈ. હૈદર અને ટીપુએ તેને જીતવા પ્રયાસ કર્યા પણ તેઓ બહુ ફાવ્યા નહિ. ટીપુનું રાજ્ય લેવાયું ત્યારે કૂર્ગને અંગ્રેજ સાથે મૈત્રી હતી. ૧૮૦૯ માં રાજાનું મરણ થતાં ગાદી માટે તકરારો ચાલી. માજી રાજાનો ભાઈ અને તેના પછી તેનો પુત્ર ચિક્કરાજ ગાદીએ આવ્યો. આ રાજા ક્રૂરકર્મી હોવાથી અંગ્રેજોએ કૂર્ગપર ફોજ મોકલી. રાજાને પદભ્રષ્ટ કરી, તેનું રાજ્ય અંગ્રેજોએ લીધું. મૈસોરના રેસિડન્ટને કૂર્ગનો વહીવટ સોંપાયો (૧૮૩૪).

યેન્દાબુના કરારપછી કચ્છાર પ્રાન્ત અંગ્રેજ આધીનતા હેઠળ આવ્યો હતો. ત્યાંનો રાજા અપુત્ર ગુજરી જવાથી બેન્ટીન્કે પ્રજા પોકારને માન આપી એ રાજ્ય જોડ્યું (૧૮૩૦).

**નામાંકિત પુરૂષો.**—આ સમયે થએલા કેટલાક નામાંકિત પુરૂષોનો અહીં ઉલ્લેખ કરી લઈએ. બેન્ટીન્કના આગમનને આગલે વર્ષે માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટને મુંબાઈનું ગવર્નરપદ છોડ્યું હતું. તેણે હિંદુસ્તાનનો ઈતિહાસ લખ્યો હતો. તેની જગાએ આવનાર સર જોન માલ્કમે 'મધ્ય હિન્દ' વિષે ગ્રન્થ લખ્યો છે. તેના ગ્રન્થો આજે પણ પ્રમાણરૂપ ગણાય છે. હોરેસ વિલ્સન સંસ્કૃતનો અભ્યાસક હતો. કર્નલ જેમ્સ ટોડે રાજસ્થાનનો અનુપમ ઈતિહાસ લખ્યો છે. આ જમાનામાં ગ્રાન્ટ ડફ નામના વિદ્વાને મરાઠી ઈતિહાસનો મોટો ગ્રન્થ લખ્યો હતો. પ્રસિદ્ધ બંગાલી વિદ્વાન બ્રહ્મો સમાજના સ્થાપક રાજા રામમોહન રાયે સતીનો ચાલ બંધ કરાવવામાં ઘણી સહાય કરી હતી.

## પ્રકરણ ૪૭ મું. તેર વર્ષની હકીકત (૧૮૩૫-૪૮).

**સર ચાર્લ્સ મેટકાફ.**—સાત વર્ષના અમલ પછી બેન્ટીન્ક (૧૮૩૫માં) સ્વદેશ ગયો, ત્યારે નવા બનેલા વાયવ્ય પ્રાન્તના ગવર્નર સર ચાર્લ્સ મેટ-

ફ્રને ચાર્જ સોંપતો ગયો. તેના ટુંકા અમલમાં છાપખાનાની સ્વતંત્રતાનો ફાયદો થયો હતો. આ વાત વિલાયતમાં પસંદ ન પડી અને ચાલકોએ તેને ઠપકો આપી લૉર્ડ ઑકલેન્ડને નીમ્યો. આ અપમાનને લીધે તેણે રાજીનામું આપ્યું. કંપનીના અનેક નામાંકિત અમલદારોમાં મેટકાફનું સ્થાન ઘણું ઉંચું છે.

**પૂર્વનો પ્રશ્ન.**—ઓગણીસમી સદીના યુરોપી ઈતિહાસમાં પૂર્વનો પ્રશ્ન મહા મહત્ત્વનો છે. એ પ્રશ્નનાં ત્રણ અંગ છે—

૧. ભૂમધ્યસાગરને માથે આવેલા દેશો જેને અંગ્રેજો 'નિયર ઈસ્ટ', નજીકનો પૂર્વપ્રદેશ, કહે છે તેને લગતો સવાલ;

૨. પેસિફિક મહાસાગરને કિનારે આવેલા ચીન, જાપાન, આદિ દેશો, 'ફાર ઈસ્ટ' નો પ્રશ્ન; અને

૩. મધ્ય એશિયામાં આવેલા દેશો, 'મિડલ ઈસ્ટ' નો પ્રશ્ન.

પૂર્વનો પ્રશ્ન ઇંગ્લંડ-રશિયાની પરસ્પર ઈર્ષ્યામાંથી જન્મેલો છે. બન્નેને મધ્ય એશિયામાં સામ્રાજ્ય જમાવવાં હતાં. કેટલાયે જમાનાથી રશિયા પોતાનું રાજ્ય દક્ષિણ બાજુ તરફ વિસ્તારવા મથતું હતું. રશિયન સૈનિકો અને સંસ્થાનીઓએ કોકેસસ પાર જઈ જ્યોર્જીઆ જોડ્યું અને સરકાશી-અનોને તાબે કર્યા. આ રીતે અફઘાનીસ્તાન તરફ ધપતા હતા. દરમ્યાન હિંદની સર્વોપરીતાના ઝઘડામાં ઇંગ્લંડ પ્રથમ પંક્તિએ આવી ચુક્યું હતું, અને હિંદને પોતાની આધીનતામાં રાખવા ઈંતેજાર હતું. આ કારણોને લીધે અંગ્રેજ રાજનીતિજ્ઞોને રશિયાનું આ બાજુનું પ્રગમન ભય ભર્યું દીસતું હતું. ઇંગ્લંડ-રશિયા આ પ્રશ્નને લીધે એકમેકના અમિત્ર બન્યા અને આ સમયની તેમની તવારીખ જોશો તો લગભગ બધાં યુદ્ધોમાં તેઓ સામસામા પક્ષમાં માલમ પડશે. નેપોલિઅની યુગમાં જેવો ફ્રાન્સનો, તેવો આ સમયે રશિયાનો ડર લાગવા માંડ્યો.

**પહેલો અફઘાન વિગ્રહ; કારણો.**—વેલેસ્લીના સમયમાં જે ઝમાન-શાહની સ્વારી વિષે પુષ્કળ અફવાઓ ફેલાઈ હતી, તેને આંધળો બનાવી તેનો વજીર ફતેહખાન ગાદીએ બેઠો અને નવું રાજકુળ સ્થાપ્યું. ઝમાનશાહનો ભાઈ શાહસુજા પણ હાર્યો અને આ બન્ને ભાઈઓ પંજાબમાં આવી રહ્યા. ફત્તેહખાન પછી તેનો ભાઈ દોસ્ત મહમદ ગાદીએ આવ્યો. અફઘાનીસ્તા-નમાં ઈરાનીઓની ખટપટને લીધે અનેક કુસંપો દાખલ થયા હતા. આ

સ્થિતિમાં શાહસુજાનો પક્ષ લઈ અંગ્રેજો અને રણજીતસિંહ કાબુલના કબ્જામાં ઝંપલાવવા ઈચ્છતા હતા. હેરાત પશ્ચિમ તરફનું મુખ્ય મથક હતું. રશિયા ઈરાનને તેનાપર ચઢાઈ કરવા ચઢાવતું હતું. ૧૮૩૭ માં ઈરાની ફોજે હેરાતને ઘેરો ઘાલ્યો. આ ઘેરો એક વર્ષ ચાલ્યો અને ઈરાનીઓએ એ શહેર લીધું હોત, પણ અફઘાનો તરફથી મેજર પોટીંજર નામના અંગ્રેજ સેનાપતિના પરાક્રમને લીધે ઈરાનીઓ ફાવ્યા નહિ. ઘેરો પડતો મુકી તેઓ સ્વદેશ ચાલી ગયા.

પેશાવર પ્રાન્ત અત્યારે રણજીતસિંહના કબજામાં હતો. પૂર્વે તે અફઘાનના તાબાનો પ્રાન્ત હોઈ તે પાછો મેળવવા દોસ્ત મહમદે અંગ્રેજો અને રશિયા સાથે મસલત ચલાવી. અંગ્રેજોને એ વિષે રણજીત સાથે કરાર થએલા હોવાથી તેઓ તેની સાથે ઝઘડો કરવા તૈયાર ન હતા. બર્ન્સ નામનો અંગ્રેજ વકીલ કાબુલ ગયો. પેશાવર વિષે ચર્ચા ચાલી. દોસ્ત મહમદે સાફ સંભળાવી દીધું કે જે મને એ પ્રાન્ત મેળવવામાં મદદ કરશે તેના પક્ષમાં હું રહીશ. અંગ્રેજોએ આ વાત માન્ય કરી નહિ. રશિયા કબુલ થયું એટલે દોસ્ત મહમદને રશિયા સાથે મૈત્રી થઈ.

**ત્રિપક્ષ સંધી.**—આથી અફઘાનીસ્તાન, ઈરાન અને રશિયા એક થયા જેવું બન્યું. ઑકલેન્ડે શાહસુજા અને રણજીતસિંહ સાથે એવા કરાર કર્યા કે પેશાવર પ્રાન્ત અને સિંધુ નદીનો આખો પશ્ચિમપ્રદેશ રણજીતને મળે, અંગ્રેજ અને રણજીત મળી શાહસુજાને કાબુલ લઈ જઈ ગાદીએ બેસાડે, અને શાહસુજા રણજીત અને અંગ્રેજોના મુલકપર થતી પરદેશી ચઢાઈઓ અટકાવે.

વિલાયતમાં બેન્ટીન્ક, વેલીંગ્ટન, વેલેસ્લી આદી અનુભવી અંગ્રેજો આ રાજનીતિથી વિરૂદ્ધ હતા. પરંતુ તે સમયનું પ્રધાનમંડળ, વિશેષે લોર્ડ પામર્સ્ટન એની તરફેણમાં હતો. પામર્સ્ટનનો સંકલ્પ એવો હતો કે ગમે તેમ કરી રશિયાને ખોખરૂં કરવું જોઈએ. પ્રધાનમંડળના હુકમ અનુસાર જ લોર્ડ ઑકલેન્ડ વર્તતો હોવાથી તેણે લશ્કરી તૈયારીઓ કરવા માંડી.

**મુખ્ય બનાવો.**—બંગાલી ફોજ ચકરાવો ખાઈ બોલનઘાટ વાટે, અને મુંબાઈની ફોજ સિંધમાં થઈ કંદહાર પહોંચી. કંદહારમાં શાહસુજાની આણ ફેરવી. એક પલટન અહીં રહી અને બાકીનું સૈન્ય ગિઝની તરફ ગયું. ગિઝની અને કાબુલ લેવાયાં. આ સાંભળી દોસ્ત મહમદે એવા વિચાર દર્શાવ્યા કે

**શાહસુજા** અમીર બને અને મને તેનું વજીરપદ મળે તો હું સંતોષ માનીશ. પરંતુ **અંગ્રેજ** વકીલ **મેકનોટન**ને આ વિચાર ગમ્યો નહિ. પરિણામે **દોસ્ત મહમદ બોખારા** તરફ નાસી ગયો. બાદ **બ્રિટિશ** સૈન્યે **શાહસુજા**ને **કાબુલ**ની ગાદીએ બેસાડ્યો. આ રીતે પોતાનું કામ ખલાસ થએલું જોઈ સૌ કોઈ રાજી થતા હતા. **મુંબાઈ**વાળી ફોજ પાછી ફરી અને માર્ગમાં આવતું **ખિલાત** શહેર સર કરતી ગઈ. એટલામાં **રણજીતસિંહ**ના મરણના સમાચાર આવ્યા, અને નવા બખેડા ઉત્પન્ન થયા.

**શાહસુજા** ગાદીએ બેઠો, પછી ત્યાં રહેલા **અંગ્રેજો** ત્યાંની ઠંડી હવામાં આનંદથી દિવસ ગાળવા લાગ્યા. ત્રણેક વર્ષ તેઓ આ રીતે એક કિલ્લામાં રહ્યા. બાદ **શાહસુજા**ને એ કિલ્લો આપી તેઓ શહેરના અન્ય ભાગમાં રહ્યા. આ સમયે **અફઘાનીસ્તાન**માં ચોમેર બળવા ચાલુ થયા. **ખિલાત**નો હાકેમ ગુજરી જતાં **અંગ્રેજો**એ તેના પુત્રને એ જગ્યા આપી નહિ. **દોસ્ત મહમદ** **અંગ્રેજો**ને શરણ આવ્યો તેને પેન્શન આપી સકુટુંબ કલકત્તા મોકલ્યો. પરંતુ **અફઘાનો**નો **અંગ્રેજો** પ્રત્યેનો કીનો હજુ જેવો ને તેવો હતો.

૧૮૪૧ના અંતમાં **અફઘાનો**એ **અંગ્રેજ** વકીલ **બર્ન્સ**ની બદચાલથી ઉશ્કેરાઈ તેનું ખુન કર્યું અને **કાબુલ**માં બંડ જગાવ્યું. **દોસ્ત મહમદ**નો પુત્ર **અકબરખાન** આગેવાન બન્યો, અને **અંગ્રેજો**ને ખુબ સતાવવા લાગ્યો. રસ્તાઓનાં નાકાં ઘેરી તે તેમનો ઘાસદાણો આવવા દેતો નહિ. વળી આ સમયે રસ્તા બરફથી છવાઈ ગએલા હોવાથી **કંદહાર** કે **જલાલાબાદ**થી લશ્કરી મદદ મળે એમ ન હતું. અંતે **અંગ્રેજો**એ **અફઘાનીસ્તાન** છોડી જવા નિશ્ચય કર્યો. તેમણે **અકબરખાન** સાથે એવું નક્કી કર્યું કે અમને ક્ષેમકુશળ **હિંદ** જવા દો. પણ જ્યારે **અંગ્રેજ** વકીલ **મેકનોટન** તેને મળવા ગયો ત્યારે **અકબરખાને** તેને ઠાર માર્યો. પર્યન્તે ખજાનો, તોપો વિગેરે સાધન-સામગ્રી શત્રુને સ્વાધીન કરી ૧૫૦૦૦ નું આખું **અંગ્રેજ** સૈન્ય **કાબુલ**થી નીકળી પડ્યું. આમથી **અફઘાનો**એ તેમને સતાવવામાં જરાયે કચાશ રાખી નહિ. ઉંચા ઉંચા પહાડોની સાંકડી ખીણોમાં થઈ આ ફોજ કૂચ કરતી હતી ત્યારે **અફઘાનો**એ ઉપરથી તેમના પર ગોળીબાર ચલાવ્યા અને પથરાઓનો વરસાદ વરસાવ્યો. સખત કડકડતી ઠંડી, ખાવાપીવાનું ઠેકાણું નહિ અને ઉપરથી આવો માર—આવાં દુઃખોને લીધે **કાબુલ**થી નીકળેલી ફોજમાંથી

ફક્ત એક જણુ **ડા. બ્રાઇડન** જીવતો **જલાલાબાદ** પહોંચી શકયો. બાદ **અકબરખાને જલાલાબાદ** પર હુમલો કર્યો પણ તેમાં તે ફાવ્યો નહિ.

**અંગ્રેજના** સમશેરબળે ગાદીએ બેઠેલો **શાહસુજા** લોકપ્રિય ન હતો. તેનું પણ ખુન થયું હતું. આ રીતે **અફઘાનીસ્તાનમાં અંગ્રેજોનું** કશું જોર રહ્યું નહિ. આવા બનાવોથી **ઑકલેન્ડ** હિમ્મત હારી ગયો. **વિલાયતથી** તેનાપર સખત ઠપકા આવ્યા. તેને બરતરફ કરી **લોર્ડ એલનબરોની** નીમણુક કરવામાં આવી.

**લોર્ડ એલનબરો.**—હવે **કાબુલમાં** કેટલાક **અંગ્રેજો** જામીન તરીખે રહેલા હતા તેમને એ 'સાપના રાફડા'માંથી છોડાવવા **જલાલાબાદથી જનરલ પોલોક** ગયો. કંદહારની ફોજ પણ તેની મદદે ગઈ. **પોલોકે અકબરખાનને** હરાવ્યો. જનરલ **નોટે ગિઝની** પર હુમલો કરી, **મહમદ ગિઝની** જે **સોમનાથના** દરવાજા લઈ ગયો હતો તે દરવાજા હાથ કર્યા.* બન્ને ફોજ **કાબુલમાં** ભેગી થઈ, પરંતુ ત્યાર પહેલાં ભાગ્યહીન **શાહસુજાનું** ખુન થઈ ગયું હતું. **અકબરખાને અંગ્રેજ** કેદીઓ પ્રત્યે સારૂં વર્તન ચલાવ્યું લાગે છે. એક **અંગ્રેજ** સ્ત્રીએ આ કારાવાસના પોતાના અનુભવનું ચિત્તાકર્ષક વર્ણન લખેલું છે. આ સઘળા કેદીઓને **અંગ્રેજ** ફોજનો મેળાપ થયો ત્યારે તેમને અવર્ણનીય આનંદ થયો. બાદ તેઓ સૌ ક્ષેમકુશળ **હિંદ** આવ્યા. **હિંદી સરકારે** ડહાપણ વાપરી ઠરાવ કર્યો કે હવે **અફઘાનીસ્તાનના** કામમાં માથું મારવું નહિ. **દોસ્ત મહમદ** બીન શરતે છુટી પોતાની ગાદીએ બેઠો અને તેના પછી તેનો પુત્ર **અકબરખાન** આવ્યો.

ઉપર કહેલી હકીકત વિચારતાં માલમ પડે છે કે આ વિગ્રહ વગર વિચાર્યો અને વગર જોઈતો હતો. વળી દૈવનું વક્રપણું એવું કે જે **દોસ્ત મહમદ** સામે યુદ્ધ થએલું તેને જ પાછળથી **અંગ્રેજોએ અફઘાન અમીર** તરીખે સ્વીકાર્યો ( ૧૮૪૨ ).

**સિંધ વિગ્રહ; કારણો.**—**સિંધના અમીરો** મૂળ **બલુચી** હોઈ અરાઢમી સદીના છેવટના ભાગમાં તેમણે એ પ્રાન્ત જીતી ત્યાં પોતાનાં રાજ્ય સ્થાપિત કર્યાં. પચાશેક વર્ષ સુધી તો તેઓને **અંગ્રેજ** સાથે કોઈપણ પ્રકારનો સંબંધ ન હતો. ૧૮૩૧માં **અંગ્રેજ** વકીલ **બર્ન્સ રણજિતસિંહ** પાસે ગયો હતો.

---

* પાછળથી એમ માલમ પડ્યું હતું કે આ દરવાજા સોમનાથના ન હતા.

ત્યારે તે સિંધી અમીરો સાથે વેપારી કોલકરાર કરી સિંધુ વાટે ગયો હતો. આ કોલકરારમાં એવી કલમો હતી કે અમીરો તેમજ અંગ્રેજોએ એક બીજાના દેશપર ડોળો રાખવો નહિ; અંગ્રેજ વેપારીઓ સિંધની નદી અને રસ્તાઓપર આવજા કરી શકે, પરંતુ કોઈ પણ માણસ કોઈ પણ પ્રકારની યુદ્ધ સામગ્રી લઈ જાય નહિ અને લડાયક વહાણો સિંધુ વાટે જાય નહિ.

બાદ ૧૮૩૯માં અફઘાન વિગ્રહ દરમ્યાન ઑકલેન્ડે આ કરારનો ભંગ કરી સિંધુ વાટે ફોજ મોકલી. એજ સાલમાં અમીરોનું સ્વાતંત્ર્ય છીનવી લેનારી સહાયક પદ્ધતિ મુજબની સુલેહ ઑકલેન્ડે તેમની પાસે કરાવી. સહાયક સેનાના બદલામાં દરસાલ તેમને ૩ લાખ આપવા પડ્યા. બીજી અનેક રીતે તેમને કનડવામાં આવ્યા. બક્કરનો કિલ્લો અને કરાંચી શહેર અંગ્રેજોએ લઈ લીધાં. અફઘાન વિગ્રહ દરમ્યાન સિંધી અમીરો શાંત રહ્યા એ તેમની અમીરાઈ સૂચવે છે. પરંતુ તત્કાલીન અંગ્રેજ અમલદારોએ આ અમીરાઈની કદર કરી નહિ. આભારવૃત્તિ તો વેગળે રહી, પરંતુ તેમને ઠરીને બેસવા યે ન દીધા. મેજર આઉટ્રૅમ સિંધમાં રેસિડન્ટ હતો તે એલનબરોની ઇચ્છા પાર પાડવામાં અનુકૂળ ન લાગવાથી તેને સ્થાને સર ચાર્લ્સ નેપીઅરને દિવાની તેમજ લશ્કરી સત્તા સહિત મોકલવામાં આવ્યો. અંદરખાનેથી સિંધ જોડવાનો સંકલ્પ કરી આવેલો હોવાથી નેપીઅરે અમીરોનાં છીંડાં શોધવા માંડ્યાં. પૂર્વે થએલા કરારોને ખિસ્સામાં મુકી તેણે અમીરો પ્રત્યે ઉદ્ધત વર્તન ચલાવ્યું. પરિણામે નેપીઅર અને એલનબરોને જે જોઇતું હતું તે બન્યું. અમીરોના કોપનો પાર રહ્યો નહિ અને તેઓએ આ પાર કે પેલે પાર કરવાનો નિશ્ચય કર્યો. યુદ્ધ જાગ્યું.

મીઆનીની ઝનુની લડાઈમાં અમીરો હાર્યા. નેપીઅરે હૈદરાબાદનો ખજાનો લુંટી લીધો. બાદ ડાબેમાં અમીરો હાર્યા.

નેપિઅરે સિંધ પ્રાન્ત અંગ્રેજ રાજ્યમાં જોડ્યો, અને અમીરોને દેશનિકાલ કર્યા. મેજર આઉટ્રૅમે સ્વદેશ જઈ અમીરોની તરફેણના ઘણા પ્રયાસો કર્યા. "અમીરોએ કદી આપણો વિરોધ કરવાનો વિચાર સુદ્ધાં કર્યો ન હતો; તેઓ પર બળાત્કારે વિગ્રહ લાદવામાં આવ્યો હતો," વિગેરે તેણે બહુ બહુ લખ્યું પરંતુ તેની સઘળી મહેનત ફોકટ ગઈ.

**ગ્વાલીઅર ફોજ.**—૧૮૨૭ માં દોલતરાવ સિંધીઆનું મરણ થયું ત્યાર પછી ગ્વાલીઅરની સ્થિતિ અંગ્રેજ રાજનીતિજ્ઞોને ચિંતાતુર બનાવી

રહી હતી. ગાદીવારસ સગીર હોવાને લીધે રક્ષકપદમાટે અનેક તકરારો ચાલતી હતી. ઉપરાંત રાજકીય અશાંતિનું મોટામાં મોટું કારણ ગ્વાલીઅરનું ૪૦,૦૦૦નું પ્રચંડ સૈન્ય હતું. એલનબરોને આ સૈન્ય રાજ્યની જરૂરતના પ્રમાણમાં મોટું લાગતું હતું, તથા તેમાં વધતી જતી અવશતા એ રાજ્યનાં હિતને તેમજ બ્રિટિશ મુલકને ભય કર્તા હતી. વળી આ જ સમયે પાડોશના પંજાબનું સીખ સૈન્ય આના જેટલુંજ તોફાને ચઢ્યું હોવાથી એ ભય બેવડો હતો. જો એ બે સૈન્યો ભેગાં થાય તો બ્રિટિશ સર્વોપરીતા કદાચ જોખમમાં આવી પડે એમ ધારી એલનબરો જાતે ફોજ લઈ સિંધીઆ રાજ્યમાં આવ્યો.

મહારાજપુર અને પનિયાર એ બે સ્થળે લડાઈ થઈ. સિંધીઆશાહી ફોજ ઘણી બહાદુરીથી લડી છતાં બન્ને લડાઈમાં તેનો પરાભવ થયો. આ બેવડા પરાજયથી ગ્વાલીઅર સૈન્ય હતાશ બન્યું અને એલનબરો મનમાનતી શરતો કરાવી શક્યો.

ગ્વાલીઅર ફોજ ઘટાડી ૯૦૦૦ની કરવામાં આવી. વળી સહાયક સેના વધારી તેના નિભાવ બદલ અંગ્રેજોએ એ રાજ્યનો એક ભાગ લીધો. તે દિનથી સિંધીઆ કુળના રાજાઓ સદાયે અંગ્રેજ સરકાર સાથે માંડલિક ભાવે વર્ત્યા છે.

**લોર્ડ હાર્ડિંન્જ.**—એલનબરોએ અંગ્રેજ સૈન્યને એક ઘડી પણ નવરૂં બેસવા દીધું નહિ. ચાલક-મંડળને લાગ્યું કે એ કાંઈ નવું સંકટ પેદા કરશે. વળી ઉપરીઓ પ્રત્યે તે જોઈએ તેવી માનવૃત્તિ દર્શાવતો ન હતો. પરિણામે તેને સ્થાને લોર્ડ હાર્ડિન્જની નીમણુક થઈ (૧૮૪૪).

**રણજીતસિંહના મરણ પછીનું પંજાબ.**—૪૦ વર્ષના સખત અને સતત પરિશ્રમથી સીખ રાજ્યની ખુબ ઉન્નતિ કરી રણજીતસિંહ ૧૮૩૯માં મરણ પામ્યો. તેની લશ્કરી શક્તિ ઉત્તમ પ્રકારની હતી. સાવ નિરક્ષર છતાં તેણે પોતાના રાજ્યમાં ઠીક બંદોબસ્ત જાળવ્યો હતો. અંગ્રેજો સાથે તેણે મૈત્રી બાંધી અને જાળવી હતી. તેની પાછળ તેનો પુત્ર ખડકસિંહ સારી રીતે રાજ્ય ચલાવી શકે એવો ન હતો. લાહોરમાં સરદારો, પ્રધાનો, અને રાણીઓ વચ્ચે સત્તામાટે ખેંચતાણ થવાથી અનેક ઝઘડા ઉભા થયા, અનેક કાવત્રાં સેવાયાં, અને અનેક ખુન થયાં. દેશમાં ચોમેર અવ્યવસ્થા વ્યાપી ગઈ. સીખ સૈન્ય જે ઈતિહાસમાં 'ખાલસા' નામે પ્રસિદ્ધ છે તેનું બળ વિશેષ હોઈ

તેણે જ્યાં ત્યાં કેર વર્તાવવા માંડ્યો. આખરે દુલીપસિંહ નામના બાળકને ગાદીએ બેસાડવામાં આવ્યો.

**પહેલો સીખ વિગ્રહ.**—પંજાબ ૮૮૦૦૦ નિરંકુશ સૈનિકોની કૃપાને આધીન બન્યું હતું. તેમને માટે રાજ્યમાં કશું કામ ન હતું. **સીખ** પ્રધાનો **લાલસિંહ** અને **તેજસિંહ** તેમનાપર કાબુ રાખી શકતા નહિ. તેઓ ચઢેલા પગાર માટે બુમરાણ કરતા હતા, અને ઉદ્ધત તથા તોફાની વર્તન ચલાવતા હતા. ટાઢે પાણીએ ખસ કાઢવા પ્રધાનોએ તેમને **સતલજ** પાર કરી દિલ્હી લુંટવા મોકલ્યા. આથી યુદ્ધ નક્કી થઈ ચુકયું.




હાર્ડિન્જના પહેલાજ વર્ષમાં **સીખો**એ **સતલજ** પાર કરી. તેમને **અંગ્રેજો** સાથે **મુડકી**માં લડાઈ થઈ તેમાં જયપરાજયનો ચોક્કસ ફેંસલો થયો નહિ. એ ત્રણ દિવસ પછી **ફીરોજપુર**માં લડાઈ થઈ તેમાં **અંગ્રેજો**ની ભારે દુર્દશા થઈ. પણ બીજે દિવસે તેમણે **સીખ** છાવણી લઈ લીધી. આ લાભનું ફળ તેઓ લઈ શકયા નહિ. નવી મદદ અને નવાં સાધન આવતાં એક મહિનો વીતી ગયો અને આ ઢીલનો લાભ લઈ **સીખો** વ્યવસ્થિત બન્યા. **સ્મિથ** નામના **સેનાપતિ**ને તેઓએ હેરાન કરી તેની છાવણીનો મોટો

ભાગ લુંટી લીધો. પરંતુ આ વિજય અલ્પજીવી હતો. સ્મિથે તેમને આલીવાલ આગળ હરાવી સતલજ પાર નસાડ્યા.

બાદ સોબ્રાવનમાં મોટી લડાઈ થઈ. આ લડાઈ ચાલી તો બે કલાક પણ તેટલામાં સીખ સેનાનો પુષ્કળ સંહાર થઈ ગયો. પાસે વહેતી નદી લોહીથી લાલ થઈ ગઈ. તેમની તોપો અંગ્રેજોના કબજામાં આવી. અંગ્રેજોના પણ ત્રણેક હજાર આદમી ખપી ગયા. હવે અંગ્રેજોએ લાહોર પર કૂચ કરી. ત્યાં મહારાજા દિલીપસિંહ, પ્રધાન ગુલાબસિંહ અને ગવર્નર-જનરલની મુલાકાત થઈ.

**લાહોરની સુલેહ.**—અહીં થએલી સુલેહમાં એમ નક્કી થયું કે સતલજની પૂર્વબાજુનો મુલક તથા જાલંદર દોઆબ અંગ્રેજને મળે, સીખ ફોજ ઘટાડી ૨૦,૦૦૦ ની કરવી, સીખ દરબાર નુકશાનીના દોઢ કરોડ રૂપિયા આપે, અને લાહોરમાં એક બ્રિટિશ પલટન રહે. આ શિવાય હેન્રી લોરેન્સ લાહોરનો રેસિડન્ટ નીમાયો. વળી એક કરોડ રૂપિયા લઈ કાશ્મીર ગુલાબસિંહને વેચાતું અપાયું.

**હાર્ડિન્જના સુધારા.**—બેન્ટીન્કે આરંભેલું કાર્ય હાર્ડિન્જે આગળ વધાર્યું. રક્ષિત રાજ્યોમાં તેણે સતી અને બાળહત્યાની બંધી કરાવી. રેલ્વેની યોજનાઓ યોજાવી. ગંગાની મોટી નહેર શરૂ કરાવી. ખર્ચની કાપકુપમાં પણ તેણે બેન્ટીન્કનું અનુકરણ કરી બ્રિટિશ સૈન્ય ઘટાડ્યું. વળી સરકારી સ્કુલો અને કોલેજોમાં ભણેલા હિંદીઓને સરકારી નોકરી માટે ખાસ પસંદ કરવામાં આવશે એવું જાહેર કરી તેણે અંગ્રેજી શિક્ષણને લોકપ્રિય બનાવ્યું.

૧૮૪૮ માં તેનું સ્થાન લોર્ડ ડેલહાઉસીએ લીધું.

## પ્રકરણ ૪૮ મું. લોર્ડ ડેલહાઉસી.

લોર્ડ ડેલહાઉસીનો અમલ મંગલમય સંજોગોમાં શરૂ થયો. વેલસ્લીએ બ્રિટિશ સર્વોપરીતાનો હિંદમાં પાયો નાંખ્યો એ વાતને અર્ધી સદી થઈ હતી. કોર્નવોલિસ, બાર્લો અને મિન્ટોના અમલમાં વેલેસ્લીની નીતિ ઉલટાઈ ગઈ, તો પણ અંતે તેના સિદ્ધાન્તો જયવંત થયા. માર્કિવસ હેસ્ટીંગ્સે વેલેસ્લીની દરમ્યાનગીરી તથા 'આગળ ધસો' વાળી નીતિ પૂરેપુરી અમલમાં મુકી. તે એટલો બધો ફત્તેહમંદ થયો કે તેનો અમલ હિંદી-બ્રિટિશ સામ્રાજ્યની ઉષા કહી શકાય. તેના અનુગામીઓ આમ્હર્સ્ટ,

બેન્ટીન્ક, ઑકલેન્ડ, એલનબરો અને હાર્ડિંન્જે તેણે મેળવેલું રાજ્ય સબંધે જાળવી રાખ્યું, સુદૃઢ બનાવ્યું, અને વિસ્તાર્યું. આ પ્રમાણે ડેલહાઉસીએ હિંદમાં પગ મુકયો ત્યારે ઇંગ્લંડનું સંસ્થાની સામ્રાજ્ય સ્થપાઈ ચુકયું હતું અને ઘણે અંશે સજડ બન્યું હતું. તેને પોતાના પૂરોગામીઓનું કામ પુરૂં કરવાનું હતું.



**લૉર્ડ ડેલહાઉસી**

નાનપણુથીજ ડેલહાઉસી હોશિયાર હતો. ૨૫ વર્ષની ઉમ્મરે તો તે પાર્લમેન્ટમાં દાખલ થયો હતો. વડા પ્રધાન **પીલે** તેને વેપારખાતું સોંપ્યું હતું. ત્યાં તેણે પોતાની શક્તિ અને ચતુરાઈ દર્શાવ્યાં હતાં. હિંદ આવતી વેળા તેની ઉમ્મર ૩૫ વર્ષની હતી, છતાં તેનું શરીર અતિ નાજુક હતું. તેણે જીત, જપ્તિ, અને ખાલસા નીતિ વડે બ્રિટિશ સામ્રાજ્ય વિસ્તાર્યું.

**બીજો સીખ વિગ્રહ.**—ડેલહાઉસીનાં આગમન પછી તરતમાંજ અંગ્રેજ-સીખ વચ્ચે યુદ્ધ જાગ્યું. મુલ્તાન પ્રાન્ત પંજાબનો ભાગ હોઈ ત્યાં મૂળરાજ નામનો પરાક્રમી પુરૂષ હાકેમ હતો. પોતાના પ્રાન્તનો હિસાબ લાહોર રેસિડન્ટને આપવા કરતાં તેણે રાજીનામું આપવું વધારે પસંદ કર્યું. તેના રાજીનામા પછી બે અંગ્રેજ અમલદારો નવા હાકેમને સ્થાપવા મુલ્તાન ગયા. આ અમલદારો પાછા ફરતા હતા એવામાં કિલ્લામાંના કેટલાક લોકોએ

તેમનું ખુન કર્યું. આ વિષે મૂળરાજે એવું કહ્યું કે હવે એ લોકો મારા તાબામાં નથી અને તેમનાં કૃત્યો માટે હું જવાબદાર નથી. આ સમયે બરાબર બંદોબસ્ત કરવાની જરૂર હતી. પરંતુ સખત ગરમીને લીધે અંગ્રેજ સેનાધિપતિએ ઢીલ કરી. દરમ્યાન પંજાબની મહારાણી મૂળરાજના બળવામાં સામેલ થઈ, કેમકે આ સમયે ચારે બાજુએ એવી વાત ફેલાઈ હતી કે અંગ્રેજો આખો પંજાબ દેશ લઈ લેવાના છે. આથી આખા પંજાબમાં અંગ્રેજ વિરૂદ્ધ પ્રયાસ થવા લાગ્યા. મૂળરાજે મુલ્તાનના કિલ્લાનો કબજો લઈ અંગ્રેજો સામે ધર્મયુદ્ધ જાહેર કર્યું. તરતજ મુલ્તાનને ઘેરો ઘાલવામાં આવ્યો. પરંતુ આખા પંજાબમાં અંગ્રેજો સામેનો અસંતોષ દાવાનળની જેમ પ્રગટેલો હોવાથી જે બ્રિટિશ સૈનિકો અને અમલદારો પંજાબમાં હતા તેઓ જીવ લઈને નાઠા. આ રીતે અંગ્રેજોને નાસતા જોઈ સીખોને લાગ્યું કે આપણે તેમને સહેલાઇથી જીતીશું. આ બાજુ ડેલહાઉસીએ પ્રચંડ તૈયારીઓ કરવા માંડી. " સીખ પ્રજાએ લઢાઈ માંગી છે, તો તેઓ ધરાય ત્યાં સુધીની લડાઈ અમે તેમને આપીશું,"—ખુદ ડેલહાઉસીના આ શબ્દો તેની પ્રબળ તૈયારીઓ સૂચવે છે.

પહેલાં તો મહારાણીને પકડી બનારસ મોકલી દીધી. ત્યારબાદ મુંબાઈ ફોજે આવી મુલ્તાનને ઘેરો ઘાલ્યો. મૂળરાજે વીરતાપૂર્વક ટકાવ કરી, નવ નવ મહિના સુધી તો મચક ન આપી પરંતુ પાછળથી નિરૂપાય બનતાં તે તાબે થયો. તેને દેશનીકાલની સજા થઈ પણ ટુંક સમયમાંજ તેનું મરણ થયું.

દરમ્યાન સીખ સેનાપતિ શેરસિંહે ચિનાબ તીરે રામનગર નજીક છાવણી નાંખી હતી, તેનાપર સેનાધિપતિ સર હ્યુ ગફે હુમલો કર્યો પણ તે હાર ખાઈ ગયો. ત્યારબાદ ચિલિયાનવાલાની મોટી લડાઈ થઈ તેમાં અંગ્રેજોની પુષ્કળ ખરાબી થઈ. એ લડાઇમાં કોણ જીત્યું અને કોણ હાર્યું એ વિષે ઘણો મતભેદ છે. પ્રખ્યાત ઈતિહાસકાર માર્શમેન લખે છે કે—" હિંદમાં આપણે લડેલી ખરાબમાં ખરાબ લડાઈઓમાંની એક આ હતી. એમાં એકે લાભ મળ્યો નહિ, અને જેને સંસ્કૃતિનો કે સંખ્યાબળનો પણ લાભ ન હતો એવા શત્રુને હાથે બ્રિટિશ સૈન્યની અટકાયત થઈ." ઇંગ્લંડમાં આની અસર ઘણી ભારે થઈ. ત્યાંની સરકારે ગફને બરતરફ કરી તેને સ્થાને સિંધવાળા સર ચાર્લ્સ નેપીઅરને મુકયો. પરંતુ આ હુકમ હિંદ પહોંચે ત્યાર પહેલાં તો ગુજરાતની જીત મેળવી ગફે પોતાની લશ્કરી કીર્તિ સતેજ કરી. ગુજ-

રાતની લડાઈમાં લગભગ આખી ખાલસા ફોજ ખલાસ થઈ ગઈ, અને શેરસિંહ શરણે આવ્યો.

પછી ડેલહાઉસીએ આખો પંજાબ દેશ જોડી દીધો. દિલીપસિંહને પાંચ લાખનું સાલીઆણું અપાયું. પાછળથી તે ખ્રિસ્તી બન્યો અને ઇંગ્લંડ જઈ રહ્યો. સીખ સૈનિકોને રજા અપાઈ. લાહોર દરબારનો કોહીનૂર નામનો નામાંકિત હીરો ડેલહાઉસીએ વિકટોરીઆ રાણીને ભેટ મોકલ્યો. ત્યાંના રાજકાજ માટે કમીશનરો નીમાયા. અંગ્રેજ વહીવટ હેઠળ આ પ્રાન્ત સમૃદ્ધ બન્યો. જે સીખો અત્યારસુધી અંગ્રેજોની સામે બહાદુરીથી લડ્યા હતા તેજ સીખો ત્યારપછી અંગ્રેજ સરકારના દઢ રાજભક્ત બન્યા. સત્તાવનના બળવા સમયે પંજાબ અંગ્રેજ રાજ્યના સ્તંભ સમાન હતું. ત્યારથી પંજાબના અનેક પુત્રોએ અંગ્રેજ સરકારની સેવામાં રહી પોતાના પ્રાણનાં બલિદાન દીધાં છે.

**બીજો બર્મી વિગ્રહ; કારણો.**—મુલકવૃદ્ધિની નીતિ અનુસરવાનો અને અનેક માર્ગે બ્રિટિશ રાજ્ય વિસ્તારવાનો ડેલહાઉસીનો સંકલ્પ, એ આ વિગ્રહનું મૂળ કારણ છે. યેન્દાબુની સુલેહ મુજબ બર્મામાં રેસિડન્ટ રહેતો, પરંતુ બર્મી દરબાર અને રેસિડન્ટ વચ્ચે પ્રેમભાવ ન હતો. ૧૮૩૭માં બર્મામાં રાજ્યક્રાન્તિ થઈ અને નવું રાજકુળ સ્થાપન થયું. નવો રાજા હિમ્મતવાન અને સાહસિક હોવાથી તેને રેસિડન્ટ સાથે બીલકુલ બનતું નહિ. અનેક રેસિડન્ટો ગયા અને આવ્યા. અંતે ૧૮૪૧માં રાજાએ રેસિડન્ટ બીલકુલ રાખ્યો નહિ. તે સમયે અફઘાનીસ્તાનમાં નીપજેલાં સંકટને લીધે અંગ્રેજોને એ અપમાન વેઠી લેવું પડ્યું. ત્યારબાદ બર્મામાં બળવો થયો, રાજાનું ખુન થયું, અને તેનો પુત્ર ગાદીએ આવ્યો. તેના સમયમાં શેપડ નામના એક અંગ્રેજ વેપારીએ એક બર્મી ખલાસીનું ખુન કર્યું. રંગુનના હાકેમે તપાસ ચલાવી તેને રૂ. ૯૯૯ નો દંડ કર્યો. આવા બીજા કેટલાક બનાવ બન્યા. અંગ્રેજ વેપારીઓએ ગવર્નર-જનરલને આ વિષે લખ્યું. ડેલહાઉસીએ રંગુનના હાકેમ પાસે નુકશાની માંગી તથા લેમ્બર્ટ નામના પુરૂષને બે લડાયક આગબોટો સહિત ત્યાં મોકલ્યો. તેણે રંગુનના હાકેમ પાસે રૂ. ૯૦૦૦ ની નુકશાની માંગી. આ બાબતનો ઈન્કાર થતાં તે દરબારમાં પહોંચ્યો. ગવર્નર-જનરલના પત્ર પરથી રાજાએ રંગુનના હાકેમની બદલી કરી. નવા હાકેમ સાથે પણ લેમ્બર્ટને ન ફાવ્યું. લેમ્બર્ટે સઘળા અંગ્રેજોને

પોતાની આગબોટપર બોલાવી લઈ બર્મી રાજાની આગબોટ કબજે કરી. આથી યુદ્ધ શરૂ થયું. આ સમાચાર હિંદ આવતાં એક નવી ફોજ એકદમ રંગુન રવાના થઈ, અને ડેલહાઉસીએ બર્મી રાજાપર એવો પત્ર મોકલ્યો કે રંગુનના હાકેમને બરતરફ કરો, નુકશાનીના દશ લાખ રૂપિયા આપો અને આ બે શરતો પાંચ અઠવાડીઆમાં નહિ કબુલ કરો તો યુદ્ધ શરૂ થશે. આ મુદત દરમ્યાન તેણે જબરી લશ્કરી તૈયારી કરી લીધી.

માર્તબાન સર કરી અંગ્રેજોએ રંગુન પર મારો ચલાવ્યો, અને છાપો મારી તેને યે સર કર્યું. બાદ બસીન અને પ્રોમ પડ્યાં, અને જોતજોતામાં પેગુ પ્રાન્તનો આખો કિનારો તેમને હાથ આવ્યો. બર્મીઓ ઉત્તર તરફ હઠી ગયા. પછી ડેલહાઉસીએ જાતે બર્મા જઈ આખો દક્ષિણ ભાગ જોડી દીધો, અને આવા દરબારમાં નીચેની મતલબનો પત્ર લખ્યો—

" અંગ્રેજોને થએલી નુકશાની સીધી રીતે તમે નહિ આપી, તેથી અમારે શસ્ત્રબળે એ વસુલ કરવી પડી. અમે અનેક શહેર અને કિલ્લા જીત્યા છે અને સર્વે સ્થળે તમારી ફોજ હરાવી છે. પેગુ પ્રાન્ત અમારા કબજામાં આવ્યો છે. ખરે સમયે જાગ્રત રહેવાનો પ્રસંગ તમે ગુમાવ્યો તેનાં આ ફળ. હવેથી પેગુ પ્રાન્ત અમારો ગણાશે. નિરૂપાયે અમે અમારી નુકસાની યુદ્ધ કરી મેળવી; હવે વધારે મુલક લેવાની અમારી ઇચ્છા નથી. તથાપિ જો તમે અમારી વિરૂદ્ધ ચાલશો તો યાદ રાખજો કે તેનો બદલો લેવા અંગ્રેજ સરકાર આઘું-પાછું જોશે નહિ."

આ પત્રમાંજ સુલેહની મતલબ આવી ગઈ. સામે થાય એવું બર્મી સૈન્ય દક્ષિણ પ્રદેશમાં હતું જ નહિ, એટલે ઉપર કહેલી શરતો આપોઆપ સ્વીકારાએલી જ ગણાઈ. ઇંગ્લંડના કેટલાક અધિકારીઓની એવી ઇચ્છા હતી કે લડત છે-ના-છે સુધી લડી આખું બર્મા જીતી લેવું. પરંતુ ડેલહાઉસીએ સમય-સ્થિતિ પિછાની આટલાથીજ સંતોષ માન્યો.

**ખાલસા ( લૅપ્સ ) નો સિદ્ધાન્ત.**—ડેલહાઉસીના સમયમાં સ્થિતિ એવી હતી કે લગભગ બધા રક્ષિત રાજ્યોમાં રાજાઓ સત્તાનો દુરૂપયોગ કરતા, એશઆરામી જીવન ગાળતા, અને રૈયતપર જુલમ ગુજારતા. વળી આ રાજાઓ કંપનીના રક્ષણને લીધે એક રીતે નિર્ભય હતા. તેથી તેમની રાંક પ્રજાનો મરો થતો. અયોધ્યામાં, પંજાબમાં જ્યાં જુઓ ત્યાં આની આ હાલત હતી. ચતુર ડેલહાઉસીએ આ સ્થિતિ પિછાની લીધી. તેણે ખાલસાનો

સિદ્ધાન્ત અમલમાં મુકયો, એટલે કે કોઈ રાજા કે નવાબ અપુત્ર ગુજરી જાય તો તેના દત્તક પુત્રનો હક્ક સ્વીકારવો નહિ. ઇંગ્લંડમાં એક એવો કાયદો છે કે ખાનગી મિલ્કત નાવારસ થતાં તે સરકારી મિલ્કત બને છે. ડેલહાઉસીએ હિંદી રાજ્યોને રાજાઓની ખાનગી મિલ્કત ગણી તેમને ઉપર કહેલો કાયદો લાગુ પાડયો. આથી રક્ષિત રાજ્યોની પ્રજાનું હિત થયું.

**સતારા**ના રાજા **પ્રતાપસિંહ**ને **માર્કિવસ હેસ્ટીંગ્સે** પદભ્રષ્ટ કરી તેના ભાઈ **શાહજી**ને ગાદી આપી હતી. ૧૮૪૮માં **શાહજી** અપુત્ર ગુજરી ગયો. મરતાં પહેલાં તેણે એક જણને દત્તક લીધો હતો. રેસિડન્ટે લખ્યું કે દત્તક-વિધાન વિધિપૂર્વક થયું છે અને હિંદુસ્તાનના રિવાજ મુજબ દત્તક પુત્ર વારસ બને છે. તથાપિ ડેલહાઉસીએ **લેપ્સ**નો નિયમ લગાડી **સતારા** રાજ્ય ખાલસા કર્યું.

**ઝાંસી** પ્રાંત પહેલા **બાજીરાવે** બુંદેલખંડના રાજા છત્રસાલ પાસેથી મેળવ્યો હતો. તેણે ત્યાં પોતાનો સુબેદાર મુકયો હતો. તે પાછળથી ધીમે ધીમે સ્વતંત્ર બન્યો. ૧૮૦૫ માં **અંગ્રેજો**ને એ રાજ્ય સાથે મૈત્રી હતી. બાદ જ્યારે **પેશ્વા**નું રાજ્ય **અંગ્રેજો**ના હાથમાં આવ્યું ત્યારે **ઝાંસી અંગ્રેજ** આધીન બન્યું. ૧૮૫૩ માં ત્યાંનો **રાજા** નાવારસ ગુજરી ગયો. મરતાં પહેલાં તેણે તથા તેની **રાણી** લક્ષ્મીબાઈએ ( પ્રખ્યાત '**ઝાંસીની રાણી**' ) એક બાળકને દત્તક લીધો હતો. પરંતુ ડેલહાઉસીએ તેના દત્તક-હક્કનો અસ્વીકાર કરી રાજ્ય જપ્ત કર્યું. આને લીધે **રાણી** લક્ષ્મીબાઈને **અંગ્રેજો** તરફ ખુબ તિરસ્કાર વ્યાપ્યો હતો.

**નાગપુર**નું રાજ્ય મોટું હોઈ તેની વસ્તી અર્ધા કરોડથી સહેજ ઓછી હતી. **નાગપુર વરાડ** પ્રાંતના દરવાજા સમાન છે. ૧૮૧૭ માં **લોર્ડ હેસ્ટીંગ્સે આપાસાહેબ**ને પદભ્રષ્ટ કરી **રઘુજી**ને સ્થાપ્યો હતો. ૧૮૫૩માં **રઘુજી**નું અપુત્ર મરણ થતાં ડેલહાઉસીએ એ રાજ્ય ખાલસા કર્યું. આજનો **મધ્ય પ્રાન્ત, નાગપુર** રાજ્ય અને **નિઝામ** પાસે લીધેલો **વરાડ પ્રાન્ત** મળી બનેલો છે.

**પેશ્વા બાજીરાવ બીજો** ૧૮૫૨માં ગુજરી ગયો. તેણે **ધોંડોપંત ઉર્ફે નાનાસાહેબ**ને દત્તક લીધો હતો. **નાનાસાહેબે** બાપને મળતું પેન્શન માંગ્યું ત્યારે ગવર્નરે એ વિષેનો ઈન્કાર કરી કહાવ્યું કે એ પેન્શન **બાજીરાવ**ને કેવળ જીંદગી દરમ્યાન જ આપવાનું હતું. **બાજીરાવ**ની ૨૭ લાખની મિલ્કત

તેને મળી, તથાપિ પેન્શન બંધ થવાથી તેને અંગ્રેજો પર બહુ ક્રોધ ચઢયો હતો.

**તાંજોર** નો રાજા નસંતાન ગુજરી જતાં ( ૧૮૫૫ ) ડેલહાઉસીએ તેની જાગીર લઈ લીધી અને પેન્શન બંધ કર્યું.

**સંબલપુર**નું નાનું રાજ્ય પણ નાવારસી હોવાના સબબે ખાલસા થયું હતું.

**જપ્ત થએલાં રાજ્યો; અયોધ્યા.**—આ ઉપરાંત રાજાઓની નાલાયકીને લીધે કેટલાંક રાજ્યો જપ્ત થયાં હતાં. ગતકાળમાં અયોધ્યાના નવાબોને ગેરવહીવટ માટે લગભગ એકેએક ગવર્નર-જનરલે લખ્યું હતું. બેન્ટીન્કે સખત ધમકી પણ આપેલી. છતાં ગેરવ્યવસ્થા જેમની તેમ ચાલુ રહી હતી; અને એ સુંદર ફળદ્રુપ દેશ સુરાજ્યના અભાવે દુઃખી હતો. આવા ઉપરાઉપરી રિપોર્ટ રેસિડન્ટ તરફથી આવતાં ડેલહાઉસીએ નવાબને પેન્શન આપી આખું રાજ્ય જોડી દીધું.

**ખેરપુર.**—સિંધ વિગ્રહ દરમ્યાન ખેરપુર અમીરનો ભાઈ અંગ્રેજ પક્ષમાં ભળી, ભાઈ સાથે લડી અમીર બન્યો હતો. પાછળથી અંગ્રેજો સાથે અણબનાવ થતાં ડેલહાઉસીએ તેનું રાજ્ય જોડી દીધું તથા દિલાસા રૂપે તેને ત્રણ ચાર લાખની જાગીર આપી.

**સિકિમ**નું સ્વતંત્ર રાજ્ય હિમાલયના પહાડોમાં છે. બંગાળા સરકારનો ઉનાળાનો મુકામ દાર્જીલીંગમાં છે, તે દરસાલ રૂ. ૬૦૦૦ આપવાના કરીને સિકિમ રાજા પાસે લેવાયું હતું. થોડોક સમય ગયા બાદ રાજાના ઉદ્ધત વર્તનને લીધે ડેલહાઉસીએ તેનાં રાજ્યનો દાર્જીલીંગવાળો ભાગ લઈ લીધો. આ પ્રદેશમાં આજે અંગ્રેજ કંપનીઓ ચાહનું વાવેતર કરે છે અને દાર્જીલીંગની ચાહ મશહુર છે.

**વરાડ.**—સહાયક ફોજને લીધે નિઝામનું દેવું ઘણું વધી ગયું હતું એ શિવાય તેને બીજું દેવું પણ હતું. ૧૮૫૧ માં અંગ્રેજ સરકારના ૮૦ લાખ ભરી દેવા ડેલહાઉસીએ સખત તાકીદ કરી, અને ઇલાજ તરીખે સૂચવ્યું કે તમારાથી દેવું એકદમ ન ભરાય તો તેટલા મુલ્યનો મુલક અમને આપો. નિઝામે લાચારીથી ૪૦ લાખ જેમ તેમ અદા કર્યા, અને બાકીના માટે એક વર્ષનો વાયદો કર્યો. આ વાયદો ન સચવાવાથી ૧૮૫૩ માં તેને એવું કરાર-

નામું કરવું પડ્યું કે **નિઝામ** ૫૦૦૦ પાયદળ અને ૨૦૦૦ હયદળ **અંગ્રેજોના** અધિકાર હેઠળ રાખે, તેના ખર્ચ બદલ તથા આગલું દેવું અદા કરવા માટે તે વરાડ, રાયચુર દોઆબ, અને નવલદુર્ગ પરગણું એટલા મુલક **અંગ્રેજને** સોંપે, પરંતુ દરસાલ **અંગ્રેજો** તેને એ પ્રાન્તોનો હિસાબ મોકલે અને દેવું પુરૂં થતાં એ મુલક **નિઝામને** પાછો સોંપે. આ પછી પચાશ વર્ષે ૧૯૦૩ માં લોર્ડ કર્ઝને **નિઝામ** પાસે એવો કરાર કરાવ્યો હતો કે **અંગ્રેજો** વરાડ પ્રાન્ત સદાને માટે રાખે અને એ બદલ દર વર્ષે ૨૬ લાખ **નિઝામને** આપે.

**અર્વાચીન ઢબની રાજ્યપદ્ધતિ.**—ડેલહાઉસીએ અર્વાચીન ઢબની રાજ્યપદ્ધતિનો આરંભ કર્યો તથા કંપનીના વેપારી જીવનના સમયના ઢંગધડાવિનાના રિવાજો બંધ કરાવ્યા. રાજકાજના ચોખ્ખા વિભાગ પાડી દરેક ખાતા પર તેણે લક્ષ આપવા માંડ્યું. કશી વાત તેની નજર બહાર ન રહેતી અને દરેક અમલદારને તે ઉપરી જેવો લાગતો.

**રેલ્વે.**—ઇંગ્લંડમાં તેને અધિકારી તરીખે રેલ્વેનો પરિચય થયો હતો. તેણે સંકલ્પ કર્યો હતો કે આ નવાઈ **હિંદમાં** પણ દાખલ કરવી. ઘણાઓએ કહ્યું કે એનો કોઈ ઉપયોગ કરશે નહિ, એમાં લાભ થશે નહિ વિગેરે વિગેરે, છતાં ડેલહાઉસી મક્કમ રહ્યો અને ૧૮૫૩ માં એ કામનો આરંભ થઈ ગયો.

**પોસ્ટ અને તાર ખાતું.**—તે આવ્યો ત્યારે ટપાલ જુનીપુરાણી ઢબે જતી આવતી. આજના નિપુણ **પોસ્ટ** ખાતાનો સ્થાપક ડેલહાઉસી હતો. વળી તાર પણ તેણેજ દાખલ કર્યા.

**'પબ્લિક વર્ક' ખાતું.**—રસ્તાઓ, નહેરો, આદિ લોકોપયોગી કામો તેની અંગત દેખરેખ હેઠળ અને સલાહ મુજબ યોજાતાં અને અમલમાં મુકાતાં. કલકત્તાથી પંજાબ સુધીનો ધોરી રાજમાર્ગ તેણે ફરી બંધાવ્યો હતો.

**કેળવણી.**—હિંદી પ્રધાન સર ચાર્લ્સ વુડની સૂચના મુજબ તેણે કેળવણી ખાતાં ખોલી, તમામ જીલ્લાઓમાં વર્નાક્યુલર નિશાળો ખોલાવી. ઉપરાંત કોલેજો, મદદ લેતી નિશાળો, અને યુનિવર્સિટિઓ સ્થપાવી. સિવિલ સર્વિસની પરીક્ષામાં દેશી ઉમેદવાર બેસી શકે એવો તેણે નિયમ કરાવ્યો.

ઉપર કહેલાં અનેકરંગી કાર્યો કર્યાથી તે એમ માનતો હતો કે મેં **હિંદમાં** ચિરંજીવી રાજ્ય અને શાંતિ સ્થાપ્યાં છે. આઠ વર્ષસુધી નાદુરસ્ત તબીયત છતાં તેણે પૂરજોશથી **હિંદનું** રાજ્યશાસન કર્યું. સ્વદેશ જતી વેળા (૧૮૫૬) કલકત્તામાં તેને માનપત્ર મળ્યું તેના જવાબમાં તેણે સાચુંજ કહેલું કે

" મારો ખેલ તમામ ખતમ થયો છે; મારા જીવન-નાટકના મુખ્ય અંક સમાપ્ત થઈ ચુક્યા છે; હવે મારી ચરિત્ર-ભૂમિપર પડદો પડે તો હું ઘણો સંતોષ માનીશ." ૧૮૬૦ માં તેનું મરણ થયું હતું.

તેના જમાનામાં બંગાળી ફોજ માટે સેનાધિપતિ નેપીઅરે નવો પ્રબંધ કર્યો, તે વિષે નેપીઅર અને ડેલહાઉસીને મતભેદ પડવાથી નેપીઅરે રાજીનામું આપ્યું હતું.

"કર્તવ્યનિષ્ઠા, ન્યાયપ્રિયતા, અને સંકલ્પ બળમાં લોર્ડ ડેલહાઉસીને ટપી જાય એવો હિંદી રાજ્યકર્તા એકે થયો નથી. તે હિંદી ગવર્નર-જનરલોની પ્રથમ પંક્તિમાં વોરન હેસ્ટીંગ્સ, વેલેસ્લી, અને માર્કિવસ હેસ્ટીંગ્સની હારે મુકાય છે તે વ્યાજબી જ છે.

## પ્રકરણ ૪૯ મું. સત્તાવનનો બળવો.

**લોર્ડ કૅનીંગ.**—ડેલહાઉસીની જગાએ લોર્ડ કૅનીંગ નીમાયો. તે શાન્ત સ્વભાવનો તથા ઉદ્યમી હતો. તેના પૂરોગામીના સમયમાં શરૂ થએલાં મોટાં કાર્યો આગળ ચલાવવામાં અપાર અડચણો હતી. કૅનીંગ એ માટે લાયક હતો. એ આવ્યો ત્યારે બહારથી ચારે મેર શાંતિનું સામ્રાજ્ય વ્યાપેલું લાગતું હતું. તથાપિ ડેલહાઉસીએ કરેલા ઉપરા ઉપરી ફેરફારો અને બીજાં કેટલાંક કારણોને લીધે આખા હિંદુસ્તાનમાં અસંતોષ હતો. પરિણામે ૧૮૫૭નો મોટો બળવો થયો.



लॉर्ड कैनिंग

**બળવાનાં કારણો.**—આ બળવા વિષે અનેક પુરૂષોના અનેક મત છે. કેટલાક એમ કહે છે કે એ બળવો કેવળ હિંદી સિપાઈઓનો હતો. પરંતુ ઘણાખરા પુરૂષો એમ માને

-છે કે અન્ય હિંદીઓમાં પણ એ સમયે અસંતોષ ફેલાએલો હતો. મુખ્ય ભાગ સિપાઈઓએજ ભજવ્યો હતો એ વાત સાચી. આમ પ્રજા તથા રાજા-રજવાડા તરફથી બળવાખોરોને ઝાઝી મદદ મળી નહતી અને તેથીજ બળવો જલદી શાંત પડ્યો હતો. બળવાનાં મુખ્ય કારણો નીચે મુજબ હતાં.

ડેલહાઉસીએ એક પછી એક રાજ્યો અને પેન્શનો જપ્ત કર્યાં તે પરથી રાજા રજવાડાઓને લાગ્યું કે અમારા જુના જન્મસિદ્ધ હક્કો ડુબ્યા છે અને તેથી તેમનાં દિલ દુખાયાં હતાં.

ડેલહાઉસીએ તાર, રેલ્વે, સ્ટીમર આદિ નવાઈઓ ચાલુ કરી તેનો અર્થ અજ્ઞાન હિંદીઓમાં એવો થયો કે અંગ્રેજો એ સાધનો વડે અમને બાંધી લે છે.

દિલ્હીના મોગલ બાદશાહની કેવળ નામ માત્રની સત્તા હતી તે પણ ક્રમે ક્રમે કાઢી નાંખી, તેથી મુસલમાન પ્રજામાં અસંતોષ ફેલાયો.

એ સમયે અંગ્રેજી શિક્ષણમાટે ઘણી નિશાળો પાદરીઓની હતી, તેમાં તથા બીજી સરકારી શાળાઓમાં પાશ્ચાત્ય કેળવણી જ છોકરાઓને મળતી. તે પરથી લોકો એમ સમજવા લાગ્યા હતા કે અંગ્રેજો અમને ધર્મભ્રષ્ટ અને નીતિભ્રષ્ટ કરવા માંગે છે. તે સમયના અંગ્રેજી ભણતા છોકરાઓનું વડીલો પ્રત્યેનું વર્તન એકંદરે અતિ અસભ્ય હતું અને તેમનામાં દારૂની આદત ઘુસી હતી. એ વિષે સ્વ. સર સુરેન્દ્રનાથ બેનરજી લખે છે કે “આપણાં કેટલાંક નરરત્નો દારૂની બદીના ભોગ થઈ પડ્યા છે. એ આદત અંગ્રેજી કેળવણીનું ખાસ લક્ષણ ગણાતું હતું.”

વળી અનેક પુરૂષો અનેક પ્રકારે સરકારની નિંદા કરતા હતા. એક અફવા તો એવી ઉડી હતી કે પ્લાસીની લડાઈને સો વર્ષ પુરાં થતાં અંગ્રેજનું રાજ્ય ડુબી જશે. આવી આવી સેંકડો વાતો ચોમેર ફેલાઈ હતી.

સૈન્યના કામ, પગાર, અને નિયમોની બાબતમાં આગળ પડતો વર્ણભેદ દેખાયાથી હિંદી સૈનિકો પોતાને અપમાનિત થએલા માનતા હતા. આ સર્વે કારણો કેટલાંયે વર્ષોથી કામ કરી રહ્યાં હશે. વાતાવરણ અંદરખાનેથી છેક અશાંત હતું. કેવળ એક દિવાસળીની જરૂર હતી, અને આ દિવાસળી ચાંપવાનું કાર્ય નીચે દર્શાવેલી રીતે થયું.

૧૮૫૩માં સિપાઈઓને નવી જાતની બંદુકો અપાઈ. તેમાં વપરાતા કારતુસોના છેડા દાંતથી તોડવા પડતા. એક દિવસે એવું બન્યું કે કલકત્તા

પાસેના એક ગામમાં રહેનારો એક બ્રાહ્મણ સૈનિક કુવે પાણી ભરવા ગયો. ત્યાં તેને એક ચમાર સાથે પવિત્રતા વિષે તકરાર થઈ. ચમારે તેને ટાણું માર્યું કે "ગાય અને સુવરની ચરબીવાળા કારતુસો દાંતથી તોડતી વખતે તમારી પવિત્રતા કયાં ઘુસી જાય છે?" જોતજોતામાં આ વાત પલટનમાં ફેલાઈ અને એ વિષેની ચર્ચા ચાલી. હિંદુઓને ગાયમાતા પૂજ્ય છે અને મુસલમાનોને સુવર નિષિદ્ધ છે. આને લીધે નવા કારતુસોથી બન્ને કોમોને સરકાર પર ક્રોધ ચઢ્યો. આખી ફોજમાં એવી ગેરસમજ ફેલાઇ કે સરકારે આ કારતુસ જાણી-બુજીને અમને ભ્રષ્ટ કરવા સારૂજ આપ્યાં છે. એ સમયે ઉત્તર હિંદમાં એક ગામથી બીજે ગામ ચપાટીઓ મોકલાવા લાગી. એ કોણ મોકલતું અને શા ઉદ્દેશથી, એ વાતનો ખુલાસો કદી થયો નહિ. મહિના બે મહિનામાં બુરાનપુર, રાણીગંજ, અને બરાકપુરની પલટનમાં અસંતોષ ખુબ ફેલાઈ ગયો. ૧૮૫૭ના ફેબ્રુઆરીમાં એ પલટનોએ ઉપરોક્ત નાપાક કારતુસ વાપરવા ના પાડી. તેમનાં હથિયાર મુકાવી તેમને બરતરફ કરવામાં આવ્યા. આ સૈનિકો ઘણાખરા અયોધ્યા અને બુંદેલખંડના વતનીઓ હતા. તેમણે ઘેર જઈ કલકત્તા બાજુની ફોજના વિચાર વાયવ્યની ફોજમાં ફેલાવ્યા. ક્ષિતિજ પર ઝઝુમી રહેલા ભયંકર પ્રસંગનાં ચિહ્ન કોઈ કોઈ અમલદારોને માલમ પડ્યાં. કુનીંગે જાતે એ દિશામાં વિશેષ લક્ષ આપ્યું, કેમકે તે નવોસવો આવેલો અને શાંતિપ્રિય હતો.

એપ્રિલ માસમાં ઘણીખરી છાવણીઓમાં માઠાં ચિન્હ દેખાવાં લાગ્યાં; અને મે ના આરંભમાં તો બળવાની શરૂઆત થઈ. સાધારણ રીતે બળવાખોર સિપાઈઓ પોતાના ગોરા અમલદારો સામે ગોળીબાર ચલાવી તેમને ઠાર મારતા, તેમના બંગલા અને બરાકોને આગ લગાડતા, અને જેલ તોડી ખજાના લુંટી દિલ્હી તરફ જતા. આવી ઘટના અનેક સ્થળે ચાલુ હતી.

આ બળવાનો ફેલાવો ઉત્તર હિંદમાંજ હતો, નર્બદાની દક્ષિણે તેનો પ્રસાર થયો ન હતો. પંજાબ, આગ્રા, અયોધ્યા, રોહિલખંડ, બુંદેલખંડ અને બંગાળાના કેટલાક ભાગોમાં બળવો પૂરજોશથી ચાલ્યો હતો, અને એ સર્વેનું કેન્દ્રસ્થાન દિલ્હી જણાતું હતું. બળવાખોરોની ઉમેદ એવી હતી કે મોગલ બાદશાહને દિલ્હીની ગાદીએ બેસાડી મોગલાઈની પુનઃસ્થાપના કરવી. બળવાખોરોનું વિશેષ જોર લાહોર, દિલ્હી, આગ્રા, કાનપુર, અલ્હાબાદ, બનારસ, અને પટનાની લાઇનપર દેખાતું હતું. આ લાઈનમાં ઉત્તર

તરફથી બે શાખાઓ, **બરેલી–અલીગઢ–દિલ્હીવાળી** શાખા અને **લખનૌ–કાનપુર–અલ્હાબાદવાળી**, મળતી હતી. ત્રીજી શાખા દક્ષિણ દિશાની **ઝાંસી–ગ્વાલીઅર–કાલ્પી–આગ્રાવાળી** હતી, અને ચોથી **માળવા–નીમચ–નસીરાબાદ–દિલ્હીવાળી** હતી.

**મીરત.—મે** ના આરંભમાં **મીરત** પલટને બળવો કરી **દિલ્હી** તરફ કૂચ કરી. **દિલ્હીની** ફોજ તેની સાથે મળી ગઈ અને તેમણે **મોગલ બાદશાહને** ગાદીએ બેસાડ્યો. એક મહિનામાં **અલ્હાબાદથી સતલજ** સુધીની એકેએક પલટન સામે થઈ, અને **આગ્રા–અયોધ્યાના સંયુક્ત પ્રાન્તમાં** અરાજકતા વ્યાપી ગઈ.

**કાનપુરમાં અંગ્રેજ** છાવણી હતી. તેની પાડોશમાં જ છેલ્લા **પેશ્વા બાજીરાવના** દત્તક પુત્ર **નાનાસાહેબનો** મુકામ હતો. ત્યાંની ફોજમાં બળવો થતાં **નાનાસાહેબ** તેનો આગેવાન બન્યો. જનરલ **વ્હીલરે** એક મહિના સુધી જેમ તેમ બચાવ કર્યો. ત્યારબાદ સુરક્ષિતપણે **અલ્હાબાદ** જવા દેવાનું વચન **નાનાસાહેબ** પાસેથી મેળવી, ૪૫૦ અંગ્રેજો ત્યાં જવા સારૂ વહાણોમાં બેઠા. પાછળથી બળવાખોરોએ કિનારાપરથી ગોળીઓ છોડી ઘણાના જાન લીધા. ફક્ત ચાર આદમી બચી ગયા. શિવાય ૧૨૫ કેદી બન્યા હતા. એટલામાં સેનાપતિ **હેવલોક** આવે છે એ સાંભળી **નાનાસાહેબે** આ કેદીઓને અતિ ક્રૂર રીતે કાપી વિંધી એક કુવામાં નાંખી દીધા. આ બનાવના સ્મારક તરીકે એ કુવો આજ સુધી કાયમ રાખ્યો છે.

**લખનૌના** હાલ પણ એટલાજ દયાજનક હતા. ત્યાંના કમીશનર **હેન્રી લૉરેન્સે** ઘણા દિવસ સુધી ધીરજ રાખી. રેસીડન્સીના મકાનમાં ત્યાંના સઘળા **અંગ્રેજોને** રાખી તેણે ઘેરામાટે તૈયારી કરી રાખી. આરંભમાં જ **લૉરેન્સને** ગોળી લાગતાં તેનું મરણ થયું. બળવાખોરોએ રેસીડન્સી ઘેરી લીધી. ત્રણ મહિના સુધી અંદરના **અંગ્રેજોએ** અપૂર્વ ધૈર્ય અને હિમ્મતથી આત્મરક્ષણ કર્યું. બાદ **હેવલોક** અને **આઉટ્રેમ** મદદે આવ્યા; તેઓ પણ ઘેરામાં સામેલ થયા. બીજા બે મહિના પછી **સર કોલીન કેમ્પબેલે** આવી તેમને છોડાવ્યા. આ ઘેરો પાંચ મહિના ચાલ્યો હતો તે દરમ્યાન **સીખ** સૈનિકોએ **અંગ્રેજોમે** નિમકહલાલ રહી ઉત્તમ પ્રકારની સેવા કરી હતી.

**દિલ્હી,** બળવાનું કેન્દ્ર હતું. ત્યાં બળવાખોરોની જબરી જમાવટ હતી. **અંગ્રેજોએ** ૩૭૦૦૦ ની ફોજ સહિત તે શહેરને ઘેરો ઘાલ્યો. **આગ્રાનો** કિલ્લો

બળવાખોરોના કબજામાં આવ્યાથી તેમનામાં નવિન જોશ આવ્યું. બાદ પંજાબના કમિશનર **જોન લોરેન્સે** (**હેન્રી લોરેન્સનો** ભાઈ) પોતે જોખમ ખેડી પોતાની ફોજ **દિલ્હી** રવાના કરી. ૭ દિવસ સુધી **દિલ્હીના** રસ્તાઓપર ઘનઘોર યુદ્ધ ચાલ્યું; અને **નિકલસને** શહેરનો કબજો લીધો. પરંતુ આ ફત્તેહ મેળવવામાં એ શુરા સેનાપતિનો જાન ગયો. **વૃદ્ધ બહાદુરશાહ** તથા તેનાં બાળબચ્ચાં બીજે દિવસે પકડાયાં. **શાહજાદાઓ** કેદીની હાલતમાં શહેરમાં ચાલતા હતા ત્યારે બળવાખોરોએ તેમને છોડાવવા તજવીજ કરી. **હુડસન** નામના નિષ્ઠુર અમલદારે ક્રોધના આવેશમાં **શાહજાદાઓને** ઠાર કરાવ્યા. **બહાદુરશાહને** રાજકેદી તરીખે **રંગુન** જવું પડ્યું જયાં ચાર વર્ષ પછી તેનું મરણ થયું. **દિલ્હીમાં** જે તોફાનો થએલાં તેમાં સૈનિકો ઉપરાંત શહેરીઓ પણ સામેલ હતા.

**મધ્ય હિંદમાં સર હ્યુ રોઝે** ઘણા વખાણવા જોગ વિજયો પ્રાપ્ત કર્યા. આ **પ્રદેશના** બળવાખોરો પહાડી તથા તોફાની હતા. તેમાં **ઝાંસીનું** રાજ્ય આવેલું છે અને ત્યાં બનેલા બનાવોનું મહત્ત્વ વિશેષ છે.

**ઝાંસીમાં** બે ગોરી પલટન અને કેટલીક તોપો હતી. **જુનના** આરંભમાં **હિંદી** સિપાઈઓએ બળવો આરંભી ઘણા **અંગ્રેજોની** કતલ કરી. ત્યારબાદ **નાનાસાહેબનો** સેનાપતિ **તાત્યા ટોપી ઝાંસીની રાણીની** મદદ લેવા આવ્યો. **રાણી લક્ષ્મીબાઈ** બળવામાં સામેલ થઈ. તેને ગાદીએ બેસાડવામાં આવી. ત્યારપછી તેની ઉમ્મર કેવળ વીશ વર્ષની છતાં તેણે જે હિમ્મત અને બહાદુરી દર્શાવ્યાં તે ખરેખર અદ્દભુત હતાં. **ઝાંસીની રાણીનું** નામ **હિંદી** ઇતિહાસમાં અમર થયું છે. ખુદ **અંગ્રેજ** સેનાપતિ **રોઝ** પણ તેને બળવાખોરોમાં “ શ્રેષ્ઠ અને સૌથી બહાદુર ” ગણતો હતો. **રોઝે ઝાંસી** લીધું ત્યારે **તાત્યા ટોપી ગ્વાલીઅર** પર ચઢાઈ લઈ ગયો. તેણે **ગ્વાલીઅર** લીધું. બાદ **રોઝે** તેનાપર હુમલો કર્યો તે સમયે **લક્ષ્મીબાઈ** કોઈ પ્રાચીન રજપુતાણીની પેઠે બખતર સજી બહાદુરીથી લડી હતી. એકાએક ગોળી લાગવાથી તેનું મરણ થયું. ૧૮૫૯માં **તાત્યા ટોપી** પકડાયો. આ રીતે બળવાનો અંત આવ્યો. તે સમાવવામાં **સીખ** અને **ગુરખાઓની** દિલોજાન મદદ, **મુંબાઈ** અને **મદ્રાસ** ફોજની વફાદારી, અને **નિઝામ, ગાયકવાડ** આદિ દેશી રાજ્યોની સુંદર સહાય અત્યંત ઉપયોગી થઈ પડી હતી. વળી બળવાખોરોમાં પણ એકતા ન હતી.

**કંપની સરકારની સમાપ્તિ.**—સત્તાવનના બળવાની ભયંકર હકીકતો ઇંગ્લિંડ પહોંચતાં ત્યાંના અધિકારીઓનું લક્ષ પુરેપુરૂં હિંદ તરફ દોરાયું હતું. બળવાની શાંતિ માટે ત્યાંથી સર કોલીન કેમ્પબેલ ઉત્તમ સૈન્ય સહિત બનતી તાકીદે રવાના થયો હતો. બાદ હિંદી પરિસ્થિતિ સુધારવા સારૂ પાર્લમેન્ટમાં પુષ્કળ ચર્ચા ચાલી અને વાદવિવાદ થયા. અંતે એવા ઠરાવ થયા કે હિંદનું રાજ્ય ઇસ્ટ ઇંડિયા કંપની પાસેથી રાણી વિક્ટોરીઆએ પોતાને હાથ લેવું; અંકુશ મંડળ કાઢી નાખી તેને બદલે હિંદી પ્રધાન નીમવો અને તેને મદદ કરવા માટે ઈંડિયા કાઉન્સિલ સ્થાપવી; અને ગવર્નર–જનરલને વાઇસિરોય ( રાજાનો પ્રતિનિધિ ) નામ આપવું.

**રાણી વિક્ટોરીઆનો ઢંઢેરો ( ૧૮૫૮ ).**—એ શિવાય હિંદુસ્તાનના રાજારજવાડા તથા આમપ્રજાની જાણ માટે રાણી વિક્ટોરીઆએ પાર્લમેન્ટની સલાહ અને સંમતિથી ઢંઢેરો પ્રસિદ્ધ કર્યો. તેમાં હિંદી રાજ્યપ્રબંધ વિષેના ઇંગ્લિંડના વિચારો સાફ શબ્દોમાં પ્રગટ કર્યા હતા. આ ઢંઢેરો હિંદુસ્તાનના પ્રજાકીય હકકોનો મેગ્ના કાર્ટા ( મોટો પટો ) મનાય છે. તેની મુખ્ય કલમો નીચે મુજબ છે—

( ૧ ) હિંદી રાજાઓ સાથે કંપની સરકારે જે જે એકરાર અને તહનામાં કર્યાં છે તે સર્વે અક્ષરે અક્ષર ઇંગ્લિંડ સરકાર માન્ય રાખે છે. ( ૨ ) સૌ રાજાઓને દત્તક પુત્ર લેવાનો હક્ક અપાશે, અને કોઇનું રાજ્ય કે પેન્શન જપ્ત થશે નહિ. ( ૩ ) રાજાઓના દરજ્જા અને માનમર્તબાનું અંગ્રેજ સરકાર બરાબર પાલન કરશે. ( ૪ ) પ્રજાના ધર્મ અને આચાર વિચારોમાં સરકાર હાથ નાંખશે નહિ. ( ૫ ) સરકારી પદવીઓ વર્ણ, કોમ, કે ધર્મનો ભેદ ગણ્યા વિના કેવળ લાયકાત મુજબ સૌને અપાશે. ( ૬ ) જે બળવાખોરોએ ખુન કર્યાં ન હોય અને જે શાંતિથી વર્તવા તૈયાર હોય તેમના અપરાધ માફ થશે. ( ૭ ) ઢંઢેરાનું સુંદર છેવટ આ મુજબ હતું. " અમારી અંતઃકરણપૂર્વક એવી ઇચ્છા છે કે હિંદના હુન્નરો ઉત્તેજવા, લોકોપયોગી અને સુધારાનાં કામમાં મદદ આપવી, તથા તમામ પ્રજાને લાભ થાય એવી રીતે રાજ્યનો વહીવટ ચલાવવો. એમની આબાદી એ અમારૂં બળ, એમનો સંતોષ એ અમારી નિર્ભયતા, અને એમની કૃતજ્ઞતા એ અમારો સર્વોત્તમ બદલો છે. "

કંપનીએ પોતાના હિંદી હક્ક દાવા વિષે પાર્લમેન્ટમાં અરજી કરી, તથાપિ બહુમતિ તેની વિરૂદ્ધ હોવાથી તેનું કશું ચાલ્યું નહિ, અને હિંદનું રાજ્ય ઈંગ્લંડ સરકારને સોંપાયું. આ રીતે દુનિયાના ઈતિહાસમાં સૌથી મોટી સોદાગર કંપની અઢીસોથી અધિક વર્ષનું જીવન જીવી અંતે ૧૮૫૮માં ઘસડાઈ ગઈ. ચાલક મંડળે પોતાનો તમામ ચાર્જ હિંદી પ્રધાનને સોંપી દીધો.

---

# ખંડ ૭ મો. ચાલુ બ્રિટિશ યુગ

## પ્રકરણ ૫૦ મું. પહેલા પાંચ વાઇસરૅાય.

કેટલીક વાર બુરામાંથી સારૂં નીપજે છે. સત્તાવનનો બળવો પણ એવોજ બનાવ હતો. તેમાં અગણિત માણસોના જાન માલ ગયા. છતાં તેમાંથી અનેક બોધ ઇંગ્લંડ અને હિંદુસ્તાનને મળ્યા, જે બન્નેને ભવિષ્યમાં બહુ ઉપયોગી થઈ પડ્યા.

**લૉર્ડ કૅનીંગ** પ્રથમ વાઇસરૅાય નીમાયો. તેણે હવેના પોતાના ચાર વર્ષના અમલમાં પુનર્રચનાનું કામ હિમ્મતથી ઉપાડ્યું. તેનો શાંત સ્વભાવ અને તેની ક્ષમાવૃત્તિ આમાં તેને બહુ કામ લાગ્યાં. બળવા દરમ્યાનનાં ક્રૂર કુકર્મો, અને તે દાબી દેવામાં થએલી અતિશય સખ્તાઈને લીધે આખા દેશમાં તીવ્ર ખળભળાટ થઈ રહ્યો હતો. હિંદી યુરોપી વચ્ચેના ભેદભાવ અને અણવિશ્વાસ દિવસે દિવસે વધારે આકરા બનતા ગયા. કેટલાક યુરોપીઅનો ખુલ્લે ખુલ્લું એમ સૂચવતા હતા કે હવે સખત દમનનીતિ ચલાવી હિંદીઓ પાસેથી બદલો લેવો જોઈએ. સદ્ભાગ્યે કૅનીંગ સમજુ હોઈ સમજી ગયો કે વેર લેવા જતાં તેની પૂંઠે વધારે અસંતોષ થશે, અને અસંતોષમાંથી નવા બખેડા જન્મશે. તેણે સાંત્વનનું કામ હાથ ધર્યું. આખા હિંદુસ્તાનમાં તેણે પ્રવાસ કર્યો અને જ્યાં ત્યાં દરબાર ભરી રાજાઓને તેમજ રૈયતોને સમજાવ્યું કે હવેથી રાણીના ઢંઢેરામાંનાં વચનોનું સાચું પાલન થશે. હિંદી રાજાઓને અમીરી, ઈલ્કાબ તથા વારસ નીમવાના હક્ક આપ્યા. આ રીતે ડેલહાઉસીની તિરસ્કારપાત્ર બનેલી ખાલસા પદ્ધતિનો અંત આવ્યો. આમ કરવાનું એક કારણ એ હતું કે બળવા દરમ્યાન ઘણાખરા દેશી રાજ્યોએ અસાધારણ વફાદારી બતાવી હતી. અંગ્રેજ સરકારને એમ લાગ્યું કે દેશી રાજ્યો જપ્ત કરવા કરતાં તેમને માંડલિક બનાવવાં વધારે હિતકર છે.

**સૈન્યની સુધારણા.**—બળવા દરમ્યાન બંગાળી સૈન્ય લગભગ ખલાસ થઈ ગયું હતું. કૅનિંગ આખા હિંદી સૈન્યને ફરી વ્યવસ્થિત બનાવી, તેના ઇલાકાવાર ત્રણ ભાગ પાડ્યા. અત્યારસુધી ગોરા સૈન્યમાં કેટલાક કંપનીની નોકરીમાં અને કેટલાક ઇંગ્લંડ સરકારની નોકરીમાં હતા. આને લીધે ઘણી અગવડો ઉભી થતી હોવાથી કૅનીંગે એ બન્નેને એક કર્યા. વળી નવા સૈન્યમાં

ગોરાઓનું પ્રમાણ પહેલાં કરતાં વધારે,–ખાસ કરીને બંગાળા અને પંજાબમાં–રાખ્યું હતું. આખું તોપખાનું ગોરાઓને સોંપાયું.

**નાણાંખાતું**, દરેક રાજ્યતંત્રનું મૂળ, તેમાં પણ લક્ષ આપવાની જરૂર હતી. બળવાના અપાર ખર્ચને લીધે સરકારી તીજોરીમાં મોટો ખાડો પડ્યો હતો. કંપનીની જુની ઢબ હવે ચાલે એવી ન હતી. કેનીંગે ઈંગ્લંડથી ખાસ હોશિયાર અને અનુભવી નાણાં શાસ્ત્રીઓ બોલાવ્યા, તેમની દેખરેખ હેઠળ ખર્ચમાં કાપકુપ કરવામાં આવી અને ઈન્કમ ટેક્સ ( આવક વેરો ) તથા બીજા નવા કર વેરા નાંખી ખાડો પુર્યો અને જમેપાસું સદ્ધર બનાવ્યું.

**કેળવણી ખાતું.**—ડેલહાઉસીના સમયમાં હિંદી પ્રધાનનો કેળવણી વિષેનો હુકમ આવ્યો હતો. તે અનુસાર ડેલહાઉસીએ ગ્રામ્ય નિશાળો ખોલાવી હતી. કેનીંગે ૧૮૫૭માં **મુંબાઈ**, **મદ્રાસ**, અને કલકત્તાની યુનિવર્સીટીઓ સ્થાપી. તે દિવસોમાં પરીક્ષાઓ ઉપર અતિશય ભાર મુકાતો હોવાથી યુનિવર્સીટીઓ કેવળ પરીક્ષા લેનારી સંસ્થાઓ બની હતી. પાછળથી લોકમત બદલાયો અને યુનિવર્સીટીઓએ પરીક્ષણ ઉપરાંત શિક્ષણનું કામ પણ કરવું જોઈએ એ વાત આજે સ્વીકારાઈ છે. પાછળથી **અલ્હાબાદ**, અને **લાહોરની**, અને છેક હમણાં જ ઢાકા, પટના, અને રંગુનની યુનિવર્સીટીઓ ચાલુ થઈ છે.

**ન્યાયખાતું.**—મેકાલે અને બીજા વિદ્વાનોનો ઘડેલો પિનલ કોડ (ફોજદારી કાયદો ) કેનીંગે અમલમાં મુકાવ્યો. ૧૮૬૧ નું વર્ષ મોટું ગણાય છે, કેમકે તે વર્ષે **મુંબાઈ**, **મદ્રાસ**, અને કલકત્તાની **સદર અદાલતો** રદ કરી તેને સ્થાને **હાઈ કોર્ટો** સ્થપાઈ.

**ધારારચનામાં** કેનીંગે પ્રતિનિધિત્વનાં બીજ વાવ્યાં. તેણે **પ્રાંતિક સરકારની** સત્તા વધારવા ઈલાજો યોજ્યા, અને ધારારચનામાં **હિંદીઓની** સહાય લેવી શરૂ કરી. ગવર્નર–જનરલની સર્વોત્તમ સત્તા હેઠળ **પ્રાંતિક ધારાસભાઓ** સ્થપાઈ. ગવર્નર–જનરલની **કાઉન્સિલમાં** નવા સભ્યો ઉમેરી **હિંદી ધારાસભા** બનાવવામાં આવી. આ **ધારાસભાઓમાં** સરકારે પોતાની પસંદગીના થોડાક હિંદીઓને નીમ્યા. આ સર્વ ૧૮૬૧ના **કાઉન્સિલ એક્ટને** લીધે બન્યું હતું.

**લોર્ડ કેનીંગ અને લોર્ડ એલ્ગીનનાં મરણ.**—૧૮૬૨ માં કેનીંગ ચાર્જ છોડ્યો અને ત્રણ મહિનામાં તેનું મરણ થયું. તેની પછી લોર્ડ એલ્ગીન આવ્યો પરંતુ એક વર્ષમાંજ તેનું મરણ થયું ( ૧૮૬૩ ).

**સર જોન લૉરેન્સ,** જેણે પંજાબના **ચીફ** કમીશનર તરીખે બળવો સમાવવામાં બહુ મહેનત કરેલી તે ૧૮૬૪ માં **વાઇસિરોય** બન્યો. **સિવિલ સર્વિસમાંનો** અમલદાર **વાઇસિરોય** પદે ન આવી શકે એ નિયમના અપવાદ રૂપે તેની નીમણુંક થઈ હતી. પાછળથી તેને '**લૉર્ડ**'નો ઈલ્કાબ મળ્યો હતો.



**લૉર્ડ લૉરેન્સ**

**હિંદીઓ પ્રત્યે દિલસોજી.**—**લૉરેન્સે** હિંદ પ્રત્યે દિલસોજી બતાવ્યાના અનેક દાખલા છે. તેના સમયમાં ઇંગ્લંડને **એબીસીનીઆ** સાથે યુદ્ધ થયું હતું, તેનો લશ્કરી ખર્ચ મુખ્યત્વે હિંદને શિરે નંખાયો. **લૉરેન્સે** આ ખર્ચ ઈંગ્લંડ **સરકાર** પાસેથી કઢાવવા બહુ મહેનત કરી. તેની મહેનત સફળ ન થઈ તથાપિ તેના વર્તન પરથી તેની દિલસોજી દેખાઈ આવે છે. વળી **અફઘાનીસ્તાનના** આંતરિક ઝઘડામાં હાથ નાંખવા તેણે ના પાડી, તથા એવો નિયમ કર્યો કે કાબુલ અને **હેરાતનો** કબજો ધરાવનારને **અમીર** ગણવો. આ રીતે તેણે **અફઘાનીસ્તાન** સાથે વિગ્રહ થતો અટકાવી તેનો ખર્ચ બચાવ્યો.

વળી અંદાજપત્રકમાં ખોટનું પાસું વિશેષ જણાતાં નવા કર આવશ્યક થઇ પડ્યા. આ સ્થિતિમાં યુરોપીઅનોના વિરોધ છતાં તેણે **આવકવેરો** નાંખ્યો. ગોરાઓની માન્યતા એવી હતી કે કરવેરા માત્ર હિંદીઓપર જ પડવા જોઈએ. લૉરેન્સના અભિપ્રાય આથી જુદા હોઈ તેણે હિંદી તેમજ યુરોપી સૌ ઉપર **આવકવેરો** નાંખ્યો.

ઉપરાંત તેના સમયમાં **ઓરિસ્સામાં** સખત દુકાળ પડ્યો. ખાનગી મદદ પુરી ન પડી ત્યારે તેણે દુકાળ-નિવારણમાટે ચોક્કસ નિયમો ઘડ્યા. દુકાળ-નિવારણનું કામ સરકારી અધિકારીઓને સોંપાયું તથા એવે સમયે રસ્તા, નહેરો, રેલ્વે વિગેરે મોટાં બાંધકામ હાથ કરાવા લાગ્યા. લૉરેન્સે દુકાળીઆ-ઓને મદદ પહોંચાડવામાં વિલંબ કર્યો એ વાત સાચી પરંતુ એ વિલંબ લાગણીના અભાવે નહિ પણ દુકાળની વિશાળતા અને હાથ હેઠળના અમલદારોની દોરવણીને લીધે થયો હતો. આ પરથી એમ લાગે છે કે તે મહાચતુર રાજનીતિજ્ઞ નહિ તો ભલા હૃદયનો અને પ્રજા પ્રત્યે શુભેચ્છા ધરાવનાર તો હતોજ.

**લોર્ડ મેયોનો અમલ** ( ૧૮૬૯-૭૨ ) તેના પૂરોગામીના જેવો જ હતો; ફેર ફક્ત એટલોજ કે લૉરેન્સ બહારના આડંબર વિષે બેપરવા રહી લોકપ્રેમ મેળવવા પ્રયાસ કરતો, ત્યારે મેયોએ ઠાઠ-માઠ અને સુંદર મનોહર રીતભાતથી હિંદી રાજાઓ સાથે ઉત્તમ સંબંધ જાળવવા તજવીજ કરી.



લૉર્ડ મેયો

**અફઘાન અમીર** સાથે તેણે દોસ્તી બાંધી. **અંબાલામાં** દરબાર ભરાયો અને ત્યાં **વાઈસરોય** અને **અમીરે** એકમેકની મુલાકાત લીધી. તેણે **અમીરને** અપાતી રકમ વધારવા તથા તેને હથિયાર પુરાં પાડવા વિષે કબુલાત આપી. આમ કરવામાં તેનો ઉદ્દેશ એ હતો કે **અફઘાનીસ્તાનમાં રશિયાની** લાગવગ ઓછી થાય. બીજી બાજુએ રશિયા સાથે એવી **સમજુતી થઈ કે** **ઓક્સસ** નદીને **અફઘાનીસ્તાનની** ઉત્તર સીમા ગણવી.

**હિંદી રાજાઓ સાથેના સંબંધમાં** પણ લોર્ડ મેયો ફત્તેહમંદ થયો. હવે હિંદી રાજ્યો બ્રિટિશ હિંદમાં નહિ, છતાં બ્રિટિશ સામ્રાજ્યમાં તો હતાં જ. મેયોએ તેમને એવી બાંહેધરી આપી કે તમારાં રાજ્યો જપ્ત થશે નહિ; કોઈ પણ રાજ્યમાં ગેરકારભાર ચાલતો હશે તો બ્રિટિશ રેસિડન્ટ તથા કાઉન્સિલ નીમી વહીવટ ચલાવશે. તેણે સાફ જાહેર કર્યું કે જ્યાંસુધી તમારાં રાજ્યોનો વહીવટ સારો હશે ત્યાંસુધી બ્રિટિશ સરકાર તમારાં કામકાજમાં હાથ નાંખશે નહિ; ઉલટું તમને બનશે તેટલું ઉત્તેજન આપશે. અલ્વરનો જુવાન રાજા પ્રજાહિત વિષે બેપરવા હોવાથી ત્યાં કાઉન્સિલ સ્થપાઈ. બીજી બાજુ ભોપાળની બેગમ હેઠળ પ્રજા સુખી થએલી માલમ પડવાથી તેનો માનમર્તબો વધારવામાં આવ્યો. વળી રાજકુમારોને યોગ્ય કેળવણી આપવા સારૂ તેણે અજમેરમાં કોલેજ સ્થાપી તે આજે 'મેયો કોલેજ'ના નામથી મશહુર છે. પાછળથી લાહોર અને રાજકોટમાં એના જેવીજ રાજકુમાર કોલેજો સ્થપાઈ હતી.

ડયુક ઓફ એડિનબરો, વિક્ટોરીઆ રાણીના બીજા પુત્ર, રાજા પ્રજા વચ્ચેની પ્રીતિ સુદૃઢ કરવાના હેતુથી અહીં પધાર્યા હતા (૧૮૬૯). અંગ્રેજ રાજકુળના પુરૂષની હિંદમાં આ પહેલી પધરામણી હતી.

**મેયોના સુધારા.**—હિંદી સરકારની નાણાં સ્થિતિ ખરાબ હતી. દર સાલ ખર્ચખાતું ઉપજ કરતાં વધારે ખાઈ જતું. દરસાલ નવી નવી લોન કાઢવી પડતી અને એ રીતે સરકારનું દેવું વધતું હતું.

મેયોએ એવો નિશ્ચય કર્યો કે સાધારણ વર્ષોમાં ખર્ચ ઉપજથી ઓછો હોવો જોઇએ. આ હેતુ પાર પાડવા તેણે લશ્કર તથા ઈજનેરી ખાતાંનો ખર્ચ કમી કર્યો તથા દરેક ખાતાપર અંગત ધ્યાન આપી ખોટો ખર્ચ કાઢી નાખ્યો. વળી આવકવેરો અને નિમકવેરો વધારી તેણે ઉપજમાં વધારો કર્યો.

**'ડીસેન્ટ્રલીઝેશન'.**—નાણાં ખાતાનો તેનો સૌથી મોટો સુધારો પ્રાન્તોને એ વિષેની સત્તા આપવાનો હતો. અત્યારસુધી આખું નાણાંખાતું હિંદી સરકારના હાથમાં હતુ. દરસાલ પ્રાંતિક સરકારો વડી સરકારપાસે પોતપોતાના પ્રાન્ત માટે બને તેટલી ગ્રાન્ટ મેળવવા મથતા. તેઓ કરકસર કરતા નહિ. આ અડચણ દૂર કરવા મેયોએ પ્રાન્તોને પોતાની ઉપજના પ્રમાણમાં ખર્ચ કરવાની સત્તા આપી. આ રીતે વડી સરકાર પોતાની સત્તા પ્રાંતિક સરકારને સોંપે એ પદ્ધતિને 'ડીસેન્ટ્રલીઝેશન' કહે છે. સ્ટેટ રેલ્વેની પદ્ધતિ પણ તેણેજ દાખલ કરી.

**મેયોનું ખુન.**—મેયોએ ૧૮૭૨ માં અંદામાન બેટની મુલાકાત લીધી.

ત્યાં એક પઠાણ કેદીએ તેને પીઠપર ઘા કર્યો તેથી તેનું અકાળ મરણ થયું. આખા હિંદમાં તેમજ યુરોપમાં સૌ કોઇને આ દુષ્ટ કર્મના સમાચાર સાંભળી કમકમાટ વ્યાપ્યો.

**લોર્ડ નોર્થબ્રુક**ના અમલમાં ( ૧૮૭૨-૬ ) ઝાઝું નોંધવાનું નથી. ઇંગ્લંડ સરકારની ઇચ્છા એવી હતી કે કંદહાર, કાબુલ, અને હેરાતમાં બ્રિટિશ રેસિડન્ટ સ્થાપવા જોઇએ છતાં નવો વાઇસરાય અફઘાન બાબતોમાં તટસ્થ રહ્યો. આ મતભેદને સબબે તેને અંતે રાજીનામું આપવું પડ્યું. તેની ગવર્નરી દરમ્યાન દુરાચરણ અને અંધેર કારભારના સબબે મલ્હારરાવને ગાદીપરથી ઉઠાડી, સયાજીરાવ નામના બાળકને વડોદરાની ગાદી સોંપાઈ. આ બાળક તેજ આજના પ્રખ્યાત મહારાજા સયાજીરાવ. તેમને સુંદર કેળવણી મળેલી હોવાથી આજે તેમનો વહીવટ હિંદી રાજ્યોમાં નમુનેદાર ગણાય છે. વળી આ અરસામાં બિહારમાં દુકાળ પડ્યો. સરકારે તેના નિવારણ માટે ડહાપણ ભર્યાં પગલાં વખતસર ભર્યાં જેથી ઘણાંના જાન બચ્યા. આમાં સરકારને લગભગ ૭૦ લાખનો ખર્ચ થયો હતો.

નોર્થબ્રુકના અમલમાં પાટવી કુંવર ( સાતમા એડવર્ડ ) અહીં આવ્યા હતા. રાજાઓએ તેમજ લોકોએ તેમનો ઉત્તમ સત્કાર કર્યો હતો.

## પ્રકરણ ૫૧ મું. લોર્ડ લિટનથી લોર્ડ મિન્ટો સુધી.

૧૮૭૬ માં ઇંગ્લંડમાં કોન્ઝર્વેટીવ સરકાર હતી, તેના આગેવાન ડીઝરાએલીની સૂચના મુજબ નવા વાઇસરોય લોર્ડ લિટને દિલ્હીમાં ભવ્ય દરબાર ભરી જાહેર કર્યું કે વિક્ટોરીઆ રાણીએ 'કૈસરે હિંદ', હિંદના મહારાણી એવો ઇલ્કાબ ધારણ કર્યો છે. આ સમયે હિંદના એકેએક રાજાને ઇંગ્લંડની સર્વોપરીતા કબુલ કરવી પડી, અને રાણીના પ્રતિનિધિ વાઇસરોય આગળ પોતાની આધીનતા દર્શાવવી પડી.



લૉર્ડ લિટન

૧૮૭૫ પછીના ૩૪ વર્ષના ગાળામાં સાત વાઇસરોય થયા. આ અરસામાં વિગ્રહોનું જોર

ઝાઝું ન હોવાથી રાજ્ય પ્રબંધ ઉપર વિશેષ લક્ષ અપાયું અને તેમાં ક્રમે ક્રમે સુધારા થયા.

**બીજો અફ્ઘાન વિગ્રહ.**—ઇંગ્લંડ સરકારની સૂચના મુજબ **લૉર્ડ લિટને** આવતાંની સાથે ક્વેટાનો કબજો લઈ ત્યાં થાણું બેસાર્યું. ક્વેટા અફ્ઘાન સરહદની બહાર છે છતાં ત્યાંના અમીર શેરઅલીને ( દોસ્ત મહમદનો નાનો પુત્ર ) આ કાર્ય નાપસંદ પડ્યું. તે ગુસ્સે થયો. ક્વેટાનો કબજો એટલે પ્રખ્યાત **બોલન ઘાટ**પર સીધો અંકુશ. વળી કંદહારી માર્ગ પણ ત્યાં રહીને જતો હોવાથી કાબુલી માર્ગનું મહત્ત્વ ઘટ્યું. આ પરથી અમીરને લાગ્યું કે મને તાબે કરવાના હેતુથી જ અંગ્રેજોએ ક્વેટાનો કબજો લીધો છે. આ અરસામાં યુરોપમાં રશિયા-તુર્કી વચ્ચે યુદ્ધ થયું તેમાં બ્રિટન રશિયા સામે જોડાયું હતું. રશિયાના વકીલો કાબુલ આવ્યા. તેમનો સત્કાર થયો. બાદ બ્રિટિશ સરકારે પોતાના વકીલો મોકલ્યા તથા શેરઅલીને આગ્રહપૂર્વક કહાવ્યું કે તમારે તેમને સત્કારવા. પરંતુ તેણે આ વાતની સાફ ના પાડી. પરિણામે લિટને યુદ્ધ જાહેર કર્યું.

આરંભમાં અંગ્રેજો પુરેપુરા સફળ થયા. ત્રણ ભાગે અને જુદે જુદે માર્ગે તેઓ અફ્ઘાનીસ્તાનમાં ધસ્યા. જલાલાબાદ અને કંદહાર લેવાયાં. શેરઅલી નાસી છુટ્યો અને પાછો આવી શકયો નહિ. તેનો પુત્ર યાકુબખાન ગાદીએ આવ્યો, તેણે સુલેહ કરી પોતાના દરબારમાં અંગ્રેજ રેસિડન્ટ રાખવા કબુલાત આપી. પરંતુ તરતમાંજ પોતાના દરબારમાં પરદેશી ખટપટી પુરૂષની હાજરી અનિષ્ટ લાગવાથી અફ્ઘાનોએ નવા નીમાએલા રેસિડન્ટનું ખુન કર્યું. હજુ બ્રિટિશ સૈન્ય એ દેશમાં હતું. તેણે કાબુલનો કબજો લીધો. યાકુબખાન તાબે થયો તેને રાજકેદી તરીખે કલકત્તા મોકલી દીધો.

આ પછી નવા ઘુંચવાડા ઉભા થયા. કાબુલમાં અંગ્રેજોની સ્થિતિ ઘણી માઠી થઈ પડી. યાકુબખાનના ભાઈ અયુબખાને અંગ્રેજ સામે હથિયાર સજી તેમને **માયવંડ** નજીક હરાવી કંદહાર સુધી તેમની પૂંઠ લીધી. બાદ કંદહારને ઘેરો ઘાલ્યો. પરંતુ એટલામાં જનરલ ( લોર્ડ ) રોબર્ટસે પોતાની નામીચી ૩૦૦ માઇલની કૂચ ત્રણ અઠવાડીઆમાં કરી અને ઘેરાએલાં કંદહારને છોડાવ્યું.

દરમ્યાન ઇંગ્લંડમાં પ્રધાનમંડળ બદલાવાથી લોર્ડ લિટન ગયો અને લોર્ડ રિપન આવ્યો. રિપન ગમે તે ભોગે અફઘાન વિગ્રહ સમાપ્ત કરવાના હુકમ લઈ આવ્યો હતો. તેથી તેણે દોસ્ત મહમદના પૌત્ર અબ્દુર રહેમાનને અફઘાન અમીર તરીખે સ્વીકારી લીધો અને અંગ્રેજોએ અફઘાનીસ્તાન ખાલી કર્યું. પરિણામે અંગ્રેજોએ કવેટા રાખ્યું. અફઘાનીસ્તાન છોડ્યું છતાં તે દેશમાં તેઓ એવી નામના મુકતા આવ્યા કે રશિયાની લાગવગ અફઘાનીસ્તાનમાં વધે એ ઇંગ્લંડ કદી સહન કરશે નહિ. આડકતરી રીતે રશિયાની લાગવગ ફેલાતી અટકી.

લૉર્ડ રિપન

**દુકાળ.**—દરમ્યાન દક્ષિણમાં ભારે દુકાળ પડ્યો હતો ( ૧૮૭૭-૮ ). પુષ્કળ પરિશ્રમ અને ઘણો ખર્ચ કર્યા છતાં પચાશેક લાખ માણસ મરણ પામ્યાં. દુકાળીઆઓને બચાવવા સરકારે ઘણા પ્રયાસ કર્યા. મોટાં મોટાં લોકોપયોગી બાંધકામો ખોલાયાં. વળી ભવિષ્યમાં દુકાળ અટકાવવાના ઈલાજ તરીખે નવી નવી રેલ્વેઓ અને નહેરો તૈયાર થવા લાગી.

**વર્નાકયુલર પ્રેસ એક્ટ** એટલે દેશી છાપખાનાનો કાયદો.—સરકારને એમ લાગ્યું કે દેશી છાપાંઓ રાજ્ય વિરૂદ્ધના ફિતુરી લેખો લખી લોકોમાં અપ્રીતિ ફેલાવે છે. આથી લિટન સાહેબે એવો કાયદો કર્યો કે દરેક છાપાવાળા પાસે અમુક રકમ સિક્યુરિટી તરીખે લેવી. આ કાયદો દેશી છાપાંઓ પર સખત અંકુશ સમાન હતો. આ ઉપરાંત હિંદુસ્તાનને નિઃશસ્ત્ર બનાવનાર 'આર્મ્સ એક્ટ' ( હથિયારનો કાયદો ) કર્યાથી લિટન ઘણો અપ્રિય બન્યો હતો.

**લોર્ડ રિપનની દિલસોજી.**—નવો વાઈસરાય લોર્ડ રિપન અતિ લોકપ્રિય બન્યો. તેના અમલ દરમ્યાન (૧૮૮૦–૪) કેટલાંક એવાં સારાં કામ થયાં કે આજે પણ સુશિક્ષિત હિંદીઓ તેને પ્રેમથી સંભારે છે. તેનામાં પ્રતિભા કે વિદ્વત્તાની ઝમક ન હશે પરંતુ પરાજિત પ્રજા માટે દિલસોજીના ગુણને લીધે તેની હિંદી કારકીર્દિ ઘણી સફળ નીવડી.

**સ્થાનિક સ્વરાજ્ય.**—મુંબાઈ, મદ્રાસ, કલકત્તા અને બીજાં મોટાં શહેરોને અત્યાર પહેલાં મ્યુનિસિપાલીટીઓ મળી ચુકી હતી. પરંતુ રિપનના અમલ દરમ્યાન તેમની સત્તા, સાધન, અને જોખમદારી વધ્યાં. વળી ગામોના વહીવટ માટે તેણે **લોકલ બોર્ડ** સ્થાપ્યાં. શહેરો માટે જે કાર્ય મ્યુનિસિપાલીટી કરે છે તેવાંજ કાર્યો **લોકલ બોર્ડ** ગામડાંઓ માટે કરે છે. **લોકલ બોર્ડ**માં **જીલ્લા** તેમજ **તાલુકા બોર્ડ**નો સમાવેશ થાય છે. આ રીતે સ્થાનિક વહીવટમાં હિંદીઓને હીસ્સો મળવાથી આખા દેશમાં એક પ્રકારની જાગ્રતિ આવી.

**મૈસોર**માં છેલ્લાં પચાશ વર્ષથી **અંગ્રેજ** અમલદારો રાજ્ય ચલાવતા તે અટકાવી રિપને એ રાજ્ય હક્કદાર ગાદીવારસને સોંપ્યું. ૧૮૯૪ માં આ રાજાનું મરણ થયું ત્યાં સુધી તેણે સારી રીતે રાજ્ય ચલાવ્યું. તેનો પુત્ર આજના **મહારાજા**, **અંગ્રેજ સરકાર**ને વફાદાર રહી પોતાની પ્રજાનું કલ્યાણ કરે છે. આજે મૈસોર રાજ્યનો વહીવટ ઉત્તમ પ્રકારનો લેખાય છે.

**વર્નાક્યુલર પ્રેસ એક્ટ** લિટને પાસ કરી દેશી છાપાંઓનાં મ્હોં બંધ કર્યાં હતાં, તે અપ્રિય કાયદો રિપને રદ કર્યો.

વળી તેણે ખાનગી નિશાળોને **સરકારી** ગ્રાન્ટ આપવાનો રિવાજ ચાલુ કર્યો, અને મીઠાનો કર તથા પરદેશી કાપડપરની જકાત ઓછી કરી.

**ઈલ્બર્ટ બિલ** નામના બિલને લીધે રિપનના સમયમાં **અંગ્રેજો**માં ભારે ખળભળાટ થયો હતો. અત્યાર સુધી એવો રિવાજ હતો કે **ગોરા** ગુન્હેગારનો મુકદ્દમો **ગોરા મેજીસ્ટ્રેટ**ની કોર્ટમાંજ ચાલે. આ વિશિષ્ટ હક્ક હિંદીઓ અને **અંગ્રેજો** વચ્ચે અસમાનતા અને પક્ષપાત ભર્યો હોવાથી રિપને એ રદ કરવા તજવીજ કરી. ઈલ્બર્ટ નામના કાઉન્સિલરે એ વિષે દરખાસ્ત રજુ કરી. પરંતુ ધારાસભામાં, છાપાંઓમાં, અને સભાઓમાં આ '**ઈલ્બર્ટ બિલ**' સામે ગોરાઓએ એટલો સખત વિરોધ પ્રગટ કર્યો કે

આખરે સરકારને એ બિલ ખેંચી લેવું પડ્યું. તથાપિ સુશિક્ષિત હિંદીઓ રિપનના અંગત અભિપ્રાય માટે તેને માન આપે છે.

**રિપનની પ્રિયતા.**—રાજકીય ઉદારતા અને પ્રજા પ્રત્યેની રહેમદિલીને લીધે તે હિંદીઓનાં હૃદયમાં અમર બન્યો અને ૧૮૮૪ ના અંતમાં તે સ્વદેશ ગયો ત્યારે સમગ્ર હિંદુસ્તાને તેને અપૂર્વ માન આપ્યું હતું. સિમલાથી મુંબાઈ સુધીના માર્ગમાં આવતાં શહેરે શહેરમાં જાહેર સભાઓ ભરી તેનું ગુણગાન કરવામાં આવ્યું હતું. આવું માન કોઈપણ વાઈસરોયને કે અમલદારને મળ્યું ન હતું.

**લોર્ડ ડફરિન**—લોર્ડ ડફરિન નામના ચાલાક અને અનુભવી પુરૂષે રિપનનું સ્થાન લીધું. તેના સમયમાં ત્રીજો બર્મી વિગ્રહ અને હિંદી કોંગ્રેસની સ્થાપના એ બે મુખ્ય બનાવ છે.

લૉર્ડ डफरिन

**ત્રીજો બર્મી વિગ્રહ.**—પ્રથમ બર્મી વિગ્રહને અંતે આસામ, આરાકાન અને તેનાસરીમ, તથા બીજા બર્મી વિગ્રહમાં પેગુ પ્રાન્ત અંગ્રેજોને મળ્યા હોવાથી બર્માનો આખો દરિયા કિનારો તેમના હાથમાં આવ્યો હતો અને બર્માના હાથમાં એકે દરિયાઈ બારૂં રહ્યું નહિ. આથી બર્મા અને અંગ્રેજ વચ્ચે મૈત્રીનો અભાવ હતો. ૧૮૮૫માં બર્મી રાજા થિબોએ ફ્રાન્સ સાથે વેપારી કોલકરાર કરી તેમને કેટલાક અધિકાર આપ્યા, જે તેમના અંગ્રેજ હરીફોને હાનીકર્તા લાગ્યા હતા. ફ્રાન્સની લાગવગ બર્મામાં ન થવા દેવા વિષે ડફરિને સંકલ્પ કર્યો હતો અને એ પાર પાડવા તે આખો દેશ જીતી લેવા તૈયાર હતો. બોમ્બે-બર્મા ટ્રેડીંગ કંપની અને થિબો રાજા વચ્ચેના ઝઘડામાંથી વિગ્રહ સળગ્યો. લોર્ડ ડફરિને એવી ધમકી આપી કે એ ઝઘડાનો

સંતોષકારક નિકાલ નહિ લાવો તો અમારે યુદ્ધ કરવું પડશે. થિબોએ આ ધમકી ગણકારી નહિ. વિગ્રહ શરૂ થયો.

હિંદી સૈન્ય બર્મામાં દાખલ થયું અને એક પખવાડીઆમાં માંડલે સર કરાયું. થીબો તાબે થયો, તેને સકુટુંબ રત્નાગીરી લાવવામાં આવ્યો; અને ઉત્તર બર્મા બ્રિટિશ રાજ્યમાં જોડાયું. આ રીતે સાઠ વર્ષના ગાળામાં થએલા ત્રણ બર્મી વિગ્રહોના પરિણામે આખો બર્મા દેશ અંગ્રેજોના કબ-જામાં આવ્યો.

**પહેલી હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસ.**—અત્યાર સુધીમાં હિંદના એકેએક ભાગમાં અંગ્રેજી શિક્ષણ દાખલ થઈ ગયું હતું. સેંકડો હિંદીઓએ તેનો લાભ લીધો હતો. વળી ઇંગ્લંડ સ્વતંત્રતાની ભૂમિ, અને ઇંગ્લિશ સાહિત્ય



दादाभाई नव[illegible]जी

સ્વતંત્ર વિચારોનું પ્રગટીકરણ હોવાથી અંગ્રેજી ભણેલા અને ઇંગ્લંડ જઈ આવેલા અનેક હિંદી નરરત્નો સ્વદેશ વિષે વિચાર કરતા થયા. કેટલાકોએ છાપાં સ્થાપ્યાં; કેટલાકોએ આઈ-સી-એસ માટે હરીફાઈ કરી, અને એ રીતે તેઓ સરકારના સહવાસમાં આવતા ગયા. લિટન સાહેબના પ્રેસ એકટ તથા આર્મ્સ એકટથી હિંદમાં ચોમેર અસંતોષ ફેલાયા. તેના પછી આવનાર ન્યાયપ્રિય રિપનની રાજકીય ઉદારતાને લીધે હિંદીઓ જાહેર બાબતોમાં વધારે રસ લેતા થયા. આ ઉપરાંત કેટલાક અંગ્રેજો પણ હિંદને વધુ રાજકીય હક્ક મળે એ માટે પોતાથી બનતા પ્રયાસ કરતા હતા. પરિણામે હ્યુમ અને દાદાભાઈ* નવરોજજી જેવા મહાપુરૂષોની મહેનતથી એવો ઠરાવ થયો કે હિંદીઓએ પોતાના પરિતાપ પ્રગટ કરવા સારૂ પ્રાન્તે પ્રાન્તના પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો બોલાવી હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસ ભરવાની વ્યવસ્થા કરવી. પ્રથમ કોંગ્રેસ ૧૮૮૫ માં મુંબાઈ મુકામે મળી. આ મહાસભાના મુખ્ય ઉદ્દેશ આ હતા કે—

૧. હિંદી વસ્તીના વિવિધ અને પરસ્પરવિરોધી અંગોને એક રાષ્ટ્રરૂપ બનાવવા, અને સૌ હિંદીઓ એક પ્રજા છે એ ભાવના સતેજ કરવી.

૨. એકત્રિત બનેલી પ્રજાની ઉન્નતિ દરેક દિશાએ—માનસિક, નૈતિક, સામાજિક, રાજકીય અને આર્થિક—ક્રમે ક્રમે કરવી.

૩. બ્રિટન-હિંદ વચ્ચેનો સંબંધ દૃઢ કરવો તથા હિંદને હાનીકર્તા વા અન્યાયકર્તા સંયોગો હોય તે રદ કરાવવા.

---

* દાદાભાઈ નવરોજજી (૧૮૨૫-૧૯૧૭) એક ગરીબ પારસી કુળમાં જન્મ્યા હતા. ઘણી ઘણી આફતો વેઠી કેળવણી પુરી કર્યા બાદ તે એલ્ફીન્સ્ટન કાલેજમાં પ્રોફેસર નીમાયા. આ જગ્યાએ આઠ વર્ષ તનતોડ મહેનત કરી, પછી તે ઈંગ્લંડ ગયા. ત્યાં રહી તેમણે હિંદ માટે ઘણું સખત કામ કર્યું, હિંદ વિષે ભાષણો આપ્યા, લેખો લખ્યા, સમાજો સ્થાપ્યા. સોળ વર્ષ ઈંગ્લંડમાં રહી ૧૮૬૯ માં તે હિંદ આવ્યા. બાદ તે વડોદરાના દિવાન નીમાયા હતા. હિંદી રાષ્ટ્રીય કાંગ્રેસ સ્થાપવા સારૂ તેણે અથાગ શ્રમ વેઠ્યો હતો. એક સમયે (૧૮૮૭) તે ઈંગ્લંડની પાર્લમેન્ટમાં સભાસદ તરીખે ચુંટાયા હતા. આ રીતે તેણે સરકાર તરફથી તેમજ પ્રજા તરફથી અપૂર્વ માન મેળવ્યું હતું. ૧૯૧૭ માં ૯૨ વર્ષની વયે તેનું મરણ થયું હતું. આજે તે 'હિંદના દાદા' લેખાય છે.

આ ઉદ્દેશો ૧૯૦૭ સુધી ટકયા હતા.

**લોર્ડ ડફરિન ગયા.**—જે ગ્વાલીઅરનો કિલ્લો મોગલાઈ દરમ્યાન રાજકેદીઓ રાખવા માટે વપરાતો અને જે ૧૭૮૦ માં પોફામે સર કર્યો હતો તે કિલ્લાનું લશ્કરી મુલ્ય હવે નહિ જેવું હતું કેમકે યુદ્ધ વિદ્યામાં અત્યાર સુધીમાં અનેક મોટા ફેરફારો થઈ ગયા હતા. ૧૮૮૬માં ડફરિને યોગ્ય બદલો લઈ સિંધીઆને એ કિલ્લો સુપ્રત કર્યો.

૧૮૮૭ માં રાણીના રાજ્યના પચાશ વર્ષ પુરાં થયાં તે પ્રસંગે આખા હિંદમાં જ્યુબિલી ઉજવવામાં આવી હતી. બીજે વર્ષે ડફરિન સ્વદેશ ગયો, અને લોર્ડ લેન્સડાઉને તેનું સ્થાન લીધું.

**લોર્ડ લેન્સડાઉનના અમલમાં** (૧૮૮૮–૯૪) મણીપુર નામના પહાડી રાજ્યમાં ગાદીવારસાની તકરારને લીધે હિંદી સરકારને વચમાં પડવું પડ્યું હતું. મણીપુર દરબારે વચન આપ્યું હતું કે અમે આસામના ચીફ કમિશનર સાથે હળીમળીને શાંતિથી તમામ વ્યવસ્થા કરીશું. પરંતુ પરિણામ આથી ઉલટું આવ્યું. ત્યાંના સરદારોએ રાજાને પદભ્રષ્ટ કર્યો અને કમિશનરનું ખુન કર્યું. આથી બ્રિટિશ સૈન્યે એ દેશનો કબજો લીધો અને અંગ્રેજોએ પોતાના પસંદ કરેલા પુરૂષને ગાદી સોંપી.

**૧૮૯૨ નો કાઉન્સિલ એકટ.**—લેન્સડાઉનના અમલમાં ખાસ મહત્વની બીના રાજ્યતંત્રમાં થએલા સુધારાની છે. હિંદી કોંગ્રેસના નેતાઓના સતત પ્રયાસના પરિણામે હિંદીઓને ધારારચનામાં ભાગ આપવાનું શુભ પગલું ભરાયું. અત્યારસુધી સરકાર પોતાના પસંદ કરેલા થોડાક હિંદીઓને ધારાસભામાં નીમતી. પરંતુ ૧૮૯૨માં કાઉન્સિલનો નવો કાયદો થયો તેમાં સરકારે પ્રતિનિધિત્વનું તત્વ સ્વીકાર્યું તથા વેપારી મંડળો (ચેમ્બર્સ ઓફ કોમર્સ), યુનિવર્સિટીઓ, જમીનદારો, અને મ્યુનિસિપાલીટીઓને મતાધિકાર અપાયો. આ રીતે ધારાસભાઓ મોટી બની તથા તેમાં પ્રજાકીય હિંદી તત્ત્વ દાખલ થયું.

**લોર્ડ એલ્જીન.**—લોર્ડ એલ્જીન બત્રીશ વર્ષપર આવેલા એલ્જીનનો પુત્ર હતો. એના અમલમાં (૧૮૯૪–૯) બહુ મોટા બનાવો બન્યા નથી. ૧૮૯૫માં ચિત્રલમાં હુલ્લડ થયું હતું પણ તે સહેલાઈથી દાબી દેવાયું. બે વર્ષ પછી વાયવ્ય સરહદપર આફ્રીદી લોકોનાં તોફાન ચાલ્યાં, તેને લીધે ભારે લશ્કરી તૈયારી કરવી પડી. તથાપિ કેવળ હંગામી શાંતિજ થઈ શકી.

તાયફાવાળા પુરેપુરા જીતાયા નહિ અને આજે યે એ પ્રદેશ અનેકવાર ચિંતાનું કારણુ થઈ પડે છે.

**પ્લેગ.**—૧૮૯૬માં પ્લેગે ( ગાંઠીઓ તાવ ) મુંબાઈમાં દેખા દીધી. એમ મનાય છે કે તે **ચીન**થી આવ્યો હતો. એ રોગને નાબુદ કરવા અનેક પ્રકારના આકરા ઈલાજો લેવાયા છતાં તેમાં ઝાઝી ફત્તેહ મળી નથી. તે ઉંદરોનો રોગ હોઈ ચાંચડ મારફતે માણુસને ચોંટે છે. છન્નુના પ્લેગે હિંદમાં કેર વર્તાવી હજારોનો ભોગ લીધો.

**દુકાળ.**—પ્લેગની સાથે દુકાળ પણુ પડ્યો હતો અને આ સૌથી સખત દુકાળ મનાય છે. તેની અસર ૭ કરોડની વસ્તીપર થઈ હતી. **મધ્ય પ્રાંત** અને **સંયુક્ત પ્રાન્ત**માં તેનું જોર વિશેષ હતું. સરકારે બની તેટલી સહાય કરી હતી.



લૉર્ડ કર્ઝન

**લોર્ડ કર્ઝન.**—એલ્જીન પછી કલકત્તાની હિંદી ગાદી લોર્ડ કર્ઝનને મળી. નીમાતાં પહેલાં તેણે પ્રવાસ અને અભ્યાસ વડે એશિયાખંડનો પ્રત્યક્ષ અનુભવ મેળવ્યો હતો. પાર્લમેન્ટમાં યે તેણે નામ કાઢ્યું હતું. તે પ્રતિભાશાળી તથા અથાગ કાર્યશક્તિ વાળો હતો. તથાપિ જાણ્યે અજાણ્યે તેણે

લોર્ડ ડેલહાઉસીનું અનુકરણ કરેલું હોવાથી હિંદુસ્તાનમાં તે છેક અપ્રિય બન્યો હતો. તેનામાં અહંભાવ વિશેષ હોવાથી અધિકારીઓ પણ તેનાથી નારાજ થતા. તેના અમલમાં ( ૧૮૯૯–૧૯૦૫ ) વાયવ્ય સરહદનો પ્રશ્ન, પ્રાન્તોની નવી રચના, કેળવણીના અને બીજા સુધારા એટલી મુખ્ય બાબતો છે.

**વાયવ્ય સરહદ** બ્રિટિશ રાજનીતિજ્ઞોને હંમેશા ચિંતાનું કારણ હતી. તેમને સદા એવો ડર રહેતો કે વહેલું મોડું રશિયા પોતાનું સામ્રાજ્ય આ દિશામાં વિસ્તારી છેક હિંદના દરવાજા સુધી આવી પહોંચશે. ઇંગ્લંડને અરાઢમી સદીમાં જેટલો ડર ફ્રાન્સનો લાગતો તેટલોજ ડર ઓગણીસમી સદીમાં રશિયાનો લાગતો હતો. કેટલાક અંગ્રેજોનો એવો અભિપ્રાય હતો કે ઈંગ્લંડે હિંદની વાયવ્યના પહાડી મુલકનો કબજો લઈ તમામ પહાડી લોકોને વશ કરી ઠેઠ ઓકસસ નદી સુધી હિંદી સામ્રાજ્ય લઈ જવું. બીજા કેટલાક અંગ્રેજો "આ આગળ ધસો" ની નીતિમાં સમાએલા જાનમાલના ભોગથી ડરતા હતા, અને એ પ્રદેશ ખાલી કરી સિંધુ સુધી પાછા હઠવાની, તથા સિંધુને બ્રિટિશ સરહદ બનાવવાની તરફેણમાં હતા.

કર્ઝન ફોરવર્ડ પોલિસી ( આગળ ધપવાની નીતિ ) નો ઉપાસક હતો છતાં દેશકાળ ધ્યાનમાં રાખી તેણે વચલો માર્ગ ગ્રહણ કર્યો. કેટલાંયે વર્ષોથી વાયવ્ય દિશામાં અનેક ખર્ચાળ અને નુકશાનકારક સ્વારીઓ મોકલવી પડતી તે બંધ કરવા માટે કર્ઝને મહેનત કરી. ચિત્રલ પ્રદેશમાં રહેતા બ્રિટિશ સૈન્યને બોલાવી લઈ તેણે ત્યાંના રક્ષણ માટે સ્થાનિક ટોળીઓ ઉભી કરી, અને તેમને નાણાં મદદ આપી. આ રીતે સ્થપાએલા સરહદ પરના સૈન્યથી એક કઠણ પ્રશ્નનો તેણે સુંદર રીતે ઉકેલ કરી નાંખ્યો. તથાપિ કર્ઝનના વિરોધીઓએ તાયફાવાળાને અપાતા એલાવન્સને લાંચની ઉપમા આપી છે.

વળી વાયવ્ય દિશામાં ઇંગ્લંડ અને રશિયાનાં સામ્રાજ્યો વચ્ચે 'બફર સ્ટેટ' ( મધ્યસ્થ રાજ્ય ) સ્થાપવા સારૂ તેણે પંજાબના બે ભાગ પાડ્યા. 'નોર્થ-વેસ્ટ ફ્રન્ટીઅર પ્રોવિન્સ' ( વાયવ્ય સરહદનો પ્રાન્ત ) નોખો પાડ્યો અને તેનો કારભાર સીધો હિંદી સરકાર હેઠળ મુકયો. વળી એ જ હેતુથી તેણે અફઘાનીસ્તાન સાથે સારૂં વર્તન રાખ્યું. અમીર અબ્દુર રહેમાન સાથે સારાસારી રાખવા તેનો રાજાનો ઇલ્કાબ કબુલ રાખ્યો, અને લેન્સડાઉનના સમયમાં નક્કી થએલી સબ્સિડી ( નાણાં મદદ ) ચાલુ રાખવા વચન આપ્યું.

**ટીબેટ અને ઈરાન.**—ટીબેટની રશિયા સાથેની ગુપ્ત મસલત, તેની હિંદી વેપારમાં અટકાયત, અને હિંદી સરકારના પત્રો તરફ તેની બેપરવાઈને લીધે ૧૯૦૪ માં ટીબેટપર કર્ઝને સ્વારી મોકલી હતી. રાજનગર લાસા સુધી સ્વારી પહોંચી અને ત્યાંથી ઘણી રસમય હકીકતો ભેગી કરાઈ. રાજકીય હિસાબે આ સ્વારીમાંથી ઝાઝો લાભ થયો લાગતો નથી.

ઈરાન અને ઈરાની અખાતમાં બ્રિટિશ લાગવગ વધારવા કર્ઝને પગલાં ભર્યાં હતાં.

**મહારાણી વિક્ટોરીઆનું મરણ.**—૧૯૦૧ના આરંભમાં ભલાં મહારાણી વિક્ટોરીઆનું ૮૨ વર્ષની વયે મરણ થયું. ૬૪ વર્ષના રાજ્ય દરમ્યાન તેણે પ્રજાપ્રેમ સંપાદન કર્યો હતો. હિંદુસ્તાનમાં કેટલાક લોકો તેને સીતાનો અવતાર ગણતા. તેના પછી તેનો વડો પુત્ર સાતમો એડવર્ડ ગાદીએ આવ્યો.

**છપ્પનીઓ કાળ.**—કર્ઝનના અમલના આરંભમાંજ (૧૯૦૦) જબરો દુકાળ પડ્યો. તેનું જોર ગુજરાતમાં વિશેષ હતું. દુકાળ નિવારણ માટે અનેક નિડર નરનારિઓ નીકળી પડ્યાં હતાં. કેટલાકે તો દુકાળીઆઓના રક્ષણમાં પોતાના જીવનો ભોગ આપ્યો હતો. ગુજરાતમાં તેનો કેર જબરો હતો અને આજે યે લોકો એ દુકાળને 'છપ્પનીઆ કાળ' ના નામે સંભારે છે. આ સમયે જે અનુભવ મળ્યો તેને આધારે દુકાળ નિવારણ માટે નવા સવિસ્તર નિયમો ઘડાયા.

**બંગભંગ એટલે બંગાળના ભાગલા.**—એ કાર્ય માટે કર્ઝનની દલીલ એવી હતી કે બંગાળાનું ક્ષેત્રફળ લગભગ બે લાખ ચોરસ માઈલ, અને તેની વસ્તી આઠ કરોડની હોવાથી તે પર વહીવટ ચલાવવાનું કામ મહા કઠણ છે; વિસ્તારને લીધે પૂર્વ બંગાળાની ઝાઝી દરકાર લેવાતી નથી, અને તેમાં અપાર ગુન્હા થાય છે. આપરથી કર્ઝને ભાગલાની યોજના અમલમાં મુકી (૧૯૦૫) અને પૂર્વ બંગાળાને જુદો પ્રાન્ત બનાવ્યો. આ રીતે થએલા બંગભંગે બંગાળીઓમાં ખળભળાટ પેદા કર્યો. તેઓ તેને રાષ્ટ્રીય આફત માનવા લાગ્યા. આખા દેશમાં હાહાકાર થઈ રહ્યો. એ વિષે સભાઓ ભરાઈ, ભાષણો અપાયાં, ઠરાવો થયા અને લેખો લખાયા. આ અરસામાં બંગાળામાં બોમ્બનો પ્રચાર પણ થયો હતો. અનેક નિર્દોષ યુરોપીઅનો કેટલાક મૂર્ખ માણસોના બોમ્બના ભોગ થઈ પડ્યા હતા. છતાં સરકારે મચક આપી

નહિ. અનેક વાર સરકારે જાહેર કર્યું કે બંગભંગ અચળ રહેશે. અંતે પ્રજાની દુખાએલી લાગણી તરફ નજર કરી ૧૯૧૧માં દિલ્હી દરબાર ભરાયો ત્યારે મહારાજા પાંચમા જયોર્જે બંગભંગ રદ થએલો જાહેર કર્યો. બંગભંગે કર્ઝનની કીર્તિને કલંક લગાડ્યું છે.

**કેળવણી.**—લોર્ડ કર્ઝને ઉચ્ચ શિક્ષણના પ્રશ્ન પર ઘણો વિચાર ચલાવ્યો અને આખરે 'યુનિવર્સિટી એક્ટ' નામનો કાયદો પસાર કરાવ્યો (૧૯૦૪). તેના મુદ્દા એ હતા કે સેનેટ નાની બનાવવી, સીન્ડિકેટનું બંધારણ સુધારવું, તથા કોલેજોને માન્ય અમાન્ય કરવાનો અધિકાર હિંદી સરકારને સોંપવો, તથા કોલેજોનું સત્તાવાર નિરીક્ષણ કરાવવું.

આ કાયદા સામે આખા હિંદના સુશિક્ષિત હિંદીઓએ પોકાર ઉઠાવ્યા હતા, કેમકે એથી યુનિવર્સિટીના વહીવટમાં સરકારની સત્તા હતી તેથી વધારે પ્રબળ બની હતી. મુંબાઈ ઈલાકામાં સર ફિરોઝશાહ મહેતા* અને



સર ફિરોઝશાહ મહેતા

* સર ફિરોઝશાહ મહેતા (૧૮૪૫–૧૯૧૫) વીશ વર્ષની વયે એમ. એ. થઇ બેરીસ્ટર થવા ઈંગ્લંડ ગયા હતા. બેરીસ્ટર તરીખે તેણે ઉત્તમ નામના

ગોપાળ કૃષ્ણ ગોખલેએ‡ સખત વિરોધ ઉઠાવ્યો. પરિણામે વાઇસરોય શિક્ષિત વર્ગોમાં અપ્રિય બન્યો.



गोपाळ कृष्ण गोखले

મેળવી. ૩૮ વર્ષ સુધી તેણે મુંબાઈ મ્યુનિસીપાલીટીમાં સભાસદ તરીખે કામ કર્યું હતું. અહીં તેની લાગવગ એટલી બધી હતી કે તે મુંબાઈના રાજા કહેવાતા. ૧૮૮૬ માં તે મુંબાઈની ધારાસભામાં સભાસદ હતા. હિંદી કોંગ્રેસ સ્થાપવામાં તેણે આગળ પડતો ભાગ લીધો હતો. ૧૮૯૦માં કલકત્તા કોંગ્રેસમાં તે પ્રમુખસ્થાને હતા. યુનિવર્સિટીમાં પણ તે ઘણું કામ કરતા. તેનું ભાષણ છટાદાર અને હિમ્મતભર્યું હતું. આગેવાન થવાને માટે તેનામાં અનેક ગુણો હતા.

‡ ગોપાળ કૃષ્ણ ગોખલે (૧૮૬૬–૧૯૧૫) ગરીબ બ્રાહ્મણ કુળમાં જન્મેલા હોઈ તેણે ૧૮ વર્ષની વયે બી. એ. ની ઉપાધી મેળવી. ત્યારપછી ૨૦ વર્ષ સુધી તેણે ફરગ્યુસન કોલેજમાં ફક્ત રૂ. ૭૦ ના પગારે પ્રોફેસર

**નાણાંખાતું**—સમજુ રાજ્યકર્તા નાણાંખાતાં વિષે બેપરવા રહી શકે નહિ. ધન સરકારી યંત્રમાં તેલની ગરજ સારે છે. પહેલાં આવકવેરા માટે જે નાનામાં નાની આવકની રકમ નક્કી થઈ હતી તે કર્ઝને વધારી તેથી નાની આવકવાળા એ કરમાંથી મુક્ત થયા. મીઠાવેરો પણ તેણે લગભગ અર્ધો કરી નાંખ્યો. ૧૮૯૪થી બંદરે ઉતરતા માલ પર પાંચ ટકા જકાત લેવાવા લાગી હતી. પરદેશી કાપડ પર આ રીતે નંખાએલી જકાતનો પ્રશ્ન તીવ્ર વાદવિવાદનો વિષય થઈ પડ્યો છે. મેન્ચેસ્ટરની મીલોવાળા એ જકાત રદ કરાવવા પોતાની લાગવગ વાપરે છે, ત્યારે હિંદીઓ હિંદી ઉદ્યોગના રક્ષણ સારૂ એ જકાત વધારવા ઇચ્છે છે.

**ખેતીખાતું.**—કર્ઝનની માન્યતા એવી હતી કે દેશમાં દુકાળ પડે છે તે ભારે મહેસુલને લીધે નહિ પણ વરસાદની તંગીને લીધે પડે છે, છતાં તે કબુલ કરતો કે ઘણીવાર અતિ ઉત્સાહી અમલદારો દુકાળ પીડિત રૈયતપર જુલમ ગુજારે છે. આપરથી તેણે કાયદો કરી મહાસંકટને સમયે મહેસુલ મુલ્તવી રાખવાની અથવા માફ કરવાની સત્તા ઉપરાંત અમલદારોને અપાવી. વળી એક બીજો કાયદો કરી તેણે પંજાબના ખેડુતોને શાહુકારોના પંજામાંથી છોડાવ્યા. આ કાયદા મુજબ વ્યાજનો ધંધો કરનારા જમીન ખરીદી શકે નહિ અને વીશ વર્ષથી વધારે મુદત સુધી ગીરો રાખી શકે નહિ. ઉપરાંત કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટીઓ ( સહકારી ખેડુત મંડળી ), તથા ખેતીની શોધખોળની સંસ્થાઓ સ્થાપી ખેતીવાડીને ઉત્તેજન આપ્યું. પુનામાં એગ્રીકલ્ચર કોલેજ નીકળી તે આજ અરસામાં.

---

તરીખે કામ કર્યું. ૧૯૦૨માં તે વાઇસિરોયની ધારાસભામાટે ચુંટાયા. તેનું રાજકીય જ્ઞાન વિશાળ અને ઝીણવટવાળું હતું. ધારાસભામાં રહી તેણે અનેક સુધારાની માંગણી કરી હતી. પ્રાથમિક શિક્ષણ ફરજીયાત કરવા માટે તેણે લાંબી લડત ચલાવી હતી. લોર્ડ કર્ઝન જેવાને યે તેની શક્તિના વખાણ કરવા પડતા. ૧૯૦૬માં બનારસ મુકામે તે હિંદી કોંગ્રેસના પ્રમુખ થયા હતા. પાછળથી તેણે માતૃભૂમિની સેવા કરનારા પુરૂષોને તાલીમ આપવા સારૂ ' સર્વન્ટસ ઓફ ઈંડિયા સોસાયટી ' સ્થાપી હતી. આવા સતત શ્રમને પરિણામે તેની તબીયત લથડી અને ૪૯ વર્ષની કાચી વયે આ મહાન્ નરનું મરણ થયું.

**પુરાણાં સ્મારકોનું ખાતું.**—હિંદુસ્તાનનાં પ્રાચીન સ્મારકોની અત્યારસુધી કોઈ એ પરવા કરી લાગતી નથી. મોગલાઈ જાહોજલાલીનાં ચિહ્નોની દુર્દશા થતી કર્ઝનના જોવામાં આવવાથી તેને મહાદુઃખ થયું હતું. ઈતિહાસપ્રેમી હોઈ તેણે જુનાં સ્મારકોનાં રક્ષણુસારૂ કાયદો કર્યો, અને એ માટે એક નવું ખાતું ખોલ્યું. આ ખાતું એ સ્મારકોની સંભાળ રાખે છે, તેમજ શોધખોળનું કામ કરે છે. આ કાર્ય માટે કર્ઝનનાં જેટલાં વખાણુ કરીએ તેટલાં ઓછાં.

**લોર્ડ કર્ઝનનું રાજીનામું.**—આ રીતે કર્ઝન એકેએક ખાતા પર પોતાની અંગત દેખરેખ રાખતો હતો. તત્કાલીન **સેનાધિપતિ લોર્ડ કિચનર** મોટા લશ્કરી ફેરફાર કરવા ઇચ્છતો હતો. તેનો વિચાર એવો હતો કે લશ્કરમાં તમામ સત્તા **સેનાધિપતિની** જ હોવી જોઈએ. ચાલુ નિયમ એવો હતો કે **સેનાધિપતિ વાઇસરોયના** લશ્કરી ખાતાના સભાસદ હેઠળ ગણાતો. આ બાબતમાં મતભેદ પડ્યો અને કર્ઝન–કિચનર વચ્ચે ઘણી તકરાર ચાલી. છેવટે હિંદી પ્રધાને કિચનરના મતને ટેકો આપ્યો. **સેનાધિપતિ વાઇસરોયનો** લશ્કરી સભાસદ બને એમ નક્કી થયું. કર્ઝનને આ ઠરાવ અયોગ્ય લાગવાથી તેણે રાજીનામું આપ્યું (૧૯૦૫).



લૉર્ડ મિંટો

**બીજો લોર્ડ મિન્ટો** (૧૯૦૫-૧૦).—હવે પછીનાં પાંચ વર્ષ **બીજો લોર્ડ મિન્ટોએ** અમલ ચલાવ્યો. કર્ઝનના **બંગભંગને** લીધે **પ્રજાકીય અશાંતિ** ચોમેર ફેલાઈ હતી. કેટલાક અરાજકતાવાદી તોફાની પુરૂષો બોમ્બ ફેંકવાનું કામ લઈ બેઠા હતા, છુપા સમાજો સ્થપાયા હતા, અને વર્તમાનપત્રોમાં ઉછ્છ઼ખલ લેખો આવતા હતા. નવા **વાઇસરોયનું** કામ અતિ કઠણુ હતું. એક

ાજુ સખત દમનનીતિવડે ગુન્હાઓ દાબી દેવા, તથા બીજી બાજુ ટછાટ અને સાંત્વનવડે વફાદાર પ્રજાનો યોગ્ય અસંતોષ શાંત કરવા મિન્ટોએ યાસ કર્યા. ૧૮૧૮ના એક જુના કાયદાની રૂએ રાજદ્વારી ચળવળ કરનારાઓને કારણ બતાવ્યા વિના દેશનિકાલ કરવામાં આવ્યા. ઉપરાંત સખ્તાઇના વા આકરા કાયદા પણ થયા.

**કાઉન્સિલ એક્ટ, ૧૯૦૯.**—ઉપર કહેલી સખ્તાઈની સાથે શાંતિપ્રિય પ્રજાને વશ કરવા તત્કાલીન હિંદી પ્રધાન લોર્ડ મોર્લી અને વાઇસરોય લોર્ડ મિન્ટોએ ત્રણ વર્ષ સુધી મસલત ચલાવી ૧૯૦૯ માં ઈન્ડિઅન કાઉન્સિલ એક્ટ નામનો કાયદો પાર્લમેન્ટમાં પાસ કરાવ્યો. આ મોર્લી-મિન્ટો સુધારાની રૂએ ધારારચનામાં વધારે હિંદીઓને સ્થાન મળ્યાં, અને સરકારે પ્રજાકીય ચુંટણીનો સિદ્ધાન્ત સ્વીકાર્યો. વડી ધારાસભા મોટી બનાવી તેમાં વાઇસરોયના કારોબારી સભ્યો ઉપરાંત ૨૭ પ્રજાના ચુંટેલા અને ૩૩ સરકારના નીમેલા સભ્યો આવ્યા. વળી પ્રાન્તિક સભાઓમાં પણ લગભગ ૦ નવા સભ્યો આવ્યા. આ રીતે મોર્લી-મિન્ટોના સુધારા મંજુર કરી સરકારે પ્રતિનિધિત્વની દિશામાં એક પગલું આગળ ભર્યું.

લૉર્ડ મોર્લી

## પ્રકરણ ૫૨ મું. આપણો પોતાનો જમાનો.

લોર્ડ મિન્ટો ૧૯૧૦માં ગયો ત્યારથી તે આજ સુધીનાં સોળ વર્ષોમાં વિવિધ રાજકીય ચળવળો, શહેનશાહ જ્યોર્જની પધરામણી અને ૧૯૧૪નો મહાન વિગ્રહ એ સૌથી મોટા બનાવ છે. આ અરસામાં લોર્ડ હાર્ડિન્જ



राज्यारोहण समारंभ

(૧૯૧૦–૧૬), લોર્ડ ચેમ્સફર્ડ (૧૯૧૬–૨૧), લોર્ડ રેડિંગ (૧૯૨૧–૨૬), અને લોર્ડ ઈર્વિન (ચાલુ) એ પ્રમાણે ચાર વાઈસરોય આવ્યા.

હિંદી રાજ્યતંત્રમાં મોર્લી–મિન્ટોના સુધારા મોટા ભૂમિ-ચિન્હ રૂપ હતા. પ્રથમ તો એ, આખી હીંદી પ્રજામાં મહાન રાષ્ટ્રીય જાગ્રતિ આવી તેના પુરાવા હતા. બીજું તેની મારફતે, જાહેર બાબતમાં પ્રજા જે રસ લેતી થઈ હતી તે રસ કાંઈક અંશે પોષાયા. હવે આથીયે વધારે હક્ક મેળવવા પ્રજાએ વિવિધ ચળવળો ઉપાડી.

**શહેનશાહની પધરામણી.**—૧૯૧૧ માં મહારાજા પાંચમા જર્યોજ તથા મહારાણી મેરી હિંદમાં પધાર્યા હતાં. ૧૨મી ડીસેમ્બર ૧૯૧૧ ને શુભ દિવસે દિલ્હીમાં ભવ્ય દરબાર ભરી તેમણે રાજમુગટ ધારણ કર્યો હતો. આ સમયે તેમણે બંગભંગ રદ કરી આખા બંગાળાને એક પ્રાન્ત બનાવી તેને ગવર્નર હેઠળ મુકવાનું જાહેર કર્યું હતું. વળી કલકત્તામાંથી રાજધાની બદલી ઐતિહાસિક દિલ્હીમાં લાવવામાં આવી. શહેનશાહે હિંદની કેળવણી, હિંદના હુન્નર ઉદ્યોગો આદિ પ્રગતિ પામે એવી શુભેચ્છા દર્શાવી હતી.

આ શુભેચ્છાને અમલમાં મુકવા માટે હાર્ડિન્જે ઈલાજો યોજવા માંડ્યા. હિંદી સરકારે એવો ઠરાવ કર્યો કે પ્રાથમિક શાળાઓની સંખ્યા બેવડી બનાવવી. યુનિવર્સિટીઓ માટે ૬૫ લાખની ગ્રાન્ટ, તથા ૧૦ લાખ દર સાલ આપવા એમ નક્કી થયું. સર શંકર નાયર કેળવણીના વડા સભ્ય નીમાયા. બનારસ, પટના, મૈસોર, ઢાકા, અને બર્મામાં નવી યુનિવર્સિટીઓ સ્થપાઈ. સ્વ. ગોખલેએ દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની અસંતોષકારક સ્થિતિનો પ્રશ્ન ઉપાડ્યો અને હાર્ડિન્જે એ વિષે પોતાથી બન્યા તેટલા પ્રયાસ કર્યા, તથા સખત લખાણ કર્યાં.

**રાજકીય ચળવળો.**—હિંદની વિશાળ અને વિવિધ વસ્તીને એક રાષ્ટ્રરૂપ બનાવવા, તેને ક્રમે ક્રમે દરેક દિશામાં ઉન્નત કરવા, હિંદીઓને હાની અને અન્યાય કરનારા કાયદાઓ રદ કરાવવા, અને હિંદ–બ્રિટન વચ્ચેનો સંબંધ સુદૃઢ બનાવવાના ઉદ્દેશથી ૧૮૮૫ માં પહેલી હિંદી કોંગ્રેસ ભરાઈ હતી. સુરત મુકામે (૧૯૦૭) કોંગ્રેસમાં નરમપક્ષ (મોડરેટ) અને ગરમપક્ષ

( એક્સટ્રીમિસ્ટ ) એવા બે ભાગ પડ્યા. બન્ને પક્ષોનો અંતિમ ઉદ્દેશ હિંદને " ડોમીનીઅન હોમરૂલ " (કેનેડા, ઓસ્ટ્રેલીઆના જેવું સ્વરાજ્ય) અપાવવાનો હતો. પરંતુ તેમની રીતિમાં ઘણો મતભેદ હતો. નરમપક્ષવાળા ચાલુ કાયદાને આધારે બંધારણ પૂર્વક કાર્ય કરવા માંગતાં હતાં. ત્યારે ગરમપક્ષવાળા અનિષ્ટ લાગતા કાયદાઓનો ભંગ કરવો પડે તો તેમ કરીને તે માટેની સજા ખમીને પણ સ્વરાજ્ય હાંસલ કરવા ઇચ્છતા હતા. કેટલાક ઉત્સાહી યુવકો તો ઇંગ્લંડથી સાવ સ્વતંત્ર થવા ઇચ્છતા હતા.

પરિણામે હાર્ડિંજના અમલ દરમ્યાન સરકારના કાયદા વિરૂદ્ધ બંધારણ-પૂર્વકની તેમજ તે શિવાયની બીજી રાજદ્વારી ચળવળો ચાલી હતી, અને તે કાયદાના નજીવા ભંગથી માંડી બોમ્બ ફેંકવા સુધી પહોંચી હતી. ખુદ વાઈસરોય ઉપર એક બોમ્બ ફેંકાયો હતો. પણ સમજુ હાર્ડિંજે એ બનાવનો ખોટો અર્થ કર્યો નહિ; એકના દોષને માટે અનેક નિર્દોષને સજા કરી નહિ.

લૉર્ડ હાર્ડિંજ

**૧૯૧૪નો મહાન વિગ્રહ.**—૧૯૧૪ ના ઓગસ્ટમાં જર્મની સાથે મહાન યુદ્ધ થયું અને એમાં હિંદુસ્તાને પોતાનો પુરેપુરો ફાળો આપ્યો.

યુદ્ધના આરંભમાં હિંદમાં ૮૦૦૦૦ ગોરા અને ૧૭૦૦૦ હિંદીઓનું સૈન્ય હતું. યુદ્ધ દરમ્યાન હિંદુસ્તાને લગભગ ૧૦ લાખ સૈનિકો અને ૪ લાખ બીજાં સૈન્યને સહાય કરનારાં આદમી ઉભાં કર્યાં. લડાયક પુરૂષોમાંના સાડાપાંચ લાખ દરિયાપાર જઈ ફ્રાન્સ, આફ્રીકા, પેલેસ્ટાઇન, મેસોપોટેમીઆ, અને ગ્રીસના રણક્ષેત્રોમાં લડ્યા હતા.

**નાણાં મદદ.**—લડાઈ પહેલાં હિંદુસ્તાન હિંદી સૈન્યનો ખર્ચ આપતું હતું. ૧૯૧૩–૧૯ સુધીમાં આ રીતનો કુલખર્ચ ૨૩૦ કરોડ રૂપિયા જેટલો થયો હતો. ઉપરાંત ૧૫૦ કરોડનો યુદ્ધનો ફાળો હિંદ તરફથી ઈંગ્લંડને અપાયો હતો. આ ફાળા માટે હિંદી સરકારે બે વૉર લોન કાઢી હતી. ઉપરાંત હિંદી રાજારજવાડા તથા અન્ય પુરૂષો તરફથી યુદ્ધ માટે અનેક પ્રકારના ફાળા થયા હતા. આ ફાળાઓની કુલ રકમ સાડા સાત કરોડથી ઓછી નહિ જ હોય.

છેવટે આ વાત ધ્યાનમાં રાખવી કે ઉપર આપેલા આંકડા હિંદુસ્તાને જે વિશાળ મદદ કરેલી તેનો ચોક્કસ અંદાજ આપતા નથી. લોર્ડ હાર્ડિંન્જે હિંદની વિશાળ સહાય વિષે કહ્યું હતું કે "હિંદનું લોહી બીલકુલ ચુસાઈ ગયું છે; તે સફેદ પુણી જેવું થઈ ગયું છે."

**સાધનસામગ્રી.**—માણસો અને નાણાં શિવાય હિંદે સાધનસામગ્રી પણ પુરી પાડી હતી. દાખલા તરીખે આશરે ૧૮૦૦ માઈલ જેટલી લંબાઈના રેલના પાટા, ૬૦૦૦ વેગનો, ૨૩૦ એન્જીનો, આદિ સામાન હિંદે આપ્યો હતો; ૮૦૦ થી વધારે સ્ટીમરો, ૫૦૦ નાવડીઓ, એક કરોડ ઘનફૂટ લાકડું પુરાં પાડ્યાં હતાં. એ શિવાય બેસુમાર બુલ્કેમ, ખાખી ડ્રીલ, ઘઉં અને બીજાં અનાજ મોકલ્યાં હતાં. વળી હિંદી કારખાનાઓમાં દારૂગોળો એટલો બધો બનતો હતો કે હિંદી સૈન્યને ઘણોખરો દારૂગોળો અહીંથીજ અપાતો. તેઓ ઈંગ્લિશ કારખાનાઓનો ભાર ઓછો કરતાં.

**લોર્ડ ચેમ્સફર્ડ.**—૧૯૧૬ માં લડાઈ હજુ ચાલુ હતી ત્યારે હાર્ડિંન્જનું સ્થાન લોર્ડ ચેમ્સફર્ડે લીધું. તેના સમયમાં અફઘાન વિગ્રહ, અને રાષ્ટ્રીય જાગ્રતિ એ બાબતો ધ્યાનમાં રાખવા જેવી છે.

**૧૯૧૯ નો અફઘાન વિગ્રહ.**—મહાન યુદ્ધ દરમ્યાન અમીર હબીબુલ્લાખાન અનેક મુશ્કેલીઓથી ઘેરાએલો હતો. તુર્કી યુદ્ધમાં ઉતરેલું હોવામાં અફઘાનીસ્તાનમાં જીહાદ (ધર્મ યુદ્ધ) ની ચર્ચા ચાલતી હતી. લોકલાગણી એટલી તીવ્ર બની હતી કે અમીરે કાબુલમાં તુર્કી, ઓસ્ટ્રીઅન, અને જર્મન વકીલોને સત્કાર્યા. છતાં એમ મનાય છે કે તે જીવ્યો હોત તો યુદ્ધમાં ઉતરત નહિ. પણ ૧૯૧૯ માં તેનું ખુન થતાં અમાનુલ્લાખાન ગાદીએ આવ્યો. લોકો અતિશય ઉશ્કેરાઈ ગયા હતા. રાજકીય ચળવળીઆઓએ હિંદી

અશાંતિના અતિશયોક્તિવાળાં વર્ણનો વડે પ્રજાને ખુબ ઉશ્કેરી હતી. છેવટે વસ્તુસ્થિતિ એવી બની કે **અમીરને** લાગ્યું કે હવે આત્મવિગ્રહ અને અરાજકતા અથવા **અંગ્રેજ** સાથે યુદ્ધ એ બે શિવાય ત્રીજો માર્ગ નથી. તેણે બીજો માર્ગ પસંદ કર્યો.

**બ્રિટિશો**નાં છેલ્લામાં છેલ્લી ઢબનાં હવાઈ વિમાન, વાયરલેસ, તથા મહાઘાતક દારૂગોળાને લીધે **અફઘાનો** ફાવે એમ હતું નહિ. એક મહિનાની અંદર તો લઢાઈ બંધ થઈ.

**રાવલપિંડી**માં સુલેહ થઈ. **હિંદ** મારફતે હથિયાર તથા દારૂગોળો લઈ જવાની **અફઘાનો**ને બંધી થઈ. **અમીર**ની ચઢેલી તેમજ નવી **સબ્સિડી** અપાતી બંધ થઈ.

**રાષ્ટ્રીય જાગ્રતિ.**—**મહાન વિગ્રહ**નું એક મહાન ફળ એ હતું કે તેને લીધે આખા **હિંદ**માં અજબ રાષ્ટ્રીય જાગ્રતિ આવી હતી. યુદ્ધમાં **હિંદ** સુંદર ફાળો આપતું હતું; અને સ્વાભાવિક રીતે **હિંદી**ઓ **હિંદુસ્તાન**ના હક્કો માટે માંગણી કરવા ઉત્સુક બન્યા હતા. **હિંદ**ને પરાજિત પ્રજા ગણવાનો સમય ગયો હતો. વળી **હિંદે** માણસો, નાણાં, કે સાધનો મોકલવામાં જરાએ કચાશ રાખી ન હતી. આથી **હિંદી**ઓએ સ્વદેશની પ્રતિષ્ઠા **બ્રિટિશ સામ્રાજ્ય**માં તેમજ આખી આલમમાં વધારવા નિશ્ચય કર્યો. પરિણામે **સ્વરાજ્ય** પ્રાપ્ત કરવા માટે મહાન રાષ્ટ્રીય પ્રયાસો થવા લાગ્યા.

**હિંદી રાષ્ટ્રીય કોન્ગ્રેસ.**—પહેલાં **કોંગ્રેસ**ની સભાઓમાં **સ્વરાજ્ય**ની જરૂરત વિષે આગ્રહી ઠરાવો થયા. ૧૯૧૬ ની મહાસભાએ એવો ઠરાવ કર્યો કે **હિંદ**ને **બ્રિટિશ સામ્રાજ્ય**માં **કેનેડા**, **ઓસ્ટ્રેલીઆ**ના જેવું સ્થાન મળવું જોઈએ. તેણે **હોમરૂલ**ની હીલચાલ અખત્યાર કરી. **સ્વરાજ્ય**ની એક યોજના ઘડાઈ તેમાં કારોબારી ખાતાંઓને ધારા સભાઓના સાચા અંકુશ હેઠળ આણવાની બાબત મુખ્ય હતી.

સત્તરની સાલમાં **કોંગ્રેસે** એવી માંગણી રજુ કરી કે **સરકારે** પાંચ કે દશ વર્ષમાં સંપૂર્ણ **હોમરૂલ** આપવા વચન આપવું. અરાઢમાં પુષ્કળ બહુમતિ સાથે એવો ઠરાવ થયો કે **મોન્ટફર્ડ** સુધારા નિરાશાજનક અને અસંતોષકારક છે; સંપૂર્ણ **પ્રાંતિક સ્વાતંત્ર્ય** તરતમાંજ મળવું જોઈએ. એજ સભાએ **હિંદ**નો **આત્મનિર્ણય** તથા **હોમરૂલ**નો હક્ક ફરી જાહેર કર્યો.

ઓગણીસની કોંગ્રેસે આગળ વધી સરકારની નીતિપર સખત ટીકા કરી. દક્ષિણ આફ્રીકામાં હિંદીઓ તરફનું વર્તન, હુન્ટર કમિટિ, અને સર માઇકેલ ઓડવાયર તથા જનરલ ડાયરનાં કાર્યોને દોષિત ઠેરવ્યાં; અને જાહેર કર્યું કે વાઇસિરોયપરથી હિંદી પ્રજાનો વિશ્વાસ બીલકુલ ઉઠી ગયો છે.

૧૯૨૦ માં ગાંધીજીનો અસહકારનો ઠરાવ પાસ થયો.

**અસહકાર.**—મહાન વિગ્રહ દરમ્યાન દેશમાં શાંતિ જાળવવા " ડીફેન્સ ઑફ ઈન્ડિયા એકટ " નામનો કાયદો હતો. મહાન વિગ્રહને અંતે, આ કાયદો રદ થતાં, હિંદી સરકારે અરાજકતા અને બળવાના ગુન્હેગારોને સજા કરવા સારૂ રોલેટ કાયદા નામના આકરા કાયદા કર્યા. પરિણામે હિંદી નેતાઓમાં તેમજ પ્રજામાં ચોમેર અસંતોષ અને ખળભળાટ વ્યાપી ગયાં. ગાંધીજીએ એ કાયદા રદ કરાવવા સારૂ સત્યાગ્રહની હીલચાલ શરૂ કરી. લોકોની અશાંતિએ નવિન સ્વરૂપ ધારણ કર્યું. સ્થળે સ્થળે હુલ્લડ થયાં. અમૃતસરમાં તાર ઓફીસ તારાજ થઈ, રેલ્વે ગુડસ ઓફીસના ભુકા ઉડી ગયા, અને બીજા અનેક જાહેર મકાનો લોકોના કોપના ભોગ થઈ પડ્યાં. કેટલાકના જાન ગયા. અમદાવાદ, વીરમગામ, અને નડીઆદમાં પણ એવાંજ તોફાન થયાં.

પરિણામે સરકારે લાહોર, અમૃતસર આદિ જીલ્લાઓમાં લશ્કરી કાયદો અમલમાં આણ્યો. જો કે જાહેર સભાઓ ગેરકાયદેસર ઠરાવવામાં આવી હતી તેમ છતાં જલીયાંવાલા બાગમાં સરકારની દમનનીતિ સામે પોકાર ઉઠાવવા એક જંગી સભા ભરાઈ. આ સભા ઉપર ગોળીબાર કરવાનો હુકમ જનરલ ડાયરે આપ્યો, જેથી આસરે પાંચસો જણા જાનથી માર્યા ગયા. આ ઉપરાંત લશ્કરી અમલ દરમ્યાનના હુકમો તથા કડક સજાઓને લીધે પ્રજાની અશાંતિ અતિ તીવ્ર બની.

આવા સંજોગોમાં ગાંધીજીએ અસહકારની હીલચાલ આરંભી. ઘણા લોકો તેમાં સામેલ થયા. એ હીલચાલમાં હિંદીઓએ સરકાર સાથેનો સંબંધ બંધ કરવાનો હતો. સરકારી નોકરોએ નોકરી ત્યજવી, આગેવાનોએ ધારાસભામાં જવું નહિ, સરકારી નિશાળો અને અદાલતોનો બહિષ્કાર કરવો, સરકારી ઈલ્કાબોનો ત્યાગ કરવો, વિદેશી માલનો બહિષ્કાર કરવો, દારૂ જેવી કેફી વસ્તુઓ ન વાપરવી, રાષ્ટ્રીય વિદ્યાલયો અને પંચાયતો સ્થાપવાં, સ્વદેશી કાપડ બનાવવું અને વાપરવું—આ અસહકારના મુખ્ય

મુદ્દા હતા, અને એ સઘળું શાંતિમય માર્ગે કરવાનું હતું. સ્વરાજ મેળવવું એ કોંગ્રેસનું મુખ્ય ધ્યેય હતું.

ગાંધીજી અને બીજા રાષ્ટ્રીય નેતાઓએ આખા દેશમાં ફરી ફરી પ્રજામાં અજબ જાગૃતિ આણી. એક કરોડ રૂપિયા ભેગા કર્યા, સ્વયંસેવકોની પલટનો જ્યાં ત્યાં સ્થપાઈ, રાષ્ટ્રીય વિદ્યાલયો ચાલુ થયાં, પરદેશી કાપડ, દારૂ



**मोहनदास करमचंद गांधी**

અને અસ્પૃશ્યતા સામે પ્રચારકાર્ય શરૂ કર્યા, ચરખા અને ખાદીને લોકપ્રિય બનાવવા પ્રયાસો થયા, તથા લોકોમાં સ્વરાજ્યની અભિલાષા પેદા થઈ. આ સૌ છતાં એમાં કેટલાક મહાન દોષો હતા. અસહકારમાં સામેલ થનારા અસહકારનો પૂરો અર્થ સમજ્યા ન હોવાથી શાંતિને સ્થાને અશાંતિ, પ્રેમને સ્થાને તિરસ્કાર, અને આત્મભોગને સ્થાને અત્યાચાર થવા લાગ્યા. તોફાનો,

હુલ્લડો, ખુનામરકી ચાલ્યાં. બાદ સરકારે જલદ પગલાં લેવાં શરૂ કર્યાં. અસહકારી નેતાઓને ઉપરાઉપરી પરહેજ કર્યા, અને અંતે ખુદ **ગાંધીજીને** પણ જેલમાં પુર્યા.

આ પછી અસહકાર મોળો પડ્યો. નેતાઓમાં ભેદ પડ્યા. **સી. આર. દાસ, પંડિત મોતીલાલ નહેરૂ, વિઠ્ઠલભાઈ પટેલ, હકીમ અજમલખાન** આદિએ 'સ્વરાજ પક્ષ' ઉભો કર્યો તથા ધારાસભામાં જવાનો અને ત્યાં જઈ વ્યવસ્થિત વિરોધ વડે સરકારને હરાવવાનો ઠરાવ કર્યો. તેઓની સફળતા અને નિષ્ફળતા આંકવાનું કામ આજે થઈ શકે એમ નથી. હાલ તો તેઓમાં ભેદ પડી પ્રતિયોગી સહકારીઓ તેઓથી જુદા પડ્યા છે.

**મોહનદાસ કરમચંદ ગાંધી** (જન્મ ૧૮૬૯) મોઢ વણિક હોઈ તેમણે ઉત્તમ પ્રકારની કેળવણી લીધી છે. **વિલાયત** જઈ તેમણે બેરીસ્ટર પદ મેળવ્યું. દક્ષિણ **આફ્રીકામાં** બેરીસ્ટરીમાં નામના મેળવ્યા બાદ તેમણે પ્રજાકીય કાર્યો કરવાં માંડ્યાં. ત્યાં **હિંદીઓ** પ્રત્યે થતા અન્યાય દૂર કરાવવા મોટાં મોટાં કષ્ટ વેઠી સત્યાગ્રહ આદર્યો હતો. મહાન્ વિગ્રહ દરમ્યાન તેમણે સરકારને પુષ્કળ સહાય કરી હતી. **અંગ્રેજોની** ન્યાયવૃત્તિ વિષે તેમને અડગ શ્રદ્ધા હતી. **રોલેટ એક્ટે** તેમની શ્રદ્ધા તોડી અને તેમણે અસહકારની આકરી હીલચાલ ઉપાડી. સમય પ્રતિકૂળ અને દેશ તૈયાર ન હોવાથી તેમને સફળતા મળી નહિ. હાલ તેઓ રાજકીય પ્રવૃત્તિથી ફારગ થઈ **સાબરમતી સત્યાગ્રહાશ્રમમાં** શાંત જીવન ગાળે છે. **નવજીવન** અને **યંગ ઈંડિયા** નામના અઠવાડીક પત્રો તેઓ પ્રસિદ્ધ કરે છે.

શુદ્ધ આચાર વિચાર, સમદષ્ટિ, અગાધ પ્રેમ, ન્યાયવૃત્તિ, વિગેરે મનુષ્યોમાં દુર્લભ એવા તેમના સદ્ગુણોને લીધે આજે આખું જગત્ તેમને સંતરૂપે સ્વીકારે છે, અને તેમને **મહાત્મા** કહી સંબોધે છે.

## પ્રકરણ ૫૩ મું. હિંદુસ્તાનનું રાજ્યતંત્ર.

**પ્રવેશ.**—દરેક દેશમાં **સરકાર** એટલે દેશનાં હિત તરફ લક્ષ આપનારાં માણસોની જરૂર છે. **રાષ્ટ્રના** વિવિધ હિતમાટે શાણા ધારા બનાવવા, અને તેનો સારી રીતે અમલ કરી **રાષ્ટ્રને** ઉન્નતિને માર્ગે ચઢાવવો એ દરેક **સરકારની** ફરજ છે. આ હેતુથી પરદેશી તેમજ આંતરિક શત્રુઓથી પ્રજાનું રક્ષણ

સરકારે કરવું જોઇએ. **શાંતિ** અને **પ્રગતિ** એ બે શબ્દોમાં રાષ્ટ્રનું હિત આવી જાય છે.

**બ્રિટિશ સામ્રાજ્ય**માં મૂળ દેશ **ગ્રેટ બ્રિટન; આયરિશ ફ્રી સ્ટેઈટ; કેનેડા, ઓસ્ટ્રેલીઆ** આદિ **સ્વરાજ્ય** ભોગવતાં સંસ્થાનો; **ક્રાઉન કોલોની** ( **સીલોન** જેવા ) તથા **હિંદુસ્તાન** જેવા આધીન દેશો ( ડિપેન્ડન્સી ) છે.

**હિંદ આધીન-રાજ્ય શી રીતે બન્યું ?**—૧૭૭૩ સુધી **હિંદ**માંનાં **અંગ્રેજ** સંસ્થાનો ઇસ્ટ ઇંડિયા કંપનીની માલિકીનાં હતાં. તેનો તમામ વહીવટ કંપનીના **ચાલકો** સ્વતંત્ર રીતે કરતા. ૧૭૭૩ માં **ઈંગ્લંડ સરકારે** કંપનીના હક્કપર તરાપ મારવાની શરૂઆત કરી. તે સાલમાં થએલા રેગ્યુલેટીંગ **એ**કટની રૂએ કંપનીના અધિકાર ઉપર **બ્રિટિશ સરકાર**નો અંકુશ દાખલ થયો. રેગ્યુલેટીંગ **એ**કટમાં રીતસર અને પદ્ધતિસરના વહીવટ અને ઈન્સાફ માટે જોગવાઈ કરાઈ હતી.

૧૭૮૪માં રેગ્યુલેટીંગ **એ**કટને સુધારવા સારૂ પિટ ઇંડિયા **એ**કટ થયો. તેની મતલબ એવી હતી કે કંપનીના **ચાલકો** વેપારને લગતું સઘળું કામ કરે, અને **સરકાર**ના નીમેલા અધિકારીઓનું **અંકુશ**મંડળ ( બોર્ડ ઓફ કંટ્રોલ ) સઘળી રાજકીય બાબતો સમાલે. આ કાયદાથી કંપનીની સત્તા ફક્ત નામનીજ રહી. ખરી સત્તા **અં**કુશમંડળના હાથમાં આવી.

૧૭૮૪ પછી જ્યારે જ્યારે કંપનીના પરવાનાની મુદત પુરી થતી અને નવા પરવાનાની અરજી આવતી ત્યારે **બ્રિટિશ સરકાર** કંપનીના વહીવટની બારીક તપાસ ચલાવતી. પરિણામે **સરકાર**નો અંકુશ દિન પર દિન વધતો ગયો, અને કંપનીની સત્તા કપાતી ગઈ.

૧૮૧૩ના કાયદાની રૂએ માલિકી કંપનીના હાથમાંજ રહી છતાં તેના મુલકોપર ઈંગ્લંડ **સરકાર**નો સર્વોપરી હક્ક સ્થાપિત થયો. આ રીતે કંપની અને ઇંગ્લંડ **સરકાર જોડીઆ માલિક** બન્યા.

૧૮૩૩માં એક પગલું આગળ ભરાયું. તે સમયે એવો ઠરાવ થયો કે કંપનીના હાથમાં જે મુલકો છે તે ટ્રસ્ટ રૂપે છે; **ખરી માલિકી રાજાની છે.**

૧૮૫૩નો કાયદો આથી યે આગળ વધ્યો. **ચાલકો**ના હાથમાં અમલદારો નીમવાની સત્તા હતી તે લઈ લેવામાં આવી.

છેવટે ૧૮૫૭ ના બળવાએ કંપનીનું ભાગ્ય સીવી દીધું. કંપની નાશ પામી. હિંદ ઇંગ્લંડ-આધીન રાજ્ય બન્યું, અને ચાલકો તથા અંકુશમંડળની સર્વ સત્તા ઈંગ્લિશ કેબિનેટના એક પ્રધાન, સેક્રટરી ઓફ સ્ટેઇટ ફોર ઇંડિયા ( હિંદી પ્રધાન ) ને સોંપાઈ.

**૧૮૩૩-૧૯૨૧ સુધીનો વહીવટ.**—૧૮૩૩ માં એમ નક્કી થયું કે હિંદીઓને સરકારી પદવીઓ અને ઓદ્ધાઓ આપવા. સાથે સાથે બેન્ટીન્કે મુંબાઈ અને મદ્રાસની ધારા ઘડવાની સત્તા છીનવી લઈ સઘળી સત્તા મધ્યવર્તિ બનાવી.

૧૮૬૧ માં કૅનીંગના સમયમાં પ્રતિનિધિત્વનાં બીજ વવાયાં. તેણે પ્રાન્તોને રાજકીય સત્તા સોંપવાનો રિવાજ શરૂ કર્યો. તેની પછી આવનારા, વિશેષે મેયો, લિટન અને રિપને એ નીતિનું અનુકરણ કરી પ્રાંતિક સરકારની સત્તા તેમજ જોખમદારી વધારી હતી. ૧૮૬૧ નું વર્ષ મોટું ગણાય છે કેમકે એ સમયમાં ગવર્નર-જનરલના અધિકાર હેઠળ પ્રાંતિક ધારાસભાઓ સ્થપાઈ. વળી વાઇસરોયની કાઉન્સિલમાં ધારા-રચનામાટે કેટલાક સભાસદો ઉમેરી વડી ધારાસભા બનાવવામાં આવી. પ્રાંતિક તેમજ વડી ધારાસભાઓમાં સરકારના નીમેલા થોડાક હિંદી સભાસદો હતા.

૧૮૯૨ માં લેન્સડાઉનના સમયમાં કાઉન્સિલ એકટ થયો તેમાં હિંદી સભાસદો માટે ચુંટણીનું ધોરણ દાખલ કરવામાં આવ્યું. ધારાસભાઓ મોટી બની અને તેમાં ચેમ્બર ઓફ કોમર્સ, યુનિવર્સિટી, જમીનદારો, અને મ્યુનિસિપાલીટીઓના ચુંટેલા સભાસદોનો પ્રવેશ થયો.

૧૯૦૯ માં મોર્લી-મિન્ટોના સુધારા થયા. ધારાસભાઓમાં વધારે હિંદીઓ લેવાની જોગવાઈ થઈ, સરકારે કેટલેક અંશે ચુંટણીનું ધોરણ સ્વીકાર્યું, અને મતાધિકાર વિસ્તાર્યો. પ્રાંતિક ધારાસભામાં નવા પચાશેક સભ્યો ઉમેરાયા. આ રીતે પ્રાંતિક ધારાસભામાં બીનસરકારી સભાસદોની વધુમતિ બની. વડી ધારાસભા પણ વધારી તેમાં કારોબારી સભ્યો ઉપરાંત ૬૦ સભ્યો ( ૨૭ ચુંટાયેલા સહિત ) ઉમેરાયા. અહીં સરકારી વધુમતિ કાયમ રહી. પ્રાંતિક તેમજ વડી, દરેક કારોબારી સભામાં એકેક હિંદી સભ્ય નિમાયો. વળી ઈંગ્લંડમાંની હિંદી પ્રધાનની ઇંડિયા કાઉન્સિલમાં પણ બે હિંદીઓ મુકાયા.

૧૯૧૭ માં હિંદી પ્રધાન મોન્ટેગુએ પાર્લમેન્ટમાં જાહેર કર્યું કે હિંદુસ્તાનને ક્રમે ક્રમે સ્વરાજ્ય મળે એ બ્રિટિશ સરકારની ઇચ્છા છે.



માન્ટેગુ

આ ઇચ્છા અનુસાર તે સમયના હિંદી પ્રધાન મોન્ટેગુ અહીં આવ્યા હતા. તેણે અનેક હિંદીઓ તેમજ અંગ્રેજો, અધિકારીઓ તેમજ બીનઅધિકારીઓની મુલાકાત લીધી હતી. છેવટે તેણે તથા વાઇસરોય લોર્ડ ચેમ્સફર્ડે મળી રાજકીય સુધારાની એક યોજના ઘડી, જેમાંની ઘણીખરી સૂચનાઓ 'ગવર્મેન્ટ ઓફ ઇંડિયા એક્ટ' માં દાખલ થઈ (૧૯૧૯). હિંદી રાજાઓનું મંડળ (ચેમ્બર ઓફ પ્રિન્સિસ) સ્થાપવાની તેઓએ ભલામણ કરી હતી. આ નરેંદ્ર મંડળ સ્થાયિ અને સલાહકારક હોઈ વર્ષમાં એક વાર મળે છે તથા વાઇસરોયના પ્રમુખપણા હેઠળ દેશી રાજ્યો તથા હિંદી સામ્રાજ્યને લગતા મોટા પ્રશ્નો ચર્ચે છે. આ મંડળની એક સ્થાયિ કમિટિ વાઇસરોયના રાજકીય ખાતાને સલાહ આપે છે.

૧૯૧૭ માં 'ગવર્મેન્ટ ઓફ ઇંડિયા બિલ' એટલે હિંદના રાજ્યપ્રબંધના કાયદાનો ખરડો પાર્લમેન્ટ સમક્ષ રજુ થયો. તેના મુખ્ય મુદ્દા નીચે મુજબ છે—

હિંદી પ્રધાનનો અંકુશ સહેજ ઓછો કરવો.

વડી કારોબારી સભામાં હિંદી તત્ત્વ વધારવું.

વડી ધારાસભાને સ્થાને બે સભા કરવી, કાઉન્સિલ ઓફ સ્ટેઈટ (૬૦ સભ્યોની), અને લેજીસ્લેટીવ એસેમ્બ્લી (૧૪૪ સભ્યોની). આમાં ઘણા સભ્યો ચુંટાએલા રાખવા.

પ્રાંતિક કારોબારના બે ભાગ પાડવા, ટ્રાન્સફર્ડ (સોંપાએલા) અને રિઝર્વ્ડ (બીન સોંપાએલા). રિઝર્વ્ડ ખાતાં કારોબારી કાઉન્સિલરોના હાથમાં, અને સોંપાએલાં ખાતાં પ્રધાનોના હાથમાં આપવાં. વળી સોંપાએલાં ખાતાંની સંખ્યા ક્રમે ક્રમે વધારવી અને અંતે પ્રાન્તોમાં સંપૂર્ણ સ્વરાજ્ય સ્થાપવું.

પ્રાંતિક ધારાસભાઓ મોટી બનાવવી તથા તેમાં ચુંટાએલા સભ્યોની ચોખ્ખી વધુમતિ રાખવી.

લૉર્ડ ચેમ્સફર્ડ

**સુધારાનું મહત્ત્વ.**—સુધારા થયાથી પાર્લમેન્ટ હિંદી બાબતોમાં પહેલાં કરતાં વધારે રસ લેતી થઈ છે. ઈંગ્લંડમાં હિંદી બાબતો ઉપર વિશેષ લક્ષ અપાય એ હેતુથી પાર્લમેન્ટે એક સ્થાયી જોઈન્ટ કમિટિ નીમી છે. હિંદુસ્તાનને ક્રમે ક્રમે 'જવાબદાર રાજ્યતંત્ર' આપવું એ ઉદ્દેશ ૧૯૧૭માં જાહેર કરવામાં આવ્યા પછી તે માટેની તાલીમ આપવા સારૂ આ સુધારામાં જોગવાઈ છે. અંગ્રેજ રાજનીતિજ્ઞોનો અભિપ્રાય એવો છે કે સ્થાનિક બાબતોથી શરૂ કરી, પછી પ્રાંતિક વહીવટ, અને છેવટે મધ્યવર્તિ વહીવટમાં સ્વતંત્રતા આપવી. આ હેતુથી સુધારામાં મધ્યવર્તિ તંત્રમાં પ્રજાકીય તત્ત્વ કાંઈક, પ્રાંતિકમાં તેથી વધારે, અને સ્થાનિક તંત્રમાં તેથીયે વધારે રાખ્યું છે.

## ચાલુ રાજ્યતંત્ર.

**મધ્યવર્તિ સરકાર.**—ઈંગ્લંડના રાજા તથા પાર્લમેન્ટને હિંદ વિષેના કાયદા ઘડવાનો તથા કારોબાર ચલાવવાનો સંપૂર્ણ અધિકાર છે, પરંતુ વસ્તુતઃ બ્રિટિશ પાર્લમેન્ટ હિંદી વહીવટપર કેવળ દેખરેખ રાખે છે. તેના

વતી હિંદી પ્રધાન હિંદનું રાજ્ય ચલાવે છે. તે બ્રિટિશ કેબિનેટનો સભ્ય હોઈ તેને દરસાલ હિંદી વહીવટ વિષેનો રિપોર્ટ, તથા પાર્લમેન્ટના સભ્યોના પ્રશ્નોના જવાબ આપવા પડે છે. હિંદના વહીવટ માટે તે જવાબદાર ગણાય છે. વાઈસિરોયને તેની સૂચના મુજબ ચાલવું પડે છે અને તેની મંજુરી વિના હિંદી સરકાર યુદ્ધ કરી શકતી નથી. ઘણીખરી મોટી નીમણુંકો અને બરતર્ફીઓ પણ એજ કરે છે. તેના હાથ હેઠળ બે નાયબ પ્રધાનો હોય છે જેમાંનો એક પાર્લમેન્ટમાં હાજર રહી હિંદી પ્રધાનને સહાય કરે છે અને બીજો ઈંડિયા ઓફિસનો વહીવટ ચલાવે છે.

**ઈંડિયા કાઉન્સિલ** હિંદી પ્રધાનને સહાય તથા સલાહ આપે છે. નાણાં શિવાયની બાબતમાં પ્રધાન તેની સલાહ મુજબ ચાલવા બંધાએલો નથી. છતાં ઈંડિયા કાઉન્સિલની લાગવગ ઘણી છે. અત્યારે તેમાં ૮ થી ૧૨ સભ્યો રાખવાનો રિવાજ છે. આમાંના ત્રણ હિંદીઓ હોય છે. વળી અર્ધા સભ્યો હિંદમાં ઓછામાં ઓછા ૧૦ વર્ષ રહેલા હોવા જોઈએ અને નીમણુંક વખતે તેઓને હિંદ છોડ્યે પાંચથી વધુ વર્ષ થયાં ન હોવાં જોઈએ. આ સભ્યોનો પગાર વર્ષે ૧૨૦૦ પાઉન્ડ હોય છે; હિંદી સભ્યોને એ ઉપરાંત દરિયાપારનાં ભથ્થાં તરીખે વર્ષે ૬૦૦ પાઉન્ડ મળે છે. હિંદી પ્રધાન અને ઈંડિયા કાઉન્સિલની લંડનમાં મોટી ઓફિસ છે તેને ઈંડિયા ઓફિસ કહે છે. આ સર્વે અધિકારીઓનો ખર્ચ પહેલાં હિંદી તિજોરીમાં પડતો પણ ૧૯૨૧ થી બ્રિટિશ તિજોરીમાં પડે છે.

**હાઈ કમિશનર** ઇંગ્લંડમાં રહી હિંદી સરકારની આડત કરે છે. નાણાં ઉછીનાં લેવાં, માલ ખરીદવા, કંટ્રાક્ટ આપવા, પેન્શન ચુકવવાં, હિંદી વિદ્યાર્થીઓ પર દેખરેખ રાખવી, વિગેરે કામો તે કરે છે. હાલ એ પદે સર અતુલ ચેટરજી છે.

**હિંદી સરકાર; વાઈસરોય.**—વાઈસરોય સેક્રેટરીની સૂચના અનુસાર રાજ્ય ચલાવે છે. તે હિંદમાંના તમામ ગવર્નરો અને બીજા અમલદારોનો ઉપરી છે. તેની મંજુરી વિના હિંદમાં એકે કાયદો પસાર થઈ શકતો નથી. દેશી રાજ્યોના સંબંધમાં તેને સંપૂર્ણ સત્તા છે. રાજાની પેઠે તે કોર્ટોએ કરેલી સજા માફ યા ઓછી કરી શકે છે. તેનો વાર્ષિક પગાર રૂ. ૨૫૬૦૦૦ હોય છે.

**વડી કારોબારી સભા.**—વડી કારોબારી સભા વાઇસરોયને વહીવટમાં મદદ કરે છે. વહીવટના અમુક વિભાગ પાડી દરેક સભ્યને અમુક ખાતાં સોંપાય છે.

વાઇસરોય પોતે પરરાજ્ય ખાતું સમાલે છે. સેનાધિપતિ લશ્કરખાતું જુએ છે. લૉ મેમ્બર ( કાયદા શાસ્ત્રી ) કાયદા, ઇન્સાફ અને આંતરિક શાંતિ વિષેની બાબતો પર ધ્યાન આપે છે. પબ્લીક વર્કવાળો મેમ્બર વસુલ, ખેતીખાતું, દુકાળ નિવારણ, રસ્તા, નહેરો વિગેરે બાંધવાનું કામ, એ ઉપર દેખરેખ રાખે છે. નાણાંશાસ્ત્રી સરકારી હિસાબ માટે જવાબદાર છે. બધાં ખાતાંને લગતા કાયદાઓના ખરડા લૉ મેમ્બરને કરવા પડે છે. આ શિવાય એક દેશના વેપાર ઉદ્યોગ તરફ લક્ષ આપનાર, તથા બીજો કેળવણી ખાતા માટે એમ બે સભ્યો હોય છે. ઝીણી ઝીણી તમામ બાબતો મેમ્બરો પોતે પતાવી લે છે. પરંતુ મોટી બાબતો માટે આખી કાઉન્સિલ બોલાવાય છે. વાઇસરોય તેમની સલાહ લે છે પણ તે મુજબ ચાલવા બંધાએલો નથી. વાસઇરોય અને કારોબારી સભા માટે " ગવર્નર-જનરલ ઇન કાઉન્સિલ" એ શબ્દો વપરાય છે. કારોબારી સભામાં ત્રણ હિંદીઓ છે. આ સભ્યોની મુદત પાંચ વર્ષની તથા તેમના પગાર વર્ષે રૂ. ૮૦૦૦૦ હોય છે. તેમના હાથ હેઠળ સેક્રેટરી, અંડર-સેક્રેટરી આદિ ઘણા અમલદારો તથા કારકુનો હોય છે.

**કાઉન્સિલ ઓફ સ્ટેઇટ.**—કાઉન્સિલ ઓફ સ્ટેઇટ વડી ધારાસભાનો પહેલો ભાગ છે. તેને હિંદ-સમગ્રને લગતા પ્રશ્નોપર ચર્ચા કરી તે વિષે ધારા ઘડવાનું કામ સોંપાયું છે. તેમાં ૬૦ સભ્યો, જેમાંના ૩૩ ચુંટાએલા હોય છે. તેની ચુંટણી માટેનો મતાધિકાર ૨૧ વર્ષની વયના, દરસાલ રૂ. ૨૦૦૦ નો સરકાર ધારો, અથવા રૂ. ૩૦૦૦૦ ની આવક પર આવક વેરો ભરનારા, બ્રિટિશ રાજ્યના વતનીઓને છે. મ્યુનિસિપાલીટીના પ્રેસિડન્ટ અને વાઇસ-પ્રેસિડન્ટ, યુનિવર્સિટીના ફેલો, તથા એક આખા ગામના માલિકને પણ એ હક્ક છે.

**લેજીસ્લેટીવ એસેમ્બ્લી.**—આ નીચલી ધારાસભા છે. તેને પણ હિંદ-સમગ્રને લગતા પ્રશ્નોપર ચર્ચા કરી ધારા ઘડવાનું કામ સોંપાયું છે. તેમાં ૧૪૪ સભ્યો છે જેમાંના ૧૦૩ ચુંટાએલા છે. આ સભા પોતે પોતાનો પ્રમુખ ચુંટે છે. આજે ( ૧૯૨૭ ) વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ એના પ્રમુખસ્થાને છે. આ સભાની ચુંટણીનો મતાધિકાર ૨૦ વર્ષ ઉપરના, વર્ષે રૂ. ૭૫ મહેસુલ

ભરનારા, અથવા આવકવેરો ભરનારા તમામ બ્રિટિશ હિંદી રાજ્યના વતનીઓને અપાયો છે.

**વડી ધારાસભાની કાર્યરીતિ.**—કોઈ સભાસદને અમુક બિલ પાસ કરાવવું હોય તો સૌથી પહેલાં તે રજુ કરવા માટે સરકારની પરવાનગી લેવી પડે છે. રજા મળ્યા બાદ એ બિલ છપાય છે, તેની નકલો સભ્યોને મોકલાય છે, તથા તે સભા સમક્ષ રીતસર રજુ થાય છે. ત્યારપછી કાં તો એ બિલપર વિચાર ચલાવવા સિલેક્ટ કમિટિ નીમાય છે અથવા તો તે આખી સભામાં જ ચર્ચાય છે. તે પર સુધારાઓ સૂચવાય છે, અને આખરે તે વધુમતિના બળે પાસ થાય છે અથવા નિષ્ફળ જાય છે.

વળી એ નોખી સભા હોવાથી કાર્યવિધિ નીચે પ્રમાણે ચાલે છે.

**બીન**સરકારી બિલ પ્રથમ કોઈપણ મેમ્બર પોતાની સભા આગળ રજુ કરે છે. ત્યાં પાસ થયા પછી તે બીજી સભામાં મોકલાય છે. મતભેદનો નિકાલ આણવા બન્ને સભાની સંયુક્ત બેઠક બોલાવાય છે. સઘળા **બીન**-સરકારી બિલોની બાબતમાં ગવર્નર–જનરલને અને રાજાને મંજુરી, મોકુફી, અને નામંજુરી આપવાની સત્તા છે. ધારો કે અમુક બિલ વિધિ-પૂર્વક બન્ને સભામાંથી પાસ થયું અને ગવર્નર–જનરલ પાસે મંજુરી માટે આવ્યું, તેને જો આ બિલ વાંધા ભરેલું લાગે તો તે પોતાની ' **વીટો**'ની ( ના પાડવાની ) સત્તા વાપરી સહી ન કરે, તો એ બિલ નિષ્ફળ થયું ગણાય.

સરકારી બિલ નિયમરૂપે નીચલી સભામાં પહેલું રજુ થાય છે. અહીં પાસ થયા બાદ તે કાઉન્સિલ ઓફ સ્ટેઈટમાં જાય છે. પરંતુ જો એકાદું બિલ નીચલી સભા રદ કરે અને ગવર્નર–જનરલ તે બિલને સરટીફીકેટ આપે કે રાજ્યનાં ભલાં માટે એ જરૂરી છે તો એ બિલ ઉપલી સભામાં પાસ કરાવી શકાય છે. આમ થયા બાદ નીચલી સભાને ફક્ત એ વિષેની ખબર અપાય છે. તાકીદના પ્રસંગોએ પણ આ રીતિનો અમલ થાય છે. કદાચ નીચલી સભા બિલ પાસ કરે અને ઉપલી સભા તેમાં એવા ફેરફાર સૂચવે કે જે મૂળસભાને નાપસંદ હોય, તો તેવી વખતે ગવર્નર–જનરલ એવું સરટીફીકેટ આપી શકે કે ફેરફાર સાથેનું બિલ રાજ્યના હિતમાટે આવશ્યક છે; નહિ તો બન્ને સભાની સંયુક્ત બેઠક બેસી નિકાલ આણે છે. આ રીતે સરકારની મંજુરી વાળો સુધારો રદ કરવાની સત્તા નીચલી સભાને નથી.




છેવટના ઉપાય તરીકે ગવર્નર-જનરલને બન્ને સભા વિસર્જન કરવાનો હક્ક છે.

**પ્રાંતિક સરકાર.**—હિંદમાં તેર પ્રાન્તો છે. તે સર્વેમાં એકજ ઢબનું તંત્ર નથી. મુંબાઈ, બંગાળા, મદ્રાસ, સંયુક્ત પ્રાન્ત, મધ્ય પ્રાન્ત, પંજાબ, બિહાર-ઓરિસ્સા, અને આસામ, એ આઠ પ્રાન્તોમાં ગવર્નર, કારોબારી સભા, અને ધારાસભા હોય છે. ગવર્નરના હાથ હેઠળ કમિશનર, કલેકટર અને મામલતદાર હોય છે.

ગવર્નર આખા પ્રાંતિક તંત્રનો ઉપરી છે. તેની નીમણુક પાંચ વર્ષની તથા તેનો પગાર વાર્ષિક રૂ. ૧૨૮૦૦૦ હોય છે. તે વાઈસરોયના હાથ હેઠળ

હોઈ તેની સૂચના મુજબ ચાલવા બંધાએલો છે. કમિશનરો અને કલેક્ટરો તેના સીધા અંકુશ હેઠળ હોય છે.

**પ્રાંતિક કારોબાર.—પ્રાંતિક કારોબારી સભાના બે વિભાગ છે—** (૧) ગવર્નર અને તેના નીમેલા કાઉન્સિલરો ( મુંબાઈમાં ચાર કાઉન્સિલરો છે તેમાંના બે હિંદીઓ છે ) અને ( ૨ ) પ્રધાનો.

પ્રાંતિક કારોબારના બે ભાગ પાડ્યા છે. કેટલાંક ખાતાં રિઝર્વ્ડ અને બાકીનાં ટ્રાન્સફર્ડ છે. રિઝર્વ્ડ ખાતાં ગવર્નર અને તેના કાઉન્સિલરો સમાલે છે. ટ્રાન્સફર્ડ ખાતાં પ્રધાનો ચલાવે છે. આ બે ભાગવાળી પદ્ધતિને 'ડાયર્કિ' એટલે દ્વિમુખી રાજ્યપદ્ધતિ કહે છે. મોન્ટફર્ડ સુધારાવાળા કાયદાની મતલબ એ છે જે આરંભમાં આ પદ્ધતિ અનિવાર્ય છે; પણ આસ્તે આસ્તે જો તે સફળ થાય તો સોંપાયલા ખાતાં વખતો વખત વધારવાં અને આખરે તમામ ખાતાં પ્રધાનોને સોંપી પ્રાંતિક સ્વરાજ્ય પૂર્ણ કરવું.

આ બન્ને ભાગ સાધારણ રીતે એકમેકથી સ્વતંત્રપણે કામ કરે છે. ફક્ત અગત્યની બાબતો માટે બન્ને ભાગ સંયુક્ત ચર્ચા માટે ભેગા થાય છે. પ્રધાનો હિંદી હોઈ ધારાસભાના ચુંટાએલા સભ્યોમાંથી પસંદ કરવામાં આવે છે. તેઓ ધારાસભાને જવાબદાર હોય છે અને સભા ચાહે તો તેમની પાસે રાજીનામું અપાવી શકે. છેવટના ઉપાય તરીકે ગવર્નર પણ પ્રધાનોને બરતરફ કરી શકે.

**પ્રાંતિક ધારાસભા**માં ૭૦ ટકા જેટલા સભ્યો ચુંટાએલા હોય છે. મતાધિકાર ૨૦ વર્ષ ઉપરના, રૂ. ૩૬ વાર્ષિક ઘરભાડું ભરનારા અથવા આવકવેરો આપનારા, તમામ બ્રિટિશ પ્રજાજનોને અપાયો છે. સભ્યોની સંખ્યા જુદા જુદા પ્રાંતોમાં જુદી જુદી છે. મુંબાઈમાં ૧૧૧ સભ્યો છે.

હિંદી વિષયો અને બીનસોંપાએલાં ખાતાંની બાબતોમાં આ ધારાસભાને કશી સત્તા નથી. વળી ગવર્નર એવું સરટીફીકેટ આપે કે અમુક બિલ પ્રાન્તના લાભ માટે જરૂરી છે તો સભા તેને રદ કરી શકતી નથી. તેઓ તેનાપર ચર્ચા ચલાવે અને સુધારા સૂચવે, જે અનુકુળ લાગે તો સરકાર સ્વીકારે. એવીજ રીતે જો ગવર્નર એવું સરટીફીકેટ આપે કે અમુક બિલ પ્રાન્તના લાભની વિરૂદ્ધ છે તો ધારાસભા તે પાસ કરી શકે નહિ. પ્રાંતિક બજેટ ( અંદાજ પત્ર ) વિષે ચર્ચા કરવાનો ધારાસભાને હક્ક છે. બીન-

સોંપાએલી બાબતો જેમાં ગવર્નરે એવું સરટીફીકેટ આપ્યું હોય કે રજુ કરેલો ખર્ચનો આંકડો વ્યાજબી છે, તેવી બાબતો શિવાયની તમામ બાબતોમાં, બજેટમાં ધારાસભાની ઈચ્છા મુજબ સુધારાવધારા કરવા પડે છે. દરેક બિલને ગવર્નરે તથા ગવર્નર-જનરલની મંજુરી મળવી જોઈએ.

**પ્રાંતોનો વહીવટ; કમિશનર.**—પ્રાન્તના કેટલાક વિભાગ પાડી દરેક પર એકેક કમિશનર નીમાય છે. તેના હાથ નીચે અમુક જીલ્લાઓ હોય છે અને તે કલેકટરોના કામપર દેખરેખ રાખે છે, તથા તેમને જીલ્લાના વહીવટ વિષે સૂચના મોકલે છે. તે ગવર્નરને જવાબદાર હોઈ તેના હુકમ મુજબ ચાલવા તથા તેને વખતોવખત રિપોર્ટ મોકલવા બંધાએલો છે.

**કલેક્ટર** જીલ્લાનો વડો છે. તે વહીવટની વિગતો પર ધ્યાન આપે છે. તે પ્રજાજનોના સમાગમમાં ઘણોખરો આવતો હોવાથી તેનું પદ અતિ મહત્ત્વનું છે. જમીન મહેસુલ અને બીજા કર ઉઘરાવવા, જમીનના દફતરો અને રજીસ્ટરો વ્યવસ્થિત રખાવવાં, ફોજદારી ગુન્હા પતાવવા, કેળવણી અને જંગલોની દેખરેખ રાખવી, આ તેની મુખ્ય ફરજો છે. કલેકટરને જીલ્લા બોર્ડ સહાય કરે છે. એ બોર્ડના સભ્યો કેટલાક ચુંટાએલા અને કેટલાક નીમાએલા હોઈ તેઓ તેને જીલ્લામાં બનતા બનાવો વિષે બાતમી તેમજ સલાહ આપે છે.

**મામલતદાર** તાલુકાનો ઉપરી છે. તેની ફરજો કલેકટરના જેવીજ છે. કલેકટર તેનો ઉપરી હોઈ તેને કલેકટરના હુકમ મુજબ ચાલવું પડે છે તથા વખતો વખત રિપોર્ટ કરવા પડે છે. તેને તાલુકા બોર્ડ સહાય કરે છે. આ બોર્ડના સભ્યો થોડાક ચુંટાએલા અને થોડાક નીમાએલા હોઈ તેઓ મામલતદારને તાલુકામાં બનતા બનાવો વિષે બાતમી તથા સલાહ આપે છે.

**બાકીના સાત પ્રાન્તો.**—દિલ્હી અને વાયવ્ય સરહદના પ્રાન્તો ચીફ કમિશનર હેઠળ મુકાયા છે. ત્યાં કાઉન્સિલ નથી. ચીફ કમીશનરની નીમણુંક ગવર્નર-જનરલ કરે છે અને તેના હુકમ હેઠળ એને રહેવું પડે છે.

બ્રિટિશ બલુચીસ્તાન અને અજમેરમાં ગવર્નર-જનરલના નીમેલા એજન્ટ વહીવટ કરે છે. આ અધિકારી પણ ગવર્નર-જનરલના સીધા અંકુશ હેઠળ છે.

કૂર્ગનો વહીવટ મૈસોરના રેસિડન્ટને સોંપાયો છે.

આંદામાન બેટોનો વહીવટ પોર્ટ બ્લેરનો સુપરીન્ટેન્ડેન્ટ ચલાવે છે.

બર્મામાં લેફ્ટેનન્ટ ગવર્નર તથા ધારાસભા છે.

**સ્થાનિક સ્વરાજ્ય.**—ઉપર વર્ણવેલાં વહીવટનાં વિવિધ કાર્યો સરકાર તરફથી થાય છે. પરંતુ તે ઉપરાંત વહીવટનાં કેટલાંક કાર્યો એવાં છે જે સરકાર નહિ પણ પ્રજાના પ્રતિનિધિઓ (થોડાક નીમાએલા અને બાકીના ચુંટાએલા) જ ચલાવે છે.

ગામોનો અને શહેરોનો સ્થાનિક વહીવટ પ્રજાના પ્રતિનિધિઓ ચલાવતા હોય એવા પ્રબંધને '**સ્થાનિક સ્વરાજ્ય**' નામ અપાયું છે. મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડ એ બે તેનાં અંગ છે.

શહેરના હિત તરફ દેખરેખ રાખનારૂં અગ્રેસર શહેરીઓનું મંડળ, જેના કેટલાક સભ્યો ચુંટાએલાં અને કેટલાક નીમાએલા હોય તેવાં મંડળને મ્યુનિસિપાલીટી કહે છે.

**મ્યુનિસિપાલીટી; વિકાસ.**—મુંબાઈ, કલકત્તા અને મદ્રાસને ૧૭૨૬ ની સાલ જેટલી વહેલી મુદતથી સ્થાનિક વહીવટનો હક્ક સોંપાયો હતો. બીજાં શહેરોને આ હક્ક મળે તે પહેલાં એક સદી કરતાં અધિક વખત વીતી ગયો. ૧૮૫૦માં કેટલીક નવી મ્યુનિસિપાલીટીઓ સ્થપાઈ. શરૂઆતમાં તેના બધા સભ્યો સરકારના નીમેલા હતા. ચુંટણી અને પ્રતિનિધિત્વનો નિયમ ધીમે ધીમે અને ક્રમે ક્રમે દાખલ થયો. ૧૮૮૨માં રિપનના નામીચા ઠરાવથી શહેરોને મ્યુનિસિપાલીટી આપવાનું કામ સુદૃઢ થયું. રિપને મ્યુનિસિપાલીટીનાં બંધારણ, ફરજો, અને સત્તા વિષેના ચોક્કસ નિયમો ઘડ્યા, ચુંટણીનો નિયમ ઘણો વિસ્તાર્યો, અને મ્યુનિસિપાલીટીઓને વધારે સ્વતંત્રતા તેમજ જોખમદારી સોંપી.

**ફરજો.**—તેને મુખ્યત્વે સુધરાઈનું કામ—રસ્તા અને ઘરોની સ્વચ્છતા, બજારોની દેખરેખ, દવાખાનાં સ્થાપવાં, તથા ચેપી રોગો અટકાવવાનું—સોંપાયું છે. શેહેરીઓની સામાન્ય સુખાકારી ઉપર પણ તેમને લક્ષ આપવાનું છે. આવી સગવડોમાં પાણી પુરૂં પાડવાનું, રસ્તા દુરસ્ત કરવાનું, શહેરને લાઈટ આપવાનું, આવજા માટે સોંઘાં અને સહેલાં સાધનો પુરાં પાડવાનું ટેલીફોન જેવી સવડ કરી આપવાનું, આવાં આવાં કામોનો સમાવેશ થાય છે. આ ઉપરાંત પ્રાથમિક નિશાળો તેમના કબજામાં છે.

**સત્તા.**—ઉપર કહેલાં કામો કરવા માટે મ્યુનિસિપાલીટીને નાણાંની જરૂર પડે છે. માટે તેને અનેક જાતના વેરા–ઘરવેરો, નળવેરો, ગાડી, ઘોડા, બળદ, મોટરકાર તથા મોજશોખની વસ્તુઓ પરના કર લેવાનો અધિકાર છે. ઉપરાંત બહારથી શહેરમાં આવતા માલ ઉપર તે જકાત લઈ શકે છે; અને સુધરાઈની મોટી મોટી યોજનાઓ માટે અમુક શરતો પ્રમાણે લોન લઈ શકે છે.

**લોકલ બોર્ડ.**—લોકલ બોર્ડ એટલે ગામડાંઓની મ્યુનિસિપાલીટી. જેમ શહેરની સ્થાનિક બાબતો આગેવાન શહેરીઓ સમાલે છે, તેમ ગામોની સ્થાનિક બાબતો ત્યાંના આગેવાનોને સોંપાઈ છે.

**વિકાસ.**—લોકલ બોર્ડો પ્રથમ ( ૧૮૮૨ માં ) લોર્ડ રિપનને હાથે સ્થપાયાં. અસલનાં બોર્ડ ત્રણ જાતનાં હતાં. જીલ્લામાં અમુક જુથ પાડી દરેક માટે એકેક **માઈનર** ( નાનું ) બોર્ડ હતું. આવાં નાનાં બોર્ડો **ડિસ્ટ્રીક્ટ** ( જીલ્લા ) બોર્ડ હેઠળ હતાં, તથા તેઓ આખા જીલ્લાને લગતાં કામો કરનારી **ડિસ્ટ્રીક્ટ કાઉન્સિલ**માં પોતાના પ્રતિનિધિઓ મોકલતા. આવાં વિવિધ બોર્ડોને લીધે હિંદીઓ સ્થાનિક વહીવટમાં ભાગ લેતા થયા અને એ રીતે આખા દેશમાં જાહેર બાબતોમાં રસ લેવા જેટલી જાગ્રતી આવી.

પાછળથી રિપને સ્થાપેલાં લોકલ બોર્ડોમાં ઘણા ફેરફાર થયા. વળી આ ફેરફારો પ્રાંતિક સરકારે કરેલા હોવાથી બધા પ્રાન્તોમાં એક ઢબનાં લોકલ બોર્ડ નથી. મદ્રાસ ઈલાકાનાં લોકલ બોર્ડ અસલ રિપનની ઢબને મળતાં છે. ત્યાં **પંચાયત**, **તાલુકા બોર્ડ**, અને **જીલ્લા બોર્ડ** એવા ત્રણ પ્રકાર છે. મુંબાઈ ઈલાકામાં ફક્ત બે બોર્ડ, **જીલ્લા બોર્ડ** અને **તાલુકા બોર્ડ** છે. તાલુકો એટલે અમુક ગામોનો સમુહ અને જીલ્લો એટલે અમુક તાલુકાઓનો સમુહ.

**ફરજો.**—લોકલ બોર્ડના સભ્યો પણ થોડા ચુંટાએલા અને થોડા નીમાએલા હોઈ તેમાં બીનસરકારી સભ્યોની બહુમતિ છે. તેમની ફરજો મ્યુનિસિપાલીટીના જેવીજ છે. રસ્તા નિભાવવા અને સુધારવા, પ્રાથમિક શાળાઓ સ્થાપવી અને નિભાવવી, દવાખાનાં ચલાવવાં, અને બજારો બાંધી તે ઉપર દેખરેખ રાખવી, આવાં આવાં કામ તેમને કરવાનાં છે.

**સત્તા.**—ખર્ચને પહોંચી વળવા તેમને ઘર પર તેમજ જમીન પર કર નાંખવાનો, તથા નિશાળ અને દવાખાનામાંથી ફી લેવાની સત્તા છે. સરકાર પણ તેમને અમુક ફાળો આપે છે.

**પંચાયત.**—લોકલ બોર્ડની આખી પદ્ધતિ અસલ ગ્રામ્ય પંચાયતમાંથી જ ઉદ્ભવેલી છે. અસલ દરેક ગામમાં પંચ રહેતાં. ગામનાં કામો ઉપર મુખી અથવા પટેલ તથા પાંચ આગેવાનોની સભા દેખરેખ રાખતા. પાંચની સંખ્યા પરથી તેને પંચાયત પદ્ધતિ કહેતા. મુખીના હાથ હેઠળ પગી તથા હિસાબી કારકુન આદિ નોકરો રહેતા.

મુખી અને પંચ ગામના ધારા ઘડવાનું તથા ઈન્સાફનું કામ કરતા. તેઓ સાર્વજનિક હિતના ઈલાજો શોધી કાઢતા, ગામજનોના માંહોમાંહેના કજીયા પતાવતા, તથા ગુન્હેગારને સજા કરતા. મુખી અને તેના હાથ હેઠળના નોકરો પંચના ઠરાવના અમલ કરાવવામાટે જોખમદાર ગણાતા.

આ રીતે ગામો એક પ્રકારનું સ્વરાજ્ય ભોગવતાં હતાં. હિંદુસ્તાનના તોફાની યુગમાં યે એ સંસ્થાઓ ટકી રહી હતી. અંતે બ્રિટિશ યુગમાં તેમનો લય થયો. પટેલ, પગી, અને કારકુન સરકારના નોકરો બન્યા અને તેમને ગામના હિત વિષે ઝાઝી પરવા રહી નહિ. અસલ ગામ ઉપર આફત આવી પડતાં આખું ગામ હથિયાર લઈ તૈયાર થતું અને ગામનું રક્ષણ કરતું. આજે તેને રક્ષણ માટે પોલીસપર આધાર રાખવો પડે છે. અસલ ગામના કજીયા ગામમાં જ પતાવાતા. આજે તેમને તાલુકા કોર્ટો અને જીલ્લા કોર્ટોમાં ઈન્સાફ માટે જવું પડે છે.

અસલ પંચાયતોના લાભ વિચારી મોન્ટફર્ડ યોજનામાં આ પદ્ધતિના પુનરૂદ્ધાર વિષે સૂચના છે.

**નાણાંખાતુ; પ્રવેશ.**—આટલું તો સૌ કોઈ સમજી શકે કે સરકારી યંત્ર પુષ્કળ ખર્ચ કર્યા વિના ચાલી શકે નહિ. અમલદારોના પગાર, તથા દેશની શાંતિ અને પ્રગતિ માટેનાં અનેક કાર્યો માટે નાણું ડગલે ડગલે જોઇએ છે. હિંદી નાણાં ખાતાંનો પ્રશ્ન વિશાળ તેમજ વિકટ છે.

**વિકાસ.**—૧૮૫૮ પહેલાં નાણાંખાતાની ચોક્કસ વ્યવસ્થા ન હતી. ત્યારપછી કૅનીંગે ઇંગ્લંડથી અનુભવી અર્થશાસ્ત્રીઓ બોલાવી એ ખાતું સુધાર્યું. તે સમયે એવો રિવાજ હતો કે ગવર્નરો પોતપોતાના પ્રાન્તોની ઉપજ ઉઘરાવી ગવર્નર–જનરલને મોકલી આપતા તથા પોતાના ખર્ચ માટે કલકત્તા સરકારની કૃપાપર આધાર રાખતા. પ્રાન્તોને ગ્રાન્ટ અપાતી. આ પદ્ધતિમાં ગેરલાભ એ હતો કે ગવર્નરો પોતાની ઉપજ વધારવા અથવા ખર્ચ

ઘટાડવા પ્રયાસ કરતા નહિ. દરસાલ પોતાના પ્રાન્ત માટે બને તેટલી ગ્રાન્ટ પડાવવા તેઓ પ્રયત્ન કરતા. આવી બીનજોખમદારી દૂર કરવા લોર્ડ મેયોએ તેમને અમુક ખાતાં સોંપી દીધાં તથા એ ખાતાંઓની ઉપજ ઉપરાંત અમુક નક્કી કરેલી ગ્રાન્ટ આપવાનો રિવાજ કાઢ્યો. આથી પ્રાન્તોને ખર્ચમાં કરકસર કરવાની તક મળી. પહેલાં બચેલી ગ્રાન્ટ વર્ષ પુરૂં થતાં નકામી થતી; હવે પ્રાન્તોને પોતાનાં બચાવેલાં નાણાં મનપસંદ રીતે વાપરવાની છુટ મળી. લોર્ડ રિપને બીજાં નવાં ખાતાં પ્રાન્તોને સોંપી તેમની ઉપજ વધારી દીધી. મોન્ટફર્ડ સુધારાથી પ્રાન્તોને બીજી કેટલીક નવી સત્તા મળી જે હવે પછીના વર્ણન પરથી સમજાશે.

**વસુલ.**—રાજ્યપ્રબંધના ખર્ચ ચુકવવા દેશજનો પાસે સરકાર જે નાણાં લે તેનું નામ વસુલ. આમાં દેશજનો પાસેથી લેવાતા કરવેરા, અને મોટાં વેપારી કાર્યોમાંથી સરકારને થતા નફાનો સમાવેશ થાય છે. કરવેરામાં મહેસુલ, મીઠાંવેરો, કેફી વસ્તુઓનો કર, જકાત અને આવકવેરો મુખ્ય છે.

૧ હિંદ ખેતીપ્રધાન દેશ હોવાથી સરકારની મુખ્ય આવક મહેસુલમાંથી થાય છે. આ મહેસુલમાંથી કુલ ઉપજનો ચોથો ભાગ મળે છે. એ ઉઘરાવવાનું કામ પ્રાંતિક સરકારોને સોંપાએલું છે. દરેક પ્રાન્ત હિંદી સરકારને અમુક ફાળો આપે છે. હિંદની કુલ મહેસુલ ૩૫ થી ૪૦ કરોડ રૂપિયા જેટલી થાય છે. આમાંથી વડી સરકારને પ્રાંતિક ફાળા પેટે રૂ. ૧૩ કરોડ મળે છે.

૨ જકાત. અહીં આવતા જતા માલ ઉપર જકાત લેવાય છે તેમાંથી હિંદી સરકારને ( ૪૦ થી ૫૦ કરોડ ) સારી પેદાશ થાય છે.

૩ આવક વેરો. ખેતી શિવાયની આવક ઉપર સરકાર આવક વેરો લેછે તેમાંથી દરસાલ ૧૫ થી ૨૦ કરોડ જેટલી આવક ઉત્પન્ન થાય છે.

૪ મીઠાંવેરો દર બંગાળી મણે રૂ. ૧। લેખે લેવાય છે. આ કર અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો જોતાં અનિષ્ટ છે કેમકે તેનો મુખ્ય બોજો રંક ઉપર પડે છે. ધારાસભાઓ તેને રદ કરાવવા ઘણા સમયથી પ્રયાસ કરે છે. તેમાંથી દરસાલ આશરે ૭ કરોડ રૂપિયા પેદા થાય છે.

૫ અફીણનાં વાવેતર, બનાવટ, અને વેચાણ માટે સખત કાયદા હોઈ તે સારૂ સરકારના પરવાના લેવા પડે છે. અફીણમાંથી સરકારને સાડા ત્રણ કરોડની આવક થાય છે.

૬ **તાર** અને ટપાલમાંથી વડી સરકારને હવે ૧૦ કરોડની પેદાશ થાય છે.

૭ જંગલોમાંથી ૧૦ થી ૧૫ કરોડ ઉત્પન્ન થાય છે.

આ ઉપરાંત બીજી ઝીણી આવકો મળી વડી સરકારની કુલ વસુલ ૧૩૦ થી ૧૩૫ કરોડ રૂપિયા જેટલી થાય છે.

**ખર્ચ.**—ઉપરોક્ત ઉપજ સરકાર નીચે મુજબ ખરચે છે.

૧ **લશ્કર ખાતામાં** દરસાલ લગભગ ૬૦ કરોડ રૂપિયા ખપી જાય છે. અન્ય સુધરેલા દેશોના પ્રમાણમાં આ ખર્ચ ઘણો વધારે પડતો હોવાથી ધારાસભાઓએ તેમજ હિંદી કોંગ્રેસે વખતો વખત એ વિષે પોકાર ઉઠાવ્યા છે.

૨ **શાહી અમલદારોના** પગારમાં ૧૬ કરોડ જેટલો ખર્ચ થાય છે:

૩ **તાર-ટપાલ** ખાતું આશરે ૧૦ કરોડ ખરચે છે.

૪ **હોમ ચાર્જીસ** એટલે ઇંગ્લંડમાં હિંદુસ્તાન ખાતે હિંદી પ્રધાન જે ખર્ચ કરે તે; આમાં ૫ કરોડથી અધિક ખર્ચ થાય છે.

૫ આ ઉપરાંત રેલ્વે, ટંકશાળ, પબ્લિક વર્કસ વિગેરેનો ખર્ચ કરવો પડે છે.

આ રીતે હિંદી સરકારનો કુલ ખર્ચ ૧૩૦ થી ૧૪૦ કરોડ જેટલો થાય છે.

**પ્રાંતિક ઉપજનાં સાધન.**—દરેક પ્રાન્તની ઉપજ જુદી જુદી હોય છે. ઉપજનાં મુખ્ય સાધન નીચે મુજબ છે.

૧ **મહેસુલ.**—જમીન પર જે સરકાર ધારો લેવાય તે. મુંબાઈ ઈલાકામાં આમાંથી ૫ થી ૬ કરોડ ઉપજે છે.

૨ **આબકારી.**—તાડી, દારૂ, ભાંગ, ગાંજો એવી કેફી વસ્તુમાંથી સરકારને સારી આવક થાય છે. ઘણા પ્રજાકીય નેતાઓએ કેફી ચીજોનો વપરાશ કમી કરાવવા પ્રયાસ કર્યા છે પરંતુ સરકારને એમાંથી સારી ઉપજ ઉત્પન્ન થતી હોવાથી તે એ શુભ કામ કરી શકતી નથી. આમાંથી મુંબાઈ સરકારને સાડા ચાર કરોડની આવક છે.

૩ **સ્ટેમ્પ.**—કોર્ટોમાં તેમજ રેવેન્યુ ખાતામાં અમુક કામ માટે સ્ટેમ્પ વાપરવા પડે છે તેનાં વેચાણમાંથી મુંબાઈ સરકારને પોણા બે કરોડની કમાણી છે.

૪ **રજીસ્ટર કરવાની ફી.**—રૈયતના દસ્તાવેજો સરકારમાં રજીસ્ટર કરવા માટે અમુક ફી લેવાય છે, તેમાથી મુંબાઈ સરકારને તેર લાખ પેદા થાય છે.

૫ **જંગલ ખાતું.**—મુંબાઈ શિવાયના જંગલોનો વહીવટ વડી સરકાર હસ્તક છે. મુંબાઈ ઈલાકાના જંગલોમાંથી પ્રાંતિક સરકારને ૭૫ લાખ જેટલી પેદાશ છે.

૬ **પબ્લિક વર્ક્સ ખાતું.**—નિરૂપયોગી મકાન અને સામાન, તથા જમીનોના વેચાણમાંથી થોડી ઘણી ઉપજ થાય છે.

૭ **મોજશોખ.**—હમણાં હમણાં સરકારે નાટક, સિનેમા, આદિ મોજશોખ અને રમત ગમતો પર કર નાંખ્યો છે.

આ તથા બીજી કેટલીક પરચુરણ આવકો મળી મુંબાઈ સરકારને કુલ આશરે સોળ કરોડની પેદાશ થાય છે.

**પ્રાંતિક ખર્ચ**ની મુખ્ય બાબતો નીચે મુજબ છે—

૧ વડી સરકારને ભરવાનો ફાળો.
૨ પ્રાંતિક અમલદારો તથા બીજા નોકરોના પગાર.
૩ પોલીસ અને જેલ.
૪ કેળવણી.
૫ દુકાળ-નિવારણ.
૬ પબ્લિક વર્કસ—નહેરો, રસ્તા, પુલો, મકાનો વિગેરે.
૭ ન્યાય ખાતું.
૮ દવાખાનાં.

આ બધાં ખાતાં મળી મુંબાઈ સરકારને આશરે સોળ કરોડનો ખર્ચ છે.

**બજેટ.**—દરવર્ષે વડી તેમજ પ્રાંતિક સરકાર તરફથી આવતા વર્ષમાટે ઉપજ અને ખર્ચના અડસટ્ટાવાળું અંદાજપત્રક ધારાસભામાં રજુ થાય છે. આ પત્રક બનાવવાનું પ્રયોજન એ છે જે આવક જાવક બને તેટલાં સમતોલ થાય. જો આવક કરતાં ખર્ચ વધારે હોય તો તે ખોટ પુરવા માટે કર વધારવામાં આવે છે અથવા ખર્ચ ઘટાડાય છે.

વડી ધારાસભા બજેટ વિષે કેવળ વિવેચન કરી શકે છે. પરંતુ તેના ઠરાવ પ્રમાણે ચાલવા સરકાર બંધાએલી નથી. ધારાસભાએ ૧૯૨૩માં

મીઠાવેરો ન વધારવા વિષે બહુમતિએ ઠરાવ કર્યો હતો, છતાં લૉર્ડ રેડીંગે પોતાની સરટીફીકેટની સત્તાની રૂએ વેરો વધાર્યો હતો.

પ્રાંતિક સભાઓ બજેટમાંની માંગણી મંજુર કરે છે, અથવા કમી કરે છે અથવા નામંજુર કરે છે. બીનસોંપાએલા વિષયોમાં તેમનું ઝાઝું ચાલતું નથી. સોંપાએલા ખાતાંમાં તેમના ઠરાવનું વજન વિશેષ પડે છે. તથાપિ અસાધારણ પ્રસંગ ઉત્પન્ન થતાં ગવર્નર પોતાની સરટીફીકેટ અને વીટોની



લૉર્ડ રેડિંગ

અસાધારણ સત્તા વાપરી શકે છે. સોંપાએલા ખાતાં પોતાના હાથમાં લેવાની સત્તા ગવર્નરના હાથમાં છે.

દરેક સ્થળે બજેટની ચર્ચા અતિ મહત્ત્વની ગણાય છે.

**આંતરિક શાંતિ.**—દેશમાં સુલેહશાંતિ જાળવવી એ સરકારની ફરજ હોવાથી તે એ માટે કાયદા ઘડે છે તથા તેનું પાલન કરાવે છે. આ માટે સરકારનાં ત્રણ ખાતાં, પોલીસ, જેલ, અને ન્યાયનાં છે.

**પોલીસ ખાતું.**—૧૮૬૧ના પોલીસ ઍક્ટમાં પોલીસ ખાતાનો પ્રબંધ થયો હતો. એનો વહીવટ પ્રાંતિક સરકારને સોંપાયો છે. આખા પ્રાંતના પોલીસનો ઉપરી ઈન્સપેક્ટર-જનરલ કહેવાય છે. તે એ ખાતાનો સઘળો વહીવટ કરે છે. પ્રાન્તના જીલ્લા વિગેરે પેટાભાગ પાડ્યા છે. દરેક જીલ્લામાં પોલીસ સુપરીન્ટેન્ડન્ટ હોય છે. તે ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટને બંદોબસ્ત જાળવવામાં મદદ કરે છે અને તેની હેઠળ ગણાય છે. સુપરીન્ટેન્ડન્ટના હાથ હેઠળ ઈન્સપેક્ટરો, સબ ઈન્સપેક્ટરો, અને પોલીસ પટેલો હોય છે.

ગુન્હેગારો પકડવા, તેમને મેજીસ્ટ્રેટ આગળ ખડા કરી સજા કરાવવી, ગુન્હા થતા અટકાવવા, નામીચા બદમાશોની દેખરેખ રાખવી, પ્રજાના જાન-માલનું રક્ષણ કરવું, આ પોલીસની મુખ્ય ફરજો છે.

સામાન્ય પોલીસ ઉપરાંત રેલ્વે પોલીસ, લશ્કરી પોલીસ, તથા છુપી પોલીસ ( સી-આઈ-ડી ) છે. એ ખાતાનો કુલ ખર્ચ રૂ. ૮ કરોડ જેટલો છે.

**ન્યાયખાતું.**—બેન્ટીન્કના સમયમાં મેકોલે કાયદાશાસ્ત્રી નીમાયો હતો. તેણે કાયદાના ગ્રન્થ બનાવ્યા. ૧૮૬૧માં મુંબાઈ, મદ્રાસ અને કલકત્તામાં હાઈકોર્ટો સ્થપાઈ. પાછળથી અલ્હાબાદ, પટના, લાહોર, અને રંગુનમાં હાઈકોર્ટો થઈ. હાઈકોર્ટો પ્રાન્તની મોટામાં મોટી અદાલતો છે.

ફોજદારી શિવાયના ગુન્હા એટલે કે જેમાં દુષ્ટ હેતુ અથવા સમાજને કે સરકારને મહા નુકશાન ન થતું હોય તેવા ગુન્હાવાળા મુકદ્દમા દિવાની કોર્ટો ચલાવી ઈન્સાફ ચુકવે છે તથા ગુન્હેગારને સજા કરે છે.

જે ગુન્હેગારો દુષ્ટ હેતુથી અને સમાજને કે સરકારને મહા હાનીકારક કૃત્યો કરે તેને ફોજદારી કોર્ટો સજા કરે છે.

નીચે આપેલા કોઠામાં વિવિધ ફોજદારી તેમજ દિવાની કોર્ટો ક્રમવાર ગણાવી છે—

| ફોજદારી | દિવાની |
|---|---|
| ૧ હાઈકોર્ટ | ૧ હાઈકોર્ટ |
| ૨ ડીસ્ટ્રીક્ટ યા સેશન કોર્ટ | ૨ ડીસ્ટ્રીક્ટ કોર્ટ |
| ૩ ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટની કોર્ટ | ૩ ફર્સ્ટ ક્લાસ સબજજની કોર્ટ |
| ૪ સેકન્ડ ક્લાસ મેજીસ્ટ્રેટની કોર્ટ | ૪ સેકન્ડ ક્લાસ સબજજની કોર્ટ |
| ૫ થર્ડ ક્લાસ મેજીસ્ટ્રેટની કોર્ટ | ૫ મુન્સફ કોર્ટ |
| ૬ ઑનરરી મેજીસ્ટ્રેટો ( ઈલાકાની રાજધાનીમાં ) | ૬ સ્મોલ કોઝ કોર્ટ |

ઉપર દર્શાવેલા કોઠા મુજબ દરેક પ્રાંતમાં એક દિવાની–ફોજદારી હાઈ કોર્ટ છે. ઈન્સાફની બાબતમાં તેને સંપૂર્ણ સત્તા છે. દરેક જીલ્લામાં એક દિવાની–ફોજદારી જીલ્લા કોર્ટ હોય છે; તેની હેઠળ નાની દિવાની અને ફોજદારી કોર્ટો છે. હાઈ કોર્ટ અને જીલ્લા કોર્ટ મોટા દિવાની તેમજ ફોજદારી કેસ ચલાવે છે. નાની બાબતો નાની કોર્ટો પતાવે છે.



લૉર્ડ ઈર્વિન

ફર્સ્ટ કલાસ, સેકન્ડ કલાસ, અને થર્ડ કલાસ મેજીસ્ટ્રેટને અનુક્રમે: રૂ. ૨૦૦૦, રૂ. ૨૦૦, અને રૂ. ૧૦૦ દંડ કરવાની, તથા બે વર્ષ, ૭ માસ અને એક માસની સજા કરવાની સત્તા છે.

વળી અમુક કોર્ટના ઈન્સાફથી બેમાંથી એક પક્ષને સંતોષ થયો ન હોય તો તે ઉપલી કોર્ટને અપીલ કરે છે. હાઈ કોર્ટ ઉપરની અપીલ હિંદમાં થઈ શકતી નથી. તે માટે ઇંગ્લંડની પ્રીવી કાઉન્સિલ પાસે જવું પડે છે.

સઘળી કોર્ટો સ્વતંત્ર રીતે કામ કરે છે છતાં તેમના ઉપર દેખરેખ તેમજ અંકુશ છે. હાઈ કોર્ટોની ખાસ ફરજ છે કે પોતાના પ્રાંતમાંની તમામ નીચલી કોર્ટો ઉપર દેખરેખ રાખે.

**લશ્કરી ખાતું.**—પરદેશી હુમલામાંથી હિંદને સુરક્ષિત રાખવા સારૂ લશ્કર અને નૌકા સૈન્ય છે. બ્રિટિશ નૌકા હિંદનું દરિયા માર્ગે રક્ષણ કરે છે તે બદલ હિંદી સરકાર દર સાલ બ્રિટનને એક લાખ પાઉન્ડ આપે છે. રોયલ ઇંડિયન મરીન ( બાદશાહી હિંદી કાફલો ) બંદરો તથા મોટી મોટી નદીનાં મુખ આગળ પેરો ભરે છે. જે સૈન્ય પરદેશી શત્રુને અટકાવવા માટે રખાયું છે, તે વડેજ અંગ્રેજ સરકારનો હિંદનો કબજો પ્રબળ બને છે. એ સૈન્ય બંડ બળવા શાંત કરવામાં ખપ લાગે છે. મુખ્ય સૈન્ય અઢી લાખનું હોઈ તેમાં એંશી હજાર ગોરા છે. હિંદી સેનાધિપતિ વડી કારોબારી સભાનો સ્થાયિ લશ્કરી સભાસદ હોઈ તે તમામ લશ્કરનો ઉપરી છે. મુખ્ય સૈન્ય ઉપરાંત બીજાં અનેક મદદનીશ સૈન્યો—વોલન્ટીઅરો ( ૩૫૦૦૦ ), ઈમ્પીરીઅલ સર્વિસ ટ્રૂપ ( ૧૮૦૦૦ ), સરહદપરનું સૈન્ય ( ૬૦૦૦ ) અને લશ્કરી પોલીસ ( ૧૬૦૦૦ ) છે. હિંદનો લશ્કરી ખર્ચ બજેટમાં બહુ મોટું ગાબડું પાડે છે, તથા ઉન્નતિના માર્ગમાં અંતરાય રૂપ છે, તેથી એ વિષે પ્રજાકીય નેતાઓ ઘણીવાર કડવી ફરિયાદ કરે છે.

**દેશી રાજ્યો.**—આખા હિંદુસ્તાન દેશના ત્રીજા ભાગ, અને હિંદી વસ્તીના ચોથા ભાગ પર આજે હિંદી રાજાઓનાં રાજ્ય છે. આ પ્રકારનાં સાતસો રાજ્યો છે અને તે સૌ અંગ્રેજ સરકારનાં માંડલિક છે. મોટામાં મોટું રાજ્ય નિઝામનું છે. આ રાજ્યોના ત્રણ વર્ગ પડાયા છે.

**પહેલા વર્ગમાં** હૈદરાબાદ, મૈસોર, વડોદરા, અને કાશ્મીર છે. આ રાજ્યોપર પ્રાંતિક સરકાર, કે એજન્ટનો અધિકાર નથી. તેઓને સીધો વાઈસરોય સાથે સંબંધ છે.

**બીજા વર્ગમાં** લગભગ ૧૭૦ રાજ્યો છે. તેઓ વાઈસરોયના નીમેલા એજન્ટના અંકુશ હેઠળ છે.

**ત્રીજા વર્ગનાં** રાજ્યો પ્રાંતિક સરકાર હેઠળ છે.

**દેશી રાજ્યોની સત્તા.**—દેશી રાજ્યો પોતાના કાયદા બનાવી શકે, નાણું પાડી શકે, અને કરવેરા નક્કી કરી શકે છે. પરંતુ પરરાજ્ય સાથે મૈત્રી બાંધવી, નવાં સૈન્ય ઉભાં કરવાં, ચાલુ સૈન્ય વધારવાં, કિલ્લા બંધાવવા, દારૂગોળાનાં કારખાનાં ખોલવાં, પાડોશી રાજ્યોપર ચઢાઈ કરવી—આવાં કામો તેઓ કરી શકતાં નથી. વળી દેશી રાજાઓએ રૈયતના હિત તરફ લક્ષ આપવું પડે છે તથા ખરાબ રિવાજ બંધ કરવા પડે છે. પ્રજાકીય અસંતોષ કે બળવો થતાં બ્રિટિશ સરકાર વચમાં પડે છે. દુષ્ટ રાજાને પદભ્રષ્ટ કરવાની સત્તા બ્રિટિશ સરકારને છે. હમણાં હમણાં કેટલાંક દેશી રાજ્યોએ ધારાસભાઓ સ્થાપી છે.

---

# છેવટના બે બોલ

સૌ ઇતિહાસ વાંચી રહ્યા. મનન કેટકેટલાયે કર્યું ? "વાંચે પણ નહિ કરે વિચાર, તે સમજે નહિ સઘળો સાર," એ લીટી અભ્યાસકે ખૂબ યાદ રાખવા જેવી છે. હવે છેવટના બે બોલ કહી લઉં તે સૌ વાંચજો અને વિચારજો.

ખંડ સમાન મોટા આપણા દેશનો ઇતિહાસ અનુપમ છે. બીજી પ્રજાઓ અને તેમની સંસ્કૃતિઓ જન્મી અને નાશ પામી ત્યારે હિંદી સંસ્કૃતિ અનેક યુગ વીત્યાં છતાં લગભગ જેવીને તેવી મોજુદ છે. હા, કોઈ કોઈ સ્થળે તેમાં પરિવર્તનો થયાં છે, છતાં એકંદરે તે હજુ હયાત છે. અહીં અનેક જાતિઓ આવી અને અનેક રાજ્યો થયાં. સૌનો ઓછોવત્તો પ્રભાવ દેશપર પડ્યો. છેલ્લાં, આજથી ત્રણસોએક વર્ષ ઉપર હિંદને તેના અત્યારના રાજ્યકર્તાનો પ્રથમ પરિચય થયો.

ઈ. સ. ૧૬૦૦ ! આજે તેને ત્રણ સદી થઈ ગઈ. અંગ્રેજો હિંદમાં સોદાગરરૂપે આવવા તૈયાર થયા. સુરતમાં કોઠી ઘાલી વેપાર કરવા માંડ્યો. મદ્રાસ અને કલકત્તા ત્યારપછી મંડાયાં. મુંબાઈ પોર્ટુગીઝ તરફથી મળ્યું. હિંદમાં આ પ્રમાણે તેમણે જડ નાંખી. આવી નાનકડી નજીવી શરૂઆતમાંથી ક્રમે ક્રમે તેઓ ખૂબ વધ્યા.

કાળક્રમે અરાઢમી સદીની અપાર અંધાધુંધી ને લીધે વેપારી દાનત રાજ્ય લોભ તરફ ઢળી. ડુપ્લેનો મંત્ર અંગ્રેજોએ સ્વીકાર્યો. પ્લાસી, બક્સર, અને વોંદીવાશે તેમનો રાજ્યલોભ પોષ્યો. બંગાળાની દિવાનીએ તેને ઉછેર્યો. પાણીપતે તેનો માર્ગ સરળ અને નિષ્કંટક બનાવ્યો. બંગાળામાં હાકેમ નીમાતાં તેણે ફાળ ભરવા માંડી. વસ્તુસ્થિતિનો પુરેપુરો લાભ લઈ તેઓએ રાજ્ય વિસ્તાર્યું. તેમના વેપારમાં શિથિલતા આવી. નાણાં ખુટ્યાં. તે મેળવવા માર્ગો શોધાયા. રાજ્યો એક પછી એક જીતી લેવાયાં, જપ્ત કરાયાં. દૈવે તેમને અદ્દ્ભુત સહાય કરી. દરેક દેશી રાજ્યમાં પ્રજાકીય અસંતોષ, કોમી ભેદ, બેવફાઈ આદિ સડા માલુમ પડતા. તે સમયના હિંદી રાજાઓમાં, કોઈ કોઈ અપવાદ બાદ કરતાં, ઝાઝું ઝવેરાત ન હતું. દેશભક્તિ અને રાષ્ટ્રીય અભિમાનનો જ્યાં ત્યાં અભાવ હતો. પરિણામે અંગ્રેજો સહેલાઈથી જુજ વખતમાં હિંદમાં સર્વોપરી બન્યા.

બ્રિટિશ યુગમાં પ્લાસીના યુદ્ધથી માંડી સત્તાવનના બળવા સુધીનો સમય વિગ્રહભર્યો છે. એ સો વર્ષના ગાળામાં વિગ્રહ શિવાયનો એકે દાયકો નથી. ચોમેર વિગ્રહો મંડાયા. અંગ્રેજો બધે ફાવ્યા. અંતે ખરો સમય વીતી ગયો ત્યારપછી કેટલાક હિંદીઓની આંખ ખુલી ગઈ. હજારો માઇલ દૂરના એક નાનકડા બેટના વિદેશીઓ હિંદ જેવા વિશાળ દેશના માલિક થઈ બેઠા એ તેઓથી સહેવાયું નહિ. સત્તાવનના બળવામાં તેઓ સામેલ થયા. સમય પ્રતિકૂળ હતો. તેઓ સજડ હાર્યા અને બળવો જગાવવાની ખો ભૂલી ગયા. હિંદી પ્રજાએ અંગ્રેજ રાજ્ય વધાવી લીધું.

હવે સોદાગર-રાજ્ય મટી ખુદ ઇંગ્લંડ સરકારનું રાજ્ય થયું. ૧૮૫૮માં વિક્ટોરીઆ રાણીએ હિંદી રાજ્યની લગામ પોતાની સરકારને હાથ સોંપી. ત્યારપછીનો જમાનો રાજકીય સુધારણાનો છે. અંગ્રેજોએ હિંદને સુધારવા પ્રયાસો આદર્યા. હજુ તે પૂર્ણતાને નથી પામ્યા. કરવાનું ઘણું બાકી છે.

હીંદ-બ્રિટન વચ્ચે સંબંધ થવાથી હિંદને શા લાભ થયા એ પ્રશ્ન સ્વાભાવિક છે. પૂર્વે વાયવ્યમાંથી અનેક દુશ્મન-દળો આવતાં. હિંદ આજે સુરક્ષિત છે. હિંદમાં અનેક સંકટો નીવારવા ઉપાયો યોજાયા છે. આપણી પ્રગતિ અનેક દિશામાં થઈ છે. એ પ્રગતિનો જશ અંગ્રેજ સરકારને ઘટે છે.

હીંદી સંબંધથી બ્રિટનને શા લાભ છે તે પણ વિચારી લઈએ. બ્રિટન જેવા નાનકડા દેશે હિંદુસ્તાન જેવા વિશાળ દેશને હસ્તગત કર્યો તેથી જગતમાં અંગ્રેજોની પ્રતિષ્ઠા વધી છે. રાજકીય મંડળોમાં તેનો મોભ્ભો ઉંચો થયો છે. હિંદુસ્તાને એક નવા સંસ્થાનની ગરજ સારી. અનેક અંગ્રેજો અહીં ઠેકાણે પડવા માંડ્યા. તેમના માલને નિકાસનું નવું સ્થાન મળ્યું. તેઓ દ્રવ્યવાન બન્યા.

હવે હિંદુસ્તાનની આધુનિક હાલતનો વિચાર કરીએ. એ બહુ-કોમી મુલક હોઇ કોઈ કોઈ સ્થળે કોમ કોમ વચ્ચે વિખવાદ ચાલે છે. એકતા કરતાં ભેદનું જોર વિશેષ લાગે છે. આ દુર્દશા સૂચવે છે. હિંદને આજે એકત્ર થવું હોય તો સાંસાં પડે. સૌ આજે ઘરઘરના રાજા છે.

હિંદી સમાજની અવદશા છે. કઢંગા રીતરિવાજોએ તેને ચુંસી લીધો છે. દ્રવ્યવ્યયના અનેક માર્ગો છે. તેની અસર પણ ભારે છે. સરકારના "કર-વેરાના ભારા" સહેલાઇથી ઉંચકાય એવા નથી. ધનની ન્યૂનતાને લીધે સમાજની સ્થિતિ કંગાળ છે.

કેળવણીની બાબતમાં સૌ કોઈ કબુલ કરે છે કે બીજા સુધરેલા દેશોના હિસાબે હિંદી કેળવણી નજીવી છે. છેલ્લા સો વર્ષના આંકડા જોતાં, હિંદ આ દિશામાં આગળ વધ્યું છે એમ લાગે છે. પરંતુ આપણી કેળવણી સાચી કેળવણી નથી. સુધારણા શિવાય છુટકો નથી, પરંતુ એ માટે જોઈતાં નાણાં કયાંથી લાવવાં? આપણી પ્રાથમિક કેળવણી સ્વાદવિનાની, માધ્યમિક કેળવણી દોષિત અને ઉચ્ચ કેળવણી પરિણામશૂન્ય છે. કેળવણી અને જીવન વચ્ચે જે નિકટ સંબંધ હોવો જોઈએ તે નથી. પૂર્વજોની સંસ્કૃતિ ભુલી હિંદ ચકરાવે ચઢ્યું છે. ઔદ્યોગિક કેળવણી કેવળ આરંભની દશામાંજ છે.

હિંદના હુન્નર-ઉદ્યોગની તો વાત ન પુછો. ઢાકાની મલમલ આજે યે સંભારાય છે. સરખેજના ગળી ગાળવાના કુવાઓ આજે યે મોજુદ છે. પાટણનાં પટોળાં, નાસકનું કોતરકામ આજે કયાં છે? અનેક યુગનાં સ્થાપત્યો આપણા પૂર્વજોની ઔદ્યોગિક પ્રગતિ કેટલે પહોંચી હતી તે સૂચવે છે. હિંદનો આજનો ઉદ્યોગ, અપવાદ શિવાય, મીલનાં ભૂંગળાંમાં કેન્દ્રિભૂત થયો છે. તેમાંયે હિંદનું કાંઈ નથી. સ્થળે સ્થળે હિંદની કંગાળ પરાધીનતા હરેક ઉદ્યોગમાં નજરે ચઢે છે. કોઈ કોઈ સાહસિક વીરોએ એમાં ઝંપલાવ્યું છે, પરંતુ આર્થિક સંજોગો તેમને સંકડામણમાં આણી મુકે છે. તેમની પ્રગતિ નહિ જેવી જ છે.

લશ્કરી બળમાં હિંદ આજે ઓસરી ગયું છે. રણ ઘુમવાના એના કોડ વણપુર્યાજ રહ્યા છે. સીખ, ગુરખા, મરાઠા, રજપુતો આજે કોને હંફાવી શકે? યુદ્ધનું નોતરૂં આવે તો પ્રાણ કંઠે આવે.

હિંદની ઉન્નતિ ક્યારે સંભવે? સમાજનો સડો દૂર થવો જોઈએ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્ર—ચાર વેદ સમોવડી એ ચાર જાતિ ભલે રહે, પરંતુ આજની કેટલીક પેટાજાતિઓ કાઢી નાંખવા જેવી છે. ભેદ ઓછા કરતાં, એકતા સાધતાં વિનાશ અટકશે. આપણા કઢંગા રીતરિવાજો પણ દૂર થવા જોઈએ. હિંદમાં વસતી હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યાહુદી આદિ વિવિધ કોમોના નેતાઓએ પરસ્પર ભ્રાતૃભાવ અને શુભેચ્છા વધે તથા દેશભક્તિની ભાવના ખીલે એ માટે સતત પ્રયાસો કરવા જોઈએઃ સરકારે પણ આ કાર્યમાં પોતાથી બનતી સહાય કરવી જોઈએ. વળી લોકોની આર્થિક સ્થિતિ સુધારવા ઈલાજો લેવાવા જોઈએ.

હિંદની શારીરિક સંપત્તિ ક્ષીણ થઈ ગઈ છે. પૂર્વે અનેક અખાડા હતા. આજે જુજ છે. આત્મરક્ષણ કરવા જેટલી યે તાકાત આપણામાં રહી નથી. સર્વાંશે આપણે પરાધીન બન્યા છીએ. તસ્કરના તાપે પોલીસને પજવીએ છીએ. તેયે આપણા જેવા છે. એ દિશામાં બહુ કરવાનું છે. ઉછરતી પ્રજાની શારીરીક સંપત્તિ સુધારવાનું પ્રયોજન પૂરજોશથી આગળ વધારવું જોઈએ.

શારીરિક સંપત્તિ સુધારતાં માનસિક ચીમળાઈ ન જાય એ સંભાળવાનું છે. હિંદનું ' मनसू ' આજે શૂન્ય છે. હિંદ હીરાની ખાણ છે. કોઈ કાઢનાર નથી. નહિ તો અનેક કોહીનુર નીકળે. આજના કોહીનુર તો ગણ્યા ગાંઠ્યા જ છે.

સંપ અને ખંતના ગુણ આપણે કેળવવાના છે. એ બાબતમાં આપણા રાજ્યકર્તા અંગ્રેજોનો દાખલો લેવા જેવો છે. આફ્રીકામાં અનેક આફતો વેઠી કોણ ઘૂમ્યા ? ' એવરેસ્ટ ' કયો હિંદી ચઢ્યો ? આપણ સૌ આરંભ-શૂરા છીએ. ત્યાગવૃત્તિ આપણી કટાઈ ગઈ છે. આપણો જાન બચતો હોય તો નિર્દોષને ગરદન મરાવીએ છીએ. ત્યાગવૃત્તિ કેળવાય તો દાનવ મટી દેવ થવાય. દેશભક્તિની તો અપણામાં મૂળથી જ ઉણપ છે. અપવાદો તો હોય છે. કયાંક કયાંક એ ઉણપ પુરાવા માંડી છે. એ ગુણ સંપાદન કર્યા વિના ઉન્નતિ નથી. આવા આવા અનેક ગુણો અંગ્રેજો પાસેથી આપણે શિખવાના છે. તે શિખવાને બદલે આપણે તેમના જડ રીતરિવાજો ઘુસાડ્યા. તેમના ગુણો ગ્રહણ કરવામાં સૌનું શ્રેય છે.

હિંદ કેળવણીમાં પછાત છે એ બૂમ ખોટી નથી. આપણો અમુક ભાગજ કેળવાએલો છે આમવર્ગે અજ્ઞાનનો અંધકાર–પછેડો ઓઢયો છે. તેઓ પૈસા વિના કેળવણી લઈ શકતા નથી. આધુનિક કેળવણી બહુ ખરચાળ છે. સૌ કો તેના લાભ નથી લઈ શકતા. પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીઆત થવા લાગ્યું છે, થવુંજ જોઇએ. માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ કંઇક સસ્તું થાય તો ઘણા લાભ લઈ શકે. વળી આધુનિક કેળવણી હિંદને પુરેપુરી રૂચિકર નથી. ઔદ્યોગિક સંસ્થાઓ ઘણી થવી જોઇએ. હિંદના ઉદ્ધાર માટે અનેક વિશ્વભારતીઓ સ્થપાય એ ઇચ્છિવા જોગ છે.

હિંદનું ઔદ્યોગિક પ્રવૃત્તિ તરફ વલણ નથી. સૌ પૈસા વિના મુઝાય છે. સરકાર સહાય આપે તો હિંદ ઉદ્યોગ ખીલવી શકે. હિંદમાં ધનિકો પડ્યા છે. સાહસિકોને તેઓ હાથ દે તો કામ સરળ થાય. તળેગાંવ ( પુના નજીક )નું કાચનું કારખાનું પૈસા ફંડમાંથી નભે છે. ગોદરેજને સૌકો ઓળખે છે. તેનું

સાહસ નાનુંસુનું નથી. તાતા કંપનીનું કામ પણ તેવુંજ છે. નાના પાયા ઉપર બીજાઓ પણ ઉદ્યોગ ખીલવી રહ્યા છે. પ્રાચીન ભારતના હુન્નરો સજીવન કરવા અને વિકસાવવા ભગીરથ પ્રયત્નો થવા જોઇએ. અનેક નરરત્નો વિજ્ઞાનના અભ્યાસમાં રોકાઈ શોધખોળના કામમાં તલ્લીન થવા જોઇએ. ઉદ્યોગની ખીલવણી કરનારે છેલ્લામાં છેલ્લી શોધખોળ જાણવી જોઇએ. દેશ-દેશાન્તરમાં ફરી ત્યાંની પદ્ધતિ અને પ્રગતિ તપાસવી જોઈએ. આમ થાય તોજ હિંદ પ્રગતિને પંથે ચઢે.

શારીરિક તાલીમ સૌને મળે એ ઇચ્છવા જેવું છે. આત્મરક્ષણ માટે એ જરૂરી છે. કોલેજોમાં ફરજીઆત લશ્કરી તાલીમ આપવાની ભલામણો થાય છે.

રાજકીય પ્રગતિ પણ પોષાવી જોઈએ. હિંદની યોગ્ય માંગણીઓ પર ધ્યાન અપાવું જોઈએ. સરકાર અને પ્રજાના પ્રતિનિધિઓ દિલ ખોલી ચર્ચા કરે તો અનેક નાનામોટા ઝઘડાઓનો તેમજ અણવિશ્વાસ અને અણગમાનો અંત આવે. સર સુરેન્દ્રનાથ બેનરજીના કહેવા મુજબ હિંદ બધું નહિ તો યે કંઈક પામ્યું છે. આશા અને આસ્થા હશે તો સૌ પામશે.

જોકે આજે સરકાર અને પ્રજાકીય નેતાઓ વચ્ચે કેટલીક બાબતોમાં મતભેદ છે, તેમ છતાં યાદ રાખવું જોઈએ કે રાજ્યને લગતી મહત્વની બાબતોમાં આવા મતભેદ પડે એ સ્વભાવીક છે. જરૂરની વાત તો એ છે કે હિંદ અને બ્રિટનને બન્નેને એક બીજાનો ખપ છે. એક બીજાના સમાગમમાં બન્નેને લાભ છે. હિંદ અને બ્રિટન સદ્બુદ્ધિથી સન્માર્ગે ચઢે અને એ રીતે બ્રિટીશ રાજ્ય હિંદને અધિકાધિક લાભદાઈ નીવડે એવી પ્રભુ પ્રત્યે અમારી પ્રાર્થના છે.

---

# પુરવણી

## ૧. હિંદુસ્તાનની મહેસુલી પદ્ધતિ.

પ્રાચીન કાળથીજ જમીનવેરો રાજ્યની આવકનું મુખ્ય સાધન ગણાય છે. મનુસ્મૃતિમાં ખેતીની ઉપજનો છઠ્ઠો, આઠમો, યા બારમો ભાગ રાજ્યનો ગણ્યો છે. મુસલમાની સત્તા વિસ્તરી ત્યારથી મહેસુલ પદ્ધતિમાં અનેક ફેરફાર થયા. અકબરના સમયમાં રાજા ટોડરમલે જમાબંધી નિયમિત કરી હતી. કાળક્રમે સરકાર અને ખેડુત વચ્ચે મહેસુલ ઉઘરાવવા માટે અનેક મધ્યસ્થો ઉભા થયા. તેઓ સરકારને મહેસુલ ભેગું કરી આપતા. સરકારે તેમને ખૂબ સત્તા આપી. આ રીતે જમીનદાર વર્ગ ઉભો થયો. તેઓને ઉઘરાણાનો દશમો ભાગ તેમની મહેનત બદલ મળતો. મૂળ સત્તા ઓસરવા સાથે તેઓ અધિકાધિક સ્વતંત્ર બન્યા, અને ઉઘરાતદાર મટી માલીક બન્યા.

બંગાળા, બિહાર અને ઓરિસ્સાની દિવાની કંપનીને મળી ત્યારપછી કંપની સરકારે મહેસુલ ઉઘરાત માટે અનેક અખતરા અજમાવ્યા. અંતે લોર્ડ કોર્નવોલિસે ડિરેક્ટરોની સંમતિથી ૧૭૯૩માં જાથુ જમાબંધી જાહેર કરી. તેથી જમીનદારો તેમના કબજામાંની જમીનોના માલીક બન્યા. તેઓ રૈયત પાસે જે લે તેનો $\frac{૧૦}{૧૧}$ ભાગ સરકારને આપે એમ હંમેશને માટે નક્કી થયું. સરકાર ધારો આ પ્રમાણે આકરો નક્કી થયો. પહેલાં તો ઘણી આપદા પડી. છતાં રફ્તે રફ્તે કિંમત વધી અને ગણોતનો ભાર હળવો થતો ગયો.

ત્યાર પછી જેમ જેમ અંગ્રેજ રાજય વધતું ગયું તેમ તેમ વિવિધ જમીનોના વિવિધ સંજોગો ધ્યાનમાં લઈ જમાબંધી નક્કી કરવામાં આવી.

હિંદી જમાબંધીના બે વિભાગ પાડી શકાય. જયાં જમીનદારો અથવા તેના જેવી વ્યક્તિઓ મધ્યસ્થ રહી સરકાર ધારો ભરે તેને જમીનદારી પદ્ધતિ એ નામ અપાય છે. આમાં જમીન ખેડનાર અને સરકારને સીધો સંબંધ નથી. જમીનદાર પોતાના ખેડુતો પાસેથી ગણોત અથવા ભાડું લઈ તેમાંથી સરકાર ધારો ભરી દે છે.

જ્યાં ખેડુત પોતાની માલકીનું ખેતર ખેડી પોતે મહેસુલ ભરતો હોય તેને રૈયતવારી પદ્ધતિ એવું નામ અપાય છે. અહીં ખેડુત અને સરકારને સીધો સંબંધ છે.

આ ઉપરાંત જાથુ અને હંગામી જમાબંધી એવા વિભાગ પણ પાડી શકાય. બંગાળામાં ઉપર કહી ગયા તે મુજબ જાથુ જમાબંધી છે. ૧૭૯૩માં નક્કી થએલો ધારો વધવાનો તેમાં સવાલ જ નથી. આથી ઉલટું, જ્યારે સરકાર ધારો કાયમનો ઠેરવેલો ન હોય પરંતુ અમુક મુદત (એક, દશ, વીશ, કે ત્રીશ વર્ષ) નો હોય અને તે આખરે તેમાં ફેરફાર થવાના હોય ત્યારે તેને હંગામી જમાબંધી કહે છે.

યાદ રાખવું કે જમીનદારી જમાબંધી કાયમી તેમજ હંગામી હોઈ શકે. રૈયતવારી જમાબંધી પણ કાયમી યા હંગામી હોઈ શકે. બંગાળાની જમીનદારી જાથુની છે, ત્યારે આગ્રા, પંજાબ, અને મધ્ય પ્રાન્તની તેવી નથી. હિંદમાં રૈયતવારી જમાબંધી કાયમ હોવાનો એકે દાખલો નથી.

મુંબાઈ અને મદ્રાસના ઘણાખરા ભાગોમાં રૈયતવારી પદ્ધતિ ચાલુ છે. મુંબાઈ ઇલાકામાં ૧૮૩૫માં એ ચાલુ કરવામાં આવી. વરસાદ આદિ સંજોગો ધ્યાનમાં લઈ જમીનની સરેરાશ ઉપજ કલ્પી તમામ જમીનોના વર્ગવાર ગણોત આકાર્યાં. આ કલ્પેલા ગણોતના આધારે સરકાર ધારા નક્કી કરાયા. નવી આકારણી ૩૦ વર્ષે થાય છે. ૧૯૨૭ માં નવી આકારણી થશે.

સંયુક્ત પ્રાન્ત, મધ્ય પ્રાન્ત, અને પંજાબમાં ચાલતી જમાબંધીને તાલુકદારી, મહાલવારી, અથવા માલગુઝારી પદ્ધતિ કહે છે. તે જમીનદારી પદ્ધતિના જેવી જ છે, ફક્ત જાથુ નથી એટલો ફેર છે. તેમાં નવી આકારણી સાધારણ રીતે ૨૦ કે ૩૦ વર્ષે થાય છે.

**જાથુ જમાબંધીની ચર્ચા.**—આખા હિંદમાં જાથુ જમાબંધી દાખલ કરવી કે ન કરવી એ હિંદી મહેસુલ–વહીવટનો મુખ્ય પ્રશ્ન ગણાતો આવ્યો છે. સ્વ. રમેશચંદ્ર દત્ત તેની તરફેણમાં હતા. તેણે એ વિષે સતત લખાણ કર્યું અને હિંદી સરકારે એ વિષે જે ઠરાવ બહાર પાડ્યો તેનો સાર નીચે મુજબ છે.—

**તેના ફાયદા**

૧. દુકાળના દરોડા સામે એ બચાવનું સાધન થશે.

૨. ગણોત ઉઘરાતનો ખર્ચ તથા તેની વિટંબણા દૂર થશે.

૩. નવી આકારણીનો સમય નજીક આવતાં ખેતી તજવાની લાલચ નહિ રહે.

૪. ઔદ્યોગિક પ્રવૃત્તિમાં વાપરવા માટે મુડી એકઠી થશે.

૫. લોકો સારૂં અને સંતોષી જીવન ગાળી શકશે.

૬. મહેસુલની હાલતરતની ખોટ ભાવીમાં થનાર આડકતરા પણ ચોક્કસ ફાયદા પુરી કરશે.

૭. રાજ્યની ઠેરવેલી આકારણી, ખેડુતના મનમાંથી પોતે ભરવાની રકમનું અચોક્કસપણું દૂર કરશે. મુડી અને મજુરી વડે જમીન સુધારી તેનાં ફળ ઉતરે ત્યારે સરકાર વધારે ભાગ માંગે એ બીક રહેતી નથી. ટુંકમાં એવી દલીલ થાય છે કે આર્થિક અને સામાજિક દૃષ્ટિએ જાથુ જમાબંદી સૌથી ફાયદાકારક વ્યવસ્થા છે.

**ગેરફાયદા**

૧. જાથુ જમાબંધી દુકાળ સામે બચાવનું સાધન છે એ વર્ણન સત્ય ઘટના સિદ્ધ કરતી નથી. જાથુ જમાબંધીવાળા ભાગોમાં દુકાળ ઓછા અથવા દુકાળ ઓછા નુકશાનકારક થયા નથી.

૨. જમાબંધીને લગતાં કામકાજ સાદાં અને સસ્તાં બનાવવાં એ સરકારની વિચારશીલ નીતિનો ભાગ છે.

૩. લાંબા સત્રની જમાબંધીને ઉત્તેજન અપાય છે.

૪. હિંદી ખેડુતો ગરીબ અને દેવાદાર છે એ આકરી આકારણીનું પરિણામ છે એ સાબીત થતું નથી.

૫. સરકારની નીતિની ચાવી " ધીમે ધીમેની સુધારણા "માં છે.

૬. દુષ્ટ જમીનદારોના જુલમમાંથી ગણોતીઆના સ્વાર્થ સાચવવા સરકારને વચ્ચે પડવું પડે છે.

૭. લોકોની સ્થિતિ અને ઋતુના ફેરફાર પ્રમાણે મહેસુલ ગોઠવવાની સગવડ, જાથુ જમાબંધી છીનવી લે છે.

---

## ૨. હિંદી ઇતિહાસની યાદ રાખવા જેવી સાલ.

| | |
|---|---|
| **વૈદિક યુગ** | સમય અનિશ્ચિત |
| **ભારતીય યુગ** | આજથી ૫૦૦૦ વર્ષ પૂર્વે |
| **સૂત્ર કાળ** | ઈ. પૂ. ૧૦૦૦–ઈ. પૂ. ૩૦૦ |
| ગૌતમ બુદ્ધ | દેહાન્ત. ઈ. પૂ. ૫૪૩ |
| સિકંદરની સ્વારી | ઈ. પૂ. ૩૨૬ |
| **બૌદ્ધ કાળ** | ઈ. પૂ. ૩૦૦–ઈ. સ. ૩૦૦ |
| અશોક | ઈ. પૂ. ૨૭૩ |
| કનિષ્ક | ઈ. સ. ૭૮ |
| **પૌરાણિક યુગ** | ઈ. સ. ૩૦૦–૧૦૦૦ |
| સમુદ્રગુપ્ત | ૩૪૦ |
| હુણોના હુમલા | ૪૫૦–૫૩૦ |
| હર્ષ | ૬૪૦ |
| રજપુત રાજ્યો | ૬૫૦–૧૦૦૦ |
| **મુસલમાની યુગ** | ૧૦૦૦–૧૫૨૬ |
| મહમદ ગિઝની | ૧૦૦૦ |
| શાહબુદ્દીન ઘોરી | ૧૧૭૫ |
| બ્રાહ્મણી રાજ્યની સ્થાપના | ૧૩૪૭ |
| **મોગલ યુગ** | ૧૫૨૫–૧૫૫૮ |
| બાબર | ૧૫૨૬ |
| અકબર | ૧૫૫૬ |
| તાલિકોટની લડાઈ | ૧૫૬૫ |
| ઔરંગઝેબ | ૧૬૫૮ |
| **મરાઠી યુગ** | ૧૬૭૪–૧૭૯૫ |
| શિવાજીનો રાજ્યાભિષેક | ૧૬૭૪ |
| પેશ્વાઇનો આરંભ | ૧૭૧૪ |
| પાણીપતની ત્રીજી લડાઈ | ૧૭૬૧ |
| ખર્ડાની લડાઈ | ૧૭૯૫ |
| **બ્રિટિશ યુગ** | ૧૬૧૨ થી ચાલુ |

| | |
|---|---|
| સુરતમાં કોઠી ... ... ... ... ... | ૧૬૧૨ |
| મદ્રાસની સ્થાપના ... ... ... ... ... | ૧૬૩૯ |
| કલકત્તાની સ્થાપના ... ... ... ... | ૧૬૯૮ |
| પ્લાસીની લડાઇ ... ... ... ... ... | ૧૭૫૭ |
| સાલબાઇનું તહનામું ... ... ... ... | ૧૭૮૨ |
| ટીપુનો વિનાશ ... ... ... ... ... | ૧૮૦૦ |
| વસાઇના કરાર ... ... ... ... ... | ૧૮૦૨ |
| પેશ્વાઇનો અંત ... ... ... ... ... | ૧૮૧૮ |
| હિંદી બળવો ... ... ... ... ... | ૧૮૫૭ |
| કાઉન્સિલ એકટ ... ... ... ... ... | ૧૮૬૧ |
| સ્થાનિક સ્વરાજ્યની શરૂઆત ... ... ... | ૧૮૮૨ |
| કાઉન્સિલ એકટ ... ... ... ... ... | ૧૮૯૨ |
| મોર્લી-મિન્ટો સુધારા ... ... ... ... | ૧૯૦૯ |
| મહાન વિગ્રહ ... ... ... ... ... | ૧૯૧૪ |
| મોન્ટફર્ડ સુધારા ... ... ... ... ... | ૧૯૧૯ |

## S. L. C. Examination, University of Bombay

---

## 1919

1. What efforts were made by the Moghuls to conquer the Deccan and with what success ?

2. Indicate the steps by which the Maratha Empire was built up and draw a sketch map to illustrate the extent of the Empire at its height.

3. How was the principality of Hyderabad (Deccan) formed? What were the relations of its rulers with the Marathas?

4. Trace the growth of the Portuguese power in India. Why did the Portuguese fail in establishing themselves permanently in the country ?

5. What was the policy of the East India Company towards Indian Princes at different stages of its history during the first half of the 19th century.

6. Review briefly the North-Western Frontier policy of the Government of India.

7. Write short notes on :—

   (i) The grant of Dewani of Bengal.

   (ii) The Ryotwari System.

   (iii) The Famine Relief policy of the British Government.

   (iv) The Delhi Durbar of 1903.

8. Give a brief account of the system of administration in the Bombay Presidency.

---

## 1920

1. Give an account of the administration of Akbar. What are your reasons for regarding him as the greatest of the Moghul Emperors ?

2. Sketch the history of the Marathas from the death of Sambhaji (1689) to the death of Balaji Vishwanath (1720).

3. What were the relations between Madhavrao I and Raghunathrao (Raghoba) ? Describe the circumstances under which the latter sought the help of the English to gain the Peshwaship for himself.

4. What were the services rendered by Dupleix to his country ? Why did the French fail in establishing an empire in India ?

Mention their present Indian possessions.

5. Explain the system of subsidiary alliances. What additions were made to the British Dominions in India by Lord Wellesley ? Illustrate your answer by means of a sketch map.

6.* What were the chief features of the administration of Lord Hardinge (1910–1916) ?

7. What is the present constitution of the Executive Council of the Governor-General of India ? Describe its working.

8. What are the functions of a municipality ? Point out its chief sources of income.

9. Write short notes on any three of the following :—

(*a*) The Board of Control.

(*b*) The Charter Act of 1833.

(*c*) The Doctrine of Lapse.

(*d*) The Morley-Minto Reforms.

(*e*) The Indian Defence Force (I.D.F.).

---

* Not in the new course (1927).

## 1921

1. Describe the relations between the Moghul Emperors and the Rajputs up to the death of Aurangzeb.

2. Describe the civil and military administration of Shivaji.

3. Sketch the career of Madhavrao I. Would you consider him as the greatest of the Peshwas? State your reasons.

4.* What were the chief features of the administration of Lord Minto (1905-1910)?

5. Write what you know of any three of the following:—

(*a*) Sir Thomas Munro.

(*b*) Raja Ram Mohan Roy.

(*c*) G. K. Gokhale.

(*d*) Non-Intervention Policy.

(*e*) The Partition of Bengal.

(*f*) Indian National Congress.

6. Describe the relations of the Secretary of State for India with the India Council and with the Government of India.

7. Mention the various classes of civil and criminal courts in the Bombay Presidency.

8. Trace the history of the formation of the Bombay Presidency. Illustrate your answer by means of a sketch map.

---

* Not in the new course (1927).

## 1922

1. Sketch the career of Shah Jehan before he came to the throne. Mention his achievements as a ruler.

2. Give an account of the rivalry between Daulatrao Scindia and Jaswantrao Holkar; and show the effects it had on the fortunes of the Marathas.

3. Narrate the circumstances under which Mir Kasim obtained the Subedari of Bengal. Why was he deposed by the Company ?

4. How did the Sikhs come to be a power in India ? What part did Ranjit Singh play in Indian History ?

5.* What were the distinctive features of the administration of Lord Ripon ?

6. Enumerate the chief sources of revenue as they now stand: (*a*) For the Government of Bombay ; (*b*) For the Government of India.

7. What are the new changes introduced in the Provincial and Central Legislative bodies by the Act of 1919 ?

8. Write short notes on any three of the following:—

(*a*) Ain-i-Akbari.

(*b*) Chauth and Sardeshmukhi.

(*c*) Nana Fadnavis.

(*d*) Macaulay.

(*e*) The Queen's Proclamation.

---

*Not in the new course (1927).

# 1923

1. Who were the Moghuls ? How did Baber establish the Moghul power in India ?

2. What was the part played by Chand Bibi, Malik Amber, and Shahji Bhonsle in the defence of the Nizamshahi Kingdom of Ahmednagar against the Moghuls ?

3. State the main features of the history of the Marathas* from the accession of Balaji Baji Rao to the death of Madhavrao I.

4. Trace the relations between the English and Tipu Sultan of Mysore. Account for the latter's sudden downfall.

5. Discuss the policy of Lord Auckland and Lord Ellenborough towards Afghanistan.

6.* Give an account of the administration of Lord Chelmsford.

7. How is the Government of a province carried on under the reformed constitution of India ?

or

Describe the present relations of the Secretary of State and his Council with the Government of India.

8. What do you know of any three of the following :—

(*a*) The Sayyed Brothers.

(*b*) Bussey.

(*c*) Annexation of Sindh.

(*d*) Chamber of Princes.

(*e*) Indian Civil Service.

---

*Not in the new course (1927).

# 1924

1. Describe the career of Sher Shah as a general and as an administrator.

2. Give a brief account of the Powers that rose to importance from the death of Aurangzeb to that of Muhammad Shah.

3. Sketch the career of Nana Fadnavis with special reference to his services to the Maratha Confederacy.

4. What do you know of the rivalry between the English and the French for power in India up to the recall of Duplex?

5. Draw an outline map of India showing separately the annexations made by the Marquis of Hastings and Lord Dalhousie.

6.* Give an account of the administration of Lord Curzon.

7. What do you understand by Local Self-Government? Mention the functions and sources of income of a town municipality,

or

Compare and contrast the position of the Ministers with that of the Executive Councillors in provincial governments.

8. Write short notes on any three of the following:—

(*a*) High Commissioner for India.

(*b*) Mir Jumla.

(*c*) Shivaji's Council of Eight.

(*d*) Non-Intervention Policy.

(*e*) The Ilbert Bill.

---

* Not in the new course (1927).

## 1925

1. Show how far Humayun's own character was the cause of his misfortunes. How did he regain his lost throne?

2. What do you know of the revenue system of Akbar and his military organisation?

3. How did Balaji Vishwanath and Baji Rao I contribute to the growth of the Maratha Power?

4. What were the causes of the rise of Mahadaji Sindia? What were his relations with the English?

5. What were the difficulties experienced by Warren Hastings as Governor-General? How did he try to meet them?

6. Give a brief sketch of the administration of Lord Lytton, contrasting his frontier policy with that of Lord Ripon.

7. What is a budget? What amount of control is excercised by the Central and Provincial Legislatures over their respective budgets?

or

What do you know of the present arrangements for the defence of India?

8. Write short notes on any three of the following:—

(*a*) Alfonso Albuquerque.

(*b*) Sir Thomas Roe's Embassy.

(*c*) Clive's Double Government.

(*d*) Ahalyabai Holkar.

(*e*) Power of Certification.

---

## 1926

1. Give the causes of the decline of the Moghul Empire. How did Aurangzeb contribute to it?

or

What was the condition and position of the Rajputs under the Moghuls up to the end of Aurangzeb's reign?

6. State what you know of Shivaji as a military leader and as an administrator,

or

Point out the importance of the third Battle of Panipat. Show how Madhavrao I revived the Maratha Power and how his character contributed to his success.

7. What were the changes made in the administration of British India by the Regulating Act and Pitt's India Bill? Point out the effects of both these measures,

or

Give a brief sketch of Ranjit Singh's career, and describe the relations between British India and the Punjab after his death.

8. What part can a non-official member of the legislature play in the present administration of India?

or

Mention the powers at present exercised by the Governor-General personally and in Council.

9. Write notes on—

(*a*) Baber's Memoirs.

(*b*) Din Ilahi.

(*c*) Chand Bibi.

(*d*) The Partition of Bengal.

---

## 1927

1. Show that India was very prosperous in Shah Jahan's reign. How do you account for this prosperity ?

or

Describe Aurangzeb's invasion of the Deccan, and account for his failure to crush the Marathas.

2. Who, in your opinion, was the greatest of the Peshwas ? Justify your choice by an account of his administration and character,

or

Write what you know of Mahadaji Sindhia and Nana Fadnavis. Explain how the rivalry between the two affected the Maratha power.

3. Describe the great struggle between the English and the French for supremacy in India, and explain the success of the former and failure of the latter,

or

Describe briefly the part played by Wellesley, the Marquis of Hastings and Dalhousie in establishing the British as the Paramount Power in India.

4. What do you understand by Dyarchy ? Explain how it is worked in the Bombay Presidency,

or

Compare the powers of the Assembly and a Provincial Council over the legislation and finance of their respective governments.

5. (*a*) Write what you know of the social and political organization of the early Aryans in India.

(*b*) Write notes on—

(*i*) Appropriation of Supplies.

(*ii*) Ahalyabai.

(*iii*) The Double Government of Bengal.